# એતદ્






અંક ૧ જાન્યુઆરી-માર્ચ ૨૦૦૧

સંપાદન
રસિક શાહ જયંત પારેખ શિરીષ પંચાલ

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ : ૧૪૯
વર્ષ : ૨૧ અંક : ૧ જાન્યુઆરી-માર્ચ'૨૦૦૧
વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/-
શુભેચ્છક રૂપિયા ૨૦૦૦/-
સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/-
(રકમ **'ETAD'**ને નામે જયંત પારેખને સરનામે રોકડેથી, મનીઑર્ડરથી કે ડ્રાફ્ટથી મોકલવા વિનંતી)

<u>લવાજમ ભરવાનાં સ્થળ</u>

જયંત પારેખ
૮/ વિક્રમ જ્યોતિ (ટેલિકૉમ ફૅક્ટરી સામે)
વી.એન. પૂરવ માર્ગ
મુંબઈ-૪૦૦ ૦૮૮

યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી
જૂના પાદરા રોડ
વડોદરા-૩૯૦ ૦૦૭

ઈમેજ પબ્લિકેશન્સ
૧-૨, અપર લેવલ સેન્ચ્યુરી બજાર
આંબાવાડી સર્કલ આંબાવાડી
અમદાવાદ-૩૮૦ ૦૦૬



સમ્પાદન તથા વ્યવસ્થા બંને અંગેનો પત્રવ્યવહાર જયંત પારેખને સરનામે કરવો

લેસર ટાઇપસેટીંગ
યુયુત્સુ પંચાલ, વડોદરા. ફોન. ૩૧ ૨૭ ૪૭

મુદ્રણ સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

## નિવેદન

પ્રિય સ્વજન,

અમારો એક પરિપત્ર મળ્યો જ હશે, એનો આશય આ જ હતો કે સહુ મિત્રો સાથે સંપર્ક સ્થાપવો, સૌ મિત્રોના પ્રતિભાવ જાણવા, આજ સુધી બાકી રહેલાં લવાજમ કે આજીવન સભ્ય ફી ભરવાની યાદ આપવી, વાર્ષિક લવાજમને બદલે આજીવન/શુભેચ્છક સભ્ય ફી ભરવાનો આગ્રહ કરવો.

તમને સૌને જાણીને આનન્દ થશે કે અમને ચારે કોરથી સુખદ દાદ મળી રહી છે, અનેક મિત્રોએ આજીવન-શુભેચ્છક સભ્ય ફી, વાર્ષિક લવાજમ મોકલી આપ્યાં છે, ને 'એતદ્'નું પ્રકાશન કોઈ પણ રીતે ચાલુ રાખવાનો ખૂબ જ પ્રેમાગ્રહ કર્યો છે. અમે આવા જ ઉષ્માપૂર્વક પ્રતિભાવની આશા રાખી હતી, અમને આનાથી ખૂબ જ આનન્દ થયો છે, અમારો નિર્ણય દૃઢ બન્યો છે, સંપાદન-વ્યવસ્થા માટેનો અમારો ઉત્સાહ પણ અનેકગણો વધ્યો છે. એટલે અમે એતદ્નું પ્રકાશન ચાલુ રાખીએ છીએ.

અમારા આ નિર્ણયની જાણ વેળાસર થાય એ માટે ૨૦૦૧ના વર્ષનો આ પહેલો અંક અમે સૌ મિત્રોને મોકલીએ છીએ. સમયના અભાવે કે કોઈ અનિવાર્ય કારણે આજ સુધી બાકી રહેલી લવાજમની રકમ તરત મોકલી આપવા અમે ફરી નમ્ર આગ્રહ સાથે વિનંતી કરીએ છીએ.

હવે પછીનો અંક જે મિત્રોએ આજીવન/શુભેચ્છક સભ્ય ફી કે વાર્ષિક લવાજમ ભર્યાં હશે તેમને જ મોકલી શકીશું. અમારી આ પ્રવૃત્તિમાં રસ લઈ શકે એવા બીજા મિત્રોને પણ જાણ કરશો જ એવો અમને વિશ્વાસ છે. અમારી આ વિનંતીનો સત્વરે પ્રત્યુત્તર આપીને તમારી સક્રિયતાની અમને પ્રતીતિ કરાવશો. આ સિવાય પણ જે કોઈ સૂચન હોય તો અમને જણાવવા વિનંતી.

**રસિક શાહ  જયંત પારેખ  શિરીષ પંચાલ**
સંપાદકો



## નીતિન મહેતા

•

### લખાણ વિશે

*We ask questions only of exile, of absence.**

૧

માન્યું.
લખાતું નથી.
વાંક એનો નહીં.
છવાઈ જવું.
છુપાવી દેવું.
ફરિયાદો કરવી.
જરૂર.
લકવો જમણે હાથે જ.

૨

જે છે તે દેખાડે
ગમે એ નહીં
આવી સાદી વાત
ન સમજી શક્યો
ન સમજાવી શક્યો

પણ પિંજરામાં ઊભો રાખ્યો
એને સજા ફટકારી
સૉળ મને ઊઠ્યા
અરીસે આછી તિરાડ
આ જ સુખ હશે ?

૩

માની લીધેલું
અનુભવ-કલ્પનાનું દ્વૈત
ચણે દીવાલ
કે
ઉઘાડે આકાશ ?
નથી વૃક્ષ.
નથી કપાતી પાંખ.
કાગળ પર
પથરાયેલી સ્યાહીમાં
ભૂલી પડે આંખ.
હવે
ઊડવું
માત્ર
ચકવાતમાં.

૪

હવા આવતાં
પેપરવેઇટ નીચેના
કાગળની
કિનાર જરા ફરકે
હાથમાં
પેન લેતાં
આંગળીઓ ચૂપ
પેપરવેઇટમાં
એક માછલી તરફડે.

૫

તાજા જન્મેલા
શિશુના રુદનમાં શું છે ?
ગર્ભમાંથી બહાર
આવ્યાની વેદના ?
કે
હવે હું અહીં
આવી ગયું છું
મારી નોંધ લો
એનો ઉદ્ગાર ?
આ રુદન શોધે
હદપારી
હૂંફાળી છાતીની સુગંધ
પ્રેમ
ને જાણીતા ચહેરાને
કે
આકાશનું વિખૂટું પડી ગયેલું
આંસુ
પાના પર ચળકી રહ્યું છે ?

૬

યક્ષે પાંડવોને
પાણી માટે પૂછેલા
પ્રશ્નોના ઉત્તરો નિશ્ચિત હતા
એટલે એ પ્રશ્નો અર્થહીન બની ગયા.
પ્રશ્નો : અંતહીન ગતિ.
ઉત્તરો : હૂંફાળું, મીઠું ઘેન.
ઓળખ વિશેના
પ્રશ્નોમાંથી મુક્તિ મેળવવી
એટલે શરણાગતિના કોટકિલ્લામાં પુરાવું.
હદપારી એ જ લખાણ ?
એ જ આપણો સંતોમહાત્માઓ વિનાનો દેશ ?

લખી ન શકવું એ જ પક્ષાઘાત ?
માણસ હોવું ને લખવું શું એક જ ?
કહે છે :
'ઘાસ, વૃક્ષોની શાખાપ્રશાખાઓને
ઊગવા ને વિસ્તરવાને બાંહેધરી આપે આકાશ ?
તો માણસનો આધાર લખાણ ?
એની બાંહેધરી માત્ર લખાણ ?
લખીને અહીં આવ્યાનું ઋણ ફેડી શકાય ?
અહી જે જે પ્રિયત્નઅપ્રિય
એની ઉજવણી લખીલખીને કરી શકાય ?

ન જોઈએ
મીઠું, હૂંફાળું સ્વપ્નાળું ઝેર.
બળતી બપોરે
ઉઘાડે પગે
જંગલોમાં
ચાલતા રહેવું
યક્ષની કૃપાની યાચના વિના જ
તરસ્યા.
સૂર્યચંદ્રતારાનક્ષત્રો વિનાના આકાશ
નીચે
પ્રશ્નો સાથે.
એકલા.
હંમેશાં.
(* ફ્રેચ કવિ એડમંડ ઝાબેએ ન્યૂયોર્ક રિવ્યૂ ઑફ બૂક્સ(૨૮એપ્રિલ, ૧૯૭૭) માટે પોલ ઑસ્ટરને આપેલી મુલાકાતનું એક વાક્ય)

એતદ્

જયદેવ શુક્લ

•

## સાંજ

તે
જાંબુકાળી વરસાદી સાંજે
બિલ્લીપગે આવી
તેં
દાબી દીધી હતી મારી આંખો
ખળખળતી હથેળી વડે.
ઉષ્ણ સુવાસનો
                રેલો
વહ્યો હતો
કાન પર થઈને
ખરબચડા ગાલ પર.
ત્યારે
ચંપાયાં હતાં
કાચાં ફળોની સુવાસ જેવાં
સ્તનો,
કોરા વાંસા પર સ્હેજ.
વાંસા પર કોંતરાયેલા ગોળાર્ધોના
અંધાર જળમાં પાંખો ફફડાવે છે
સળવળતી માછલીઓ.
૧૧-૮-૧૯૯૯



## યજ્ઞેશ દવે

•

**દીપવૃક્ષ ચંપો**

કોઈ વૃક્ષ એના સુઆયોજિત શાખાવિન્યાસ અને પત્રસંપુટોને કારણે ગમતું હોય તો તે છે ચંપો. એનાં થડડાળીઓમાં ક્યાંય અણઘડ વાંકાચૂંકા વળાંકો નહીં. બલ્કે એક ભૌમિતિક વ્યવસ્થા. એના થડમાંથી ઉપર ત્રાંસમાં ૪૫ ડીગ્રીએ ત્રણ શાખાઓ ફૂટે અને એ પણ સીધી દાંડી જેવી. એ પ્રશાખા ફરી શાખા બને અને તેમાંથી ફરી બીજી બે કે ત્રણ પ્રશાખાઓ ત્રાંસમાં ફૂટે અને આમ ને આમ જ શાખામાંથી પ્રશાખા વિકસિત થતી થતી અંતે પુષ્પદંડમાં પરિણત થાય. આ વૃક્ષને નીચે જુઓ તો શાખાઓનો કોણીય વિન્યાસ દેખાય, દરેક પ્રશાખા પર નમણા અણીદાર છેડાવાળા લાંબા સુંદર પાનનો સદાય ફૂટતો ફુવારો. આખું વૃક્ષ એક ભૌમિતિક વૃક્ષ લાગે. 'નકશા હુકમ ઇમારત ચલે વૃક્ષ ચલે નિજ લીલા' એ ઉક્તિને આ વૃક્ષ તેના નિયમિત ભૌમિતિક શાખાવિન્યાસને કારણે ખોટું પાડતું હોય તેવું લાગે પણ કદાચ એ જ તેની લીલા હશે ! ક્યુબિસ્ટ ચિત્રકાર પિકાસો કે માર્શલ ડ્યુશાંને દોરવું ગમે તેવું વૃક્ષ. જોકે પાન બધાં ખરી જાય ત્યારે બિહામણા અસ્થિપિંજર જેવું લાગે – કારણ તેની થડ ડાળમાં ભાગ્યે જ કોઈ વળાંકવાળી રેખાઓ હોય.

તેની કોણીય ભૌમિતિક આકૃતિની નિયમિતતાને તોડવા કુદરતે તેને અનેરી લયાન્વિત પાંદડીઓ – પાંખડીઓ આપી. ચંપાનાં ફૂલ સફેદ અંદરથી પીળાં. કળી હોય ત્યારે પાંચે પાંખડીઓ ચક્રીય રીતે એકમેકમાં વીંટાયેલી હોય. ધીમે ધીમે કળી ખીલે અને નાજુક મરોડ લેતી લયાન્વિત પાંખડીઓ એકમેકથી છૂટી પડતી જાય. પાંખડીઓની એક કિનારી સીધી જ રહે જ્યારે બીજી નમનીય રીતે અંદર સહેજ વળેલી રહે. આથી આખું ફૂલ જાસૂદની જેમ ખીલી ન જાય પણ પાંચ પાંખડીઓની સુંદર કટોરી બને. આગળથી અણિદાર પાંચ

પાંખડીઓને લીધે આખું ફૂલ પાંચ જ્યોતના દીવા જેવું લાગે. એકએક શાખા જાણે દીપદંડ એક એક પુષ્પ દીપ અને એક એક પાંખડી જ્યોતશિખા. આખું વૃક્ષ જ્યારે કોળી ઊઠે ત્યારે આખું વૃક્ષ દીપવૃક્ષ. સદાય પ્રજ્વલિત છતાંય ન બળતું આ વૃક્ષ ચાંદની જેવો શ્વેત પ્રકાશ ફેલાવતું રહે. આ વૃક્ષ અનેક પુષ્પદીવાઓથી ઝળહળતું હોય એટલે જ કદાચ બૌદ્ધ મંદિર પરિસરમાં વાવવાનું ચલણ હશે ? કે જેથી ગર્ભગૃહના દેવતાની અહર્નિશ આરતી ઊતરતી રહે ? બ્રહ્મદેશ, કંબોડિયા, જાવા, સુમાત્રા જેવા દક્ષિણ એશિયાઈ દેશ તેનું વતન. બૌદ્ધ દેશ બ્રહ્મદેશમાં એટલે જ તો ઓળખાય પેગોડા વૃક્ષ તરીકે.

ભારતમાંય આ વૃક્ષ ખાસા પુરાતનકાળથી હોવું જોઈએ. નહીં તો સંસ્કૃત સાહિત્યમાં તેના ઉલ્લેખો ન મળત. પુષ્પધન્વા કામદેવના પાંચ પુષ્પબાણમાં ચંપાનુંય સ્થાન. ચંપાના કયા પ્રકારનું એ પુષ્પબાણમાં સ્થાન હશે ? ચંપાનાય કેટકેટલા પ્રકારો : સફેદ ચંપો, લાલ ચંપો, લીલો ચંપો. સફેદ ચંપાને શ્વેત ચંપક કે ખીરચંપો ખડચંપો કહે છે. સાચું નામ ક્ષીરચંપક હોવું જોઈએ. તેની દાંડલી કે ફૂલ પાંદ તોડતાં તેમાંથી સફેદ ક્ષીર ટપકે છે. તેને કારણે નામ હશે ક્ષીરચંપક અને અપભ્રંશ થઈ પડ્યું ખીરચંપો. આપણે તો આપણાં સંતાનોનાં બેચાર નામ પાડીએ. વૈજ્ઞાનિકોએ તો જાણીતી બધી વનસ્પતિઓ અને પ્રાણીઓની જાતિ પ્રજાતિનાં નામ પાડ્યાં. ચંપાનું પુસ્તકિયું વૈજ્ઞાનિક નામ પ્લુમેરિયા એક્યુટીફોલીયા Plumieria acutifolia. એપોસાયનેસી વર્ગનું વૃક્ષ. ફૂલો આવે ફેબ્રુઆરીથી છેક સપ્ટેમ્બર સુધી. આ ચંપાની જ એક લાલરંગનાં ફૂલોવાળી જાત પ્લુમેરિયા રૂબ્રા Plumieria rubra. એક લીલો ચંપોય છે. ફૂલોનો રંગ જ લીલો. તમને થતું હશે કે કુદરત પાસે રંગોની ક્યાં ખોટ છે કે કોઈ વૃક્ષ તેનાં ફૂલોનો રંગ લીલો પસંદ કરે. પણ અનોનેસી વર્ગના આ ચંપાને અને સીતાફળને લીલા ફૂલની ઇચ્છા થઈ અને એનાં ફૂલો લીલાં થયાં. આછા લીલા પોપટી એ ફૂલોની ગંધ ઘેરી સુસ્વાદુ પાકા ફળ જેવી - ફણસને થોડી મળતી.

ચંપાનો એક બીજો પ્રકાર તે મેગ્નોલિયા ચંપો. સુરેશ જોશીની 'છિન્નપત્ર'ની નાયિકા મેગ્નોલિયાનું ફૂલ લાવેલી ત્યારે પહેલવહેલું તેનું નામ સાંભળેલું. હિમાલયના તરાઈ વિસ્તારનું આ ફૂલ અહીં તો ક્યારે જોવા મળે ? કોઈ આશા ન હતી. પણ જ્યારે નૈનિતાલ જવાનું થયેલું ત્યારે એક પાનવાળાની દુકાને સ્વચ્છ કળશમાં મેગ્નોલિયાનાં બે ફૂલ રાખેલાં જોયાં. દર્શનથી જ ધન્ય. મોટો દોથો ભરાય તેવડું ફૂલ. પીળાશ પડતી સરસ લાંબી લયાન્વિત પાંખડીઓ જાણે પાતળી નાજુક આંગળીઓ અને ફૂલ જાણે કોઈ નમણી ગૌરીનો કરસંપુટ તેની લલિત હસ્તમુદ્રા. નજર ત્યાંથી ખસે જ નહીં. પાન બંધાવીને ત્યાં જ ખાધું અને એ મનોહર ફૂલને મન ભરીને માણ્યું. હું ફૂલને જોયા કરું અને દુકાનવાળો મને. મેગ્નોલિયા સાથે શુભદૃષ્ટિનો એ પ્રથમ પ્રસંગ.

મેગ્નોલિયાનો નજીકથી પરિચય થયો શ્રીનગરમાં. શ્રીનગર ખરેખર શ્રી-નગર. આખું નગર શ્રી શોભાથી ભર્યું ભર્યું. ચોતરફ દૂર હિમાચ્છાદિત પર્વતમાળા. ડાલ સરોવર, શંકરાચાર્ય ટેકરી, નગરની વચ્ચેથી વહી જતી જેલમ બધું નજર ધરાય પણ મન ન ધરાય ત્યાં સુધી માણ્યું. શહેરના સીમાડે જેલમની પેલી પાર એક સાંજે લટાર મારવા નીકળેલો - એકલો

અને અચાનક જ કોઈના બંધ ઘરના કમ્પાઉન્ડમાં મેગ્નોલિયાનાં બે વૃક્ષોને પુરબહારમાં કોળેલાં જોયાં. મોટી નકશીદાર જાળીવાળા દરવાજા પાસે ઊભો રહી ગયો. શરમ છોડી વંડી ઠેકી અંદર જવાની લાલચ થઈ આવી. પણ પછી થયું અજાણ્યા શહેરમાં ફૂલની ચોરી કરવીય ઠીક નહીં. કમ્પાઉન્ડમાં ચોકીદાર હતો, મારું તો ધ્યાન જ નહીં. ચોકીદાર દરવાજા પાસે આવ્યો કહે, 'ક્યા દેખતે હો ?' મને થયું આ માળો મને ચોર ન સમજે. મેં કહ્યું 'ઐસે ફૂલ કભી દેખે નહીં. હમારે ગુજરાતમેં યે ફૂલ નહીં દેખે. વો દેખતા હૂં.' એ મુસ્લિમ ચોકીદારે ચીંચવાતો નાનો ઝાંપો ઉઘાડ્યો. મને આવકારીને કહે, 'અંદર આકે તોડ લીજિયે.' પછી તો ડાળીઓને ન આંબી શકાતાં તેણેય મદદ કરી અને એ હથેળી જેવડાં સુંદર નમણાં ફૂલો મારા હાથમાં આપ્યાં. આમ નૈનિતાલમાં જેની સાથે શુભદૃષ્ટિ થઈ હતી તે પુષ્પનું પાણિગ્રહણ થયું. એ ફૂલની ફોરતી ગંધ બધું ભૂલવી દે તેવી. એ ફૂલને મારા રૂમના ગ્લાસમાં ત્રણ ચાર દિવસ સુધી રાખેલાં. એ પછી ફરી મેગ્નોલિયાનાં દર્શન થયાં નથી. આશા છે અમારો વિરહ ક્યારેક તો તૂટશે.

ચંપાની બાબતમાં નવાઈ એ લાગે કે કેવા કેવા અલગ અલગ વર્ગનાં વૃક્ષો ને છતાં કહેવાય ચંપો. ક્યાં એપોસીયનેસી વર્ગનો ખડચંપો કે ખીરચંપો ક્યાં એનોનેસી વર્ગનો લીલો ચંપો ને ક્યાં મેગ્નોલિયેસી વર્ગનું મેગ્નોલિયા કે સુવર્ણચંપક. વર્ગ બધાંમાં અલગ છતાં ઓળખાય ચંપાના નામાભિધાનથી, શું પુષ્પાકૃતિની સદૃશતાથી આમ બન્યું હશે ? આ બધાંમાં એક ન જોયો હોય તેવો ચંપો છે સુવર્ણચંપક Michelia Champaka - માઇકેલિયા ચંપકા. આ વૃક્ષના વૈજ્ઞાનિક નામમાં ચંપક શબ્દ વપરાયો છે તેથી આપણા સાહિત્યમાં જે ચંપાનો ઉલ્લેખ થયો છે તે આ ચંપો ? – પીળો ચંપો – સોનચાપા કે સુવર્ણચંપક ? સુવર્ણચંપકનો રંગ તેના નામ પ્રમાણે. કેસરી ઝાંયવાળા સુવર્ણોજ્જ્વલ પીળાં ફૂલો. એનો રંગ અગ્નિશિખા જેવો હતો, ગંધ પણ ઉગ્ર. મારા બોટનીના પ્રોફેસર સુરેખા કોરેગાંવકર કહે, ઘરમાં બે ફૂલ લાવ્યાં હોય તોય અછતાં ન રહે. ગંધ આખા ઘરમાં ફરી વળે, તેમણે મુંબઈમાં જોયેલું. સુરેખાબેન વર્ણન કરે તેના રૂપનું પણ ગંધનું શું ? તેને કેમ વર્ણવવી ? કેમ સરખાવવા ? અનિલ જોશી કહે છે ને 'કિયે દોરેથી ગ્હેક મારે ભરવી ?' કાંઈક તેવું જ.

બાપાલાલ વૈદ્ય કહે છે તેમ ચંપાની હજી એક જાતિ છે – નાગચંપો Mesua ferrea – ગટીફરી કોકમવર્ગનું વૃક્ષ. સંસ્કૃત સાહિત્યમાં જેનો ઉલ્લેખ થયો છે તે આ જ વૃક્ષ હોવું જોઈએ. કારણ કે સહુથી સુંદર ફૂલો અને સુરભિ આ ચંપાના. ફૂલ મોટાં શ્વેત અંદરના પુંકેસરો અને પરાગકોષોનો રંગ ઘેરો પીળો. અને ગંધ ? દૂરથીય તમને ખેંચી લાગે તેવી. આ ચંપો પણ મેગ્નોલિયાની જેમ કદી જોવા મળશે ખરો ? એક તરફથી હું ચંપા તરફ આટલો ખેંચાયો છું ત્યાં આવા સુંદર ચંપા માટે જ કેમ આવી કહેવત પડી હશે ?

'ચંપા તુજમેં તીન ગુણ – રૂપ રંગ ઓર બાસ,
એક ઓગન એસો ભયો – ભમર ન આવે પાસ'

એ કયો અવગુણ ? મને તો શોધ્યો નથી જડતો. એક સુભાષિતમાંય ભ્રમરની અપપ્રીતિનો ઉલ્લેખ છે. આમાં વાંક ભમરાનો કાઢ્યો છે :

'હે ચંપકપુષ્પ ! મલિન આશયવાળા ભ્રમરે તારો આદર ન કર્યો એમાં તું અંતઃકરણમાં શોક શાનો કરે છે ? કમળ સમાન નેત્રોવાળી લલનાઓના વિશ્વાભિરામ મેઘ જેવા શ્યામ વર્ણવાળા કેશો હંમેશાં તારો સત્કાર કરવા તૈયાર જ છે.'

નારીઓની પુષ્પપ્રીતિનો આપણે જાણીએ પણ પુરુષોની પુષ્પપ્રીતિ વિશે ઓછું જ આલેખાયું. 'પ્રસન્નરાઘવ'માં ચંપકપુષ્પ ધારણ કરેલા રામનુંય મનોહર ચિત્ર છે. 'કાંચનગૌર ચંપકગુચ્છ, નીલકમલદલ જેવી શ્યામ કાન્તિવાળા અને સુંદર લોચનોવાળા રામચંદ્રના શ્રવણાગ્ર પર શોભી રહ્યો હતો.' બીજા એક પદમાં તો રામને નીલોત્પલ અને લક્ષ્મણને સુવર્ણચંપક સાથે સરખાવ્યા છે. ચંપાની શાખાઓ એ દીપદંડો અને ચંપકપુષ્પ તે દીપશિખામાં તેવી ઉપમા કાંઈ મને જ નથી સૂઝી. કાદંબરીકાર બાણભટ્ટની ઝીણી નજરમાંથી આ વૃક્ષ વૈશિષ્ટ્ય કેમ છટકે ? તેમણે ઉપમા આપી : 'મણિમય કુટ્ટિમો ઉપરની દીપાવલિની શિખાઓ વિકસિત ચંપકપુષ્પોના ઉપહાર જેવી ભાસતી હતી.'

આ બધી વાતમાં યાદ આવ્યું. મારો પુત્ર તન્મય એક વર્ષનો હતો ત્યારે તેના નમણા નાજુક કાન પર ચંપાનાં ફૂલ ખોસી ફોટો પડાવ્યો હતો. ચંપાનાં ફૂલ જેવા કુમળા ગૌર ચહેરા પર કાળા વાંકડિયા સુંવાળા વાળ, એ વાંકડી લટો વચ્ચેથી કાન પર ડોકાતું શ્વેતપીત ચંપક પુષ્પ અને મોં પર શિશુહાસ્ય. આજે અમદાવાદના અમારા એ બંધ પડેલ ઘરના બગીચાનો લાલ ચંપો તો ક્યારનોય નીકળી ગયો છે પણ એ ચિત્તચોર શ્વેતપુષ્પ હજીયે ફોટામાં છે. હવે ફરી અમદાવાદ રહેવાનું થશે તો જરૂર ચંપાને ઉછેરીશ અને આ દીપવૃક્ષથી આખા આકાશની અહર્નિશ આરતી ઉતારીશ.



---

## પરેશ નાયક

•

### ફિફ્ટી - ફિફ્ટી

જેમ આઠ પછી નવ આવે એમ એ મારી સામે આવીને ઊભી રહી ગઈ. મારી કશીક છૂપી ધારણા પ્રમાણે જ. ને એ પછી હું એની ધારણા પ્રમાણે વર્તવા લાગ્યો, મારી જાણ બહાર.

અત્યારે મને એટલું જ યાદ છે કે એ આવેલી. ને એ ગઈ. ક્યારે ગઈ એ ખબર નથી. એ આવેલી એ સાવ સાચું. તમે આવ્યા એની થોડી વાર પહેલાં સુધી હું એની સાથે, ને એ મારી સાથે – હતો, હતી, એ પણ એટલું જ સાચું. ને પછી નવમાંથી આઠ જાય ને એક બચે એમ એ ગઈ ને હું બચી ગયો. કદાચ એનીય જાણ બહાર.

એ સ્ત્રી હતી સાચુકલી કે ખિસકોલી હતી એય બરોબર કહી શકું એમ નથી, કેમ કે એ આવી ત્યારથી તે એ ગઈ ત્યાં સુધી હું મારી જાણ બહાર ને એની ધારણા મુજબ વર્તેલો. પણ એ ગઈ તે પછી હું શેષ બચી ગયો એ એણે ધાર્યું નહોતું એમ મને લાગે છે. જોકે શેષ બચ્યો છું જે હું, એમાં એના આવવા અગાઉના હુંથી કંઈક વિશેષનો ભાર મને વર્તાય છે. એ ભાર એની સ્મૃતિનો કે મારી યાદદાસ્તનો નથી એમ પણ મને ચોક્કસ લાગે છે. એના ગયા પછી બચેલા હુંમાંનું એ વિશેષ તે એના ચાલ્યા જવાની પ્રક્રિયા દરમ્યાન એની સાથે પાછા નહીં ફરવાની જિદ કરી એનાથી બળેબળે વિખૂટો પડેલો એનો પડછાયો છે, એય મને ખબર છે. કેમ કે એના એ પડછાયાને મારી સામેની ભોંય પર ચત્તોપાટ પડેલો પણ હું જોઈ શકું છું. આ રહ્યો, આ. દેખાયો ?

એની વે, છોડો, એ તો આવવાની હતી તે આવી, ને જવાની હતી તે ગઈ. મારી ને એની વાતમાં તમને શી મઝા પડવાની, મણિલાલ. કદાચ એની વાતમાં તમને થોડી ! પણ જ્યારે એ સ્ત્રી હતી કે ખિસકોલી, સાચુકલી હતી કે ખોટુકલી એ

જ હું ટકોરાબંધ કહી શકું એમ નથી પછી શું થાય ? બાકી, એ આવેલી એ નક્કી. એ ગઈ એ પણ નક્કી. ને આ ભોંય ઉપર ચત્તોપાટ પડ્યો છે એ એનો જ પડછાયો છે એ પણ નક્કી. એની વે, ફરગૅટ અબાઉટ ઇટ.

તે મણિલાલ, તમે તો યાર દર રવિવારે પિક્ચર જોવાવાળા છો પ્રભુ, આજે કેમ ખાડો પાડ્યો ? કંટાળી ગયા ? બધું બહુ નાગું-નાગું થઈ ગયું, નહીં ? રાંડ જેવું. હેં ? હા, તે ? હં... હા યાર, કહું છું તો ખરો, કે એ આવેલી એ પણ સાચું, ને એ ગઈ એ પણ સાવ સાચું. ને આ પડછાયોય... શું ? તમને નથી દેખાતો આ પડછાયો ? યાર, મશ્કરી ના કરો મણિલાલ, આ આખેઆખો ટૂ-ડાયમૅન્શનલ આકાર એનો, દીવા જેવો ચોખ્ખોચટ ભોંય ઉપર ચોંટેલો છે, ને તમે કહો છો કે ... જોકે, એની વે ... ના, જવા દોને એ વાત. અરે ભઈ ના યાર, તમારાથી છુપાવીને મારે ક્યાં જવું'તું મણિલાલ ! આમ તમારી જેમ સામે બેસીને કશા સ્વાર્થ વિના ગપ્પાં મારવાની નવરાશેય કોને છે ? ના, હું તો એમ કહેતો હતો કે શક્ય છે કે એણે જતાં જતાં એના પડછાયાને શાપ આપ્યો હોય કે એ મારા સિવાય કોઈને નરી આંખે દેખાય નહીં. To tell you the truth, Manilal, she was quite angry about the fact that her shadow had decided to desert her.

ઑલ રાઇટ, છોડો ને યાર, તમને એનો પડછાયો ના દેખાતો હોય તો આપણે એની વાત નહીં કરીએ, બસ ? કરવી છે, એમ ? એની જ વાત કરવી છે ? તમે બી મણિલાલ, મોંમાં આંગળાં નાંખીને બોલાવડાવો છો ને યાર ! તો પછી, જુઓ, મને જેટલું ને જેવું યાદ છે એ કહીશ. પછી તમે પુરાવા માગવા ન બેસતા. ઍન્ડ, યુ નો મણિલાલ, કે આવી બધી બાબતોમાં હું બહુ ટચી છું. તમને જો ડાઉટ હોય તો આપણે વાત જ શરૂ ના કરીએ. પણ જો બધી વાત સાંભળી લીધા પછી તમે મને લાલ ને ભૂરા લિટ્મસ બતાડીને ઝગડો શરૂ કરશો તો પછી મઝા નહીં પડે. કબૂલ ? ઓ.કે.

હેં ? હા, તે મંગાવો ને પેપ્સી ! આ ભાદરવાની ગરમીમાં પેપ્સી જેવું કંઈ નહીં ! એક જ મંગાવો ને, આપણે શેર કરીશું. એમાં શરમાવાનું શેનું યાર ! અડધી ચા ઑર્ડર કરતા શરમાઈએ છીએ ? કહોને એને કે જોડે એક ખાલી ગ્લાસ લેતો આવે. જુઓ મણિલાલ, આ તો ઓપન માર્કેટ છે હવે. વેચનાર તો ગમે એ વેચશે. આપડે આપડી શરત રાખીને જ ખરીદી કરવી. આ કહી રાખું છું તમને. બાકી, આ મલ્ટિનેશનલવાળાઓ તો કાલે ઊઠીને આપણું જ મૂતર આપણી જ બાટલીમાં ભરીને પીવડાવી જશે ને ઉપરથી રોકડા દસ રૂપિયા પડાવી જશે.

ના, તમે બાટલીમાં પીઓ, મને ગ્લાસમાં ફાવશે. ઠંડી છે કે નહીં એ ચેક કરી લો પહેલાં પછી ફોડાવો ઓ.કે. નૉટ બૅડ, નહીં ? ગરમીમાં આ બેસ્ટ. આ બાજુ આવતા રહો ને, તમારો મૂંડો ખેંચી લો આ બાજુ, હવે તડકો એ તરફ વધવાનો. જોયું ? આ એનો પડછાયો પણ સૂર્યની દિશા પ્રમાણે મૂવ થાય છે. જોકે, તમને તો ક્યાં દેખાય જ છે ! કે... વૉચ આઉટ, મણિલાલ, હમણાં ચગદી નાંખ્યો હોત ને બિચારીના પડછાયાને !

ઓ.કે. તો શરૂ કરીએ ? ક્યાંથી શરૂ કરીએ ? એ આવી એની પાંચ મિનિટ પહેલાંથી શરૂ કરીએ. બરોબર ? તો સાંભળો...

હું ગલ્લે પહોંચ્યો ત્યારે બપોરના અઢી વાગ્યા હશે. તમે અહીં આવવાના છો એની તો મને કંઈ ખબર ન્હોતી જ. પણ અહીં આવવા નીકળ્યો ત્યારનું એમ થતું હતું કે કોક આવશે. કોણ આવશે, ક્યારે આવશે, શું કામ આવશે, એ નહોતી ખબર. પણ એ આવી એ ઘડીએ મને તરત સમજાઈ ગયું કે એ જ આવવાની હતી, અત્યારે જ આવવાની હતી, અને... કેમ આવી છે એ તો એ જાણે... ને એ ઘડીએ જ મેં મારી જાત એને સોંપી દીધી.

એ રસ્તાની સામી બાજુએથી આવી. ઝીબ્રા ક્રોસિંગના કાળા-ધોળા અવકાશ ઉપર હળવેકથી મૂકાતી એની પાનીઓ મને સૌ પહેલાં દેખાઈ. પછી, એના ઘૂંટણ સુધી ઝૂલતું એક વાદળ જેવું અલપઝલપ વસ્ત્ર દેખાયું. એ વસ્ત્રમાં એનું શરીર ઝરણાની જેમ વહેતું આવતું હતું મારી તરફ. ને એની કાળી બે આંખો, જાણે એનું શરીર મારા સુધી વહી આવે એ પહેલાં જ મારા આખેઆખા દેહ ઉપર પથરાઈ ગઈ હતી. એ જળ હતી ને હું સ્થળ. એ વાયરો ને હું વડ.

એના હોઠ મારા હોઠને ચૂમતા હતા ત્યારે બુદબુદ ઊડતા બુદબુદાથી આ ચાર–રસ્તા ઢંકાઈ ગયા, ને અમે ધીમે ધીમે ઊભરાતા ઊભરાતા પેલા હોર્ડીંગની ટોચને વટાવી ઉપર ઊડવા લાગ્યા. એના વૉટર–વૉટર થતા વ્હાલમાં હું લોલ–લોલ કિલ્લોલ કરતો ડૂબતો જતો હતો. મને ડૂબતાને એ તરત તારતી ને ઝટ પાછી ડૂબાડતી. હું ડૂબતો – તરતો એની વાસનાના વમળમાં ઘૂમરીઓ લેતો ફીણ ફીણ થતો જતો હતો.

પી લો ને, યાર, ગરમ થઈ જશે. આ ઠંડકના તો પૈસા ચૂકવીએ છીએ આપણે. ખેંચો ને બરોબર, આવશે. નહીં તો સ્ટ્રૉ બીજી મંગાવો. શરમાઓ નહીં મણિલાલ. પેપ્સી પીતાં કોઈ દિવસ શરમાવું નહીં. એમને વેચતાં શરમ ના આવે પછી આપણે પીતાં શું કામ શરમાવુ ? શરમાય એ કરમાય. ખોટી વાત છે ? ત્યારે પછી ! ના હોં, મારી વાતેય સો ટકા સાચી છે. તમારા હાથમાં આ પેપ્સીની બાટલી છે ને, એટલી જ નક્કર. એમાં રજભાર જુઠ્ઠાણું નથી. કલ્પનાનો એક લસરકોય નથી. આ જે કહું છું એ અક્ષરશઃ સાચું છે. એ એકેએક ક્રિયા, એ બધી ગતિ, ને એ વચ્ચેની મારી સ્થિતિ, એ બધું જ વાસ્તવમાં બની ચૂક્યું છે, તમે અહીં આવ્યા એ પહેલાં.

એ આવી. અમે મળ્યાં. અમે હળ્યાં. અધ્ધર હવામાં ઊડ્યાં. અવ્વલ ક્રમના ઇન્ટરકોર્સનો અવર્ણનીય અનુભવ અમે કીધો. અને તે પણ આ ચાર રસ્તાની ચોમેરના અવકાશમાં, ખુલ્લમ્ ખુલ્લા. આ ભર ને ભરચક બપોરે. બોલો, શું કહેવું છે તમારે ? હા–હા. તમે આવ્યા એ અગાઉ એટલે આશરે અઢીથી પોણા ત્રણની વચમાં એટલે કે અંદાજે પાંચ-છ દાયકામાં જ બની ગયેલી ઘટના છે. ઇન્ડીપેન્ડન્સ ને લીબરલાઇઝેશનની વચ્ચેના ગાળામાં અરે યાર, આ સાક્ષી છે ને અમારા મિલનનો આ .. મારી સામે ભોંય ઉપર ચત્તોપાટ પડેલો એનો પડછાયો. તમને દેખાતો નથી એટલે તમે ડાઉટ કરો છો. ધીસ ઇઝ નૉટ ફેર.

કીધેલું, મેં તમને કીધેલું મણિલાલ, કે પાછળથી ડાઉટ ઊભો કરવાના હો તો આપણે શરૂ જ નાકરીએ. સો, પ્લીઝ કીપ કવાયટ. હવે વાત શરૂ થઈ ચૂકી છે એટલે પૂરી થઈને જ રહેશે.

પંદર મિનિટમાં પાંચ દાયકા કેવી રીતે વીતે એમ વિચારો છો ને તમે ? કેવા પકડાઈ ગયા ? મૂંગા મરો છો ને, ત્યારેય તમારા મોંની રેખાઓ તમારા ભેજામાંના ટ્રાફિક-જામની ચાડી ખાતી હોય છે. પ્લીઝ મણિલાલ, તમે તો કમિટેડ માણસ છો યાર. હવે આમ અરધે આવીને આપણા આ એસ્થેટિક ઇન્ટરેક્શનની ક્રાંતિને તમે થંભાવી દેવા માંગો છો ? આપણા આ સંવાદની સર્‌રિયલ સીમાઓને સરસર સરતી, તરવરતી, વિસ્તરતી તમે શા માટે રોકી પાડવા ઇચ્છો છો મણિલાલ ? શા માટે ? જરા અમથી વિલિંગ-સસ્પેન્શન-ઑફ-ડિસબિલિફના અભાવે શા માટે તમે મને હાઇટેક-હીમેન થતો અટકાવવા ઉત્સુક બની બેસો છો ? શા માટે મણિલાલ, શા માટે ? ચાહો તો એક પેપ્સી ઑર પી લો યાર, પણ આ દિલને માંગવા દો મૉર, એને તડપવા દો ઑર, એને કુછ-કુછ થાવો ઘો મૉર, એને માના ગરબાનો કેસરિયો રંગ ચડવા દો ચિક્કાર, જોબનિયું તો એં, મણિલાલ, આજ આવ્યું ને કાલ જાશે, આ હોર્ડીંગોની ટોચ ઉપરથી છો ને ઊતરી આવે ગબ્બરવાળી, મને એના દરશન કરવા દો, મણિલાલ ! છાતી સમાણા નીરમાં ન્હાવા દો મારી માના કમલદલસમ સ્તનદ્વયને, ને પછી મઘમઘ મઘમઘવા દો એને ચમેલીની તાજગીભરી સુવાસમાં એના દીપ્તિમાન દેહના રોમેરોમમાંથી ફૂટવા દો પછી નિરમા નિરમાના મદમસ્ત ઝંકારને ! પેપ્સીથી પરવાર્યા હો તો કોક પી લો, મણિલાલ ! પી પી ને થાક્યા હો તો કંઈ ચાવી લો, ચગળી લો, ફાકી લો કંઈ, કંઈ પ્હેરી - ઓઢી લો, કંઈ નહીં તો છેવટે ન્હાઈ લો ઊનું ઊનું. જે કરવું હોય એ કરી લો, મણિલાલ, પણ અમારા આ પાંચ-પાંચ દાયકાના પ્રલંબ રાગમાં ભંગ ન પાડો. દૂરથી દેખો, જલો, હલો, ઝીલો, ખીલો, લો, લો, લો, પણ માંગો ના મણિલાલ ! રાગમાં આગ ન લગાડો મણિલાલ. બીજું કંઈ નહીં તો આ એના, એને જ ત્યજીને મારા ચરણોમાં ચિત્ થયેલા પડછાયાની તો આમન્યા રાખો મારા લાલ !

હં. પછી શું થયું એમ ? એમ પૂછો ને ભલા'દમી ! તમે પછી - પછી - પછી એમ પૂછતા જ રહો, ને હું પછીની, એ પછીની, ને છેક પછીની વાત કહેતો જ જાઉં. ને એમ જ જન્મારો ખૂટાડી દઈએ આ ચાચરના ચોકમાં મણિલાલ ! જીવ્યા કરતાં જોયું ભલું મારા લાલ ! જોવાય એટલું જોવું મારા વ્હાલા ! ને જીરવાય ત્યાં લગી જીરવવું મારા જીવણ ! ઓ મારા ધરણીધર, મ્હારા કહાન, મારા મનમોહન ! એમ થાય છે મણિલાલ, કે તારા મુખમાં એવી તો ભીડી દઉં હું માણેકચંદની મોંઘેરી ભૂરકીઓ, કે બસ તું ચગળ્યા જ કરે એના ને મારા હોર્ડિંગજડિત હાહાકારની ક્રૂરમૂરી, ખટ્ટીમીઠ્ઠી ફીફ્ટી-ફીફ્ટી વાતો રે ઓ મારા વણઝારા ! તું તો સરજાયો જ છે અહીં-તહીં ભટકવા, ને ભમતા-ભમતા વનરા તે વન્નમાં મારા ને એના મિલનના રાસડા લેવા ઓ હિંદદેશના શિરોમણિ ! માટે, તું બાકી બધું કરજે મારા ભાઈ, પણ કદી સ્વપ્નમાંય મારી એને કે એના મને ડાઉટ કરજે મા.

આવ્યો ને ! ડકાર આવ્યો ને ! લવલી લાગ્યો કે નહીં ? તો પછી ? હું ન્હોતો કહેતો ? હવે સાંભળ આગળ...

અમે ઊડ્યાં, આ ધુમાડિયા આકાશમાં. ધાંયધાંય, સાંયસાંય વહેતા વાયરામાં વીંટાતાં,

વમળાતાં અમે એકમેકમાં ઓળઘોળ થતાં ચક્કર ચક્કર ચકરીઓ લેતાં રહ્યાં, ને સડકો પરના ટ્રાફિકનો ઘોંઘાટ ઓગળતો ચાલ્યો સાતમા પાતાળમાં. મારા દેહના અણુએ અણુનાં બંધ તાળાં ઊઘડવા લાગ્યાં એના સ્પર્શમાત્રથી એક પછી એક પછી એક... ને કાળના ભેદો ભાંગતા ગયા કડડડડડ...

ને મણિલાલ, ભોગના સીમાડાઓ ભાંગતા ભાંગતા, અમે એકમેકમાં એવા તો ઓગળતા ચાલ્યા, કે મૈં મૈં ના રહા, વો વો ના રહી. ને એમ, હર પળે એક દૂજે કે લિયે જ શ્વસતા અમે હોર્ડીંગો ઊંચા આકાશમાં વિસ્તરવા લાગ્યા. અમે જ સૂર્ય થઈને ઊગ્યા પછી તો, ને અમે જ આથમ્યા મોડી સાંજે પોલ્યુટેડ ક્ષિતિજની યોનિમાં, ને પ્રભાતે પ્રગટ્યાં પુનઃ પુનઃ પુનઃ પૂર્વમાં.

વરઘોડા ભલે નીકળ્યા ને ભલે વાજાં વાગ્યાં. ઑપરેશનો ભલે થયાં ને ભલે સ્મશાનયાત્રાઓ નીકળી. ચૂંટણીઓ ભલે આવી ને ભલે ગઈ. આ ને આવું બધું ભલે આ ચાર રસ્તાએ જોયું, ભલે એણે જોયું બધું જે તમારી ઉપર-ભીતર વીત્યું. ને તમેય ભલે નિહાળતા રહ્યા મણિલાલ, એના સદા ચેન્જીંગ, ચેન્જીંગ રૂપને. તમે ભલે ઓળંગતા રહ્યા રસ્તાઓ ઝીબ્રાક્રોસિંગને પાટે પાટે. ભલે પરસેવે રેબઝેબ નીતરતાં રહ્યા તમે. તમે ભરણાં ભરતા રહ્યા, તમે તરણે તરણે તરતા રહ્યા, ભલે. ને અમે ? અમે દેહમાં દેહ થઈ, ગંધમાં ગંધ થઈ, સાબુમાં સાબુ ને તેલમાં તેલ થઈ તરતા રહ્યા આ દિલ્લી ચકલાની ચહલપહલથી નિસ્પૃહ, અસ્પૃશ્ય, અદૃશ્ય.

પછી ? પછી ને ! હા પછી ! પછી ! પૂછો, પૂછો મણિલાલ, થોભ્યા વિના, બીધાં વિના, શરમાયા વિના પૂછી નાખો સડસડાટ. જેમ મેં પૂછ્યું'તું એને, મારી રમણરત રમણીને. મારામાં હું બની બેઠેલી એને બેધડક પૂછ્યુ'તું જેમ મેં. કે....કે, હવે શું ? પછી શું ? મેં પૂછ્યું'તું મારી એ પાપોની હરનારી, ધરણીને ધરનારી એને. કે... કે, મારું તો ઠીક, પણ મારા મણિલાલનું શું ? હવે શું ? પછી શું ?

યસ, આઇ મીન ઇટ. તમારા વતી, તમારે વિશે, તમારી અનુપસ્થિતિમાં મેં એને પૂછ્યું. બેધડક ને જડબેસલાક પૂછ્યું. નેણમાં નેણ પરોવીને પૂછ્યું, કે હું તો પામ્યો સાત પાતાળ ઊંડા ઓરતા પૂર્યાના મોક્ષ-મોક્ષ ડકાર, પણ ઓ કામિની, પછી મણિલાલનું શું ?

ને... કોયલના ટહુકા ને કાગાના રવ જેવા એ સ્વયંભૂ પ્રશ્નાર્થ પછી જે બન્યું તે ન બન્યું હોત મણિલાલ, તો હું હજી ત્યાં જ, ઓ....ઉપર.... હોર્ડીંગો અધ્ધર અવકાશમાં અનંત ભોગના રાગ બાગેશ્રીએ ગૂંથ્યા ગાલીચાઓમાં હોત આળોટતો, એના દેહના દરિયાના ફીણ- ફીણ સ્પર્શનાં મોજાંઓની આરપાર.

પણ.... પ્રશ્નાર્થની પછવાડે ન કંઈ બન્યું , ન હાલ્યું, ન ચાલ્યું. એણે સાંભળ્યું, પણ ઉત્તર ન દીધો. એ સમજી, પણ સળવળી નહીં. એણે તમને ઓળખ્યા ને ન ઓળખ્યા કર્યા. જે બન્યું તે આ. જેને છોડીને એનો પોતીકો પડછાયો અહીં પથરાઈ પડ્યો છે. પારકાના પગમાં, એણે તમને નથીંગથી ય નહીંવત્ ગણ્યા. નોથી પણ નાના માન્યા

મણિલાલ. રજેરજ સાચું કહું છું. લાગશે. સત્ય જીરવવું અઘરું લાગશે. બે ઘડી શ્વાસ રૂંધાશે. ડૂમો ભરાશે. ભલે. પણ સાંભળો...

એના પથ્થર પથ્થર મૌનને ભેદીને મેં ફરીફરીને પૂછ્યું. એ ન હલી તો મેં હચમચીને પૂછ્યું, કે ઓ મારી પાવાવાળી, ઓ સત રે ભવાની, આ આખી વાતમાં મણિલાલનું કેમનું, કેટલું, ને નહીં તો કેમ નહીં ? નહીં કેમ?

વૅલ ...

તમે નહીં માનો મણિલાલ, પહેલા વરસાદમાં દીવાલ ઉપરની જાહેરાતોનાં કાગળિયાં પલળે એમ અમારા અદ્વૈતનો ભેળ ખૂલતો ચાલ્યો. કેસરિયો રંગ મને લાગેલો તે ઓગળવા લાગ્યો. ને હું હોર્ડિંગોચ્ચ અંકાશનું એક રક્તરંગી વાદળ બની વરસવા લાગ્યો, ને પુનઃ આ જ મૂંડા ઉપર મારા આ જ દેહના બાબામાં પુરાતો ચોમેર વહેતા ટ્રાફિકમાં શ્વસવા લાગ્યો એના એ તૂટક છૂટક પોલ્યુટેડ શ્વાસ.

ને બસ, પછી તો આવેલી એ જ રસ્તે ઝીબ્રા ક્રોસિંગ વટાવતી ઊલટાં ડગ ભરતી, એ મારી આંખો ઉપર પથરાયેલી એની આંખોને સંકેલતી પાછી ફરવા લાગી.

પણ એની સાથે પાછા ન ફરવાની જિદે ચડેલો એનો પડછાયો મેં એને પૂછેલા પ્રશ્નની માળા જપતો એની આરતી ઉતારતો ઊભો રહી ગયો અહીં ભોંય ઉપર : 'શું ? શું ? શું ?, મણિલાલનું શું ? મણિલાલનું શું ?'

એમ લવતા એ પડછાયાને પહેલાં તો એણે સામી સડક ઉપર ઊભા ઊભા ખેંચ્યો. ઝાડ પર ભેરવાયેલા પતંગને ભપકીઓ મારીને આપણે ખેંચીએ એમ ને તોય એ ન માન્યો ત્યારે એણે પોતાના જ સગ્ગા પડછાયાને ગરબાની છેલ્લી થાપ સાથે ઠેકો લેતાં પોતાની પાની પાસેથી તડાક લઈને તોડી પાડ્યો. ખેંચાયેલી ઇલાસ્ટીક રબ્બરની દોરી પોતાની મૂળ, મિડિયોકર સાઇઝમાં પરત આવી પહોંચે એમ એનો પડછાયો અહીં મારા મૂંડા સામે ગોઠવાઈ ગયો. સ્હેજ હલબલીને પછી સ્થિર થઈ ગયો.

જુઓ, સાંજ થવા આવી તે કેવો વિલાઈ ગયો ! સ્હેજ પ્રયત્ન કરી જુઓ તો તમને પણ દેખાશે એ મણિલાલ ! કેવો નાજુક ને નિર્દોષ છે બાપડો ! ભીરુ કુરકુરિયા જેવો કેવો આપણે શરણે આવી પડ્યો છે પુઅર ફેલો !

દેખાયો ?

ટ્રાય કરો મણિલાલ !

એની થીંગ ઇઝ પૉસિબલ.

એક પેપ્સી થઈ જાય બીજી ? ફીફ્ટી –ફીફ્ટી?

(શરદપૂર્ણિમા, ઈ.સ.૧૯૯૯ના રોજ ખેડબ્રહ્મા ખાતે યોજાયેલ સુરેશ જોષી વિચાર ફોરમના વાર્તાશિબિરમાં રજૂ કરાયેલી)



## કિશોર જાદવ

•

### ચિહ્નકાંડ

કારખાનામાંથી પાછા ફરતાં તો બેલા ઝાખડ આછા અંધકારથી ઘેરાઈ વળી. પરસાળની બત્તી કરીને ઘરનું બારણું ખોલતાવેંત, બારણાંની નીચલી તિરાડમાંથી સેરવેલી ટપાલ હાથમાં આવી. ઝટપટ ઓરડામાં અજવાળું કર્યું. પરબીડિયું ફોડીને જોયું તો, કોઈનો અજાણ્યો કાગળ હતો; રાંચીથી અઠવાડિયા અગાઉ રવાના કરેલો, આ દિવસની ૨૭ મે, ૧૯૯૯ તારીખની નોંધ લેતાં. તેની માના અવસાનના સમાચાર હતા. સૌ પહેલાં તો, પરબીડિયું ને તેના પરનો ટપાલનો સિક્કો જોઈને એ છેતરાઈ. ત્યાર બાદ, અજાણ્યા અક્ષરોથી એ ભારે અસ્વસ્થ બની ઊઠી. ટૂંકાં ટૂંકાં દસ-અગિયાર વાક્યોથી આખો કાગળ ભરી દીધેલો હતો. બેલાએ વાંચ્યું કે સિદ્ધેશ્વરી બાઈએ સરતચૂકથી આલ્ઝોલામ ગોળીઓનું વધુ પડતું સેવન કર્યું હતું, મોટા પ્રમાણમાં ગોળીઓ ગળી ગઈ હતી. આગલા અઠવાડિયે તેની માનસિક અસ્થિરતા વધી પડેલી. આઘાત-ચિકિત્સા પણ અજમાવી હતી; બહુ કારગત નીવડી નહોતી. તેનો ઉત્પાત ક્યારેક બેકાબૂ બની જતો હતો. આ મહિનાના ત્રીજા અઠવાડિયામાં, રાંચી હૉસ્પિટલમાં આખરે તેનો દેહાંતવાસ થયો. નારી કલ્યાણગૃહની તેની કોઈ મહિલામિત્રે કાગળ નીચે સહી કરી હતી - ફૈઝાબાદની મૃદુલા કે મુકુલા, એવું જ કંઈક નામ ઉકેલી શકાયું. જોકે, મૃતકની સગી દીકરીને એ કાગળ સંબોધતી હતી, એવું કોઈ પણ રીતે કળી શકાય એમ નહોતું.

બેલાએ કાગળની ગડી કરી, ટેબલ પર મૂક્યો. તેની પ્રથમ છાપ તો એવી હતી કે પેટમાં કશીક ક્ષીણતા–દુર્બળતાને લીધે ઝીણું કળતર ઊપડતું લાગ્યું; બન્ને પગના ઢીંચણોમાં અશક્તિ વરતાઈ. પછી ચિત્તમાં એક અંધ અપરાધભાવ ઘોળાતો થયો; ક્ષણભર તો આ

બધું અવાસ્તવિક અને ભ્રાંતિમય હોવાનો તેને ભાસ થઈ આવ્યો. અંદરથી એ ઠરી ગઈ હતી, ભયથી જકડાઈ ગઈ હતી. ત્યારબાદ, એક એવી પ્રબળેચ્છા મનમાં જાગી – એ મૃત્યુ બીજા દિવસે, આવતી કાલે હજી આવવાનું હતું ! વળી, તુર્ત ખ્યાલ થયો કે એ ઇચ્છા વ્યર્થ હતી, કેમકે તેની માનું મોત એક એવી બાબત હતી જે આ જગતમાં બની ચૂકી હતી ; એ દુર્ઘટના સતત, અંતહીન એમ બન્યે જ જવાની હતી. પેલા કાગળને ટુકડો ઉઠાવીને એ અંદરના ખંડમાં ગઈ. છૂપી રીતે, કબાટના ખાનામાં કપડાંની થપ્પીની એક બાજુએ તેને સાચવીને સંતાડી દીધો – એમ કે, ગમે તેમ પણ એ પરોક્ષ હકીકતોને ક્યારનીય પામી ચૂકી હતી. કદાચ, તેમને એ ક્યારનીય સંદેહભરી નજરે જોતી થઈ હતી. અત્યારથી જ, પોતાની જાતને એણે એક એવી ભિન્ન વ્યક્તિરૂપે અપનાવી લીધી હતી, ધારણ કરી હતી – જે ભવિષ્યમાં રજૂ થવાની હતી, તેની ભૂમિકા ભજવવાની હતી.

ચોપાસથી ધસી આવેલા અંધકાર વચ્ચે, એ મોડે સુધી હીબકતી રહી. તેની માએ આપઘાત કર્યો હતો. વિગતના, સુખચેનના દિવસો એ યાદ કરવા મથી. ઉનાળાની રજાઓમાં, રાયબરેલીથી થોડેક દૂરના તેમના નાનકડા ફાર્મ હાઉસમાં કરેલી ઉજાણીઓની મોજમઝા અને આનંદપ્રમોદ. પરાં વિસ્તારમાંનો તેમનો નાનકડો આવાસ, એ સર્વકાંઈ હરાજીમાં ફૂંકી મારીને બધું ફનાફાતિયા થયું. તેને યાદ આવ્યું – તેના વાચનખંડની બારીઓનાં ભડકરંગી ચોકઠાં પરની નકશીદાર ફૂલગુચ્છાભરી વેલ. તેના પિતા રાજેશ્વરનાથ ખાનગી પેઢીમાં હિસાબનીસ હતા. પછી તો તેમનીય તરક્કી થઈ; ફૈઝાબાદમાં સહાયક મેનેજરની પાયરી પર પેટ્રોલ પમ્પના મુખ્ય મથક પર નિમાયા. તેને યાદ આવ્યું – કોઈક અશુભ કાળ ચોઘડિયે પિતાની થયેલી ધરપકડ, હીચકારા કૃત્યની નામોશી. ત્યારબાદ, માએ રગરગતાં આપેલો રજેરજનો ચિતાર.

માનું મુખારવિંદ તેની નજર સમક્ષ તરવરતું થયું. કશા પણ શૃંગારથી સજ્યાધજ્યા વિનાય તેનું સૌંદર્ય લચી પડતું. એટલી તો એ સ્વરૂપવાન હતી. નિત્ય સાંજવેળા, પરિક્રમા માર્ગ પર તેઓ બેઉ જણ ટહેલવા નીકળતા. ચકલા આગળની હોટલમાં, શરાબમાં ગળાડૂબ બે-ત્રણ શખ્સોએ તેમની ઠેકડી ઊડાવી. નશામાં ધૂમ છકેલા હતા.

'અરે મેનેજર સાહબ, જાતે કહાં હૈં, એક પૈગ તો લે લો...'

'નહીં ભાઈ, આપ લોગ લેં, મૈં નહીં લૂંગા.'

'મેમ સાહબસે હમારી ભી દોસ્તી કરા લો. અકેલે–અકેલે ખાનેસે બદહજમી હો જાયેગી. અચ્છા હૈ કિ મિલ બાંટકર ખાયા જાયે.' તેમનામાંના એક સિપાહીએ આગળ વધીને અવળચંડાઈમાં તેમની રોકટોક કરી.

'તુમ લોગોં કો શર્મ નહીં આતી, કિસી કી પત્ની કે બારે મેં એસી બાત કરતે હુએ...'

છેડછાડમાં તેમની વચ્ચે રકઝક ચાલી. ત્યાં અવરજવરમાંથી કેટલાક રાહદારીઓએ વચ્ચે પડીને ટંટાફિસાદને વિખેરી નાંખ્યો. તેમનાં દાંપત્ય પહેલાં, મા તકમનીગંજમાં તવાયફ હતી. મુજરા-મિજલસ, વિવાહવાજન – વાગ્દાન સમારંભોમાં નર્તકીઓનો એ પ્રબંધ કરતી. અહીંના મવાલીઓને તેની અસલિયતની ભાળ મળી ગઈ હતી. એ વેળા

તો પિતાનું ખુન્નસ ઓસરી ગયું હતું. પણ એ રાતે મોડે, મથકને તાળું મારીને નીકળતી વેળા, ગોળીના અવાજથી બધે ખળભળાટ મચી ઊઠ્યો. બીજી સવારે, વિષાક્ત કલમે દૈનિકપત્રોમાં મોટા અક્ષરોથી 'રાજેશ્વરની થયેલી ધરપકડ'... ચમકાવી હતી.

બેલાને યાદ આવ્યું – તાબડતોબ, એ શહેરનું વાહન પકડવા ઇંધરતિધર નાસતી હતી. થાણાએ પહોંચી ત્યારે હવાલાતના સળિયાઓને અઢેલી પિતા ટૂંટિયું વાળીને ઝોકતા હતા. ચોકીપહેરો કરતા બે-ત્રણ સિપાહીઓ દૂરની ખોલીમાં પથારીઓમાં આળોટતા પડ્યા હતા. તેનો અવાજ સાંભળતાં જ, પિતાએ સડપ્ ઊભા થઈ જઈ, 'મારી વ્હાલસોયી બેલા દીકરી,' બોલતાં, સળિયાઓમાંથી હાથ લંબાવેલા – તેને વળગવા, તેને ભેટવા ને એમ છાતીસરસી ચાંપવા. પછી સિત્કારો કરી, મોંએ આંગળી મૂકીને તેને ચુપચાપ રહેવા ઈશારો કરેલો. ગદ્‌ગદ્ અવાજે તેના કાનમાં તેમણે ફૂસફૂસાટ કરેલો. સોગંદપૂર્વક તેની આગળ તેમણે ઘટસ્ફોટ કર્યો હતો, 'આ કારસ્તાન બધાં પેલા હેવાનનાં હતાં. પમ્પ પર ધાંધલ એણે મચાવેલી, ગોળીબાર કરેલો. ઊલ્ટાનો મારા ઉપર આરોપ ચઢાવ્યો. કમબખ્ત એ સિપાઈનો તો હું ટોટો પીસી નાંખીશ...'

થાણું વટાવીને એ સરિયામ માર્ગના ઘોંઘાટને ભેદતી, આમતેમ અટવાતી હતી. પિતાનો થરથરતો, કંપતો કર્કશ અવાજ તેના કાનમાં ઘર્ઘર ચીરાડા પાડતો હતો. તેમને મન તો ત્યારેય એ અબુધ હતી – પાપા પગલીઓ ભરનારી, કાલુ કાલુ બોલનારી. તેમની એ બેબી તો ક્યાંક અદૃષ્ટમાં પાછળ સરી ગઈ હતી. તેનું સ્થાન, તેની માના કૌમાર્યની તેની અદલ પ્રતિકૃતિએ લીધું હતું – એવી જ સિકલમાં શબનમ. પણ માના અતીતનો ઓછાયો સરખો તેના પર ના પડે તે સારુ દૂર શહેરના અજાણ્યા ખૂણે ભાડાની અલગ ઓરડીનો તેમણે બંદોબસ્ત કર્યો હતો. તેની વિદ્યાલયની વંડી પછવાડે, સાવ નજીકમાં. એટલા માટે નહિ, કે એ કોઈનું જારજ ફરજંદ હતી; કે પછી પિતાનું અનૌરસ સંતાન – ને એમ હોય તો પણ તેમણે તેનો અણસાર સુધ્ધાં કદી પડવા દીધો નહોતો. એ તો તેના ઊજળા ભાવિને ઘડવા માગતા હતા.

બેલાની ઝળઝળિયાંભરી આંખો આગળ એ કારમું દૃશ્ય તરવરી ઊઠ્યું. હવાલાતમાંથી પિતાની લાશને વગે કરવા હૉસ્પિટલમાં ખસેડવામાં આવી હતી; શબઘર આગળ, લાશને લપેટાઈને મા વલખતી, રોકકળ કરતી હતી. તેને ચિત્તભ્રમ દશામાં, સૌએ માંડ અળગી કરી હતી. ત્યારથી જર્જરિત થતા જતા તેના સલવાર-કુર્તામાં શબનમ હતી જ નહિ; તેનું નામોનિશાન નહિ, કશું જ નહિ દિવસોપર્યંત નાસીપાસ, શોકાતુર અને હત્‌બુદ્ધ શી – આજની જેમ જ. પણ, તેને યાદ આવ્યું (આનું કદી પણ વિસ્મરણ થયું નહોતું), કે એ અદૃશ્ય કાળપંજાનો મૂઢ માર ક્યાંથી ઝીંકાયો હતો. પિતા સાથેની એ મુલાકાત વેળા, તેમણે નામનિર્દેશ કર્યો હતો – સિપાહી વીરભદ્રનો. હવે માઇલો દૂર, તેના કારખાનાનો માલિક બની બેઠેલો, વીરભદ્ર ઢામા. આખો મામલો રફેદફે થયેલો. તેને બરતરફ કરેલો, એટલું જ. ૧૯૯૩થી આજ સુધી તેણે એ ગુપ્ત હકીકતને ચિત્તના ભંડકિયામાં સુરક્ષિત ભંડારી દીધી હતી. કોઈની આગળ ભૂલેચૂકેય તેણે પ્રગટવા દીધી નહોતી; તેની આત્મીય

મિત્ર ક્રિસ્ટિના આગળ પણ નહિ. બધી બાબતોથી એ છેક જ અજાણ હતી. જોકે, ક્રિસ્ટિનાની ઓથ તેને તમામ અંતરો ઓળંગવામાં, પગભર થવામાં કામિયાબ નીવડી હતી. કદાચ, એ અધમ અવિશ્વસનીયતાને ટાળતી હતી ; કદાચ, તેનાં અનુપસ્થિત માતા-પિતા અને તેની વચ્ચેની એ એક અતૂટ કડી હોવાની તેવી દૃઢ માન્યતા હતી.

વીરભદ્ર પણ જાણતો નહોતો કે તેનું એ કૌભાંડ બેલા જાણતી હતી. આ હકીકતમાંથી તેની શક્તિને તેણે સંચિત કરી હતી. વળી, તેનું નામ મુદલે તેણે બદલી નાંખ્યું હતું – બેલા ઝાખડ. જોકે, ક્યારે એ બદલાઈ ગયું તેનો પણ બેલાને ખ્યાલ રહ્યો નહોતો. તેને વીરભદ્ર ઓળખતો નહોતો.

એ રાત આખી પાસાં ઘસવામાં કાઢી. ઊઘડતી સવારના ઉજાશથી સામેની બારીની ચોખૂણાકૃતિ મઢાઈ ગઈ, ત્યારે તો તેની યોજના પૂર્ણરૂપે ઘડાઈ ચૂકી હતી. દિવસ કેમ કરીને વીતાવવો, એ મોટી વિટંબણા હતી – કોઈ પણ દિવસની જેમ જ તેને આ દિવસ અખૂટ અને અંતહીન લાગ્યો. કારખાનાના માલવિભાગમાં થોડો સમય એ ફાઈલોને ફેંદતી રહી. આસવનના લીધે ઊઠતી તીવ્ર ઘ્રાણ ચારેકોર માઈલેકના અંદરમાં ફેલાતી હતી. ચીમનીઓ નિરંતર ધુંવાટી ઓકતી હતી. ખખડધજ મકાનો કાળાં પડી ગયાં હતાં. ઠેરઠેર કાલી રજોટીનું અસ્તર લાગી ગયું હતું. નીચે ભોંયરામાં, ખાલી બાટલીઓનો ખણખણાટ થયા કરતો. પણ કામદારોની અવરજવર આછી થયેલી વરતાઈ. તેથી કામનો ધસારોય ઘટી ગયો હતો. છેલ્લા અઠવાડિયાથી ઊડતી અફવાએ જોર પકડ્યું હતું– બુનિયાદી સવલતો અંગે ભારે ચળવળ મચાવવાની. જોકે, ભઠ્ઠીઓ ધીખતી દેખાઈ. છિદ્રોમાંથી ક્યારેક વછૂટતી બાષ્પ અને ચઢતો, બળબળતો તાપ – ધખારાને લીધે ગૂંગળામણ થતી લાગી. વાતાવરણમાં ઉગ્રતા, ધૂંધવાટ અને એક પ્રકારની બોજિલ ઉદાસી તોળાયેલાં રહ્યાં.

મોડે, ત્રણ-ચાર કર્મચારીઓ બેલાને વીંટળાઈ વળ્યાં. અંદરોઅંદર ગૂસપૂસ ચાલી.

'હિંસા ભડકાવવાથી શું લાભ ? તેની હિમાયત હું ના જ કરું. તેની પક્ષકાર હું નથી જ. બીજા પણ વિકલ્પો હોઈ શકે છે...' હંમેશની જેમ, બેલાએ તેનો વિરોધ દર્શાવ્યો, તેના પક્ષને ઘોષિત કરતી હોય એમ.

કામદારોની બીજી પાળી બંધ હતી. કાર્યાલયનેય સમયસર તાળું વાગવાનું હતું. એટલે, ઝટપટ બાકીનું કામકાજ સમેટી લઈ, તેની દોસ્તદાર ક્રિસ્ટિના અને ટાઈપિસ્ટ લુસીની સાથે એ મહિલા ક્લબમાં પહોંચી. ત્યારે તો સાંજ નમી ગઈ. દૂરની મિકિરની કાળીડિબાંગ પહાડીઓ ઘેરાભૂરા આકાશની કોર પર છવાતી ધૂંધમાં અળપાઈને, વિલીન થવાની અણી પર હતી. ક્લબની અંદર, બારણાંની જમણી બાજુએ જ નાનકડી કેબિનમાં મહિલા – દાક્તર કાર્યરત દેખાઈ. કોઈ યુવતીના પગની ઈજા પર પાટાપિંડી કરવામાં એ પરોવાયેલી હતી. પરસાળના બાંકડા પર યુવતીઓનું જૂથ કશીક ઈંતેજારીમાં ટોળટપ્પાં લડાવતું બેઠું હતું, સૌનાં અર્ધઉઘાડાં બદન અને માથે ટુવાલના વીંટાઓ ચઢાવેલા. અંતર્ગત ભાગમાં, રહીરહીને જોરશોરથી ઊઠતા તાલીમી અવાજો અને હાકોટા હવામાં ગૂંજી ઊઠતા હતા. તો, એકાએક એકસામટો શોરબકોર મચતો. દાકતરે ત્રણેયનાં નામો પત્રકમાં નોંધવાની

તજવીજ કરી. રાબેતા મુજબ, તેમની શારીરિક તબીબી જાંચ લેવા સારું. છેલ્લે બેલાનો વારો આવતાં, તેણે તેનાં નામ અને અટકને મોટેથી ઘાંટો પાડીને, ભારપૂર્વક અલગ અલગ ઉચ્ચાર્યાં, વારંવાર' બેલા... ઝાખડ...' લગાતાર ઊઠતા પેલા કિલબિલાટ વચ્ચે બરાબર સંભળાય, તેની ખાત્રી કરવા, કદાચ. તેને લાગ્યું કે દૂરની કોઈ અજાણી, ત્રાહિત વ્યક્તિને જ એમ એ જાણે સંબોધતી, હાક મારતી હતી; પણ એ અહીં નવ આગંતુક તો નહોતી જ. પત્રકમાં તેણે સહી કરી.

'બેલા તો એકદમ અકબંધ જ છે, મેડમ. આમરણ નરવી રહેવાની. તેની જાંચ ના કરો તો પણ ચાલશે ...!' ક્રિસ્ટિનાએ મજાક ઉડાવી.

'તેની બાંહેધરી તું કેવી રીતે આપે છે...? શિસ્તભંગ થયો કે અહીંથી હકાલપટ્ટી. નિયમ પાળ્યા વગર છૂટકો છે કંઈ...? દાકતરે ઠાવકાઈ ધરી.

'પણ પુરુષની ગંધ આવતાં જ એ ભાગવા માંડે છે.'

'તો એ કશાક મનોરોગ ભયથી પીડાતી હશે... ! પેથોલોજિકલ ફિઅર્, સમજી ? મનોચિકિત્સકની ઝટ સલાહ લેવી ઠીક ...'

'ક્રિસ્ટિનાનો ફાજલ સમય ફાંકડા જુવાનિયાઓ જોડે જાય, રંગરેલિયા મનાવવામાં, મેડમ આપણને એવા ગાંડાઘેલાં ના પાલવે...' અધવચ્ચે બેલાએ ટકોર કરી.

'હળવામળવાનો બાધ ન હોય. એવી સૂગ ના રાખવી. નહિતર અતડાપણું આવી જાય. જોકે, ચળવાનું નહિ. કોઈ ચઢી ના વાગે, સવાર ના થઈ જાય તેની પૂરેપૂરી તકેદારી રાખવાની ...' દાક્તર મર્માળુ હસતી રહી. પછી ત્યાંથી ઊઠીને વચલા બારણાંનો પરદો હટાવી, ક્રિસ્ટિનાને ઓરડીમાં ધકેલી.

'પક્કી મેનયાક છે, એ. બરાબર બારીકાઈથી તપાસજો. નહિતર થાપ ખાઈ બેસશો.'

'બે વિરોધી લક્ષણોવાળાઓની જોડી બહુ જામે. એટલે તો બેઉ જિગરી દોસ્ત છે. બન્નેને એકસાથે જ તપાસો, મેડમ.' લૂસીએ સૂચન કર્યું.

ત્રણેયની શારીરિક જાંચ પતાવીને દાકતરે પત્રકમાં તેમનાં નામ સામે સહીસિક્કાના ઠપ્પા લગાવ્યા.

'ભરપટ ખાતાપીતા રહેવું. આ ઉંમર ફૂલવાફાલવાની છે,' કહેતાં, દાક્તરે બેલા તરફ આડકતરી નજર ફેરવી. કેબિનની બહાર નીકળી આવીને, વળી ક્રિસ્ટિના અશ્લીલ ઠઠ્ઠામશ્કરીઓમાં ચગી, બેલાને તેમાં સામેલ થવું પડ્યું. ત્યાં છતની બત્તીઓ છટપટી ઊઠી. વ્યાયામશાળાની ખુલ્લાશમાં, છોકરીઓની અસંખ્ય ટુકડીઓ કતારબંધ ગોઠવાઈ જઈ, ડંબેલ્સ સાથે અંગકસરતના દાવ ચલાવી રહી હતી. તેમની પાછળના ભાગમાં, એવી જ દસ-બાર ટુકડીઓ નાના મગદળિયાઓને અવનવી રીતે ઘુમાવતી હતી. સૌ એકસરખા ચોળી-જાંઘિયાના રાતાભૂરા ગણવેશમાં હતા. ચોપાસની બત્તીઓનાં તેજમાં તેમના અંગમરોડ તગતગી ઊઠતા હતા. બીજી બાજુ, ઝૂમખાબંધ છોકરીઓ લેઝિમના તાલબદ્ધ રણઝણાટા લેતી, આગળપાછળ કૂચકદમ કરતી, સરકતી હતી. મોખરે સિસોટી  વાગતી રહી. છત તળે દીવાલ સરસા, એક અલમસ્ત સ્ત્રી મલખમમાં એકશ્વાસે મુક્કાઓની

ઝીંકાઝીંક વરસાવતી હતી. સ્વિમિંગ પૂલને વટાવી, ત્રણેય સામેના વિશાળખંડમાં દાખલ થયા. ત્યાં દીવાલ સાથે જડેલા પાટિયાના રંગબેરંગી કુંડાળામાં ભાલોડિયાનાં તાકદાવ અજમાવ્યા. થોડો સમય એમ વીત્યો. બાદમાં, વિડિઓ પર કરાટિ ગેમ ખોલી, દેમાર ચલાવી.

મોડે ક્લબની બહાર નીકળતાં તો ખાસ્સું અંધારું જામ્યું હતું. થોડેક દૂરના ધોરી માર્ગ પરથી નિયોન લાઇટનું અજવાળું ઝાંખુંપાંખું આ તરફ વિસ્તર્યું હતું. ત્યાં આડીતેડી ગપસપ લડાવવામાં ત્રણેય રોકાયાં. રવિવારની બપોરે કઈ ફિલ્મ જોવી, તે અગાઉથી જ નક્કી કરવા બેલાએ બંને જોડે જરાક માથાઝીક કરી.

'લતિકામાં સાડા બારનો અંગ્રેજી મેટિની શો છે, તેમાં જઈએ તો કેમ… ?' લુસીએ અનુરોધ કર્યો.

'એન્તાનિઓ બન્દારસનું અસેસિન ગઈ કાલે જ ઇરોઝમાં પડ્યું છે. પણ ત્યાં ભીડ હશે. બેલા શું કહે છે, તું…?' ક્રિસ્ટિનાએ પૂછ્યું.

'પેલા મેટિનીમાં જુલિઆ રૉબર્ટસ્ છે – સ્લીપીંગ વિધ ધ્ એ'નમી. નક્કી …?'

'ચાલો, મંજૂર. એ કેવી રીતે સૂવે છે, તેની રંગતભરી ખૂબીઓ જોઈ નાંખીએ.'

ચઢાણવાળી સડકની બત્તીના થાંભલા આગળ કેટલાક રખડુઓ સિગરેટના ધુમાડાના ગોટેગોટ ઉડાવતા ખડાં હતા. ધુમાડાનાં ગૂંચળાં અધ્ધર રેખાઓ બનીને ઘૂમરાતાં રહ્યાં.

'આજકાલ તારો પેલો માશુક અશ્વિન ક્યાં ગાયબ થઈ ગયો ? દેખાતો નથી …! તેં કટ્ટા તો નથી કર્યા ને, કે પછી કોઈ લલનાને લઈને બીજે ક્યાંક છૂમંતર થઈ ગયો …? નહિતર કારખાનામાં, રોજના બેચાર ચક્કરો માર્યા વગર એને ક્યાંય ચેન નહિ…' લુસીએ ટકોર કરી.

'કેમ, તુંય તેની પાછળ લટ્ટુ હતી જ સ્તો ! ના નીપજ્યું, એટલે આ ફન્તૂસને પકડ્યો.' ક્રિસ્ટિના રમૂજમાં બોલી.

'તેના જેવો ફૂટડો નહિ તોય એ દેખાવડો તો છે. જોજે, તું ભરમાવી ના દેતી. તારા જેવી કામણગારીનું ભલું પૂછવું.' લુસી પણ વિનોદમાં આવી ગઈ.

બન્ને તેમના યાર દોસ્તદારોની વાતોમાં મશગૂલ હતા. બેલા ચુપચાપ તેમની પડખે ચાલતી રહી. તેમની એવી મિત્રાચારી સંબંધમાં ભાગ્યે જ તેને કંઈ બોલવાનું સૂઝ્યું. બન્ને એવી અપેક્ષા ન રાખે, એ સ્વાભાવિક હતું. જોકે, આવતા જૂનમાં તેને વીસમું બેસતું હતું છતાં એવા કશા આકર્ષણે તેનો કેડો હજીય પકડયો નહોતો; એમની જેમ, તેના દિલદિમાગનો કબ્જો લીધો નહોતો. ત્યાં દૂરના થાંભલાને વીંટળાઈને ઊભેલી ટોળકીમાંથી એકે જોરથી સિત્કારો કર્યો, સીટી મારી, તેને ગણકાર્યા વિના, ઉતાવળા પગલે ફાટક ઓળંગી જઈ, તેમણે ભાડાની રિક્ષા લીધી.

સામે ગાઢ અંધકારના થર પર થર બાઝ્યા હોય એવું અડીખમ પડળ ખડું હતું. તેને વીંધીને ગતિભેર ધસી આવતાં વાહનોના તીક્ષ્ણ પ્રકાશ-શિરોટાઓ આંખોને આંજી નાંખતા હતા. તેથી અવારનવાર અવકાશમાં કરોળિયાના જાળાં જેવાં પણ ઝગઝગતાં ચકામાં રચાઈને તુર્ત જાણે આંધળો પરદો પડી જતો હતો. આગળ જતાં, કારખાનાની અડોઅડ

લુસીનું રહેઠાણ હોવાથી એ ઝાંપા સામે ઊતરી ગઈ. ઊતરતાં વેંત, તેનાં વાંકોડિયાં ભરાવદાર જુલફાંને ડોક પર એક ઝટકો આપ્યો ને સ્કર્ટને પાછલી બાજુએથી બન્ને હાથે ખંખેર્યો. કમ્પાઉન્ડમાં ઊભેલી ટ્રકમાં કેટલાક કામદારો ખાંડની ગુણો ખડકતા હતા. તેમની આકૃતિઓ વચ્ચે લટકમટક જતો એનો ઓળો ભળી ગયો. આ ભારવાહનની છેલ્લી ખેપ હશે, એવું જ કંઈક બેલા મનોમન ગણગણી.

મજલાબંધ મકાનના ઉપલા માળે, સામસામેના છેડે, તેની અને ક્રિસ્ટિનાની ભાડાની ઓરડીઓ હતી. ત્યાં પહોંચતાંની સાથે, સવારના વધેલા સાચવી રાખેલા ભાતને વઘારી નાખ્યો, તળેલાં બૂમલા સાથે રાતનું ખાણું વ્હેલું આરોગી લીધું. લાગલા જ પથારીમાં આળોટતી રહી. થોડી વાર પછી ઊઠીને ગરમ કા'વો ઉકાળી પીધો. મારીમચડીને, જબરદસ્તીથી એ ઊંઘવા મથી. આમ શ્રમપૂર્વક, ક્ષુલ્લક એવો અઠાવીસમીનો શુક્રવાર (આગલો દિવસ) વીત્યા.

બીજા દિવસે સવારે, અધીરાઈએ તેને અર્ધઊંઘમાંથી જગાડી દીધી. તીવ્ર અધીરાઈ, નહિ કે અજંપો, અને અમુક પ્રકારની રાહત એટલા માટે કે એ દિવસ આખરનો હતો. તેને કશી યોજના ઘડવાની નહોતી, પેંતરો રચવાનો નહોતો, કે ન તો કલ્પનાના ઘોડા દોડાવવાના; થોડા કલાકોમાં, હકીકતોની સરલતા જ પર્યાપ્ત થઈ પડવાની હતી. તેને સવારના દૈનિક હેરાલ્ડમાં વાંચ્યું કે અંતર્ગત ભાગમાંથી પહાડી છાવણી સરહદના મોરચે તાબડતોબ ખસેડવામાં આવી હતી; ત્યાં ઘમાસાણ યુદ્ધ જારી હતું. વરંડામાંથી જોયું તો લશ્કરી ટુકડીઓની હેરફેરમાં વાહનોની લંગાર મુખ્ય માર્ગ પરથી તૂટક તૂટક પણ ધસારાબંધ પસાર થતી હતી. અંદર ઓરડામાં જઈને, થોડીક ક્ષણો એ જંગી વાહનોના ચીંચવતા ધણધણાટ અવાજને એકચિત્તે સાંભળતી રહી. મહિનાના એ ચોથા શનિવારની અર્ધા દિવસની ફરજ બજાવવાની હતી. ને નિયમિતતાની બાબતમાં એ બહુ ચીવટતા દાખવતી, પછી ભલે બીજા કર્મચારીઓ કે કામદારો જો ગેરહાજર રહેવાના હોય.

ઝટપટ બધું પરવારીને એ કારખાને પહોંચી. સૌ પ્રથમ તો, દરવાનને પૂછીને આગલી રાતે ટ્રકમાં લદાયેલી ગૂણોનો આંકડો મેળવી લીધો, પછી રવાનગી પત્રકમાં રીતસર તેની નોંધ ટપકાવી. આસ્તે આસ્તે હવે તપારો વધતો રહ્યો. વારંવાર આવતાં બગાસાંને મોં આગળ ચપટીઓ વગાડી ખાળ્યાં ને ઊંઘનું ઝોકું ઉડાડ્યું. આસપાસના અલ્પ જીવોની કાર્યરત પણ પાંખી અવરજવર, અરુપરુ હિલચાલ, સમગ્ર પ્રવૃત્તિઓ ઉપર ઊતરેલું અકળ ભારણ, બનાવ અને ઉદાસીનતા – સર્વ કાંઈ વચ્ચે, ચીજવસ્તુઓની અમસ્તી લેમૂકમાં આઘાપાછા થતાં, આમતેમ ઘૂમતાં, ત્વરિત પગલે જઈને મુખ્ય દરવાજાની આડમાં જડેલા હાથચાલક યંત્રમાં તેનું નામકાર્ડ પરોવ્યું. એટલી જ સિફતથી હાથો દાબી, ત્યાં સમય ટાંક્યો ને આડેધડ બહાર નીકળી ગઈ. થોડો સમય, ધોમધખતી બપોરવેળાના તાપમાં આડાઅવળા ભમતી, રવડતી રહી. છેવટે, દૂરના ઓતાડા સાર્વજનિક કેબિનમાં ઘૂસી. વીરભદ્ર ઢામાના નિવાસનો ફોન જોડ્યો.

 'હેલો, હું આપણા કારખાનાના કામદાર વિભાગની કર્મચારી... તમને તાકીદની

બાતમી આપવાની છે... કામદારોની ચળવળ અંગે તમે વાકેફ હશો, ખરા જ...! હાં... હાં... ચળવળ, જાનજોખમનો મામલો... વધુ તમને ખાનગીમાં, બીજી છોકરીઓ કે કોઈ ન જાણે એમ... શું કહ્યું...? હલો... વારુ, અચૂક. રાતવેળા, બજારમાંથી પાછા ફરતી વખતે તમારે ત્યાં ક્ષણેક થોભીશ... હાં... હાં... ખાત્રીપૂર્વક... વચનભંગ નહિ થાય...' અચાનક બેલાએ ખટ્ કરતાંક રિસિવર મૂકી દીધું. બહાર દુકાનમાં બેઠેલા ફોનવાળાને ચાર્જની ચૂકવણી કરી, તેની નજર ચૂકવતી ત્યાંથી રફુચક્કર થઈ ગઈ.

વીરભદ્ર આ અપરાધખંડની પેદાશ હતી; અહીંનો ઉછેર. કચેરીનો ખટલો વિખેરાઈ જતાં, એ અહીં આવીને સ્થિત થયો હતો – કાયમનો ડિમાપુર નગરવાસી. એટલે, ફોન પરની તેની વાતચીત ને તે દરમ્યાનની આસપાસની ગતિવિધિઓને યાદ કરી જઈ, બારીકાઈથી તેમને ચકાસી જવા મથી. તેના અવાજમાં થરકાટ આવી ગયેલો; કહો કે આછી ધ્રૂજારી; એક બાતમીદારને છાજે એવો અનાયાસ કંપ અને એકાદ-બે ગળચવાં. ત્યારે કેબિનના કાચની આરપાર તેની નજર ચોપાસ ચકળવકળ ઘૂમતી રહેલી. સડકની સામેના પગથાર ઉપર ખૂમચાઓ પર ચણા-મમરા વેચતા ફેરિયાઓ, લીમડાના ઝાડ તળે જોરાવર રીંછને નાથેલી રસ્સી પકડી, બીજા હાથે ડુગડુગી વગાડતો રીંછવાળો ને તેને નચાવતો જંબૂરિયો, ડાળ પરથી ઊડીને અધ્ધર અવકાશમાં તરતા જતા કાગડાનો કકળાટ, નજરને અવારનવાર ખલેલ કરતાં ભરમાર વાહનોનો વણથંભ્યો ગતિપ્રવાહ ને તેમનો ધડખડાટ; દૂરનાં પતરાંનાં છાપરાં પર ઊડતી પ્રખર તાપની ઝાળ ને તેમની પછવાડે જાણે સળગતી ઝાડી, ને એકાએક બુગદામાં ફેરવાઈ ગયેલી કેબિનમાંનો અસહ્ય ઉકળાટ – તેની નજર અભાનપણે જ સર્વ કાંઈને નીરખતી, નોંધ લેતી હતી. તેની તાલાવેલીમાં, કોઈ પરિચિતનો અછડતો દૃષ્ટિપાત પણ તેના પર રખે પડી જાય તેની સાવચેતી વર્તતી.

ઓચિંતા તેને ફાળ પડી. તાત્કાલિક રિક્ષા ભાડે કરીને તેના ઓરડા પર એ પહોંચી. બેબાકળા જઈને, કબાટ ખોલ્યું. કપડાંની થપ્પીની બાજુએ સની ડિયોલની રંગીન છબી તળે મુકુલાનો પત્ર હતો, આગલી રાતે ત્યાં સાચવી મૂકેલો. તેના પર કોઈની નજર તો પડી નહિ હોય. ક્રિસ્ટિનાને તેનાં કપડાંની અદલાબદલી કરવાની આદત હતી – ખાસ તો, તેના દોસ્તદારો સાથેની મુલાકાત વેળા. ગમે ત્યારે તેનો હાથ કબાટમાં ફરતો, ઘણું અવળસવળ કરી મૂકતી. પત્રને એ ફરીથી વાંચવા લાગી; પછી ફાડીને તેના ઝીણા ટુકડાઓ કરી, પાછલી બારીએથી નીચેના વહેતા નાળામાં ફગાવી દીધા. સાંજનું ખાણું અનિશ્ચિત હતું. એટલે, બપોરના થોડો કંસાર સેકી નાંખી, ખાઈ કરીને એ ક્રિસ્ટિના અને નીચલા મજલે રહેતી ખ્રિસ્તી છોકરીઓ જોડે રવિવારની સાંજના શહેરમાં લટાર મારવાનો કાર્યક્રમ ઘડવામાં પડી. એ પતાવીને, વળી ઓરડામાં આવી, પથારીમાં આડા પડખે પડી; આમતેમ કરવટો બદલતી રહી. આંખો બંધ કરીને, ઘડેલી આખી યોજનાની મનોમન ફેરતપાસ કરવા મથી. તેનું અંતિમ પગલું પ્રથમ વારના જેટલું તો ભયાવહ નહિ જ હોય ને એ પગલું નિઃશંકપણે તેને આત્મવિજય અને ન્યાયનો અનોખો આસ્વાદ પૂરો પાડશે, તેણે વિચાર્યું.

ઢળતી બપોરનો તાપ ઓછો થતાં, તેણે તેનાં ખુલતાં ટોપ–જીન્સ કાઢી નાંખ્યાં. કામ

પર જતાં, આમતેમ ઘૂમાઘૂમ કરવામાં હરહંમેશ એ બહુ સુવિધાજનક તેને લાગતાં. તેનાં બદલે, કૂરતો–સલવાર પહેરી લીધાં, ગળામાં ફરફરતો દુપટ્ટો. માથાનો અંબોડો, એક પણ લટ ફરકતી ન રહી જાય તેમ કાળજીપૂર્વક, ચુસ્ત રીતે બાંધ્યો. લપાતાંછૂપાતાં, એ સડસડાટ દાદરો ઊતરી ગઈ. થોડો સમય, મુખ્ય સડકથી બાજુનાં હારબંધ વૃક્ષો તળે થઈને આંતરે આંતરે છાયાતડકાને વળોટતી રહી. બાદમાં, પાછળથી આવતા વાહનને પકડી લીધું. બહારનો ઘામ તેને બહુ કઠતો હતો. આસપાસની સઘળી જડચેતન વસ્તુઓ તેનાથી વિખૂટી-વેગળી થઈને, દૂર નાસતી જતી, કાળાં ટપકાંમાં ફેરવાતી જતી ભાસતી હતી. તડામાર દોડતા વાહનને લીધે કે પછી હજીય ઝરપતા બાળઝાળ, આકરા તાપને લીધે હશે, એ તર્કવિતર્કમાં પડી.

મોડે રેલવેસ્ટેશન પહોંચતાં જોયું તો પ્લેટફોર્મ આખું સૈનિકોની ટુકડીઓથી ઊભરાતું હતું. ઠેકઠેકાણે તેમનાં બેગબિસ્ત્રાઓ ને સાજસરંજામના ખડકલા પડ્યા હતા. નાનામોટા સામાનને અઢેલીને કેટલાક નિરાંતે ઘોરતા હતા. તો બાંકડાઓ પર કેટલાક હવા ખાતા, ચાની લિજ્જત માણતા હતા. થોડાક ટોળકીબંધ આમતેમ વટભેર ટહેલતા હતા. આરામખંડ સૈનિકોથી ખદબદતો હતો. પેલી ખ્રિસ્તી છોકરીઓ ભટકેલ હતી ને ક્યાંક તેને ભેટી ન પડે, એવી દહેશતમાં એ ઓવરબ્રિજનાં પગથિયાં ચઢી ગઈ. આડશમાં આવી ઊભી. હાથમાંની રંગબેરંગી પામરી માથેથી લઈને હડપચી નીચે બાંધી. એથી તો, તેના તરફ એકીટસે તાકી રહેલા બે–ચાર સિપાહીઓએ હીકીયારી કરી, સીટી મારી. એકે હાથ ઊંચો કરીને વારંવાર છાતી પર પસવાર્યો, એમ એ બૂચકારા કરતો રહ્યો. એ ત્યાંથી ખસી ગઈ.

નીચેના ભાગમાં, સમસ્ત સ્ટેશનને ચૂડમાં લઈને ઊભેલી તોતિંગ માલગાડીએ ચીંચવાટ કર્યો; આંચકા ખાતી, ખળભળાટ કરતી ત્યાંથી સરકતી ગઈ. તેની સમાંતરે રહીને આગળ ફંટાતા પાટાઓ પર ક્યાંક દૂર, ઉપદ્રવીઓએ બોમ્બવિસ્ફોટ કર્યો હતો; એમ તોડફોડ મચાવી હતી. ત્યાં સમારકામ જારી હતું. એથી, સ્ટેશન પર જ સૈનિકોની ટુકડીઓ રાતનો અડ્ડો જમાવવાની હતી.

નારકી અનુભવનું ખાસ લક્ષણ તે તેની અવાસ્તવિકતા – એવું લક્ષણ કે જે તેના સંત્રાસને ન્યૂન કરી નાંખે, નિવારે ને એ જ રીતે તેને ઉગ્ર અને દુર્દમ્ય કરી મૂકે, કદાચ. તેની સંભવિતતાને બેલા ઝાખડ આજે નકારે છે. તેના એ કાર્યની કર્તાહર્તાને જ તેમાં વિશ્વાસ બેસતો નથી; એ માની શકતી જ નથી. બેલાની યાદદાસ્ત એ લઘુ, અરાજક ક્ષણોનું ખંડન કરે છે; ગૂંચવી મારે છે. ઢળતી બપોરવેળા, એ ઓવરબ્રિજના સામેના છેડાનાં પગથિયાં ઊતરી ગઈ. માર્ગની બંને બાજુએ, નાની નાની હાટડીઓ માંડેલી હતી – ઘરગથ્થુ સામાન અને ચળકતાં અંગપ્રસાધનોથી ભરચક અહીંતહી છાયામાં, કેટલીક જુવાન છોકરીઓ ભડકીલાં વસ્ત્રોમાં લહેરાતી ખડી હતી. તેમના હોઠ પરની લાલી ઊડીને આંખે વળગે એવી જમાવટવાળી, લચકા જેવા હોઠ તેમના મોં પર ચોંટાડી દીધા હોય એવો દેખાવ ધરતી. બજારમાં રૂઆબભેર ચક્કર લગાવતા બે સૈનિકોની પાછળ ખાસ્સું અંતર રાખીને એ દોરવાતી ગઈ. બાદમાં, રસ્તાના પાંખિયા પરથી એ બીજી બાજુ વળી ગઈ.

કેટલોક સમય, બીજાઓનું લક્ષ ન દોરાય એમ ગુપચુપ, આડાઅવળા એ ભટકતી રહી. લુખ્ખા શુષ્ક મહોલ્લાઓમાં થઈને, રસ્તાઓની આંટીઘૂંટીઓ, વળાંકોમાંથી પસાર થતી એ શરાબઘરમાં ઘૂસી. ગોળ ટેબલો ફરતે બેઠેલાં સ્ત્રીપુરુષોનાં ઝૂમખાંઓ, તેમની વચ્ચે ચાલતી અસ્પષ્ટ ગુફ્તગો, તેમના મધુર હાવભાવ, સામે પીરસાતી ગરમાગરમ વાનગીઓ, ગ્લાસમાં ચળકતાં પીણાં, ભાતીગળ જાજમ પર હરફર કરતાં નીરવ પગલાં, ગ્રાહકોની ચહલપહલ – સર્વ કાંઈ એ નીરખતી રહી. ત્યાંથી બીજા, ને એમ ત્રીજા શરાબઘરમાં જઈ ચઢી. વધુ તો એ કેટલીક અલબેલી, ફૂલફટાક યુવતીઓના લહેકાઓ, ગ્રાહકોનું દિલરંજન કરતી વેળાનાં તેમનાં નાજનખરાં, ગ્લાસમાં શરાબ રેડતાં છલકાઈ ઊઠતા તેમનાં સ્મિત, એ સ્મિતનો પલપલ ચમકારો, ઝૂલતી કમ્મરની લચક, તેમની ટાપટીપ, રીતભાત અને લઢણો, ત્યાં અજમાવાતા નૂસખાઓની એ નોંધ લેતી રહી. આખરે, એ ઓવરબ્રીજના હાટડીઓવાળા છેડે આવીને ખોડાઈ ગઈ. અહીંથી એ સઘળી જીવનરફતારને ઝીણવટથી જોઈ શકતી હતી. વળી. ઓવરબ્રીજના લોખંડી ત્રિકોણિયા આટાપાટાની ઓથ હતી; ઘેરાતી સાંજની ધૂંધળાશ ઊતરી આવી, આછું આછું અંધારું છવાતું હતું. બધી રેલગાડીઓ રદ થઈ હોવાથી, ઉતારુઓની ઝાઝી આવજાવ નહોતી. ત્યાં શહેરમાં વીજળીબત્તીઓનો ઝગમગાટ ફેલાયો. તેણે માથા પરની પામરી ખોલી નાંખી, કાંડા પર બાંધીને હાથમાં ઝૂલતી પકડી. એકાએક સૂનકારનો ઓથાર ચારેકોરથી જાણે ઊભરી આવતો લાગ્યો. વિસ્ફારિત નજરે, સમગ્ર સ્ટેશન વિસ્તારમાંની હિલચાલને એ જોતી રહી.

નીચે, માલગાડીના ડબ્બાઓની એકધારી, વણથંભી આંધળી ગતિ હતી; યાર્ડના ગંજાવર બૂગદામાં ડબ્બાઓની લાંબી કતાર નિરંતર સરકયે જતી હતી; અખૂટ અને અંતહીન ધસમસ્યે જતી હતી. એથી, ઓવરબ્રીજના સામસામેના છેડે જંગી ગરગડીઓ હોય એમ એ ચલાયમાન થતો, વિરુદ્ધની દિશામાં આપોઆપ ધકેલાતો, હડસેલાતો જતો હતો. દૂરથી તગતગતી લાલ–ભૂરી બત્તીઓની બિછાવેલી જાળ, હવે સાવ નજદીક વીંઝાતી આવતી હતી. ટુકડેટુકડે પાટાઓ પર રેલાતી રતાશ અલપઝલપ કળાતી હતી – ધરતીની અંધારી કૂખ પર લોખંડી પાટાઓના રાતા બખિયાઓ ભરેલા હોય એમ. લોહીના લતીરા હશે, એવા કળવિકળમાં એ ઝડપભેર પગથિયાં ઊતરી ગઈ. ડાબી બાજુ સ્ટેશન વિસ્તારની હદ દર્શાવતી વાડ હતી, ભાલોડાં જેવી લોખંડી ઊભી ચીપોની બનેલી. તેની અડોઅડ ચાલતી વેળા, ચીપોના લીધે પડતા તેજ–છાયાના અટાપટા તેના અંગેઅંગ પર ઝિલાતા, છપાતા રહ્યા. એમ તેની પીઠ પાછળથી ભોંય પર દડી પડતા ગયા. અચાનક ત્યાં તેજગતિએ માલગાડી ખટાકીખટ્...પટ્...ધડંધડા... અવાજ કરતી, ધસારાબંધ પસાર થતી ગઈ. હવે થોડીક પળો, લાંબા ડબ્બાઓની છત પર બત્તીઓના તેજની ધાર રસળતી રહી. તેના આગળ ધપતા શરીર ઉપર અથડાતા–ટકરાતા અજવાળા–અંધારાની કેટલીક કાપકૂપ ચાલી. લોખંડી વાડની દિશા તરફના ડબ્બાઓનો ભાગ અંધારો બની જતો હતો; સરકતો અંધારપટ. તેના એકાદ ખુલ્લા રહી ગયેલા બારણાના લંબચોરસમાંથી ડોકાતું ઘોડાનું માથું પસાર થતું

દેખાયું, અલપઝલપ; મસ્તક કાળું ડિબાંગ હતું, કાપીને ત્યાં જડી દીધું હોય એમ છેક જડવત્. સરકસ જતું હશે, કે પછી ઘોડદોડમાં ઉતારવા સારું, એમ એ મનોમન નક્કી કરવા મથી. આગળ જતાં, મહિલા ક્લબમાં છોકરીઓની ચાલતી કવાયત સાથે સતત લયબદ્ધ વાગતી સિસોટીઓનો તીણો અવાજ સંભળાયો – કાનને ચીરતો, જાણે ફાડી નાંખતો. ત્યાંથી થોડેક દૂર, જમણી બાજુએ ગાભાડૂચા ને ચીંથરાંના ઢગ ખડકાયા હતા. વહેતા ખાળની ચોતરફ બદબો ફેલાતી હતી. ફર્લાંગો ભરતી, ઉતાવળે એ પાર કરી ગઈ. અગાઉ ક્યારેય, આ અજાણ્યા સ્થળ બાજુએ ફરકી સુધ્ધાં નહોતી.

અર્ધોક ફર્લાંગના અંતરે એ વગોવાયેલો, કુખ્યાત લત્તો શરૂ થતો હતો. અહીં બત્તીઓની ભારે ઝાકઝમાળ દેખી. સાંકડી શેરીની બન્ને બાજુએ સોનાચાંદીની હારબંધ દુકાનો હતી, ચળકચળક થતી. બધે ઘરાકોની ભીડ જામેલી હતી. ખરીદી, તોલ અને ભાવતાલ થતાં રહ્યાં, તો વળી ક્યાંક રકઝક. પગથી પર કેટલાંક જણ ગામગપાટાં મારતાં ખડાં હતાં. દુકાનોની અંદરની દીવાલો ને છત સળંગે સળંગ, અરીસાઓથી મઢેલી હતી. તેના કારણે, અતિશય ચળકાટા-ઝગારા અને વધુ પડતી ભીડ વરતાતાં હોવાની છાપ પડતી હતી. આકસ્મિક એ ચોંકી ઊઠી. પેલા હારબંધ અરીસાઓમાં તેનાં અગણિત પ્રતિબિંબો હાલતાં હતાં; એ આગળ વધતી હતી, તેમ એ પ્રતિબિંબો એકસામટાં પાછળ ગતિ કરતાં હતાં – બત્તીઓના પ્રકાશમાં વધુ પ્રકટ થતાં, સાવ નગ્નાવસ્થામાં. તેણે ઝડપ વધારી. તેની આસપાસ, આગળપાછળ ભૂખાળવી આંખો ભમતી હતી, ગોળ દર્પણો બનીને તેને તદ્દન નિર્વસ્ત્ર કરી નાંખતી એમ તેનાં નગ્ન પ્રતિબિંબોને ઝીલતી; એમ બેલાનાં એકસરખાં અસંખ્ય નગ્ન રૂપોની હારમાળા સર્જાતી, તેની પાછળ સર્યે જતી હતી. આકળવિકળ થઈ ઊઠતાં, એક હાથ ઊંચો કરી તેણે પામરીને ફરકાવી. ત્યાં દૂર કોઈક રઝળતું હતું; એવો અણસાર હતો. સામેથી આવી રહેલા સૈનિકે તેને ભેટી પડવાની પેરવીમાં, શરીરનો અછડતો ઘસારો આપ્યો. એ સાથે, તેના ખભાને ઝાલી લીધો. તેની જોડાજોડ રહીને ત્રણચાર ડગલાં આગળ વધી; વળી તુરંત તેને એક ઝાટકામાં વછોડીને અળગી થઈ ગઈ. લગભગ છલાંગો ભરતી એ દૂર નીકળી આવી. ફૂટતી વયનો એ અતિ કુમળો જુવાન હતો; જોકે, દેખાવ સોહામણો હતો, પણ નમણો. કુમાશભરી ઊર્મિઓ એ ઝણઝણાવી મૂકે, એવી તેને દહેશત થઈ આવી. આગળ જતાં, દુકાન સામે ટળવળિયાં મારતા બીજા સૈનિકને તેને ઝડપ્યો. ઊંચાઈમાં તેના કરતાં ટૂંકા કદનો બેઠી દડીનો, પણ કદાવર અને બરછટ, કે જેથી અણીશુદ્ધ ભયાનકતાને ન્યૂન કરી ના નાંખે. અગાઉ છોડી દીધો તેનો આ સાથીદાર હશે. નમતી બપોરે બજારમાં આથડતા ભમતા જોયેલા, કદાચ એ બેઉ જણ હજીય અહીં ઝઝૂમી- ટાંપી રહ્યા હતા.

ત્રણચાર ફેરિયાઓ એટલામાં આંટાફેરા લગાવતા હતા. ચમકદાર મલમલના ધોતી–કુરતાનો પહેરવેશ, માથાનાં ઘુંઘરાળાં જુલફાં ચીપીને ઓળેલાં, છેક કાનની પાછળ ગુંછળાદાર વાંકોડિયાં લટકાતાં રાખીને. બન્ને હાથમાં ગોળ મોટી તાસ ધરેલી. તેમાં હિના અળતા ભરેલી વાટકીઓ ને અંતરની શીશીઓ, ફૂલછડીઓ ને ગજરા. ત્યાંથી પસાર

થનારાઓનું ધ્યાન ખેંચવા, તાસની કિનારીઓ પર અંગૂઠીઓ પહેરેલી આંગળીઓનાં ઝીણાંઝીણાં ટપકારા મારતા હતા. તેમની ચોફેર મ્હેંક મ્હેંક હતી. સૈનિકે તાસમાં નોટ સેરવી દીધી કે તુર્ત તેમની પીઠ પાછળ સિસકાર મારતો અવાજ સંભળાયો. અત્તરની માદક સુગંધનું મોજું તેમને વળગી પડે તે પહેલાં તો તેઓ બાજુની ગલીકૂંચીમાં લપાઈ ગયાં.

ડાબી બાજુ ઉત્તુંગ દીવાલ અડીખમ ખડી હતી, ગલીના છેડા સુધી વિસ્તરતી ને તેની પાછળની આલેશાન કોઠીનો અહેસાસ આપતી. જમણી તરફ, હારદમ નાની નાની કોટડીઓ હતી – નીચી છત હોવાથી નીચા ઘાટની, કામચલાઉ ખપપૂરતી. ત્યાં આકૃતિઓની પેસનીકળ થતાં, બારણાં પર લટકાવેલા પરદા ખસકતા; અંદરનું આંધળું તેજ જરાતરા દેખાઈ પડતું વળી, બહારના નેજવા તળેની બત્તીઓનું વામણું અજવાળું ખભાથી ઊંચે ભાગ્યે જ વધતું હતું. એથી, ગલીમાં મસ્તકવિહોણાં ધડ હરફર કરતાં હોય એવો આભાસ થતો હતો – કશી પ્રેતયોનિમાં રઝળતાં હોય એમ.

ગલીના છેક છેડેના મજલાબંધ વિશાળ મકાનમાં એ દોરવાઈ. થડા પર બેઠેલા માલિક સાથે સૈનિકે લેવડદેવડ પતાવી. ક્યાંક વરંડામાં કેરમ રમતી છોકરીઓના કૂકાઓની સાઠમારી કરતા સટાકસટાક અવાજો, તેમની તાળીઓના ને ધીંગામસ્તીના અવાજો, તો તેમની કિલકારીઓ ને ખિખિયાટા સતત સંભળાતા હતા. ગલોફામાં દાબેલા પાનની પીચકારી મારવા કોઈકનો ચહેરો ડોકાતાંની સાથે તેણે પીઠ ફેરવી લીધી. બીજી જ પળે, પ્રવેશખંડની ગમગીની વચ્ચે આવી ચઢી. ત્યાંથી સૈનિકે તેને સાંકડી અંધારી સીડી પર થઈને અવાવરુ કક્ષમાં (જ્યાં તેના વાચનખંડના જેવી જ બારીનાં ચોકઠાં પર ફૂલગુચ્છાવાળી નકશીદાર વેલ હતી), ને પછી પરસાળમાં, ત્યાંથી ઉપલા કાતરિયામાં લીધી ને પાછળ બારણું ભીડી દીધું. આ દુર્ગમ ઘટનાઓ કાળપ્રવાહની બહાર હતી – કેમકે, તત્કાલીન વિગત જાણે કે ભાવિથી વિચ્છેદાયેલો હતો, અથવા તો આ ઘટનાઓને સાંકળનારી કડીઓ સાવ વિશૃંખલ હતી; એમાં કશી ક્રમિકતા ન હોતી.

કાતરિયું બંધબંધાકાર હતું. માત્ર એક હવાઉજાસિયું બંધ બારણાંના ઉપલા ભાગ પર રાખેલું હતું; ખૂણામાં પહોળા પલંગ ઉપર જાડી તળાઈ ને ઓશીકાની લગોલગની ભીંત પર બળતી ભૂરી વીજળી બત્તી. સૈનિકની તલસતી, લોલુપ નજરે ક્યારનાય નિર્વસ્ત્ર કરી નાંખેલા તેના શરીર પરથી રહ્યાં રહ્યાં બધાં આવરણો ફગાવી દીધાં હતા. અચાનક તેને ભાન થયું – ચોગાનમાં કવાયત કરતી હૃષ્ટપુષ્ટ છોકરીઓનાં જેવા સુદૃઢ, ઘાટીલાં અને કમનીય તેનાં અંગાંગો પર ભૂરી ઝાંય વળેલી હતી. અગાઉ કદી પણ નહિ જોયેલાં તેનાં આ મોહાંધ કરી નાંખતા લાવણ્યથી એ ખુદ દિગ્મૂઢ રહી ગઈ. પછી થોડીક પળો એ સમથળ અને વિમૂઢ દશામાં પડી રહી; શરીરમાં જાણે શૂન્ય પ્રસાર હતો. ત્યાં દૂરની શેરીઓનાં ઊંડાણમાંથી કશો ઘરઘરાટ અવાજ ઊઠતો સંભળાયો. સ્ટેશન પર એન્જિન વરાળ ઓકતું હતું. મોટાં મોટાં પૈડાં જડતાના સકંજામાંથી મુક્ત થવા ધણધણી ઊઠતાં હતાં. રાક્ષસી આંચકા સાથે ધક્કો વાગ્યો. કારમો ચિત્કાર નાંખી પછડાટ ખાતાં, ગતિસંચાર 

થયો. હવે, બધા પાટાઓ ચૂરમાર થઈ, વજ્ર ભીંસમાં ચપ્પટ થતા હતા. ઉપરાતળી સિસકારા ભરવું. સ્ટેશન ગજવતું, કારી ધ્રૂજારી ફેલાવતું એન્જિન ને અંતરિયાળમાં ઊઠતી ચિચિયારીઓ : 'મા, તારાં હાડમાંસ...' તેના મોંએથી ફૂસફૂસાટ સરી પડ્યો.

આજુબાજુ તેજનો પમરાટ જાણે જુવાળ બનીને ઉમટતો હતો. કાલપ્રવાહની બહારની આ ક્ષણો સમ્ભ્રાન્તિની હતી; અસંબદ્ધ અને પાશવી સંવેદનાઓની છિન્નભિન્નતાની; તેનાં મૃતકજનો પ્રેરિત ભોગની અને તેને દુ:સાહસ પ્રતિ ધકેલતી ક્ષણો. એ વિચારતંદ્રામાં પડી(એમ વિચારતાં પોતાની જાતને એ રોકી શકતી નહોતી) : તેની માનાં હાડચામ ચૂંથાયાં હતાં; તેની મા પર જે બીભત્સ કૃત્ય ખુદ તેના પિતાએ પણ આચર્યું હતું, તેવું જ દુષ્કૃત્ય તેના પર ગુજારવામાં આવી રહ્યું હતું; કુત્સિત દુરાચાર... જરાક વિસ્મય સાથે તેણે વિચાર્યું ને તુરંત તેના વિચારવમળમાં તમ્મર આવી ગઈ. સૈનિક ખાસી કે પછી ગારો હતો, તેમની બોલચાલની ભાષા એકબીજાના કોઠે ઊતરતી નહોતી. સરહદના યુદ્ધમાં એ ભૂંજાઈ જવાનો હતો, ખપી જવાનો હતો; ગમે તેમ પણ, આ ભૂમિમાં એ કદી પાછો ફરવાનો નહોતો. પરન્તુ તેણે ભોગવિલાસ પૂરો પાડ્યો હતો, જ્યારે સૈનિકે તેની ન્યાયવૃત્તિ માટેની સેવા બજાવી હતી.

બેલા એકલી પડી કે ઝટ તેણે આંખો ખોલી નહિ; એમ જ મીંચેલી રાખીને શિથિલ પડી રહી, સાવ નિશ્ચેષ્ટ. થોડી વાર પછી જોયું તો પલંગ પાસેની ટિપાઈ ઉપર સોસોની ત્રણેક કડકડતી નોટો પડી હતી. ઝટપટ એ બેઠી થઈ ગઈ, નોટો ફાડીને તેના ટુકડે ટુકડે કરી નીચે ફેંકી દીધા – અગાઉ, પેલી ચિઠ્ઠી ફાડી નાંખીને કરેલા તેની જેમ જ. ભીતરમાં દ્વેષ અને કટુતા ઘોળાઈ રહ્યાં હતાં. રૂપિયા – પૈસાને આ રીતે ફગાવી દેવા, ઠોકર મારવી તે એક અધર્મ કાર્ય હતું, અન્નને ફગાવી દેવા બરાબર. બીજી જ ક્ષણે, તેને ભારે રંજ થયો, પસ્તાવો થતો રહ્યો. બધા ટુકડાઓ એકત્રિત કરી લીધા ને તેનું શું કરવું એ વિમાસણમાં પડી. ત્યારે જ તેને ખ્યાલ થયો કે એ નોટો તો નકલી હતી, સાવ બનાવટી. આમેય તેને ફાડીને ફેંકી દીધી હતી, વધુ તો તેના આત્મગૌરવને લીધે, કદાચ, તેના કારણે જ અગાઉ પથારીમાં તેને પેલો રમ્ય ભાસ થયો હતો. નહિતર, તેનાં અંગપ્રત્યંગમાં એવી કશી અજબની મોહકતા નહોતી, કે ન તો એવા કશા રંગરોગાનની અહીં ઝાંય-ઝલક. આ કાતરિયામાં તો નિસ્તેજ એવી મ્લાનતા છવાયેલી હતી. જોકે, તેનો ભય તેના શરીરની વ્યથામાં, તેની ઘૃણામાં લુપ્ત થયો હતો. ગ્લાનિ અને પારાવાર જુગુપ્સાએ તેને સજ્જડ જકડી રાખી હતી; પણ હળવેકથી એ ઊભી થઈ, વિખેરાયેલાં વસ્ત્રો ખંખેરી નાંખીને એ પહેરવામાં પડી. પેલી નોટોના ટુકડાઓની બેવડ ગડી વાળીને ચોળીના ઉપલા ભાગમાં છાતીસરસી ભેરવી. બારણાં બહાર, અગાસી પર અંધારપટલ લસી રહ્યો હતો. પેલી ઉત્તુંગ દીવાલની કાળી રેખાઓ આ મકાનને આંબીને જાણે દૂરના ગઢની કિલ્લેબંધીમાં ફેરવાતી, વંકાતી જતી હતી. નીચે ઊતરતી વેળા, જ્યાં ત્યાં અટપટી પરસાળો આવતી હતી. તેના અંધકારના અંચળા હેઠળ ગુપચુપ, કોઈની નજર ન પડે એમ, એ ત્યાંથી છટકી. વેગભેર એ શેરીને
o વટાવીને લગભગ દોડતી, લાંબી ફલંગો ભરતી લત્તાને પાર કરી ગઈ.

આગળ, શ્વાસોચ્છ્વાસની ધમણને હળવી કરવા એ સ્હેજ ધીમી પડી. હાંફ ખાતી, ડૂચાગાભાઓના ઢગલા નજદીક પહોંચતાં, સ્થંભી ગઈ. કાંડા પરની પામરી વડે ગળા પરનો રેબઝેબ પરસેવો, ચહેરા ઉપર ચોઢાયેલા દાબ-ડાઘ લૂંછ્યા. નોટોના ટુકડાઓની ગોટી કરી પામરીમાં વીંટાળી ગાંઠ મારી, ડૂચાને જોરથી દૂર વહેતા ખાળમાં ફંગોટ્યો. મહિલા ક્લબમાંથી અસૂરું નીકળેલું કોઈ રખે તેને અથડાઈ પડે, એ બ્હીકે અધવચ્ચેથી ફંટાઈને તેણે સામેની નીક ઓળંગી, બીજો જ આડરસ્તો પકડી લીધો. પોળના નાકેથી ભાડાની પગરિક્ષા પસંદ કરી, બજારને એક પડખે રાખતી એ ભંગાર વાહનોના ગીચ વિસ્તાર સોંસરવી પડી. ચકરાવો ટૂંકો ને એકતરફી વાહનમાર્ગની સુગમતાવાળો હતો. વળી, રિક્ષાની અડખેપડખેની ને પાછલી બાજુ બંધ મઢેલી હતી. ગાદી ઉપર સવાર થયેલો હાંકનારો બેલાને ઢાંકી દેતો હોવાથી તેનો ચહેરો કોઈને દેખાઈ પડે એમ નહોતો. ઉપરાંત, દુપટ્ટાને હડપચી પર ઓઝલની જેમ તેણે આવરી રાખ્યો.

અધ્ધર અવકાશમાં વાદળી ધુમાડીનું આછું આવરણ ઝળુંબતું હતું. સડકની બન્ને બાજુએ બત્તીઓની ચોગરદમ જીવાતની નાની મોટી ડમરીઓ ઊડતી હતી. ખટારા ને મોટરગાડીઓનાં તૈયાર થતાં માળખાં, વીજળીના ઝારણથી ઓચિંતા ઝબકતો જ્વલંત પુંજ, ઝરતી ચકમક, ટોટીમાંથી ફુત્કાર મારતો આગનો શિરોટો, કોઢમાં લાલચોળ લોખંડી પટ્ટી પર ઝીંકાતો ઘણ, ઊડતા સ્ફુલ્લિંગો ને ધાતુને કાપતી છીણી, ધંધાદારીઓના ઘાંટાઓ – સમગ્ર વાતાવરણ ધાંધલિયું ને ડહોળાયેલું હતું. આ નીરસ દડમજલ પર્યંત, આસપાસ એ તપાસતી રહી; એક સુખદ લાગણી ઊભરાઈ આવી કે જે કંઈ બની ચૂક્યું હતું તેનો કશી વસ્તુઓ પર પાસ લાગ્યો નહોતો. એ પસાર થતી ગઈ એમ ધમધમતો વસતીખંડ જાણે અપારદર્શી ઘટ્ટતાના પોત પાછળ અળપાતો જતો હતો; એક ક્ષણે સર્વ ગતિવિધિઓને જોતી ને તત્કાળ તેમને ભૂલી જતી. સ્મરણપટ પરથી બધું ભુંસાઈ-લેપાઈ જતું. ફરી ફરી દૃષ્ટિ સામે અન્તરાલ ખડો થઈ જતો. ફાટક બંધ હોવાથી નાનામોટા ગલ્લાઓની હાટ વટાવી, પગથિયાં સુધી ખેંચાઈ દિવસે પફ પાવડરના લપેડાથી લાલઘુમ ચહેરાઓ કરી, બનીઠનીને તલપાપડ ઊભેલી છોકરીઓ ગાયબ થઈ ગઈ હતી. ધોધમાર પ્રકાશથી ગલ્લાઓ ઝળાંઝળાં હતા.

ઓવરબ્રીજ પર ચઢતાં, શરીરમાં કળતર થતું વરતાયું; અંગેઅંગ કપ્યાતાં હતાં. પણ દિવસભરની થકાવટ એક રીતે તેનું શક્તિબળ બની રહેતી હતી; કેમ કે, તેના સાહસની તંતોતંત વિગતો પર ધ્યાન કેન્દ્રિત કરવા તેને તે વિવશ કરી મૂકતી હતી, તો તે સાહસની ભૂમિકા અને ઉદ્દેશને ખુદ પોતાની જાતથીય અસ્ફુટ રાખતી હતી – છેક છુપાયેલાં, પ્રચ્છન્ન. થાંભલાનું અટેકણ લઈને એ ઝાઝો સમય ત્યાં થોભી રહી. દૂર, છાવણીમાં પલટાઈ ગયેલા પ્લેટફોર્મ પર હવે સોપો પડી ગયો હતો; સૈનિકોનું ખાસ ચલનવલન નહોતું. આઘે રઝળતા પાટાઓ પર અધ્ધર કાળો શૂન્યાવકાશ તરતો હતો; નીચે અસંખ્ય લીલી બત્તીઓનો મબલખ સમૂહ ઝબૂકતો હતો. માઈલોના અંતરે, બોમ્બવિસ્ફોટમાં કેટલાક જીવો ભરખાઈ ગયા હતા. એમ જ, ધરતીની લોહિયાળ કૂખમાં ક્યારેક ઘણાં નગરોય હડપાઈ ગયાં હતાં; ૩

તેમનો ધ્વંસ થયો હતો. પણ પેલી દૂર વિસ્તરતી તે લીલી'જમ બિછાત હતી. એ લીલોતરીની જાજમમાં સર્પાકારે લસરતા પાટાઓ – જાણે વાંકાચૂંકા સરકતા લીલાકચ સર્પ. અચાનક બેલાને યાદ આવ્યું – આઠના સુમારે તેના માલિક વીરભદ્ર સાથેની મુલાકાત ગોઠવાઈ હતી.

વીરભદ્ર ઢામાનો આવાસ શહેરનાં પરાંની છેવાડે, છૂટાછવાયાં મકાનોથી અલગ એવા ફાજલ વિસ્તારમાં પડતો હતો. ચારેકોર ઊંચી દીવાલોવાળી વંડીના ઘેરાવાની વચ્ચોવચ. અંદરના ભાગમાં, વંડીને અડીને ચીડ અને સરુનાં વૃક્ષોની હરોળ હતી, એકસરખી કાતરેલી ઘટાઓની શોભાવાળી. જ્યારે વંડી ઉપર ફૂલવેલનાં ઝુંડોનો પથરાટ હતો. આવાસ અદ્યતન શૈલીનો, બેઠા ઘાટનો, અટપટા પ્રસ્તારનો. પોર્ચના છાપરા પરથી બગાનવેલ ઝૂલતી હતી. આમ ઉપલાણમાં હોવાથી, ફર્લાંગ દૂરના કારખાના પાછળથી વીરભદ્રની આકૃતિને પોર્ચમાં આંટાફેરા લગાવતી સૌ કોઈ જોઈ શકતું. મોટું બોડિયું માથું, માથાનાં વાંકડિયા વાળ ઉતારી નાંખેલા, વતું કરાવેલું. ચહેરા પર રોનક ને રૂઆબ. પણ તેની સાથે મેળ ન ખાતું તેનું સ્થૂળ ને કથળતું શરીર. વરંડામાં દાખલ થતાં, સામે જ દીવાલ પર તેની પત્ની સાથે સજોડે, હારતોરામાં પડાવેલી, બહુ મોટા કદની છબિ ટીંગાડેલી. તેમાં વીરભદ્રનો જાણે નવો અવતાર દીપી ઊઠતો હતો. પરન્તુ, હમણાંના એ પોર્ચમાં ઝાઝું ફરકતો નહોતો. તેના બદલે, દરવાન અને સંત્રી વધુ સક્રિય બની ગયા હતા. લોખંડી ઝાંપા આગળથી જ ખડેપગે તેઓ કારખાના પાછળના વિશાળ ચોગાનમાં કાર્યગ્રસ્ત કામદારોની દોડધામ પર ચાંપતી નજર રાખી શકતા હતા; તેમનો કડપ જાપ્તો હતો. વળી, આવાસ ફરતે કદાવર જાફરા કૂતરાનો ચોકીપહેરો રહેતો. તો અંદરની જાહોજલાલી વચ્ચે મુલાકાતીઓના ખંડમાં, ટેબલના ખાનામાં ગોળીઓ ભરેલી હાથવગી પિસ્તોલ. સૌ કોઈ જાણતું હતું. ડાકુ-ગુંડાઓનો ઉપદ્રવ, મારફાડ વધી પડ્યાં હતાં.

જોકે, માળી ને નોકર હતા જ. પણ ફૂલઝાડ ને સઘળા નિવાસસ્થાનની દેખરેખમાં, પહેલાંના જેટલી તેમની ચીવટતા નહોતી; ભાગદોડ હતી, પણ ઉભડક ને ઉપરછલ્લી. કેમકે, તાજેતરમાં વીરભદ્રની પત્નીનું અવસાન થયું હયું, તેનાં માબાપનું એક માત્ર સંતાન. તેને વારસામાં મળેલું કારખાનું ને માલમિલકતનો તે હવે માલિક હતો. મૃતકની શ્રાદ્ધક્રિયા ને કારજ ક્યારનાંય પતી ગયાં હતાં. ત્રણ-ચાર મહિનાઓ વીત્યા. આમ છતાંય, તેનો ઘેરો શોક હજીય એ પાળતો હતો – બેસૂમાર સંપત્તિના ભારને લીધે. એટલે, દીવાનખંડના સોફામાં બેસીને એકલો એ ગંજીફો રમ્યા કરતો, કે પછી ઇધરતિધરના કામમાં પરોવાતો. પેલા નોકરો સાથે ખપજોગી જ બોલચાલ, જૂજ વાણીવર્તાવ. તેમની વધુ પડતી લપછપ કે કશી વાતે સંડોવણી એ સાંખી શકતો નહોતો. એમ કે, નિકટતા ઘસારો પહોંચાડે. જ્યારે કિંકર્તવ્યમૂઢતા વચ્ચે એ પામી ગયેલો : અર્થની કમાણી કરતાં તેની બચત માટેની પોતાની નિપુણતા વિશે, અંતર્યામીની સાથેના તેના ગુપ્ત સન્ધાન, જોડાયેલા તારેતાર વિશે, ને તેના સ્મરણમાત્રથી તેની સાથેની એકલીનતા પરાયણતાના બદલામાં સત્કાર્યો કરવામાંથી પોતાને સાંપડેલી છૂટછાટ વિશે. (નહિતર, તેના ભૂતકાળની પાટી ભુંસાઈ જઈને, એ અઢળક સંપત્તિમાં આળોટતો થાય કેવી રીતે ?)



એતદ્

અંદર બારીના સળિયા પાછળ તેનું માથું ડોલાવતો, વારંવાર ઊંચોનીચો થતો વીરભદ્ર વંડી પરના અંધારાંને તાગવા મથ્યો. વારેઘડીએ, ઝાંપા સુધી નજર દોડાવી. એ બાજુ, સંત્રીની કેબિન પછવાડે સાંકળથી બાંધેલો જાફરો કૂતરો ઊંહકારા ભરતો હતો, તેનો વિરોધ નોંધાવવા. દૂર ચોગાનના ફલકની પેલે પાર, કારખાનાની પાછલી સીડીના શટર મથાળે બત્તી જલતી હતી. આગલો ભાગ, ચાર માળના ઊંચા મકાનના પથરાટથી ઢંકાયેલો હતો. ત્યાં દોડતી ધોરી સડક પર , ક્યારેક બેફામ ગતિએ વાહન પસાર થઈ જતું. તેનો ધણધણાટ સંભળાતો. પછી ચારેકોર બધું સૂમસામ થઈ જતું. રવરવતું એકાંત. તેમાં આમ અમીટ નજરે એ બેલા ઝાખડની રાહ જોતો હતો. તેની સ્વર્ગવાસી પત્નીની માલિકી હેઠળ, તેના દોરદમામ વેળા કદાચ, દફતરના પગારપત્રકમાં તેનું નામ નોંધાયેલું. કારખાનાની એ કર્મચારી ખાનગી અહેવાલ સાથે ચળવળના કૌભાંડથી તેને વાકેફ કરવાની હતી; બધું ફૂટી જવાનું હતું, ભંડાના સાગરીતો સહિત.

આમ તો બેલા મુલાકાતના નિશ્ચિત સમયે એ રહેઠાણ પર પહોંચી, ઓટોરિક્ષાથી તડામાર. પણ તેણે અપેક્ષા સેવેલી એમ, તેની યોજના અનુસાર, બનવા પામ્યું નહિ. હોનહાર ઘટમાળ એ રીતે ઘટી નહિ. આગલા દિવસની સવારથી જ તેણે મનોમંચ પર અનેક વાર ભજવણી કરી હતી. હાથની મજબૂત પકડમાં રિવોલ્વર ધરીને પેલા અધમ પ્રાણીના મોંએથી તેના હિચકારા ગુનાને કબૂલ કરાવવો, તેનો એકરાર કરાવવો; પોતાના સાહસિક પેંતરાને તેની આગળ ખુલ્લો કરી દેવો ને એમ મનુષ્યના ન્યાયતંત્ર ઉપર વિધાતાના ન્યાયની વિજયપતાકા ફરકાવવી.(કશી ભીતિને કારણે નહિ, બલ્કે તે ન્યાયના સાધન તરીકે, તેની કઠપૂતળી હોવાને લીધે એ કારાગારના સળિયા ગણવા માંગતી નહોતી). પછી તો, એક જ ગોળીએ વીરભદ્રની છાતીને વીંધી નાંખીને તેની નિયતિને એ જડી દેવાની હતી. આખરે, એમ કશું બનવા પામ્યું નહિ. પણ જે બન્યું તેનો ઉઝરડો તેના ચહેરા પર ચોઢાઈ ગયો જેના લીધે ભારે ગૂંચવાડો ઉપજ્યો હતો. એમાં તેણે કલ્પી લીધેલું, કે પછી અત્યાર સુધીમાં એમ પ્રતીત થતું આવેલું કે વીરભદ્ર સાથે, એ કટોકટીની પળે ઝપાઝપી થયેલી. ખરેખર ! ત્યારે તેના ગાલ પર વીરભદ્રના નખની લકીર ખેંચાયેલી. તેનું રહી ગયેલું ચિહ્ન ત્યાંથી અદૃશ્ય થતું, ખસીને કપાળ પર દેખા દેતું; તો વળી, કોઈક વાર છાતીના ઉભાર પર ને ભીતરમાં ખૂંતી જઈ, ઊંડે ઊતરીને જાંઘ પર ઊપસી આવતું: સતત ચલવિચલ. તો, ફરીથી લાગ ઉપર તરી આવીને ત્યાં સ્થિર થતું, ઊઘડતું ને વળી, માંસપેશીઓમાં સમાઈ જતું.

એ ચિહ્નને ખોતરવા ( છેક ઊંડાણમાં ખૂંપાવીને લોહીમાં ભેળવી દેવા, કે પછી બહાર કાઢીને ફગાવી દેવા) માંગતી હોય એમ બેલા આખી ઘટનાના અંકોડાઓને અવારનવાર એકત્રિત કરવા મથતી હતી.

ઓટોરિક્ષામાંથી ઊતરી ત્યારે કારખાનાના સઘળા ક્ષેત્ર ઉપર સન્નાટો છવાયો હતો. તેની હદ પર ડાબી બાજુએ, કાંટાળા તારની વાડ હતી. ત્યાં ઊંચાણના ટેકરા પર શેરડીનાં છોડાંના ઢગ ખડકેલા હતા, સાંચાઓમાં પીલીપીલીને રસ નીચેવી લઈ ફેંકી દીધેલાં. તેની

ઓથ હતી. જંગી ટાંકીઓમાં ઉત્કલન બિંદુએ ઊકળતો રસ, તૈયાર થતો આસવ, સીલબંધ શરાબ ભરેલી બાટલીઓના પ્રદેશને ખૂંદતી એ આગળ વધી. અણચિંતવ્યા જ કોઈકે છાપો માર્યો હોય એમ એ ચોંકી ઊઠી. જમણી બાજુએ, વંડીની દીવાલ પર કશોક ઓછાયો તરવરીને અલોપ થઈ ગયો – નજદીકના ઊંચા મકાનના ધાબા પર કોઈ અજાણ્યો શખ્સ હેરાફેરા લગાવતો હોય એમ. પણ ચોમેરનો આછોપાંખો વસવાટ એટલો તો દૂર હતો, વળી આખો ભૂભાગ અંધારપિછોડાથી વીંટળાએલો. એવી જ રીતે સામે, સીમાડાની દિશામાં શેરડીનો ઊભો વાઢ જાણે અંધકારને ચસચસાવી પીતો, પ્રગાઢતા ધરતો, ચકચૂર હતો; સાવ સ્થગિત. મુખ્ય સડકની બત્તીના અંજવાસને લીધે તેના આવક્ષની એ છાયા હતી, કે પછી તેની ખુદની ભ્રાન્તિનો એવો ફરકાટ. એ જરાક ખમચાઈ. લોખંડી ઝાંપાને અંદર ધકેલતાં ચીંચવાટો થયો. એ સાથે, સાંકળથી બાંધેલા જાફરા કૂતરાએ ઊછળીને ભસાભસ કરી મૂકી. એથી, વંકાઈને આડફંટી પગથી પર એ ચઢી. દરવાન, સંત્રી કે નોકરચાકર કોઈ ત્યાં નહોતું. તેના નિર્દેશને વશ વર્તીને તેમને સૌને આછાપાછાં કરી દીધાં હતાં, અથવા તો મુલાકાતના સમય પૂરતી તેમની છુટ્ટી. તેને કોઈ ઓળખી ન જાય તે સારુ. પરન્તુ, સર્વ કાંઈ સંદિગ્ધ અને સંદેહયુક્ત જણાતું હતું. આસપાસ બધે નિઃસ્તબ્ધતા અને ગમગીની વ્યાપી વળેલી હતી. અંધકારમાં જાણે મઘમઘતો આવાસ. નિર્જનતાનો ધબકાર તેની છાતી તળેથી ધબકતો સંભળાયો.

એ દરમ્યાન, બારીના સળિયા પાછળથી વીરભદ્રનું તોસ્તાન શરીર મરડાયું. બહાર ભોંય પર તેનો પડછાયો હાથ હલાવી, આંગળીના ઈશારાથી સળિયાને વારંવાર કાપતો રહેલો ને તેથી પેલા કૂતરાએ ચૂપકી સેવી હતી. તેનું ભાન થઈ આવ્યું. હજીય એ ધીમા ધીમા ઘૂરકાટા મારતો હતો.

વરંડામાં પહોંચતાં જ, મુખ્ય દરવાજામાં ખસી આવેલા વીરભદ્રએ મૂક ભાવે તેને આવકારી, મુલાકાતખંડમાં બેઠક લેવા હાથ લંબાવી સોફાને ચીંધ્યો. તેણે ટૂંકી બાંયોવાળું અંગરખું અને ખૂલતો પાયજામો પહેર્યાં હતા.ઉઘાડા જાડા હાથ પર વાળની ગોરીઓ વળેલી અને ચરબીના દડાઓ જેવા ગોળમટોળ ગાલ. ખભા પર કીમતી અંગૂછો નાંખેલો, કદાચ પરસેવો લૂંછવા. જોકે, છતમાં મંદ મંદ પંખો ફરફરતો હતો. સોફાની લગભગ કિનારીએ, તેના અર્ધાપર્ધા ભાગ પર એ સંકોચાઈને અધ્ધર શ્વાસે બેઠી. દહેશતભરી નજરે બ્હાવરાની જેમ આડુંઅવળું જોતી રહી – ચોતરફ ઓરડાની દીવાલો પર ટાંગેલી છબીઓના શણગાર અને અસબાબને, કાચના કબાટમાં ખીચોખીચ ભરેલાં કાયદાકાનૂનમાં થોથાંને ને તેમની પીઠ પર ચળકતા સોનેરી અક્ષરોને.

'માફ કરશો, મોડું થયું હોય તો. બહુ રાહ જોવરાવી. પણ આવી જીવલેણ બાબતમાં સાવચેતી વરતવી જરૂરી છે. આ તો માલિકણનો ઋણભાર મારા પર છે, તે તેને ચૂકવવાની અણીએ ખસી ના જાઉં..' તેના અવાજમાં કંપ આવી ગયો. અંચકાઈને એ વીરભદ્રની પ્રતિક્રિયા જોવા આતુર બની ઉઠી.

 'હં... બોલો... બોલો...' તેણે માથું ધુણાવ્યું. 'ગભરાઓ નહિ... વિગતવાર કહો...'

'પ્રભુ તેમના આત્માને ચિરકાળ શાંતિ અર્પે. ગમે તેમ, પણ જેની રોજીરોટી પર નભીએ, તેને ધોખો ના કરીએ, દગોફટકો તેની સાથે ના રમાય. કૃતઘ્ની તો કદાપિ ના થવાય. વફાદારી જેવી કશીક ચીજ પણ હજી સુધી ટકી રહી છે...' વળી ધ્રૂજારી આવી જતાં, એ ખચકાઈ. વધુ નાટકીય હાવભાવોમાં સમય વેડફવાનું તેને પરવડે એમ નહોતું; સત્વરે બધું પતાવી નાંખવાનું હતું. વિદ્યુતવેગે ઝબકી ગયેલા વિચારમાં એ ઝડપાઈ.

વીરભદ્ર ફેરફુદરડી લેતી ખુરશીમાં બિરાજમાન હતો. તેનાં જોરાવર ધગડાં અને સ્થૂળ શરીરથી આખી ખુરશી ભરચક ભરાઈ ગઈ હતી. પેલી વફાદારીની લાગણીને એ થોડીક ક્ષણો ચિત્તમાં રમાડતો, એમ માણતો રહ્યો. પછી તેને મમળાવતો, વાગોળતો હોય એમ જડબું હલાવવા લાગ્યો. ખુરશીને અર્ધ-ચકરડી આપી, લહેરાવી.

'ષડયંત્રમાં કોણ કોણ સંડોવાયેલા છે, એ કહેશો ખરા... ?' વીરભદ્ર હવે ખુરશીમાં ટટ્ટાર થયો, રીતસર જાંચ-પડતાળ કરવા માંગતો હોય એમ. બહાર કશો સળવળાટ તો થયો નથી ને, તેની ખાત્રી કરવા ડોક ફેરવી. ત્યાં ચીડના ઊંચા વૃક્ષ પરથી કોઈ પક્ષી પાંખો ફફડાવતું ઊડ્યું. અધ્ધર ચકરાવો મારીને ફરી કમ્પાઉન્ડનાં ઝાડવાંમાં પેઠું. ફદફદીને ચાંચ ઠોકી; કોચતી વેળા, પાકું ફળ ગરી પડતાં ટપાક્ અવાજ થયો.

બેલાએ બાતમીદારને છાજે એમ બારણાં બહાર ચકોર નજર દોડાવી.

'આગલી રાતે ખાંડની ગૂણોની ખેપ રવાના થઈ. તેનો આંકડો કનોજીઆએ આપ્યો છે, ખરો... ? માલવિભાગનો એ મનોજ કનોજીઆ ને રવાનગીમાં કામ કરતો રઘુ તિવારી અને બીજા...' અડસટ્ટે કેટલાંક નામો ગણાવતાં એ થોથવાઈ. તેણે નીચલો હોઠ સ્હેજ કરડ્યો. અચાનક જાણે ભયકમ્પારીએ તેને સાંગોપાંગ ગ્રસી લીધી હોય એમ એ અધવચ્ચે જ તૂટી પડી. અજાણ્યા ભયની વિભીષિકા તેની આંખો સમક્ષ તોળાઈ રહી હતી.

વીરભદ્ર ધૂંઆંપૂંઆં થતો કશું નહિ સૂઝતાં, ટેબલ પરના ચોપડાઓની થપ્પીને ઊલટપૂલટ કરવામાં પડ્યો, પેલાં ચળવળિયાં નામોને મસળી નાંખવા માંગતો હોય એમ. પછી ફાઈલોને અંગૂઠા વડે ખંખેરી, અવળસવળ કરી ને બીજાં કાગળિયાં વગે કરવામાં પડયો. એમ ધૂંધવાટ પર કાબૂ મેળવી ઘડીભર બેલા સામે એકીટશે મીટ માંડી રહ્યો. તેની આંખોની બખોલોમાં બે આગિયા ઝબૂકતા હતા.

વીરભદ્રની આ ઉપસ્થિતિમાં, તેના પિતાનો જ નહિ, બલ્કે તેની માનોય પ્રતિશોધ ચિત્તના એક ખૂણામાં ધકેલાઈ ગયો. પેલા કાતરિયાનો ઉકળાટ તેને અહીં કરડતો હતો. ભારે રૂંધામણ થતાં, ગળામાં શોષ પડતો હતો. દુપટ્ટાના છેડાને બંને હાથે પહોળો કરી, મોં પર હવા ફરકાવવા—લહેરાવવા મથી. પછી ગળાને જરાતરા દાબ આપ્યો, ખખરી બાઝી જતાં જાણે સુક્કાશ ઉડાડવા.

'પાણી... મને પાણી આપો...' ઝોબો આવતો હોય એમ મૂંઝારામાં એ બોલી.

આવી વાહિયાત ગરબડમાં વીરભદ્રને બિલકુલ વિશ્વાસ બેસતો નહોતો. પણ તેના કૂણા ભાવને, કૃપાદૃષ્ટિને દર્શાવવા ખાતર, ઊઠીને ભોજનખંડમાં વળ્યો. એ સાથે જ, બેલાએ તરાપ મારી, ટેબલનાં ખાનાં ખોલી નાંખ્યાં; અંદરથી ભારેખમ રિવોલ્વર ચપળતાથી

સેરવી લઈ, હાથવગી કરી. મૃતક્ સૌરભબાનું સ્થાન લઈને તે આ સર્વસંપન્નતા, સમૃદ્ધિ અને વૈભવમાં મહાલી શકતી હતી; પછી, તેની પાછળ પણ આવા જ શોકની છાયા વીરભદ્ર સદાય વેંઢારતો ફરવાનો – આ સંપત્તિના અઢળક ભારના લીધે. તેને ઉબકો આવ્યો, તેના પર આચરવામાં આવેલી બળજબરીવેળાની જુગુપ્સાની જેમ. તેની પેલી બદબદતી માનહાનિ અને મનોયાતનાની એ સજા ફટકારવા માંગતી હતી. તેનો વમળાતો આક્રોશ ભભૂકી ઉઠ્યો : 'હું શબ્...' જાણે પથારીમાં સૂતેલા સૈનિકને તેનો નામનિર્દેશ આપતા જતાં, તેણે રાડ પાડી. પણ અધવચ્ચે જ, તેનો હરફ 'તેં મને ઓળખી ...?' પડકાર સાથે ગળામાં જ રહી ગયો. વીફરાટમાં તેણે બે વાર ચાંપ દાબી. તેના હાથમાંની રિવૉલ્વરમાંથી છૂટેલી ગોળીઓ વીરભદ્રની છાતીમાં ધરબાઈ. કારમી ચીસ સાથે તેનું તોસ્તાન શરીર ફરસ પર ફસડાઈ પડ્યું – ધડિમ્ ધડિમ્ અવાજો ને આછી ધુમાડીએ જ જાણે તેને છિન્નભિન્ન કરી નાંખ્યું. હાથમાંનો પાણીનો ગ્લાસ છટકીને દીવાલ પર અફળાઈ ટુકડે ટુકડા થઈ ગયો. તેના બીજા હાથમાં રહી ગયેલા અંગૂછાને એ છાતી પર દબાવવા મથ્યો, હાથ તરફડ્યો. તેનો ચહેરો અચંબામાં અને ક્રોધાવેશમાં વિકૃત બનતો બેલા સામે ટસમસી રહ્યો. મોઢામાંથી ગલીચ એવા અપશબ્દોની રમઝટ થતી રહી : 'હરામજાદી... રાંડ.. કજાત. તને ઊભી ચીરીને તારો ખીમો કરી નાંખું...' રઘવાટમાં બેલાએ દાંત પીસીને ફરી બે વાર અંધાધુંધ ગોળીબાર ચલાવ્યા. સંત્રીની કેબિન પછવાડેથી જાફરા કૂતરાએ જોરશોરથી ભસાભસ કરી મૂકી, આવાસ ગજવ્યો. ઊછળી ઊછળીને સાંકળને તોડી નાંખવા મથતો એ ક્યારનોય ધમપછાડ મચાવતો હતો. વીરભદ્રના અશ્લીલ હોઠોમાંથી જરઠ લોહી નીંગળતું જડબા પર થઈને નીચે ફરસ પર પથરાતું રહ્યું. છાતીમાંથી વહેતી લોહીની ધારાઓએ તેનાં કપડાંને લદ્‌બદ્ કરી નાંખ્યાં. આસપાસ લોહીમાંસનો છંટકાવ અને ફેદા ઊડ્યા હતા. બેલા એ અગાઉ સ્વગત બબડીને ગોખી રાખેલા આક્ષેપોની ઝડી વરસાવી : 'મેં મારા માતાપિતાના વેરનો બદલો વાળ્યો છે. મને કોઈ સજા ફટકારી શકવાનું નથી...' પણ અધવચ્ચે જ એ થંભી ગઈ; વીરભદ્રની નિષ્પલક આંખો જડસડ ફાટેલી જ રહી ગઈ હતી. એ કદી પણ જાણી શકી નહિ કે વીરભદ્રને એમાંનું કશું સમજવા જેટલી સુધબુધ હતી ખરી.

બહાર કૂતરાએ મચાવેલા ઘોંઘાટ, તેની ટહુવાડ યંત્રણાદાયી હતાં. બેલાને જંપ વળે એમ નહોતો. સોફાનાં બધાં ઓશીકાં ચોળીચૂંથીને તેણે આમતેમ ફંગોળ્યાં, ટેબલ પરના ચોપડા, ફાઈલો ને કાગળિયાંની ફેંકાફેંકી કરી, બધું અસ્તવ્યસ્ત કરી નાંખ્યું. કબાટ પર પેપરવેટનો ઘા કરી કાચના ભૂક્કા ઉડાવ્યા. મૃતકનો પાયજામો ખોલીને ઘૂંટણની નીચે ઉતારી દીધો. પછી ચપસીને વાળેલો તેનો અંબોડો છોડી, વાળને જથરપથર કરી મૂક્યાં. તેનાં કૂરતા – પાયજામાના એકાદ-બે લીરા ઉતાર્યા ને ગાલ પર નખનો લગીર ઉઝરડો માર્યો. ત્યાં લોહીનો જરાક ટશિયો ફૂટી આવ્યો. આખરે ફોન ઉઠાવ્યો : 'હલો... હું બેલા ઝાખડ... કારખાનાની મહિલા કર્મચારી. કંઈક અજૂગતું બની ગયું, વિશ્વાસ પણ ન આવે એવું ગમખ્વાર... ચળવળના બહાને વીરભદ્રએ મને તેના બંગલે બોલાવી, મારા પર દુરાચાર ગુજાર્યો. તેનું મેં કાસળ કાઢ્યું...'

આ કેફિયતમાં બીજું થોડુંક ઉમેરીને એ સૌની આગળ એમ જ રટતી રહી.

હકીકતમાં, તેની કર્મકહાણી એટલી તો વિશ્વસનીય નહોતી, પણ કારખાનાના બધાં કર્મચારીઓ, પ્રત્યેક જણ તેનાથી પ્રભાવિત થયા હતા; વસ્તુતઃ એ સાચી બાબત હતી, એમાં તથ્ય હતું. બેલા ઝાંખડની વાક્‌પટુતા ને તેના સૂરમાં સચ્ચાઈનો રણકો હતો, તેનું લાંછન, તેની ઘૃણા પણ સાચાં હતાં. બળાત્કારનો એ ભોગ બની, એય સાચું : તો માત્ર સંયોગો, સમય અને બે-ત્રણ નામો જ કંઈ બનાવટી, જૂઠાં હતાં શું...? બેલા એમ ગરકાવ હતી..

(કોહિમા, જાન્યુઆરી ૩૧,૨૦૦૧)



## મધુસૂદન ઢાંકી

•

### દેવભવનોની દિવ્યતાને અનોખા રૂપે પ્રગટાવતાં જાવાનાં દેવમંદિરોની શોભનકલા

એક

ઈસ્વીસનની આરંભિક સદીઓથી ભારતીય સંસ્કૃતિનો પ્રસાર 'દ્વીપાંતર' (નૈર્ઋત્ય એશિયા)ના દેશોમાં ધીરેધીરે પણ સંયોગાધીન, એક રીતે જોતાં આકસ્મિક, અનાયાસે અને સાહજિક રૂપે, કેવળ સંપર્કોની પ્રક્રિયા દ્વારા થવા લાગેલો. એ જ યુગથી 'રામાયણ' તથા બૌદ્ધ અને નિર્ગ્રન્થ આગમિક આદિ ભારતીય સાહિત્યરચનાઓમાં પણ દ્વીપાંતરના દેશોના આછેરા નિર્દેશ મળવા શરૂ થાય છે. બીજી બાજુ મલયદ્વીપ (મલયેશિયાનો પ્રભાગ) અને સુવર્ણભૂમિ(સુમાત્રા તેમ જ બ્રહ્મદેશ અને શ્યામદેશના દક્ષિણી હિસ્સા)માં ભારત સાથેનો પરિચય દર્શાવતાં થોડાંક પ્રાચીન શિલ્પાદિ અને ક્યાંક ક્યાંક ઈંટેરી સંરચનાઓના, જોકે માત્ર તળરેખા દર્શાવતા જ, અવશેષો પ્રાપ્ત થયા છે; મોટી, સુસ્પષ્ટ, અને પૂર્ણપ્રાયઃ ઉદયદર્શનયુક્ત સંરચનાઓ ત્યાં બચી નથી. તે પછી જોઈએ તો ભારતની પડોશમાં બ્રહ્મદેશ (મ્યાંમાર) તેમ જ શ્યામદેશ( સિયામ કે વર્તમાન થાઇલેન્ડ)માં 'પ્યુ' અને 'મૉન'જાતિઓએ સર્જેલ, ચોથી-પાંચમી સદીની થોડીક (ભારતીય ઇતિહાસ–આકલના પ્રમાણે ગુપ્તકાલીન) પ્રતિમાઓ, અન્ય શિલ્પખંડો આદિ વસ્તુઓ મળી તો આવ્યાં છે, પરંતુ મોટા ભાગની ત્યાંની અસ્તિત્વમાન વાસ્તુરચનાઓ તો પ્રાક્મધ્યકાલીન અને મધ્યકાળની જ છે. પણ દ્વીપાંતરના જે દેશોએ ભારતીય શિલ્પ–વાસ્તુનાં, આરંભે ધાત્વાદિ પ્રતિમાઓ, ચિત્રપટો વગેરેનાં અંકનો પરથી પ્રેરણા લઈ, એમાંથી કેટલાંક મૂળ તત્ત્વો ગ્રહી, એને આધારે નવીન
 જ નહીં, અત્યંત સમર્થ અને પોતીકી છાપની, સદલંકૃત અને સુષ્ઠુ માંડણીઓ ઊભી કરેલી

એનાં એક તાદૃશ ફલરૂપે અભિનવ અને પ્રાણવાન કલાશૈલીઓ ઉદ્‌ભવી. એની સાથોસાથ બ્રાહ્મણીય–શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત – અને મહાયાનિક બૌદ્ધ સાધુસંસ્થાઓ. તેના મુનિ, યતિ, સંન્યાસી, કર્મકાંડી પુરોહિતો તેમ જ ત્યાગમાર્ગી ભિક્ષુઓ સરખા ધર્મસંગઠનના મહત્ત્વપૂર્ણ અને જીવંત ઘટકો દ્વારા બ્રાહ્મી લિપિ તથા સંસ્કૃત ભાષા. ને 'રામાયણ', 'મહાભારત', 'પુરાણો', શૈવાગમો, પંચતંત્રની કથાઓ, 'બુદ્ધચરિત' અને બૌદ્ધધર્મકથાઓ 'ધર્મશાસ્ત્રો' અને અન્ય આનુષંગિક સાહિત્ય દ્વારા ભારતીય દેવતાઓ, ધર્મવિધિઓ, અર્ચના–પ્રણાલીઓનો પ્રવેશ થયો. તે બીજી બાજુ રાજત્વ, રાજશાસન, રાજનીતિ અને સમાજ–વ્યવસ્થાના ભારતીય સિદ્ધાંતો અને તદાધારિત વ્યવહાર અને એમાંથી નીપજતાં સંસ્કારો, પ્રથાઓના પણ સ્વીકાર અને પ્રસાર થયા હોવાનું ત્યાંના પ્રાયઃ ઈસ્વીસન પાંચની સદીની મળતા રહેતા અભિલેખો અને પછીથી, વિશેષ કરીને જાવા અને કંબોજના, સાહિત્યમાં પ્રતિબિંબિત થાય છે. પણ તેનાં દૃશ્યમાન પ્રમાણો તો ત્યાંનાં દેવમંદિરોની બેસણીઓમાં કથાનકાદિના શિલ્પકંડારોમાં વિગતે અંકિત થયાં છે. તેમાં બહુ જ સ્પષ્ટ અને સરસ રીતે સામાજિક–નાગરિક સંસ્કૃતિના પરિવેશોના આવશ્યક સંઘટકો આવિર્ભાવિત થયા છે. તેમાં ધાર્મિક વિધિઓનાં દૃશ્યો ઉપરાંત દેવતાઓ અને દેવાયતનો, રાજાઓ અને રાજરાણીઓ, રાજભવનો, રાજસભાઓ અને અંતઃપુરનાં તાદૃશ દૃશ્યો, અને તેના પૂરક જીવંત પાત્રોરૂપે રાજપુરુષો, ઋષિ–મુનિજનો, પાર્ષદો, અનુચરો વા દાસદાસીઓ અને એ સૌનાં વિશિષ્ટ અને પ્રશિષ્ટ અંગભંગ, હાવભાવ, ને એ સૌ વચ્ચે, મધ્યબિંદુએ રહેતા રાજપરિવારજનોના રાજસી ઠસ્સા અને ઠાઠમાઠ તો ચોગરદમ નજરે પડે છે. ને સાથે જ જનસા[illegible] વેશભૂષા, વપુવાચા અને વ્યવ[illegible]રણો,

રાચરચીલાં અને એની માંડછાંડ, રહેણીકરણી અને રીતરિવાજો આદિ આશ્ચર્યજનક રીતે તત્કાલીન વાસ્તવિકતા રજૂ કરવા ઉપરાંત ભારતીય અભિવ્યક્તિઓ સાથે વૈભાવિક નિકટતા ધરાવતાં હોવાની પ્રતીતિ પણ કરાવી જાય છે. અને તેમ છતાંયે એ સાંસ્કૃતિક આવિર્ભાવો – જેમાં ત્યાંનાં પ્રશિષ્ટ સંગીત અને નૃત્યને પણ સમાવી લઈએ તો – સમકાલીન ભારતથી ઘણું ઘણું નોખાપણું, આગવી મુદ્રાઓ અને અભિવ્યક્તિઓ પણ એકધારી રીતે અને અવિચ્છિન્નપણે, વસ્તુતયા સર્વત્રે એકીભૂત બની એકસ્વરે પ્રગટ થતાં, વિલસતાં હોવાનું પણ પ્રથમ દૃષ્ટિએ જ વરતાઈ આવે છે. કલાફલક અંતર્ગત પ્રાણી અને વનસ્પતિચિત્રણા પણ અમુકાંશે નોખી જ સૃષ્ટિ, ત્યાંના સ્થાનિક વનસ્પતિ–સમવાય (flora) અને પ્રાણી-સમુદાય (fauna)ને પ્રગટ કરી રહે છે. ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરે જાવાના પ્રવાસ દરમિયાન, એની સાંપ્રત જીવંત (તેમ જ સંભવતઃ ત્યાં પ્રાચીન શિલ્પાદિમાં દેખા દેતી) સંસ્કૃતિ સંબંધમાં એવા માર્મિક ઉદ્‌ગારો કાઢેલા કે I see here India everywhere but cannot find it !

સાંપ્રત લેખના વિષય માટે અહીં વર્તમાન ઈન્ડોનેશિયા અંતર્ગત રહેલા જાવા પ્રદેશને, એની વિશિષ્ટ કંડાર કલા અંગે કંઈક કહેવા માટે, પસંદ કર્યો છે. જુદા જુદા કાળે અહીં એક તરફથી પૂર્વ ભારતના કલિંગ અને વંગ સરખા પ્રાંતોથી તેમ જ મધ્યદેશથી આવેલા કર્મકાંડના નિષ્ણાત ભારતીય પુરોહિતો, માંત્રિકો, તાંત્રિકો આદિ વિલક્ષણજનો, તો બીજી તરફ દક્ષિણ દિશાથી આંધ્ર, તામિલનાડ(તમિળ્લનાડ) અને કર્ણાટક (કર્ણાટદેશ)થી આવી વસેલા નિવાસીઓ, તો ત્રીજી બાજુ લાટ અને સુરાષ્ટ્રથી વાણિજ્યાર્થે નિર્ગમિત પશ્ચિમ ભારતવાસીઓની અહીં મુખ્યતા હતી. અને આમ આ બધા ભારતીય પ્રદેશોમાંથી થોડેવત્તે અંશે કંઈક ને કંઈક સંસ્કારો, કોઈક ને કોઈક આગંતુક તત્ત્વો, જાવાની પુરાણી, તળપદી, આદિવાસી સંસ્કૃતિમાં સમ્મિલિત બની એકાકાર થઈ ગયેલાં અને તેમાંથી જાવાના વિશિષ્ટ એવં નિજી, પ્રભાવશાળી અને ખૂબસૂરત સાંસ્કૃતિક સ્વરૂપનો આવિર્ભાવ થયેલો.

બે

વિષુવવૃત્તની નીચે, દક્ષિણ ગોળાર્ધના આરંભે આવેલા, વિશેષે ઉત્તર તેમ જ દક્ષિણે સમુદ્રથી આવેષ્ટિત, તિમિંગલ-મત્સ્ય શો રમણીય જાવાદ્વીપ તેમ જ એની અનોખી વનસૃષ્ટિ, કલાસૃષ્ટિ અને સમગ્ર જનસંસ્કૃતિની આજે તો જગતની નિહાળવા યોગ્ય વસ્તુઓમાં ગણના થાય છે. તક મળે તો જીવનમાં ત્યાં એક વાર જઈ આવવા જેવું છે.

સન્ ૧૯૮૪ના ઑગસ્ટ માસમાં ત્યાંનાં પુરાણાં બ્રાહ્મણીય અને બૌદ્ધ દેવમંદિરનાં સર્વેક્ષણ અને તસવીરીકરણ નિમિત્તે અમેરિકન ઇન્સ્ટીટ્યુટ ઑફ ઇન્ડીયન સ્ટડીઝ, બનારસના ઉપક્રમે હાથ ધરેલા પ્રવાસ દરમિયાન એના અધ્યયનની તક મળેલી, જેના થકી શિલ્પ-સ્થાપત્ય, દેવપ્રતિમાઓ, તેમના અમુકાંશે આગવા કહી શકાય તેવા આવિર્ભાવો, અને ખાસ કરીને દેવાલયોનાં રચના-વિન્યાસ અને કંડારવિભૂષાનું અધ્યયન



એતદ્

થઈ શકેલું. તેમાંથી અહીં દેવ-મનુષ્યાદિ આકૃતિઓ, કથાચિત્રણો/આલેખનો અને તેમનાં વિન્યાસ અને આયોજનો-સંયોજનો તેમ જ વાસ્તુવિષય અને સાથે જ અન્ય વસ્તુવિષયો પર ચર્ચા ન કરતાં વિવેચન દેવાલયોની, વિશેષે એનાં બહિરંગ પર પ્રયુક્ત, અલંકારશોભા પૂરતું સીમિત રાખ્યું છે.

કંબોજ અને ચંપામાં મળે છે તેમ જાવામાં રાજકર્તા વ્યક્તિઓનાં ઈસ્વીસનના પાંચમા શતકથી તો અપાયેલ 'વર્માન્ત' સંસ્કૃત અભિધાનો (અશ્વવર્મન્, મૂલવર્મન્, પૂર્ણવર્મન્), પ્રતિમાપ્રતિષ્ઠા અને દેવાલયનિર્માણ સંબદ્ધ ઉલ્લેખો આદિ પણ આમ તો ઈસ્વીસનની પાંચમી સદીથી સંસ્કૃત શિલાલેખોમાં સ્પષ્ટ રૂપે મળી આવતા રહે છે, પરંતુ ઉપલબ્ધ જૂનામાં જૂનું મંદિર તો ઈ.સ. ૭૩૨માં સંજય રાજવંશના શાસન દરમિયાન રચાયેલું, જે 'ગુણગ ઉકિર' નામના પહાડી સ્થાનમાં, કેવળ અતિ ધ્વસ્ત ખંડેરરૂપે, પ્રાપ્ત થાય છે. એમાં તો ખાસ કલાકારીગરી જોવા મળતી નથી. શૈલીની દૃષ્ટિએ એ પછી તરતનું હશે તે ન્ગોન્ડોસૂલિ કે ન્ગણ્ડિસૂલિના મંદિરના તો કેવળ થોડાક કંડારાયેલા ટુકડાઓ જ મળી શક્યા છે (જેમાંથી ત્રણેક પર કોરેલી ભાતોનાં ચિત્રો અહીં રજૂ કર્યાં છે.) પણ આઠમા શતકના અંતિમ ચરણમાં, મતરમયુગમાં, મધ્ય જાવામાં દિયેંગના પહાડની અધિત્યકા પર અને ગેદોંદસોંગની પર્વતીય શ્રૃંગમાલા પર ઠીક સંખ્યામાં બંધાયેલાં નાનાં નાનાં બ્રાહ્મણીય મંદિરોના સમૂહમાંથી, પછીના કાળે થયેલા ભૂકંપાદિ કારણે થયેલા વિનાશમાંથી બચી ગયાં છે તેમાં, શોભનાંકનો અંકિત છે ખરાં, પણ અલ્પ પ્રમાણમાં. પરંતુ પ્રાયઃ આઠમા શતકના અંતભાગથી મધ્ય જાવામાં (મૂળે સુમાત્રાસ્થિત) બૌદ્ધધર્મી શૈલેન્દ્ર રાજવંશના શાસનનો ઉદય થયો અને આ વંશના રાજેન્દ્રોના સમયમાં, વિશેષે ઈ.સ. ૮૦૦-૮૫૦ના ગાળામાં, વિપુલ પ્રમાણમાં અલંકૃત મંદિરાદિ બંધાયાં. જેમાં મેંદુત, પવૉન, કલસન, સારિ, પ્લાઓસન, સેવુ, ન્ગ્વેન, બરોબુદર (કે બરાબૂદૂર) સરખાં સ્થળોએ નાનાં મોટાં બૌદ્ધ દેવાલયો અને ક્યાંક ક્યાંક તો જબરા મંદિરસમૂહો રચાયેલાં, જેમાંનાં ઘણાંખરાં ઠીકઠીક સારી સ્થિતિમાં જળવાયેલાં છે. એ કાળે કેટલાંક સરસ બ્રાહ્મણીય મંદિરો પણ બંધાયેલાં : પણ તેમાંનાં પ્રિંગેપસ જેવાં સ્થળોનાં થોડાંક દૃષ્ટાંતો બાદ કરતાં ઘણાંખરાં પૂર્ણતયા વિનષ્ટ થઈ ચૂક્યાં છે, તેમનાં માત્ર શિવલિંગો અને તેની પીઠિકાઓ, ગરુડ અને નંદી પ્રતિમાઓ, ક્યારેક વૈષ્ણવી મૂર્તિઓ, હરિહર અને દુર્ગા, ગણેશ, ક્વચિત્ કાર્તિકેય તેમ જ શિવ-અગસ્ત્યની અને ક્યાંક વળી ચંદ્ર અને સૂર્યની પ્રતિમાઓ જ બચી ગયેલી, જે સૌ જકાર્ત્તા અને જાવાનાં અન્ય સંગ્રહાલયોમાં લાવી રાખવામાં આવ્યા છે. (એ કાળનાં કેટલાંક બૌદ્ધ મંદિરોની પણ એ જ ગતિ થઈ છે. ત્યાંની પણ માત્ર બુદ્ધ-પ્રતિમાઓ જ શેષ રહી ગયેલી હાથ લાગી છે.) પછીના દાયકાઓમાં, નવમી સદીના મધ્ય ભાગમાં, વિશાળ જગતી અને દેવકુલિકાઓના પરિવાર સાથે રચાયેલા પ્રમ્બનન્‌ના બ્રહ્મા, શિવ અને વિષ્ણુના ત્રિપુરુષપ્રાસાદના પડી ગયેલા મહામંદિરને સાંપ્રત કાળે ફરીને ઊભું કરી દેવામાં આવ્યું છે. જ્વાલામુખીઓ અને ધરતીકંપની પ્રકોપથી મધ્ય જાવાનાં ઘણાં મંદિરોનો ઉપલો ભાગ દસમી સદીના ઉત્તરાર્ધમાં ધ્વસ્ત થઈ ગયેલો : ને લોકો મોટે ભાગે પૂર્વીય

જાવા અને બલિદ્વીપ તરફ ઉચાળો ભરી ગયેલા. પાછળ જેનાં નામ ગણાવ્યાં તેમાંથી કેટલાંક દેવાલયોનાં અંગ–ઉપાંગો પર કોરાયેલી થોડીક ચુનંદી શોભનભાતોને અહીં સચિત્ર રજૂ કરીશું.

ત્રણ

ભારતના પ્રાચીન કાળના શિલ્પમાં કંડારિત આભૂષાકલાના અભ્યાસીઓને જ્ઞાત છે તેમ પ્રાયઃ ઈ.સ. પૂર્વે બીજી શતાબ્દીમાં રચાયેલા મધ્યપ્રદેશના ભારહૂતના સ્તૂપની વેદિકા પરના, તેમ જ તે પછી તુરતમાં રચાયેલા અમરાવતી અને મથુરાના સ્તૂપોની વેદિકાઓ તથા સાંચીમાં તોરણો પરનાં અંકનોથી લઈ અજંતાની પાંચમી સદીની ગુફાઓનાં ચિત્રાંકનોમાં કમળ/કમલનો શોભનઘટક રૂપે બહોળો પ્રયોગ થયેલો. પછીથી કમલનાં શોભાંકનો સાતમા સૈકા સુધી ક્વતિ્ ક્વચિત્ મળી તો આવે છે, પણ ત્યારબાદ તે વિરલ બની જાય છે. કિંતુ અહીં જાવામાં તો તે આઠમાથી લઈ તેરમા સૈકા સુધી વિપુલ પ્રમાણમાં અને નિરંતર પ્રયોજિત થયેલાં જોવામાં આવે છે, તે એટલે સુધી કે અલંકારો વર્ષાવતાં કલ્પવૃક્ષોનાં પુષ્પો પણ કેટલીક વાર કમલાકૃતિ રૂપે કંડારેલાં જોવા મળે છે. કલ્પવલ્લીઓનો પણ મોકળે હાથે પ્રયોગ થયેલો દૃષ્ટિગોચર થાય છે. અલબત્ત ભૌમિતિક ભાતો પણ અહીંતહીં દૃષ્ટિગોચર થાય તો છે, પણ અહીં કલાહૈતવ રૂપે પ્રધાનતા અને પ્રાબલ્ય તો, આળેખની સારી એવી વિવિધતા દર્શાવતાં, કમલાંકનોમાં જ રહે છે. વનસ્પતિ–કંડારમાં કેળ, આમ્રતરુ આદિ જ્ઞાત વૃક્ષો ઉપરાંત ત્યાંનાં તળપદાં અન્ય વિવિધ પ્રકારનાં વનસ્પતિ અને વૃક્ષો, ને તેમાં આગળ તરી આવતા અને 'ભારતીય' કંડારમાં નહીં જોવા મળતા અળવી વર્ગ (Alocasia)ની જાતિનાં વિશાળ પાન પણ હાથમાં ધારણ કરી, રાજસવારીઓનાં દૃશ્યોમાં અંગભૂત રૂપે રહેલા પરિચારકો ઠેરઠેર કોરેલા દૃષ્ટિગોચર થાય છે. પક્ષીઓના કંડારમાં ભારતમાં (તેમ જ સિંહલદ્વીપમાં) દેખાતા હંસ અને ચક્રવાકાદિને બદલે અહીં તો વનરાજિનાં આલેખનોમાં અને અન્ય ઘણે સ્થળે ત્યાંનાં તળપદાં શુકાદિ વર્ગનાં કાકાકૌવાદિ સુડોળ પંખીઓ, એની સ્વાભાવિક ક્રીડાઓ/ચેષ્ટાઓ સમેત, ક્યારેક તો લતાઓનાં ગૂંચળાઓ અંતર્ગત પણ, ગોઠવેલાં જડી આવે છે. 'ઘટપલ્લવ'નો પણ કેટલેક સ્થળે શોભન-હૈતવ તરીકે – પરંતુ અન્યથા એનો બધે જ વિશિષ્ટ એવા 'ઘટપદ્મ' રૂપે – આવિર્ભાવ થયેલો જોવાય છે. અને અહીં તેના મોટા ભાગનાં આકૃતિ, બંધારણ, અને ઉઠાવ ભારતમાં મળે છે તેનાથી નોખા પ્રકારનાં હોવાનું તરત જ જણાઈ આવે છે. બીજી બાજુ કંબોજ અને ચંપાદેશમાં કમલની કોરણી અલ્પ પ્રમાણમાં જ થઈ જણાય છે અને ત્યાં તો તેની રેખાકૃતિઓ પણ જુદા પ્રકારના ઘાટ પ્રગટ કરી રહે છે. વિશેષમાં જાવામાં નહીં જોવા મળતી એવી કેટલીક અન્ય પ્રકારની કંડારક્રિયા પણ ત્યાં નજરે પડે છે. કંબોજમાં, અને કેટલાક કિસ્સાઓમાં ચંપા દેશમાં પણ, વનલતાઓ અને તેનાં પર્ણોથી બહારના ભીત્તિસ્તંભો



જ નહીં, તોરણોના ઉપલા ભાગના ઇલ્લિકાવલણના ક્ષેત્રભાગ અને દસમી સદીના

એતદ્

ઉત્તરાર્ધથી તો ભીત્તિસ્તંભોના ગાળા વચ્ચેની ખાલી જગ્યાઓ પર પણ છવાઈ જતાં જોવા મળે છે.

જાવાનાં મંદિરોના બાંધકામની એક વિશિષ્ટ ખાસિયત એ છે કે પહેલાં પથ્થરો ઘડી, યથાસ્થાને યથારીતે ગોઠવી, સાંધાઓ મેળવી, સંરચનાનો ભાગ ઊભો થતો જાય, અને પછી તેના દર્શનભાગ પર જ્યાં જ્યાં કરવું ઘટે ત્યાં શિલ્પીઓ ભાતો ચિતરીને ટાંકણાંઓ દ્વારા એનો ઉપાડ કરતા. (ઘણી જગ્યાએ જ્યાં સાંધો ખુલ્લી થઈ ગઈ છે ત્યાં આ વસ્તુ સ્પષ્ટ રૂપે જોઈ શકાય છે. જુઓ અહીં ચિત્ર) અહીંનાં મંદિરોનાં શોભાંકનોનું આકલન સૌ પ્રથમ એવી ભાતોથી કરીશું જે વિભાવની દૃષ્ટિએ ભારતની સમાંતર ભાતોની કંઈક અંશે સમીપવર્તી હોય. તેમાં આકલ્પનના કોણથી જોઈએ તો ભારતીય આકૃતિને મળતા આવતા 'ઘટપદ્મ' હૈતવથી શરૂ કરીશું : સૌ પ્રથમ તો અહીં સાંચીના ચોરસ સ્તંભ પરના એક ચોરસામાં કંડારેલ ઘટપદ્મનો નમૂનો તુલનાર્થે રાખ્યો છે ( રેખાંકન ૧) : પ્રસ્તુત દૃષ્ટાંતના કમળવાળા ભાગના આલેખનમાં પાર્શ્વસામંજસ્ય(Lateral symmetry)ના સિદ્ધાંતને અનુસરવામાં આવ્યો છે, પરંતુ જાવાવાળી ભાતોનાં કમળો( રેખાંકન, ૮,૯,૧૧) સાથે



૧. સાંચીના ઉત્તર તરફના તોરણના સ્તંભ પર કંડારેલ ચોરસા અંતર્ગત ઘટપદ્મનું અંકન



૮. ન્ગોન્ડિશૂલિની એક તકતી પર ઘટપદ્મનો કંડાર



૯. ચંડી સેવુના બૌદ્ધ મંદિરની જગતીના કંઠમાં કંડારેલ ઘટપદ્મ

એતદ્



૧૧. ચંડી સેવુના મંદિરની જગતી પર ઘટનું દર્શન

૪. જાવામાં ગેદોંગ સાંગ (ઉગરેન પ ...ના પ્રથમ મંદિરની જંઘા પરનું ઘટકમલનું અંકન



૧૨. બોરોબુદરના સ્તૂપની એક જગતી પર કમળવેલ સમેત ઘટનું આલેખન

તુલના કરતાં સ્વરૂપાંકનમાં ખાસ્સું અંતર દેખાઈ આવે છે. વધુમાં જાવી દૃષ્ટાંતો વિશેષ કમનીય હોવા ઉપરાંત તેના ફેલાતા બાહુઓનાં પ્રસાર અને પ્રવાહિતા પણ અધિક હોવાનું વરતાય છે. તે સિવાય એના સ્વરૂપના સંગ્રથનને નિશ્ચિત કરનારી રેખાઓ પણ વિશેષ



૧૦. ચંડી સેવુના મૂલપ્રાસાદની એક જગતીના, પદ્મવલ્લી સહિતના, ઘટનું આલેખન



એતદ્



૫. પ્રમ્બનનના શિવપ્રાસાદની જગતી પરનું કમલાદિ પુષ્પસમૂહનું અંકન



૩. સાંચીના સ્તૂપની વેદિકા પરનું પોયણાઓનું અંકન



૬. ન્ગોન્ડિ શૂલિના ભગ્નાવશેષોમાં એક પટ્ટ પરનું કમલાંકન



૨. જાવાના પ્રમ્બનનના શિવપ્રાસાદની જગતીનું કમલદલાંકન



૭. ન્ગોન્દિ શૂલિના એક અન્ય પટ્ટ પરનો કમળવેલનો આળેખ

કલાત્મક હોવાનું જણાઈ આવે છે. સાંચીનું દૃષ્ટાત કાષ્ઠકારીથી નીપજતાં, જરા શાં જડ અને રૂઢિપરસ્ત, સ્વરૂપોનો ભાસ કરાવે છે, જ્યારે જાવાનાં રેખાંકનોમા, ચિત્રકામમાં તો સ્વાભાવિક રીતે સંભવિત બનતી, તરલ રેખાઓનાં દર્શન થાય છે. અલબત્ત, બંને દૃષ્ટાંત વચ્ચે પ્રાયઃ આઠેક સદીનું અંતર પણ રહ્યું છે. અને એ રીતે તો આ જાવાવાળું દૃષ્ટાંત અજંતાના આસાનીથી વહેતી પદ્મલતાનાં અંકનોની નજીક જાય છે. ઘટનાં સ્વરૂપો પણ અહી વિવિધ પ્રકારે દૃષ્ટિગોચર થાય છે. ભારતીય ઘડાનાં સ્વરૂપોને મળતાં ઘટો(રેખાંકન ૪, ૧૨)માં જોઈ શકાય છે. તો વળી ક્યાંક ક્યાક, જેમકે રેખાંકન ૮માં, તે ઘડાનો ઘાટ છોડી ફૂલદાન સરખો આકાર (રેખાંકન ૮,૧૦)ધારણ કરે છે તો ક્યાંક વળી ફૂલદાન પણ પતકોળાં સમી ઘાટીલી હાંસો પણ બતાવી રહે છે (તસવીર ૨, ચિત્રક્રમાંક -૨૪). આવાં ચીન અને કોરિયાના મધ્યકાલીન પોર્સિલીનમાં દેખા દેતાં ફૂલદાન સમાં ઘટરૂપો ભારતીય શોભનકલામાં જોવામાં આવતાં નથી. સામાન્ય રીતે ઘડામાં ન થતી એવી, અહી તળિયાના ભાગમાં કરેલી ઘાટવાળી, પડઘીઓ તો બધે જ જોવા મળે છે. રેખાંકન ૯માં એક એવો નમૂનો જોવા મળે છે જે ઘટ કરતાં મંદિરોના કળશને શોભે તેવી ઘાટલીલા પ્રગટ કરી રહે છે. ઘટોના અંડભાગને મણિબંધથી વિભૂષિત કરતાં દૃષ્ટાંતો રેખાંકન ૪,૯ અને ૧૨માં જોઈ શકાશે.



૨૪. પૂર્વજાવાના ૧૩મા શતકના મંદિરમાંથી મળી આવેલ દેવીમૂર્તિની પાછળ કંડારેલ પદ્મદલનો રૂપસુંદર ઉભાર



← ૧૩. બોરોબુદરની જગતી પરના શિલ્પિતરૂપકની બાજુની સ્તાંભિકા પરની ઊર્મિવેલ



૧૪. બોરોબુદરની પહેલી જગતીના એક શિલ્પાંકનની બાજુની થાંભલી પરની કલ્પલતા



૧૫. ચંડી મેંદુતની જગતી પર મોર અને હંસપક્ષી સમેતની પદ્મલતા



૧૬. ચંડી મેંદુતની જગતીની શંખ અને શુકપક્ષી સહિત પદ્મલતા



૧૭. ચંડી મેંદુતની પંખીઓવાળી કલ્પવલ્લી



૧૮. ચંડી મેંદુતની કાકાકૌવા અને શાર્દૂલ યુક્ત કલ્પલતા



૨૦. ચીની મેંહુત, મગર પર સવાર વાંદરાવાળી પંચતંત્રનું કથાચિત્રણ અને શુકવર્ગનાં પક્ષીઓ સાથેની ઊર્મિવેલ



૧૯. ચંડી મેંદુત, શુકપક્ષીઓ અને કમળવેલ



૨૧. ચંડી મેંદુત. વિદ્યાધર વા જૃંભક સાથેની કલ્પલતા દર્શાવતો ફલક

એતદ્



૨૨. ચંડી મેંદુત પરનું વિદ્યાધર વા જૃંભક સહિતનું કલ્પવલ્લીનું અંકન



૨૩. પ્રભ્ભનનના શિલપ્રાસાદના અધિષ્ઠાન પરની ઘટવલ્લીનું અંકન

ઘટની આજુબાજુ અન્ય માંગલિક ચિહ્નો પણ અંકિત થયેલાં કેટલાંક ઉદાહરણોમાં જોવા મળે છે : જેમકે રેખાંકન ૧૧માં અડખેપડખે કર્પૂરજ્યોત, ધૂપદાન, તેમ જ શંખ કોરેલાં છે; તો રેખાંકન ૧૨માં અગ્નિપાત્ર અને વર્ધમાનકની જોડી દષ્ટિગોચર થાય છે.

કમળના પણ બે મુખ્ય પ્રકારો – પદ્મ અને પૌર્ણ – જાવી કલામાં પણ મોજૂદ છે. રેખાકંન ૪માં ઘટપદ્મને સ્થાને ઘટપૌર્ણ તેમ જ રેખાંકન ૫ અંદર વ્યક્ત થતી પુષ્પરાજિની ગોઠવણીમાં ચરમ સ્થાને પૌર્ણ કિંવા પોયણું કોરેલું છે. પોયણાને ભારતીય કલામાં પણ અલબત્ત સ્થાન હતું જ, જે સાંચીના દ્વિતીય સ્તૂપની વેદિકાના સ્તંભ પર દર્પણ રૂપે કોરેલ વર્તુળ અંતર્ગત જોઈ શકાય છે (રેખાંકન ૩).

કમળકળીનો પણ જે ઊતરતા ક્રમે ઉપર ચડતી પાંખડીઓ સાંચીમાં (રેખાંકન ૧)માં દર્શાવી છે તેને કંઈક અંશે અનુસરતી વસ્તુ જાવામાં રેખાંકન ૨માં જોવા મળે છે. જોકે કમ્બોજ અને ચંપામાં એ જાતનું અંકન વિશેષ વિપુલ સંખ્યામાં તરી આવે છે. એ સિવાય કમલશોભનમાં ઘટ રહિતનો ઊગમ બતાવતાં ખૂબસૂરત અંકનો ન્ગોન્ડિશૂલિના બે પટ્ટ પર અંકિત થયેલાં છે. (રેખાંકન ૬,૭) જે બોરોબૂદરાદિ અને પ્રમ્બનનાદિનાં દૃષ્ટાંતોથી વિશેષ પ્રાચીન છે. સ્તંભિકાઓ પર, ઊભાં, સળંગરૂપે ઉદય પામતા, વલ્લી–રૂપાંકનો પણ જાવામાં કેટલેક સ્થળે નજરે ચડે છે. જેમકે ચંડી કલસનની ઊંચેરી ભીંત પર ગાળે ગાળે આવતી આછી રીતે ઉપસાવેલી થાંભલીઓ પર ચોગરદમ વનલતાઓ કાઢેલી છે. એથી થોડું પહેલાં, અને નાના પ્રમાણમાં, બોરોબૂદરની જગતીઓ પર આ પ્રણાલિકાનો આછો શો આરંભ થઈ ચૂકેલો, જેનાં બે સરસ દૃષ્ટાંત રેખાંકન ૧૩ અને ૧૪માં રજૂ કર્યાં છે. રેખાંકન ૧૪માં તો વલ્લીનાં ગૂંચળાંઓ વચ્ચે પક્ષીઓનાં મનોહર રૂપાંકનો મળે છે.

હવે અહીં પાંચેક એવાં શોભનોનાં ઉદાહરણો પેશ થશે જે જાવામાં અન્યત્ર છે એથી વિશેષ વિસ્તરિત રૂપે દેખા દે છે. એ સૌ ચંડી મેંદૂતની જગતી વા અધિષ્ઠાનના કંઠ પર અંકિત થયેલાં છે. રેખાંકન ૧૫માં કમળ પર ઊભેલા, થોડી સીધડ શી ભાસતી ગરદનવાળી મોરને બાજુએ રાખીએ તો અડખેપડખે કોરેલ વલ્લીઓમાં મોટી શી ખિલાવટવાળાં રૂપ જોવા મળે છે. રેખાંકન ૧૬માં મોરને સ્થાને મંગલ–શંખને કોર્યો છે અને આજુબાજુનાં બે ગૂંચળાંઓમાં લાક્ષણિક અદા બતાવી રહેતાં શુકપંખીઓ કોર્યાં છે. તો રેખાંકન ૧૭માં વચ્ચે તેમ જ વેલનાં ગૂંચળાંઓમાં કાકાકૌવાનાં નૈસર્ગિક ચેષ્ટાઓ સચેતના જીવંત ભાસતાં રૂપ જોવા મળે છે. રેખાંકન ૧૮માં પોપટ અને કાકાકૌવો અને નીચે ત્રણ માછલીઓ, માણસ જેવા ભાસતાં મુખવાળા સિંહ સામે, તાકી રહેલાં બતાવ્યાં છે. ને રેખાંકન ૧૯માં પણ પદ્મલતાની વળ ખાતી ડાંડીઓ વચ્ચાળે શુકરૂપો કાઢેલાં છે. રેખાંકન ૨૦માં કંડારેલ સુશોભનાની સામાન્ય માવજત તો અહીંનાં પાછળ જોઈ ગયાં તે અંકનોથી સિદ્ધાંતમાં જુદી નથી, પણ વચ્ચેના ભાગમાં મગર પર સવાર થયેલ વાનરનું દૃશ્ય પંચતંત્રનાં પ્રસિદ્ધ કથાનકના પ્રસંગને અનુસરે છે.

હવે રેખાંકન ૨૧ તથા તસવીર ૨ (ચિત્ર ક્રમાંક ૨૩) માં સવ્યાપસવ્યરૂપે વિદ્યાધર વા જૃંભકના, તળાવડીમાં કમળના ગીચોગીચ અને વળ ખાતા સમૂહ વચ્ચે નીચે ઘૂંટણિયા વાળી 

બેઠેલાં સુરેખ રૂપ દર્શાવ્યાં છે. છેલ્લાં બે ચિત્રો વિશે હવે વાત કરીએ. તસવીર ૧માં (ચિત્રક્રમાંક ૨૨) વચ્ચેનાં કમળ ભરાવેલ અનુપમ ફૂલદાન ગોઠવણીમાં આજુબાજુ કાલ્પનિક પણ સમુદ્રમોજ શી વલ્લીનાં સરસ વલયકલ્પ કરેલાં છે. જ્યારે તસવીર ૩(ચિત્રક્રમાંક -૨૪) માં તો ભારતમાં ક્યાંક દૃષ્ટિગોચર ન થતી નવીન જ શોભનપ્રક્રિયામાં દર્શન થાય છે. પૂર્વ જાવાના એક દેવીમૂર્તિના પછવાળાના ભાગે કમલપત્રો, મૃણાલદંડો અને અર્ધ નીખરિત કમલોની અપૂર્વ શોભનલીલા એના કલાકારે સર્જી દીધી છે. ૧૩મા શતક જેટલા પશ્ચાત્ કાળમાં પણ આવી અત્યંત સમર્થ, પ્રાણવાન અને અભિનવશોભન લીલા સર્જી શકનાર જાવાના આ અનામી કલાકારોને જેટલી અંજલિઓ આપીએ તેટલી ઓછી પડે.

એતદ્

## ચિત્રસૂચિ

### રેખાંકનો



### તસવીરો



# રસિક શાહ

•

**સ્વગત**

જયંત કહે છે : વિવેચન વિશે, સર્જકતા વિશે તમે ગણિત, વિજ્ઞાન જેવી વિદ્યાશાખાઓના સંદર્ભમાં સતત કંઈક ને કંઈક વિચારો છો, વાતો કરો છો; એમાંથી કેટલુંક કોઈ પણ પુસ્તક કે લેખ જોવાતપાસવામાં રોકાયા વિના લખી આપો. એટલે કાંઈક તો લખી જ આપવું પડશે.

સ્કૂલકૉલેજોના વિદ્યાર્થીઓ ગણિત, વિજ્ઞાન વિશે કેવી માહિતી ધરાવે છે, કેવું જ્ઞાન ધરાવે છે એ જાણવાનો જ્યારે જ્યારે પ્રયત્ન કરું છું ત્યારે ત્યારે મારી અપેક્ષાઓ સદંતર ભાંગી પડે છે. વિજ્ઞાનના વિદ્યાર્થીઓની આવી પરિસ્થિતિ હોય તો વિજ્ઞાનના વિકાસની વાતોથી લગભગ અપરિચિત હોય એવા સાહિત્યના વિદ્યાર્થીઓનું, સાહિત્યકારોનું ને સાહિત્યના અધ્યાપકોનું શું – આ પ્રશ્ન ફરી ફરીને જાગે છે અને સી.પી.સ્નોએ Two culturesની જે વાત કરી હતી એ સળવળી ઊઠે છે. એકાદ વર્ષ પહેલાં અધ્યાપકોની શિબિરમાં કેટલીક સંજ્ઞાઓ વિશદ કરવા માટે કેટલીક પ્રાથમિક વાત કરી ત્યારે બધાને ખૂબ રસ પડ્યો હતો. sensation અને perceptionનો ભેદ બતાવવા માટે મેં કાગળની એક લાંબી પટ્ટી બતાવીને પૂછ્યું : કેટલી સપાટી દેખાય છે ? મારા લોભામણા છતાં નિર્દોષ પ્રશ્નમાં કોઈક છટકું હશે એમ માનીને કોઈ જવાબ આપવા તૈયાર ન થયા. perceptionના ઉદાહરણ રૂપે મેં Möebius strip બનાવી. દેખીતી બે સપાટીઓ Möebiusને કેવી રીતે એક લાગી હતી, કેવી રીતે એણે એને ૧૮૦°ના ખૂણે વાળીને એક સપાટી બનાવી હતી એ મેં સમજાવ્યું અને જાદુના ખેલની જેમ કાતરથી એને વચમાંથી કાપીને એના ગુણધર્મોની વાત કરી.

સર્જકતાના પ્રશ્નોમાં આવું સતત બન્યા કરે છે એ તરફ આપણા સાહિત્યકારોનું,

વિશેષ તો વિચારકો ને વિવેચકોનું ધ્યાન કેમ નહીં જતું હોય, એમને એનું આશ્ચર્ય કેમ નહીં થતું હોય એ પ્રશ્ન પણ મને વર્ષોથી સતાવ્યા કરે છે. open-mindednessની વાતો આપણે વર્ષોથી કરતા આવ્યા છીએ પણ એને વિશેની નિષ્ઠા કેમ ઓછી નજરે પડે છે ? કમ સે કમ સાહિત્ય વિશેની open-mindedness જાળવવા માટે, સંવર્ધવા માટે વિવેચકોએ 'નિત્ય વિદ્યાર્થી અવસ્થા'માં રહેવું જોઈએ. બક્ષિસમાં મળેલી આપણી માનવચેતનાની લગભગ પ્રાથમિક લાગતી આશ્ચર્ય પામવાની વૃત્તિને સતેજ રાખવી એ આપણા સહુની માત્ર ફરજ જ નથી, ધર્મ પણ છે. સાહિત્યવિવેચનનાં ઢગલાબંધ પુસ્તકોમાં આ ફરજ ચૂકી જવાય છે, આ ધર્મથી ચ્યુત થઈ જવાય છે – એનાં અસંખ્ય ઉદાહરણ જડી આવે એમ છે.

આનંદની વાત એ છે કે પશ્ચિમના કેટલાક વિચારકો કોઈક ને કોઈક સાહિત્યસર્જકની કૃતિમાંથી અવતરણ આપે છે – ક્યારેક પ્રસ્તાવના, ક્યારેક પ્રકરણ, ક્યારેક પુસ્તક એ અવતરણથી શરૂ કરે છે. બોર્હેસ Other Inquisitionsના એક નિબંધમાં વિશ્વના ભ્રાન્ત સ્વરૂપની વાત કરે છે. એમાંથી અવતરણ લઈને માલ્કમ ટાલ્બોટ એમના પુસ્તક Mysticism and the New Physics(૧૯૮૧)ની પ્રસ્તાવનાની શરૂઆત કરે છે. સાહિત્યના અભ્યાસીને વાસ્તવિકતાની વિભાવના ધરમૂળથી તપાસવાની જરૂરિયાત ને એ માટે ગણિત, વિજ્ઞાન ને બીજી વિદ્યાશાખાની વિચારણાની અનિવાર્યતા વરતાય છે ખરી ? હું કોણ છું એ પ્રશ્ન તપાસતી વખતે બોર્હેસની નવલિકા 'વર્તુળાકાર ખંડિયેર' તેમ જ લૂઇસ કેરોલની 'થ્રૂ ધ લુકિંગ ગ્લાસ'ની કે દેકાર્તે ઊભા કરેલા વાસ્તવિકતા અને સ્વપ્નાવસ્થા વિશેના પ્રશ્નોની સાર્થકતા સમજાવતી વખતે મેલવિલની નવલકથા 'મોબી ડિક'ની સહાય લેવાનું આ વિચારકો ચૂકતા નથી. એમનાં પુસ્તકોમાં જે ઊંડો ને વ્યાપક અભ્યાસ જોવા મળે છે એનાથી તરત સમજાય છે કે open-mindedness is not a pleasure trip.

વિવેચનના પ્રશ્નો પાયામાં તાત્ત્વિક પ્રશ્નો છે, ફિલસૂફીના પ્રશ્નો છે. એ પ્રશ્નોની વિચારણા કરતી વખતે તર્કનો આશ્રય લેવામાં આવે છે. અનેક પરિચિત અને પ્રચલિત વિભાવનાઓની આસપાસ વિવેચનની વિચારણા ચાલતી હોય છે. દરેકેદરેક વિવેચક કહે છે : કૃતિ કલાકૃતિ બની છે કે નહીં એ જોવાનું છે. આ કસોટી સાચી છે પણ જે સ્વરૂપે વિવેચકો એ વાતને દોહરાવ્યા કરે છે ત્યારે એનું સ્વરૂપ ચિંતનનું નથી હોતું, trusimનું વધારે હોય છે. મોટા ભાગનું વિવેચન વિવેચકના પૂર્વગ્રહો, અભિપ્રાયો અને truismનાં રટણ બની રહે છે, આગળ વધતું નથી. સામગ્રીનું સાહિત્યમાં રૂપાંતર થાય છે સર્જનપ્રક્રિયા વડે. એ સર્જનપ્રક્રિયા કેવી રીતે પ્રવૃત્ત થાય છે એ બતાવવાની કોઈ ચાવી એમાં હોતી નથી. દલીલો, પરીક્ષણ, વિશ્લેષણ, તર્ક – આ બધાંમાં પણ કેટલીક મર્યાદા વરતાય છે. પછી પ્રશ્ન સર્જનની જે અનુભૂતિ થઈ છે એનો રહે છે. વિવેચક આઇઝરને અનુસરે કે પોતાને સ્વીકાર્ય એવા કોઈ વિવેચકના દૃષ્ટિબિન્દુને અનુસરે, વિશ્લેષણની મર્યાદા એણે જાણી લેવી જોઈએ. એ પછી એનું વિધાન કંઈક આ પ્રકારનું હોય : મારી દૃષ્ટિએ સામગ્રી આ છે, એમાં રૂપાંતરમાં અમુક ટેકનિકનો વિનિયોગ થયો છે અને આ સ્વરૂપે સામગ્રીનું રૂપાંતર થયું હોય એમ મને લાગે છે અને મને સર્જનની અનુભૂતિ થાય છે. આ છેલ્લા

વાક્યના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ વચ્ચે કાર્યકારણનો કોઈ જ સમ્બન્ધ નથી. એની સ્પષ્ટતા વિવેચકને હોવી જોઈએ. એના વક્તવ્યમાં એની પ્રતીતિ થવી જોઈએ.

Closed universe કે closed systemમાંથી સામગ્રી open universe કે open systemમાં કેવી રીતે રૂપાંતર પામે છે, સર્જક અમૂર્તમાંથી મૂર્ત કેવી રીતે સિદ્ધ કરે છે એનો વિવેચકને ખ્યાલ હોવો જોઈએ ને એના વિવેચનમાં એ વ્યક્ત થવો જોઈએ. ઘણી વાર સાહિત્યેતર ક્ષેત્રોમાં થતાં સર્જન, વિચારણા ને એના વિવેચનમાં યોજાતી વિભાવનાઓ – આ બધાંનો પરિચય સાહિત્યના વિવેચનમાં ઉપકારક થઈ પડે. સાહિત્યની ક્ષિતિજો, વિવેચન ને વિચારણાની ક્ષિતિજો વિસ્તારવા માટે, વિચારના ક્ષેત્રમાં જાગૃતિ કેળવવા માટે સુરેશ જોષીએ ૧૯૮૨માં 'ચિન્તયામિ મનસા'માં રિચાર્ડ પામરના લેખને આધારે 'અર્વાચીનતા અને અનુઅર્વાચીનતા' નામના દીર્ઘ લેખમાં અનેક ક્ષેત્રોમાં થતી વિચારણાનો પરિચય કરાવ્યો હતો.

આપણા કેટલાક વિવેચકો સંરચનાવાદ, ફિનોમિનોલોજી અને છેલ્લે છેલ્લે વિઘટનવાદથી ઠીક ઠીક પરિચિત છે. એની પ્રતીતિ એમના લેખોમાં થાય છે. પ્રત્યક્ષ વિવેચનમાં આ અભિગમોનો વિનિયોગ થાય છે કે નહીં, એની આવશ્યકતા છે કે નહીં એની વિચારણા બહુ થઈ નથી. આધુનિકતાવાદ, નવ્ય આધુનિકતાવાદ અને અનુઆધુનિકતાવાદથી આસ્વાદ અને વિવેચનનું કામ સરી જાય છે એમ લાગ્યા કરે છે. આ મર્યાદા છે ? મર્યાદા હોય તો શેને આભારી છે ? રસમીમાંસાની પદ્ધતિને, વિચારણાને આ અભિગમો અનુપ્રાણિત નથી કરી શકતા ? રસમીમાંસાની પદ્ધતિ બંધિયાર થઈ ગઈ છે કે એના વ્યાપનો વિકાસ શક્ય છે ?

ગણિત – માત્ર અંકગણિત નહીં પણ ગણિતનાં અનેક ક્ષેત્રોમાં થતાં સર્જનની વાત આપણા સુધી કેવી રીતે પહોંચે છે ? પહોંચે છે ખરી ? સૌંદર્યમીમાંસા(aesthetics)ના અભ્યાસમાં આ સર્જનની વાત કેવી રીતે કરવામાં આવે છે ? chaosના વિજ્ઞાનના વિકાસની લગભગ સાથોસાથ ખંડક ભૂમિતિ(Fractal geometry)નો વિકાસ થયો છે. એની વાત કરતા બે લેખ જોવા મળ્યા છે. 'વિશ્વકોશ'ના પંદરમા ગ્રંથમાં એનો અછડતો પરિચય આપતો નાનો લેખ એટલો તો નાનો છે કે પાયાની વિભાવનાઓની કોઈ પણ સમજ આપવાનું રહી જાય છે, વાચકનું કુતૂહલ વધારવાને બદલે એને વિષયથી વિમુખ કરી મૂકે એવો અરસિક બની જાય છે. બીજો લેખ છે ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણના સામયિક 'આનર્ત'ના સાતમા અંકમાં ડૉ.પી.જે.ભટ્ટનો 'ખંડક ભૂમિતિ – એક નવી શોધ.' આ લેખ કંઈક વિસ્તારથી લખાયેલો છે. આ વિષય આશ્ચર્યની માત્રા અનેક ગણી વધારે એવી શક્યતા ધરાવે છે; એનો વિસ્તૃત ને વ્યવસ્થિત પરિચય આપતો લેખ પ્રાપ્ત થાય તો અનેક સૌંદર્યમીમાંસકો એ તરફ આકર્ષાય એટલી સમૃદ્ધિથી એ સભર છે. યુક્લિડની ભૂમિતિ અને એ પછીની જુદા જ પ્રકારની પૂર્વધારણાઓને આધારે રચાયેલી રાઈમિયન અને લોબાચોવસ્કીની ભૂમિતિઓ ગણિતના વિકાસમાં સીમાચિહ્નો ગણાય છે છતાં આ વિશ્વના અનેક આકારોને એ સમજાવી શકતી નહોતી. એ આકારોના અભ્યાસની અવગણના જ

થતી હતી. એનો અભ્યાસ શરૂ કર્યો બેન્વા મેન્ડલબ્રોએ ૧૯૫૧માં. ૧૯૭૫માં એ નક્કર સ્વરૂપે પ્રગટ થયો ફ્રેન્ચ ભાષામાં. ૧૯૭૭થી અનેક ગણિતજ્ઞોને આ વિષયે આકર્ષ્યા. એનો અનેક દિશામાં વિકાસ થયો. ૧૯૭૭માં મેન્ડલબ્રોએ એકલે હાથે Fractal Geometry of Nature એ નામે એની ભૂમિતિનું સર્જન કર્યું. સાહસિક મૌલિકતાના સાક્ષાત્કાર કરાવતું આ પુસ્તક વિજ્ઞાનની તમામ શાખાઓ માટે અનિવાર્ય ગણાવા લાગ્યું. આપણે સદ્ભાગ્યે વિખ્યાત પરમાણુવિજ્ઞાની ફ્રિટ્જોફ કાપ્રાએ એનો વિસ્તૃત પરિચય કરાવ્યો છે – વિભાવનાઓની જટિલ જટાજાળથી મુક્ત રહીને – એમના પુસ્તક The web of lifeના છઠ્ઠા પ્રકરણ the mathematics of complexityમાં. સર્જકતાના આ અત્યંત વિશાળ ક્ષેત્રનો જિજ્ઞાસુઓને, અભ્યાસીઓને પરિચય જ ન હોય એ સૌંદર્યમીમાંસાને કેમ પરવડે ?

સાહિત્યના ક્ષેત્રમાં થતું સર્જન અને અન્ય ક્ષેત્રોમાં થતું સર્જન એ આપણા સહુની નિસબત છે એવું સમજાય, એ ક્ષેત્રોનો પરિચય મેળવવાની રુચિ થાય, સૌન્દર્યના સર્જનની શક્યતાઓ કેટલી અનંત છે એનો કંઈક અણસાર આવે તો કેટલું સારું ! એ અણસાર આવે તો તરત ભાવ થાય કે closed universeમાં બંધિયારપણાનો જ અનુભવ થાય છે, આપણી રસિકતાનો જ દ્રોહ થાય છે. પછી તો open-mindedness આપણો સ્વભાવ જ બની જાય. સર્જનહારની અનંત લીલામાં કદાચ માનવ જ એવું સર્જન કરે છે જે પોતાનામાં ચેતનાનો અનુભવ કરે છે, સર્જનહારના સર્વોત્કૃષ્ટ સર્જનનો પોતે વારસદાર છે એનો આશ્ચર્યકારક અનુભવ કરે છે અને એ આશ્ચર્યવિસ્ફારિત નેત્રે પોતાની ચેતનાના સ્પર્શે અને સંનિકર્ષે સમસ્ત વિશ્વનું પુનઃસર્જન કરે છે. કાપ્રા ને બીજા અનેક સર્જનાત્મક વર્તુળ(creative loop)ની વાત કરે છે. ભાવક સમસ્ત વિશ્વને ધબકતી ચેતનારૂપે નિહાળે છે; માનવસર્જિત કલામાં સર્જકતા નિહાળવી, એનો પુરસ્કાર કરવો, એના બંધારણને તેમ જ એના સ્વરૂપને પામવું, એનું આકલન કરવું, એનો આસ્વાદ કરવો ને કરાવવો, એના મૂલ્યાંકનનાં ધોરણ રચવાં, એમ કરતાં કરતાં ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુ વ્યક્ત કરવાં, એમને તપાસવાં, એમનો તુલનાત્મક અભ્યાસ કરવો, એમાંથી કોઈકનો સ્વીકાર ને કોઈકનો પરિહાર કરવો અને એ વિશેનો ઊહાપોહ ચાલુ રાખવો – આ સંસ્કારજગતની માન્ય પ્રવૃત્તિ બની રહે છે. આ સર્જિત વિશ્વ આપણી જાણ બહાર સંકુચિત બનીને આપણો ભરડો લે અને માનવસર્જિત કલા અન્ય ક્ષેત્રોનાં સર્જનથી આપણને વિમુખ કરી દે એ સજાગ ભાવકને કદીયે ન પરવડે. પોતાની આશ્ચર્યની પ્રજ્વલિત થઈ ઊઠેલી વાટને સદાય સંકોર્યા કરવી એ એનો ધર્મ છે. એ માટે સર્જનની અનંત લીલા તરફ અભિમુખ થવા એણે કટિબદ્ધ થવું જ પડશે. કટિબદ્ધતાના પુરુષાર્થને 'સાહિત્યેતર શિસ્તનું સર્જન' એવો ભેદભાવ કૃત્રિમ લાગે એ સ્વાભાવિક છે. ઈશાવાસ્યના શાંતિમંત્રમાં આ અનુભૂતિ કેવી સરસ રીતે વ્યક્ત થાય છે –

*પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે ।*
*પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥*

જેનું હૃદય આ શ્લોકથી ડોલી ઊઠે છે એ એની સર્જકતાને સાહિત્યની સર્જકતા કહેશે.

કલાની સર્જકતા કહેશે ? એના ચેતોવિસ્તારનું કયું ઉદ્દીપક એને હાથ આવશે ? એ વાંચીને, સાંભળીને, માણીને હરેક વેળાએ, હરેક રટણે જે અનન્યતાની અનુભૂતિ થાય છે એની વાત આનંદોદ્ગાર સિવાય બીજી શી રીતે કરીશું ?

મનોવિજ્ઞાની અને ચિંતક સી.જી.યુન્ગ નૈરોબીથી આથી પ્લેઇન્સ (Athi plains) જોવા ગયા હતા. ઘાસના અફાટ વિસ્તારમાં એમણે હજારો ઝીબ્રા, એન્ટિલોપ વગેરે પ્રાણીઓનાં પ્રચંડ ઝૂંડ મંથરગતિ નદીની જેમ વહેતાં જોયાં. આ વિરલ અનુભૂતિ યુન્ગ આ રીતે વ્યક્ત કરે છે : 'એકાદ પક્ષીની ચિચિયારી સિવાય બીજો કોઈ જ અવાજ નહોતો. શાશ્વત આરંભની શાંતિ હતી આ. વિશ્વ તો સદાય હોય છે એમ અનસ્તિત્વની સ્થિતિમાં હતું... સહુ સાથીઓથી અલગ તરી મેં એકલતાની લાગણી માણી. આ અફાટ વિસ્તારમાં કદાચ હું જ પહેલો માનવ હતો જેણે આ વિશ્વનો પરિચય કર્યો. પણ એને ખબર નહોતી કે આ ક્ષણે સાચા અર્થમાં એણે જ આ વિશ્વનું સર્જન કર્યું હતું.* એ પળે વૈશ્વિક ચેતનાનો અર્થ મને અહોભાવપૂર્ણ રીતે સ્પષ્ટ થયો. કીમિયાગરો કહે છે : કુદરત જેને અધૂરું મૂકી દે છે એને માનવ, હું સર્જનની અદૃશ્ય પ્રક્રિયા દરમિયાન એના પર સંપૂર્ણતાની મહોર મારું છું ને એને પરોક્ષ અસ્તિત્વનું વરદાન આપું છું.'

આ શાંતિમંત્રને સાહિત્યસર્જન ગણાય કે ન ગણાય એ પ્રશ્ન ગૌણ છે. એનો વાચ્યાર્થ, શબ્દોનો પ્રાથમિક અર્થ પણ સમજાય એવો છે. પરંતુ કયા, કેવા અનુભવનું એમાં સૂચન છે એ શોધવું પડે. ગણિતશાસ્ત્રમાં એનું અસંદિગ્ધ મોડેલ મળી આવે છે. શ્રી હરિવલ્લભ ભાયાણીને પૂછતાં એમણે કહ્યું કે એ શ્લોક લખાયો ત્યારે 'પૂર્ણ' શબ્દ કયા અર્થમાં વપરાયો એ જાણી શકીએ તો એની લક્ષણા કે વ્યંજના સુધી પહોંચી શકીએ. આપણે યદૃચ્છયા પૂર્ણ એટલે અનન્ત (infinite) જેવો અર્થ કરીએ. શાળાનો વિદ્યાર્થી પણ જાણે છે કે પ્રાકૃતિક સંખ્યાઓ એક, બે, ત્રણ...નો ગણ 'અનંત' છે. એ અર્થમાં એકી સંખ્યાઓ ૧,૩,૫,૭...નો ગણ પણ 'અનંત' છે અને બેકી સંખ્યાઓ ૨,૪,૬,૮...નો ગણ પણ 'અનંત' છે. એકી સંખ્યાઓનો ગણ અંકગણિતની સ્વીકાર્ય વ્યાખ્યા પ્રમાણે પ્રાકૃતિક સંખ્યાના ગણનો પેટાગણ છે. બેકી સંખ્યાઓનો ગણ પણ પ્રાકૃતિક સંખ્યાના ગણનો પેટાગણ છે. એ ત્રણે ગણોને એક-એકના સંબંધે ગોઠવીએ તો આમ મૂકી શકાય –

| | |
|---|---|
| अ. ૧, ૨, ૩, ૪... | પ્રાકૃતિક સંખ્યાનો ગણ |
| ब. ૧, ૩, ૫, ૭... | એકી સંખ્યાનો પેટાગણ |
| क. ૨, ૪, ૬, ૮... | બેકી સંખ્યાનો પેટાગણ |

अ પણ પૂર્ણ છે, ब પણ પૂર્ણ છે. પૂર્ણમ્ અદઃ પૂર્ણમ્ ઇદમ્

ब પૂર્ણ ગણ अમાંથી આવ્યો છે. પૂર્ણાત્ પૂર્ણમ્ ઉદચ્યતે

अ પૂર્ણ ગણમાંથી ब પૂર્ણ ગણ કાઢી લઈએ તો પૂર્ણસ્ય પૂર્ણમ્ આદાય

પૂર્ણ બાકી રહે છે. अ-ब = क પૂર્ણ ગણ પૂર્ણમ્ એવ અવશિષ્યતે ।

* C.G. Yung. Memories, Dreams, Reflections ૧૯૬૫ - પૃ.૨૫૫



એતદ્

જે સંવેદનતંત્ર સમસ્તની અનંતતાની અનુભૂતિથી ઝંકૃત થઈ ઊઠ્યું હશે એની ચેતનાને સર્વત્ર અનંતતાનો અનુભવ થયો હશે. એ ચૈતન્ય-અવસ્થા કેવી સમૃદ્ધ હશે એની તો કલ્પના જ કરવી રહી. શ્લોકનું અર્થઘટન કે આસ્વાદ સંસ્કારગત કે ટેવવશ ચેષ્ટા જ બની રહે.

'વિવેચનનો વિભાજિત પટ'માં ચન્દ્રકાન્ત ટોપીવાળાએ આ પરિસ્થિતિને યોગ્ય રીતે ચીંધી બતાવી છે : 'એક તરફ કૃતિની આ પોતાની જ અનધિશેષ અખિલાઈથી સંકુલતા છે અને બીજી તરફ કૃતિ જેના દ્વારા રચાઈ છે એ સર્જકની ચેતના અને કૃતિ જેના દ્વારા પમાઈ છે એ ભાવકની ચેતનાના અગમ્ય ભાવમૂલક છેડાઓ છે. આની વચ્ચેના પ્રશ્નો : કૃતિનું અસ્તિત્વ ક્યાં ? કૃતિ કૃતિમાં જ સ્થિર છે ? કૃતિમાં એના કર્તાની ઝલક ખરી ? કૃતિ ભાવકની ચેતનામાં પ્રગટે છે ?

'બંધિયાર વિશ્વ' અને 'ઉઘાડમાં વિસ્તરતું વિશ્વ', 'Critical mass,' મનોવિજ્ઞાની અબ્રાહમ માસ્લોની 'શિખર અનુભૂતિ' (peak experience) હોલોગ્રાફી, ફ્રેક્ટલ, કેઓસ(chaos), સિંગ્યુલારિટી જેવી અનેક વિભાવનાઓની વિચારણા આપણા એકંદરે સમૃદ્ધિની આશા જગાવતા વિવેચનમાં થવી જોઈએ. આપણી ભાષાની સર્જાતી કૃતિઓના રસદર્શન ને વિવેચનમાં એ વિચારણાનો વિનિયોગ એ પણ સહૃદયને માટે અપેક્ષાનું ભાજન બની શકે.

'સ્વગત'માં ઉલ્લેખ ન થયો હોય એવી કેટલીક સંદર્ભસામગ્રી –

૧. The Mind's I - Douglas R. Hofsfadter ને Daniel C. Bennelt (૧૯૮૧)
૨. Poetry and Mathematics - Scott Buchanan (૧૯૬૨)
૩. The Concept of Creativity in Science and Art - edited by Denis Dubbon ને Michael Kransz (૧૯૮૧)
૪. વિશ્વવિહાર વર્ષ-૪, અંક-૩ (ડિસેમ્બર ૧૯૮૧)

શિરીષ પંચાલ

•

## અને છેલ્લે

આપણે જે સમયમાં જીવીએ છીએ તે સમયમાં સાહિત્ય કે કળાના પ્રશ્નો વિશિષ્ટ છે, માત્ર સાહિત્ય કે કળા જ શા માટે, જીવનના એકેએક ક્ષેત્રે ઊભા થયેલા પ્રશ્નો અસાધારણ છે, આપણો સમય કટોકટીભર્યો છે – આવું જો કોઈ કહે તો તરત જ વળતો પ્રશ્ન થવાનો. શું આપણા જ સમયમાં આવી કટોકટી છે ? ઇતિહાસનાં આ પાંચેક હજાર વરસોમાં શું કટોકટીઓના તબક્કાઓ આવ્યા જ નથી ? આવા પ્રશ્ન અસ્થાને નથી, આવી કટોકટીઓ આવી છે. એની સામે બુલંદ સૂર ઊઠ્યો પણ છે. ભલે એ સૂર કાઢનારની વાત સમકાલીનો કાને ધરવા તૈયાર ન હોય, ભલે ને કોઈ કરતાં કોઈને એની પડી પણ ન હોય. આવા બુલંદ અવાજ કાઢનારાઓ સર્જકો હતા – ચિંતકો હતા. મહાભારતકાર વ્યાસ પણ હતાશ થઈને બોલ્યા હતા – હાથ ઊંચા કરી કરીને કહું છું કે ધર્મ આ છે, સાંભળો પણ મારી વાત સાંભળવા કોઈ નવરું નથી. ગૌતમ બુદ્ધ પાણીના ઝઘડામાં મધ્યસ્થી બન્યા પણ શાક્યોએ એમની વાત સાંભળી જ નહિ, બુદ્ધ જેવા બુદ્ધ હતાશ થઈને ઊભા થઈ ગયા.

આપણા સમયને આપણે જડભરતોના સમય તરીકે ઓળખાવીએ છીએ, એવા સમયમાં કવિ હોઈએ તો કોની સાથે સંવાદ માંડવાનો ? એટલે જર્મન કવિ હોલ્ડરલીન 'બ્રેડ ઍન્ડ વાઇન' નામની રચનામાં ચિત્કારી ઊઠ્યા હતા – In such spiritless times, why to be poet at all ? તો શું આ કવિ હોવું એ શાપ છે ? ચિંતક હોવું – અરે એક માનવી હોવું એ પણ શું શાપ છે ? પણ એ શાપને છેવટે તો વરદાનમાં ફેરવવો જ પડે, એમાં જ સર્જકની – ચિંતકની કસોટી છે. અસંક્રમણશીલ એવા સમાજમાં; એવા વાતાવરણમાં આવડે એ રીતે – પણ સોએ સો વસા, પોતાના હૈયામાંથી પ્રગટેલી, આરોપેલી કે ઉછીનીપાછીની લીધેલી નહિ નહિ ને નહિ જ – પોતાની લાગણીને ઘાટ આપ્યા વિના એ રહી શકતો જ નથી.

હા – ક્યારેક આમ જ વાચા આપતાં આપતાં કવિ મૂંઝારોય અનુભવે છે. વાયેહો જેવા સ્પેનિશ કવિએ પોતાની આંખો સામે બટાકાની છાલ માટે, હાડકાંના ટુકડાઓ માટે ઉકરડા ફેંદતા છોકરાઓ જોયાં – અને એને આવા વાતાવરણમાં કવિતાની વ્યર્થતા સમજાઈ. આપણા ઝવેરચંદ મેઘાણી આસપાસની પરિસ્થિતિ જોઈએ બોલી ઊઠ્યા કે કવિ તને ગીત રચવાનાં કેમ ગમે છે ? અને છતાં જુઓ : આ બધા કવિઓએ પોતાની બધી ફરિયાદ કાવ્યના માધ્યમ દ્વારા જ કરી. ગમે તેવી કટોકટીમાં, એની પાસે લખવાનાં સાધનો ન હોય કે અભિવ્યક્તિની સ્વતન્ત્રતા ન હોય ત્યારે, માથા પર અનેક પ્રકારના ભય ઝળુંબી રહ્યા હોય ત્યારેય તે કવિતા કર્યા વિના રહ્યો નથી, કારણ કે એ કવિતા કર્યા વિના રહી શકતો નથી, જેવી રીતે શ્વાસોચ્છ્વાસ વિના, ખાધાપીધા વિના એ રહી શકતો નથી એવી જ રીતે એ કાવ્યસર્જન વિના રહી શકતો નથી. બીજા શબ્દોમાં જે કોઈને માટે કાવ્ય આવી સહજ, નૈસર્ગિક પ્રવૃત્તિ નથી એ જે રચના કરશે તે બીજું ગમે તે હશે, એ કાવ્ય તો નહિ જ હોય.

આજે એમ કહેવામાં આવે છે કે કાવ્યના વિપુલ ઉત્પાદનમાં સાચી રચનાઓ ઓછી ને ઓછી થતી જાય છે, કવિને માટે અનેક પ્રકારનાં પ્રલોભનો છે. જે સમયે સમાજમાં અક્ષરજ્ઞાન સાવ ઓછું હતું એ સમયે પણ સુધારકયુગમાં નવલરામ પંડ્યાએ ઓધારિયા હડકવાની વાત ક્યાં કરી ન હતી ? પંડિતયુગમાં બ.ક.ઠાકોર પણ 'ખીલવણા' તૈયાર કરનારાઓને 'કવિડૂં' તરીકે નહોતા ઓળખાવતા ? તો આપણા સમયમાં વસતી વધી, અક્ષરજ્ઞાન વધ્યું એટલે સ્વાભાવિક રીતે જ કવિઓની સંખ્યામાં વધારો થાય, પ્રકાશનો વધે, એને વેચવા માટે અનેક પ્રકારના નુસખાઓ પ્રચલિત થાય, જે અત્યાર સુધી 'સુશોભનાત્મક' ન હતું તે હવે સુશોભનાત્મક બન્યું, આંતરસત્ત્વ સમૃદ્ધ હોય અને રૂડું–રૂપકડું બને તેનો વાંધો ન હોય પણ મોટે ભાગે જાણે આંતરિક દરિદ્રતા ઢાંકવાને માટેનાં જ આ બધાં હવાતિયાં બની રહ્યાં – કરુણા તો એ કે ફૂટકળિયાં મોતીની ચોરે ને ચૌટે બોલબાલા થવા લાગી, બેત્રણ રચનાઓ નોંધપાત્ર કરી જનારાઓને છાપરે ચઢીને બધા વધાવવા લાગ્યા ને ખૂણે બેસીને ઝીણું ઝીણું કાંતનારાઓની ઉપેક્ષા થવા માંડી. સમકાલીનોની ખાંધે ચઢનારાઓને સાચા અર્થમાં 'ખાંધ' જ સાંપડતી હોય છે. આ બધા તો આમેય ચળાઈ જવાના છે. મૂળ કટોકટી હજુ જરા બીજા પ્રકારની છે.

સાંપ્રત કાળના સાહિત્ય સાથે કેટલાક મહત્ત્વના પ્રશ્નો સંકળાયેલા છે, એમાંથી એક બે તરફ અંગુલિનિર્દેશ કરીએ. સાહિત્યમાં ચિરંજીવિતાના અંશો હોવા જોઈએ એનો તો કોઈ કરતાં કોઈ ઇન્કાર કરતું નથી, સાથે સાથે દેશકાળને ઓળખીને એ બધું પણ સાહિત્યમાં પ્રગટવું જોઈએ. ઊર્મિકાવ્યની પરંપરાનો પ્રભાવ જ્યારે અતિશય વરતાય, માત્ર કાવ્ય પૂરતો જ એ પ્રભાવ સીમિત ન રહે, અન્ય સ્વરૂપોનેય પોતાના અંચળામાં લઈ લે ત્યારે પ્રશ્નો થાય. સાહિત્યકૃતિ માત્ર આપણી આત્મકથા નથી, આપણાં હૃદયોનાં સાતે સાત પાતાળ ભલે આપણે ઉલેચીએ પણ સાથે સાથે બીજી વ્યક્તિઓનાં હૃદય પણ એમાં આલેખાતાં હોય છે. આપણે સ્વની શોધ એટલી બધી ચલાવી (સ્વની શોધ ચલાવી શકાય,

શોધ કરનારની સર્જકતા એવી હોય કે કાં તો સ્વને નિમિત્તે વિશ્વની શોધ થાય ને વિશ્વને નિમિત્તે સ્વની શોધ થાય) કે જગતને ઓળખવાનું જ બાજુ પર રહી ગયું. સાથે સાથે એક બીજી ભૂલ પણ થઈ. સાહિત્ય ભાષામાં, ભાષા વડે રચાય છે. પણ આ ભાષા કઈ? સમગ્ર પ્રજાની વાણી, જ્યારે સાહિત્ય કોઈ વર્ગનો ઈજારો બને ત્યારે આ વાણીની મર્યાદિત કળાઓ જ સાહિત્યમાં પ્રવેશે. પંડિતયુગના બળવંતરાય ઠાકોર અને ગાંધીયુગના રામનારાયણ પાઠક આ મહત્ત્વની વાત પારખી ગયા હતા. ગુજરાતી સાહિત્યકારે – ખાસ કરીને તો ૧૯૫૦ પછીના સાહિત્યકારોએ – બળવંતરાયને તો વધાવ્યા-પોંક્યા પણ રા.વિ.પાઠકને આવકારવામાં થોડો સંકોચ અનુભવ્યો. શું કારણ હતું ? એ ગાંધીયુગના પ્રતિનિધિ હતા એટલે ? એક રીતે જોઈશું તો ગાંધીયુગ પ્રત્યે આપણું વલણ પૂર્વગ્રહયુક્ત રહ્યું. આ સમયના સાહિત્યકારો પ્રાસંગિક રચનાઓ કરતા હતા, દલિતપીડિતોને કેન્દ્રમાં રાખીને પ્રતિબદ્ધ સાહિત્ય સર્જતા હતા, એવા આક્ષેપ થયા હતા. રા.વિ.પાઠક પંડિત યુગના પાક્કા વારસદાર. એમણે સ્પષ્ટ કહેલું કે આપણી ભાષાની સમર્થતા અભણ સ્ત્રી-પુરુષોની ઉક્તિઓમાં રહેલી છે. બીજા શબ્દોમાં ‘શુદ્ધ કળા’ – ‘શુદ્ધ સાહિત્ય’ના માની લીધેલા કેટલાક ખ્યાલોએ પરંપરાની ભાતીગળ સમૃદ્ધિ નજરે પડવા ન દીધી. એટલે હવે સૌપ્રથમ તો ગાંધીયુગનું મૂલ્યાંકન કરવું જોઈએ. રવિશંકર રાવળ અને અન્ય ચિત્રકારો જ્યારે ત્રીસીના ગાળામાં પ્રવૃત્ત હતા ત્યારે એ ચિત્રજગતમાં કયા વિષયવસ્તુઓ આલેખાતા હતા ? ગુલામમોહમ્મદ શેખે તો એ સમયના ચિત્રકારો માટે ફરિયાદ કરી કે ઉમાશંકર-સુન્દરમ્-મેઘાણી જેવા ગુજરાતી સાહિત્યકારો જ્યારે સમકાલીન વાસ્તવને આલેખતા હતા ત્યારે ચિત્રકારો મોટે ભાગે એ વાસ્તવથી દૂર રહ્યા હતા. આજે પરિસ્થિતિ અવળી છે.

આપણો કવિ ઉત્તમ રચનાઓ નથી કરતો એવું ય નથી. પોતાની રચનાને વ્યંજનાપૂર્ણ બનાવવા ભારે પુરુષાર્થ કરે છે. કોઈ બીજાની અભિવ્યક્તિ ખૂણેખાંચરેથીય પ્રવેશી ન જાય તેની ખૂબ કાળજી રાખે છે, બીજા શબ્દોમાં મૌલિકતા માટે તે સતત ઝૂઝે છે. પણ આ કવિતા આથી આગળ કેમ સાહસ કરતી નથી ?વ્યક્તિ અને સમાજ વચ્ચેની સંકુલતાઓને તાગવા માટે એ કેમ મથતી નથી ? કશું પણ પ્રાસંગિક પ્રવેશી ન જાય તેની આટલી બધી ચિંતા ? તેમને વારસામાં મળેલું કાવ્યશાસ્ત્ર – સૌન્દર્યશાસ્ત્ર તો એમ કહે છે કે કાવ્યમાં કોઈ પણ વિષય નિષિદ્ધ નથી – તો પછી અમુક વિષયવસ્તુઓ પ્રત્યે આપણે સોગિયું, ઓરમાયું વર્તન રાખીને સાહિત્યને કુંઠિત શા માટે કરવું જોઈએ ?

આપણો સાહિત્યકાર દેશકાળમાં રસ ઓછો લે છે, એના રસ સાવ મર્યાદિત થઈ ગયા છે – જૂના જમાનામાં તો સાહિત્યકાર એક વ્યાપક સન્દર્ભમાં જીવતો હતો, એટલે વાતાવરણમાંથી બધી જાણકારી એને મળી રહેતી હતી. આજે એ વ્યાપક સન્દર્ભ એવો સહજ નથી રહ્યો એટલે જાતે પુરુષાર્થ કરીને પ્રાપ્ત કરવો પડે. દા.ત. આપણા રાજકારણની વર્તમાન ગતિવિધિઓને કારણે ભારતીય ઉપખંડમાં સંવાદ કે વિસંવાદની પરિસ્થિતિઓ કેવી રીતે ઊભી થાય છે. (જાણીતા બંગાળી, પણ અંગ્રેજીમાં લખતા, સર્જક અમિતાવ ઘોષે દિલ્હી – મુંબઈ જેવાં મહાનગરોમાં જો અણુબોમ્બ પડે તો શી પરિસ્થિતિ સર્જાય તેનો

ખાસ્સો અભ્યાસ કર્યો છે. જુઓ : ધ એજ ઓન, ૧૧ જુલાઈ ૧૯૯૯) ભારતીય સમાજ જો વહેરાઈ રહ્યો હોય તો તેનાં કારણો કયાં છે, મંડલ પંચ કે રથયાત્રાએ એમાં કેટલો ભાગ ભજવ્યો ? સામ્પ્રદાયિક ઝનૂન શા માટે વધી ગયું ? કળાકૃતિઓ સામે હિંસક આક્રોશ કેમ દાખવવામાં આવ્યો ? સાહિત્યકારોએ પણ ડરી ડરીને લખવું પડે એવી પરિસ્થિતિઓના મૂળમાં જઈને આતમખોજ કેમ થતી નથી ? આજે પરિસ્થિતિ એવી ઊભી થઈ છે કે સાંપ્રદાયિક સંઘર્ષ કે વર્ગસંઘર્ષ વિશે કશું લખી જ ન શકાય. તરત જ સમાજનો એક બોલકો, ગમે ત્યારે હિંસક બની જનારો, ભારોભાર અસહિષ્ણુ બનનારો વર્ગ જાણે આપણને ખતમ કરી નાખવા તૈયાર જ છે. ઇતિહાસના અભ્યાસીને ૧૯૩૦થી ૩૮નાં વરસોમાં જર્મનીમાં જે રીતે નાઝીવાદ બેઠો થઈ રહ્યો હતો તે અને સરમુખત્યારશાહીને પાંગરવા માટેની ઊભી થઈ રહેલી ભૂમિકા યાદ આવી જાય. શું આપણી ગતિ પણ એવી તો નથી ને ? વણજાહેર કરેલી કટોકટીના સમયમાં તો જીવી નથી રહ્યા ને ? લોકશાહી હોવા છતાં એની પ્રતીતિ થતી કેમ નથી ?

આ ઉપરાંત આપણે કેવા પ્રકારના સમાજમાં જીવી રહ્યા છીએ ? આજે અર્થકારણ, રાજકારણ અને ટેકનોલોજી વધુ ને વધુ પ્રભાવક પુરવાર થઈ રહ્યા છે. આ પ્રભાવકતા વ્યક્તિ અને સમાજ વચ્ચેના સમ્બન્ધોને કેવી ભયાનક રીતે ભરખી રહી છે. દિવસે દિવસે વધારે ને વધારે ઔદ્યોગિક એકમો બંધ પડતાં જાય છે, બેકારોની સંખ્યા વધી રહી છે, જાણીતી સંસ્થાઓ પોતાના કાર્યકરોની છટણી કરી રહી છે. બીજી બાજુ આપણાં મોટાં મોટાં સામયિકો જુઓ, વર્તમાનપત્રોની પૂર્તિઓ જુઓ; ખાણીપીણી–મોજમજાથી બધું ભરચક ભરચક છે. એક જ વાર પહેરીને ફેંકી દેવાનાં કપડાં, લિપસ્ટિક નેઇલપોલિશ – ટૂંકમાં નર્યા કામચલાઉ – ની જાહેરાતો કરીને કેવી મોટી સિદ્ધિ ભારતે હાંસલ કરી છે એના બણગાં ફૂંકવામાં આવે છે. એ પૂર્તિઓમાં દેખા દેતા માણસો અને એમના અસબાબ સાથે સામાન્ય ભારતીય સમાજને કશોય સમ્બન્ધ હોય એવું લાગતું નથી. પણ એ સામાન્ય ભારતીય સમાજનું દર્શન સંવેદનશીલ ગણાતા સર્જકે - ચિન્તકે નહિ કરવું જોઈએ ?

૧૯-૬-૨૦૦૧



<u>ક્ષિતિજ સંશોધન પ્રકાશન</u>

| | | |
|---|---|---|
| સુરેશ જોષી સંચય | સં. જયંત પારેખ<br>શિરીષ પંચાલ | રૂ.૧૦૦ - |
| શોધ નવી દિશાઓની | સં. જયંત પારેખ<br>શિરીષ પંચાલ | રૂ.૪૦- |
| કાવ્યવિવેચનની સમસ્યાઓ | શિરીષ પંચાલ | રૂ.૪૫.- |
| કાવ્યબાની | નીતિન મહેતા | રૂ.૧૫૦- |

<u>સંવાદ પ્રકાશનના પ્રકાશનો</u> :

| | | |
|---|---|---|
| મરણોત્તર | સુરેશ જોષી | રૂ.૨૫/- |
| જિજ્ઞાસુની ડાયરી | પુરુરાજ જોષી | રૂ.૧૮૦/- |
| ફળશ્રુતિ | લાભશંકર પુરોહિત | રૂ.૨૦૦/- |
| ગુજરાતી વાર્તાસંચય ૧-૨ | સં. જયંત પારેખ<br>શિરીષ પંચાલ | રૂ.૨૪૦/-<br>બંને ભાગના |
| તિરાડે ફૂટી કૂંપળ | રવીન્દ્ર પારેખ | રૂ.૫૦/- |

<u>અન્ય પ્રકાશનો</u>

| | | |
|---|---|---|
| સપ્તક | મધુસૂદન ઢાંકી | રૂ.૬૬/- |
| ટૂંકી વાર્તામાં કથનકેન્દ્ર | શરીફા વીજળીવાળા | રૂ.૯૦/- |
| રસ્તો | રતિલાલ અનિલ | રૂ.૮૦/- |
| ડમરો અને તુલસી | રતિલાલ અનિલ | રૂ.૬૦/- |
| ચાંદરણા | રતિલાલ અનિલ | રૂ.૧૦૧/- |
| સાંબેલુ ચંદણ સાગનું | મનહર જાની | રૂ.૫૦/- |

<u>આગામી પ્રકાશન</u>

| | |
|---|---|
| વીસમી સદીનું ગુજરાત | સં.શિરીષ પંચાલ જયદેવ શુક્લ<br>બકુલ ટેલર |



## અનુક્રમ



•


મુખપૃષ્ઠ : બોરોબુદરના સ્તૂપની એક જગતી પર કમળવેલ સમેત ઘટનું આલેખન
પ્રકાશન તારીખ : ૬-૧-૨૦૦૨

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર
સંસ્થાપક સુરેશ જોષી
એતદ્ ૧૫૦
વર્ષ ૨૨ અંક ૨ એપ્રિલ-જૂન'૨૦૦૧
વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- ($ 5) / (£ 3 5)
આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- ($ 50) / (£ 35)
શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- ($ 100) / (£ 70)
(રકમ **'ETAD'**ને નામે જયંત પારેખને સરનામે રોકડેથી, મનીઑર્ડરથી કે ડ્રાફ્ટથી મોકલવા વિનંતી)

<u>લવાજમ ભરવાના સ્થળ</u>

જયંત પારેખ
૮/ વિક્રમ જ્યોતિ (ટેલિકૉમ ફૅક્ટરી સામે)
વી.એન. પૂરવ માર્ગ
મુંબઈ-૪૦૦ ૦૮૮

યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી
જૂના પાદરા રોડ
વડોદરા-૩૯૦ ૦૦૭

ઇમેજ પબ્લિકેશન્સ
૧-૨, અપર લેવલ સેન્ચ્યુરી બજાર
આંબાવાડી સર્કલ આંબાવાડી
અમદાવાદ-૩૮ ૦૦ ૦૬

સમ્પાદન તથા વ્યવસ્થા બંને અંગેનો પત્રવ્યવહાર જયંત પારેખને સરનામે કરવો

લેસર ટાઈપસેટીંગ
યુયુત્સુ પંચાલ, વડોદરા. ફોન. ૩૧ ૨૭ ૪૭

મુદ્રણ સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

For

K. Satchidanandan

Who in his unique and unassuming way
drew me to the aadivasi origins of
Krishna Dwaipayan Vyas





દિલીપ ઝવેરી

•

**વ્યાસોચ્છ્વાસ**

(પાત્રો : દ્રૌપદી, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ. આજના સમયનાં સાદાં કપડાંમાં)

દ્રૌપદી : એટલા જ માટે ને કે સેંકડોહજારો વર્ષો પછી આંખે મેશ આંજી, પાનથી જીભ રાતી કરી, તેલિયો અંબોડો ખોલી, મંચ પર ચડીને કોઈ પાવૈયો કોક જાડિયાના હાથે લૂગડાં ખેંચાતાં મોટા મોટા તાબોટા પાડી પાતળા ફાટેલા અવાજે બચાવો બચાવોની બૂમો પાડે. અને સામે જોનારાં છક્ક થઈ જાય. શું એટલા જ માટે લુંટાવી હતી મારી લાજ ? એક નાટકને માટે ?

યુધિષ્ઠિર : દ્રુ ! સમજું છું તારું દુઃખ. તારો ગુસ્સોય કબૂલ. પણ આ શબ્દો એક રાજાની દીકરીને કે આપણી ખાનદાનીને શોભતા નથી.

દ્રૌપદી : રાજાની દીકરી છું એટલે જ કાળ ચડે છે. અને તમારા ઘરનું ઢાંકણ છું એટલે જ ઊછળી પડે છે મારું લોહી. જોતા રહ્યા મારા લોહીને એ બધા ફાતડા. પરણેતર થઈને આવી હતી હું આ નમાલાઓના ઘરમાં, એમની દીકરીની જેવી. ક્યાં ખબર હતી કે એ પોણિયા પોતાને રાજપૂત કહેવડાવે છે ! બાયલા ! બેવડા ! હીજડા ! જુગારિયા ! (એકધારું યુધિષ્ઠિરની સામે જ રોષથી જોઈ રહેતાં)

ભીમ : પાંચી ! બહુ થઈ ગયું. હવે ખબરદાર ! મોટાભાઈનું અપમાન કર્યું છે તો....

દ્રૌપદી : તો શું કરી લઈશ ? હાથી જેવડું જોર છે ને તારી હથેળીમાં ? તો લે, ભીંસી દે મારું ગળું.

ભીમ : મને ગુસ્સો ચડાવ મા. નહીં તો ખરેખર...

દ્રૌપદી : તો ચડે છે ગુસ્સો મારા નમૂછિયા વીર વરરાજાને ? ક્યાં ગયો હતો એ ગુસ્સો તે દિવસે ? હાથીના શહેરમાં ઘાસની ગાંસડીઓ બાંધવા ?

અર્જુન : મેં જ ભાઈને વાર્યો હતો.

દ્રૌપદી : (ચાળા પાડતી) મેં જ ભાઈને વાર્યો હતો. તું જ, તું જ, તું જ અસલી વેવલો છે. માવડિયો ! તીર તાણીને જીતી લાવ્યો હતો ભીખનાં સીધુંઆટો ! વહેંચી લો પાંચેયના ભાગે સરખે હિસ્સે. પાંચ પાંચ ભાયડા કરવાનું તો ચાલતું જ આવ્યું છે આ ઘરમાં.

નકુલ : દી ! બસ, બહુ થયું. મોટાભાઈ ! તમે માનું આવું અપમાન પણ સાંખી લેશો ?

યુધિષ્ઠિર : દુરૂ ! સમજીવિચારીને બોલ. આપણી વાતમાં માને શું કામ બદનામ કરે છે ?

દ્રૌપદી : મા તો એ મારીય છે. જનેતાથીય ઝાઝી. આ માની ઓથ ન હોત તો મેં ક્યારનોય કૂવો પૂર્યો હોત. પણ યાદ રાખજો. મા તો ખરી નસીબદાર છે. માના ધણીએ એની આબરૂને આંગળી ચીંધનારનો આખોય હાથ વાઢી નાંખ્યો હોત. એવા મારા મોભેદાર સસરાજીના પડછાયાય થવાને લાયક નથી તમે કોઈ. અને હું તો પાંચ પાંચ ધણી છતાં રંડાણી. મેં શું ગુનો કર્યો હતો કે...(ગળગળા અવાજે) પાંચે આંગળીની જેમ તમને સરખે સરખા રાખ્યા છે....પાંચેયની નોકરાણી થઈને રહી છું તમારી મુઠ્ઠીમાં...કોઈનેય ઓછું નથી આવવા દીધું...પરણીને આવી છું ત્યારથી વૈતરાં કર્યાં છે....(સ્વસ્થ) અરે કોઈ ઘોડાગાડીવાળાના છોકરાને પરણી હોત તોય તબેલામાં લાદ લૂંછતી, પૂળા નીરતી પણ સુખમાં હોત.

નકુલ : દી ! આ દિવસોય નીકળી જશે. એક અમાસથી જ થોડો ચંદ્રના રૂપનો અંત આવી જાય છે ?

અર્જુન : કૃષ્ણા ! ધાર કે યુદ્ધમાં હાર્યા હોત તો જાનથી જાત. આ જુગારમાં ભલે બધું હાર્યા. પણ જીવ તો સલામત છે.

દ્રૌપદી : અરે, શું અર્થ છે જીવવાનો જ્યાં કંઈ ભૂલી શકાતું નથી ? અમાસ તો મહિનામાં એક દિવસ આવે છે. પણ જ્યારે દિવસો સુધી દર મહિને મારું લોહી વહે છે ત્યારે રૂંવાડે રૂંવાડે એવી લહાય ઊઠે છે ! પેટમાં દુઃખે ને આંટીએ વળી જવાય એથીય ઝાઝું આ છાતીમાં સણકે છે. આંખોમાં લાલ ભડકા બળતા જ રહે છે. પાંપણ મીંચું તોય તરવર્યા કરે છે કાળાં ડાચાં સૌનાં. તેર તેર વરસના બાર બાર મહિનામાં દિવસો લગી મારી આસપાસ નાચતી રહેશે એ ભુતાવળો. જ્યાં સુધી મારાં વહેલાં લોહીમાં એમને ગળચિયાં ખાતાં, ભૂંડે હાલ મરતા નહીં જોઉં ત્યાં સુધી આ હૈયાને ધડકતું બંધ નહીં થવા દઉં, બંધ નહીં થવા દઉં. આમ ને આમ ધગધગતી એના થડકારાના હથોડા હેઠળ ટિપાતીટિપાતી એવી ધારદાર બનીશ કે સૌને વાઢી નાંખીશ.

યુધિષ્ઠિર : દ્રુ ! તારા આ રોષની ભીતર તું હજીય સોનેરી કમળ જેવી રહેવાની છો. વાંક મારો. ભોગવવાનું તમને સૌને. પણ આમાંય ઉપરવાળાની કોઈ ઊંડી ગણતરી હશે.

ભીમ : પાંચી ! કડવા ઔષધની જેમ પચી જશે આ ક્રોધ. જોતજોતાંમાં તેર વરસ વહી જશે. અને મારા આ અર્જુન-નકુલ-સહદેવના સથવારે હું સાલા સૌ કોઈનો ખાતમો કરી મોટાભાઈને હતા તેથીય મોટા કરી દેખાડીશ. જાનવરની જેમ વધ કરીશ સૌનો. દુઃશાસનનાં પાંસળાં ભાગી એનું લોહી પીશ. ભલે મને દુનિયા હડકાયા વરુની જેમ હડે હડે કરે. દુર્યોધનના ટાંટિયા તોડી એને મોતની ભીખ માગતો કરી દઈશ. આંધળાના એકેએક દીકરાને મોતના અંધારામાં ઘસડી જઈશ.

અર્જુન : ભાઈ ! તમેય કૃષ્ણાની જેમ ઊભરામાં આવી જાઓ છો. આપણે જીતશું નક્કી જ. પણ ધર્મ છોડ્યા વિના. સાચા ક્ષત્રિયની જેમ.

દ્રૌપદી : વિજુ ! ભીમને બોલવા દે. ધર્મ અને ક્ષત્રિય તો પછીથી આવે. પહેલાં છે આ જાત. આ માંહ્યલી જાત. જેને ધર્મ નથી, જાતિ નથી, છે માત્ર લાલસા જીવવાની. આ જીવનની આડે જે આવે તેને નેસ્તનાબૂદ કર્યા વિના કંઈ નહીં બચે.

ભીમ : અને હવે તો હું નહીં છોડું. રાત રાત જાગતો રહું છું. કેટલીય વાર હવામાં ભાંખોડિયાં ભરું છું. દુશ્મનનું ગળું દબાવતાં ઘોઘરો ઘરઘરાટ સંભળાતો હોય એવું કલ્પી ઝાડીમાં ખળખળતા પવન સામે ખડખડાટ હસી પડતો હોઉં છું. બરાડું છું. આમથી તેમ ભાગું છું ને કેટલીય વાર ઘૂંટણ પર માથું ટેકવી આંખ મીંચ્યા વિના અંધારામાં તાક્યા કરું છું. મોટા ભાઈનેય ઊંઘ નથી આવતી. તો રાતભર મારે ખભે માથે હાથ ફેરવતા બેસી રહે છે.

યુધિષ્ઠિર : પણ યાદ રાખજે ભીમ ! કે આ દિવસોય નીકળી જશે. અને ભલે વારેઘડીએ નસીબની ઠોકરો ખાવી પડે, પણ આજે નહીં તો કાલે ધર્મનો જ જય થશે.

સહદેવ : આવતી કાલ જાણી છે કોણે ?

(અંધારું)

(પ્રકાશ બદલાતાં નવું દૃશ્ય. સ્થળ એ જ. પાત્રો : વ્યાસસર, ફાલ્ગુની-દ્રૌપદી, ધર્મેશ-યુધિષ્ઠિર, પવન-ભીમ, વિજય-અર્જુન, અશ્વિન-નકુલ, જોશી-સહદેવ, કરસન-પટાવાળો)

વ્યાસસર : ફસ્સકલાસ ! આજે એક પણ ગલતી વગર સબ કી અદા પરફેક્ટ રહી. એ વન ! તો ઇસ લિયે હો જાય એક એક કપ. અરે કરસન ! જા, કનૈયાલાલની ફાંકડી આઠ ચા લઈને આવ.

કરસન : વ્યાસસ્પેશલવાળી ને ?

વ્યાસસર : યસ્, ચાની પટરાણી

ધર્મેશ : મારી વગર સાકરની

ફાલ્ગુની : સાત ચા. મારી કોફી - નેસ્કાફે.

કરસન : ઇતો તમારે હારુ કનૈયો વગરકીધે પોતાને હાથે હલાવીને ઘે છે.

જોશી : વ્યાસસર ! મારી એક ફરિયાદ છે.

વ્યાસસર : બોલ શિશુ, તેરા મર્ઝ ક્યા હૈ ?

જોશી : મારે બસ એક જ લાઇન બોલવાની ?

વ્યાસસર : તો નકુલને પણ ક્યાં મોટા ડાયલોક છે ?

જોશી : એટલે અમે અનાથાશ્રમથી આવ્યા છીએ કે ? સર, આ તો સરાસર અન્યાય છે.

વ્યાસસર : દેખ જોશી ! ન્યાય આંધળા હોતા હૈ. ઔર અસલી અનાથકો જ એન ઓપોર્ચ્યુનિટી ટુ કમ્પ્લેઇન ઇઝ ગિવન. અરે, પાંચ પાંચ નાથ હોવા છતાંય સદાની અનાથ છે દ્રૌપદી. છેવટે તો વાંઝણી જાણે છે ? શ્રીકૃષ્ણ જ્યારે પાંડવોને મળવા જંગલમાં પહોંચે છે ત્યારે ભક્ત અર્જુન એમની સ્તુતિ કરતાં કરતાં એમને સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન ચીતરી દે છે અને શ્રીકૃષ્ણ વસવસો કરે છે કે પોતે જુગારને ન રોકી શક્યા. રાજસૂયના દિવસોમાં ખૂબ લાંબો વખત પોતે ઇન્દ્રપ્રસ્થમાં હતા ત્યારે ચીરફાડ ખતમ જરાસંધના દોસ્ત કિંગ ઓફ સૌભનગર શાલ્વ દાનવે દ્વારકા પર ચડાઈ કરી હતી. કસીને ટક્કર આપનાર હતો શ્રીકૃષ્ણનો દીકરો પ્રદ્યુમ્ન. પણ દ્વારકાની લાજ લૂંટીને શાલ્વ ઊડી ગયો. પાછા પહોંચ્યા પછી બધું ખેદાનમેદાન જોઈ શ્રીકૃષ્ણ લડવા ગયા એની સાથે અને એ જ સમયે હસ્તિનાપુરમાં પાસા પડી ચૂક્યા હતા.

વિજય : તો દ્રૌપદીની લાજ રાખવા કૃષ્ણ આવ્યા ન હતા ?

વ્યાસસર : નો સર ! અને એ મુદ્રણદોષનું શુદ્ધીકરણ સેંકડો વર્ષો પછી ભાગવતમાં કરવામાં આવ્યું. તમને સૌને ભાગવતની ઇમ્પ્રેશન છે. પણ શાલ્વ સાથેની શ્રીકૃષ્ણની લડાઈનો સીન ફેન્ટાસ્ટિક છે. સૌભનગર આકાશમાં ફરતું સ્પેઇસ સીટી હતું. આખી લડાઈ બસ રોકેટ, મિસાઇલ્સ, એન્ટિમિસાઇલ્સ, લેસર બીમ્સ, કોમ્પ્યુટર ઇલ્યુઝન્સ. સુપર્બ ટેકનોલોજિકલ ફેન્ટેસી. અરે, કોઈ ધનવાન અને દિલદાર નિર્માતા મળે તો સ્ટારવોર્સનો પણ સામનો કરે એવી ફિલ્મ બનાવું. પણ આ તો કોઈ માછીમારની જાળમાં જળપરી ફસાય એવું સપનું છે.

જોશી : પણ સર ! ખરેખર એ જમાનામાં વિમાન, ટેલિવિઝન, અણુબોમ્બ હતાં કે ?

વ્યાસસર : તું શું માને છે શિશુ ? સવાલ હતાં કે ન હતાંનો નથી. અરે, આ તો એક કવિની કલ્પના છે ઊડતાં પંખીને જોઈ આકાશને આંબવાની તમન્ના ન થાય તો ઇન્સાનના જિગરને ધડકવાનો હક નથી. અને ખેલખેલમાં કવિએ બોલેલો શબ્દ સમયના સીમાડા વટાવી સાચ ન થાય તો આ સૂરજચાંદસિતારાની ખુદાઈને આસમાની સલ્તનતનો હક નથી. તો આમ હતું કે ન હતું એનો વિચાર કરવાને

એટલે એક કવિને કલ્પના કરવાનો હક આપો. ગ્રાન્ટ ધ બાર્ડ હિઝ ટ્રુ સોવરેન્ટી ઓવર હિઝ બ્રેગ એન્ડ બેગપાઇપ્સ !

ધર્મેશ : સર ! ઘણીય વાર સર ચકરાવે ચડી જાય છે. એક માણસ ખાલી જીવવા માટે આટઆટલું કરે. જીતવા માટે બધું જમીનદોસ્ત કરી દે. આવતી કાલ માટે શુંનું શું બનાવી રાખે. અને ચપટીકમાં મોત બધાંનો ઝીરો કરી દે.

અશ્વિન : તો કેટલાંયની બેબસ બેમોત બિમાર જિંદગી મિઝરીની ઇન્ફિનિટી બનીને રહે.

વ્યાસસર : બસ, આવી જ કોઈ નિરાધાર ક્ષણે, દ્રૌપદી-જ્યારે શ્રી કૃષ્ણ પોતે જ સામે છે અને જુગાર કેમ ન અટકાવી શક્યા એનાં આ-અફસોસ બહાનાં આપે છે, ત્યારે કહી દે છે : નૈવ મે પતયઃ સન્તિ ન પુત્રા ભ્રાતરો ન ચ નૈવ ત્વમપિ ગોવિંદ...વિચાર કરો. સાક્ષાત્ ઈશ્વર પણ જેને મદદ ન કરી શક્યો તે લાચાર નારીની આ ગાઢ ઘટ્ટ થતી જતી વેદના આખરે એક સુપરનોવાની જેમ એક્સ્પ્લોડ થાય છે. અને આ વિસ્ફોટથી દાઝેલ શ્રીકૃષ્ણ સૌને મહાયુદ્ધની ભયાનક આગ સુધી પહોંચાડે છે.

વિજય : અને લડાઈને પહેલે જ દિવસે હવાઈ ગયેલી વાટવાળી જામગરીમાં ભેજભરેલો અર્જુન !

પવન : પણ અર્જુનની નાની પછવાડે. સર ! ઇન્સાનિયત સાથેની મહોબત ખરી કે નહીં ?

ધર્મેશ : કદાચ એટલો સંવેદનશીલ ને હતો કે એ એક ગીતા છે.

ફાલ્ગુની : મને તો એક જ વાત સમજાય છે. માણસના જીવનને જો કંઈ પણ અર્થ હોય તો એક જ છે. પ્રેમ. બીજું કંઈ પણ ભલે ન મળે પણ પ્રેમ હોય તો જીવી જવાય. લવ હીલ્સ એવરીથિંગ. લવ હોલ્ડ્સ ઑલ.

વ્યાસસર : લવ હોલ્ડ્સ એટલે જ પ્રેમ ધર્મ છે. ધારયતિ ઇતિ ધર્મ.

ધર્મેશ : મને તો આ નિશાળના પાટિયે કે છાપાના વચલે પાને ટાંકેલા બોધવાક્ય જેવું લાગે છે. ક્લિશે.

વ્યાસસર : ના ના ના...આ નાટકનો જે છેવટનો સીન છે ને આ શબ્દોની અંધારા સાગરના તળિયે ડૂબેલી સચ્ચાઈને મરજીવાની જેમ ગોતી લાવી સજાવી દે છે મોતીની જેમ હિમાલયના ઝગઝગતા શિખરે. દોસ્ત ધર્મેશ ! જેમ ઍક્ટિંગ કરતી વખતે ડાયલોગના લફ્ઝ પર ભરોસો રાખવો પડે છે તેમ જ જિંદગીમાં પણ એક એવી ઘડી આવી જાય છે કે માણસને અપની ભીતરકી આવાજ પર એતબાર કરના પડતા હૈ.

કરસન : સાહેબ ! આ લ્યો ચા. ને ટેમ હોય તો મોટા સાહેબે ઉપર ઑફિસમાં બોલાવ્યા છે. આ નેસ્સ-કા-ફે....

વ્યાસસર : વાસુદેવસાહેબને વળી ફરી નાટક માટે એકાદી નવી થિયરી સૂઝી હશે. આ તો સાલું અઘરું થતું જાય છે. હા કહો તો હાથ કાપે અને ના કહો તો નાક.

અને ક્યારેક ક્યારેક એમને અચાનક એવી લહર આવી જાય છે કે થઈ જાય, વાહ ! વાહ ! ક્યા બ્રિલિયંટ આઇડિયા ! વ્હૉટ ઇન્સ્પિરેશન !

પવન : પાત્રોની એકોક્તિઓથી આરંભ કરવાની સૂચના એમની જ હતી ને ?

વ્યાસસર : ખરું. કદી કદી તો નવાઈ લાગે કે એક તો એ વિજ્ઞાનનો જીવ. કામકાજનો આટલો બધો બોજો. યુનિવર્સિટીની મીટિંગો. ટેક્સ્ટબૂક રિવિઝનના લોચા. વળી ફરી લેબોરેટરીનું ઘમસાણ. અને રિસર્ચનાં કાગળિયાંનો પસારો. અને તોય આપણી ઝીણી ઝીણી વાતોમાં બી એમનો ખરેખરો, ઊંડો રસ. ક્યારેક એમની વાતોથી બોર પણ થાય. પણ પ્રિન્સિપલ સાહેબકે સામને સબકો સ્માઇલિંગ સૂરત રખની પડતી હૈ. તો મને આવતાં વાર થશે. ત્યાં સુધી પહેલા અંકના મોનોલોગનું રિહર્સલ કરો. પવન ! મારા ભાગની ચા તું પી લેજે. વાસુદેવસાહેબને ત્યાં વૃંદાવનછાપની તુલસીઅદરખવાળી કીટલીમાં ઊકળતી જ હશે. (પ્રિન્સિપાલની ઓફિસમાં જાય છે)

જોશી : વ્યાસસરની ક્યારેક સમજ નથી પડતી. એક બાજુથી બહુ લોજિકલ લાગે છે. અને બીજી બાજુ નરમ – કવિ જેવા. એક બાજુ વટ રાખે અને બીજી બાજુ વાસુદેવસાહેબની હાંજીહાં. એક બાજુએ જિનિયસ, કેટલું નોલેજ છે. અને બીજી બાજુ રદ્દી, સપાટ સુભાષિતોથી રાજી.

ધર્મેશ : મેન્યુફેક્ચરિંગ ડિફેક્ટ. જનમખોડની બિમારી.બાળપણના સંસ્કારોથી છૂટ્યા નથી. ક્રાઇસિસ ઑફ આઇડેન્ટિટી. ઓબીસી ગ્રૂપના ખલાસી જ ને ? માછીમાર.

ફાલ્ગુની : તારી પાસે તો સહેલા ખુલાસા સદાય હાજર. બધા ઉકેલની ચાવી ખિસામાં. ધર્મેશ એટલે તો ડહાપણનો ભંડાર ! ધર્મેશ ! તને જો બધું જ સમજાઈ જતું હોય તો એનો કંટાળો નથી આવતો ?

ધર્મેશ : વેલ, તારો કંટાળો નહોતો આવતો. પણ વાત સાચી છે. તને સમજ્યા પછી...(ચશ્માં ઉતારી, ફૂંક મારી લૂંછે છે)

ફાલ્ગુની : હવે મારો કંટાળો આવે છે ને ? બસ, ખુશ ? પણ યાદ રાખજે, નફરત આમનેસામને સરખેસરખી છે. ખુન્નસ એવું ચડે છે કે ખૂન પી જઉં. ચશ્મિસ !

અશ્વિન : હેય, હેય, હેય ! હોલ્ડ ઓન. આપણે અહીં નાટક કરવા ભેગાં થયાં છીએ. કલાકારે પોતાની અંગત લાગણીઓને બાજુએ રાખીને રજૂઆત કરવાની હોય છે.

જોશી : અને વ્યાસસર કહે છે તેમ કોઈ મૌલિકતાનો દેવાળિયો જ પોતાની ખાનગી ભાવનાઓની ભરચોક ખૂલેઆમ લીલામી કરતો હોય છે. એન્ડમાં વેનિશિંગ ઇન ધ વિંડ.

પવન : શિશુ ! પણ આ ભજવાઈ રહ્યું છે તે નાટક નથી – જીવન છે.

જોશી : વ્હૉટ આફટરઓલ, ઇઝ ધિસ વર્લ્ડ ? ઇફ નોટ અ સ્ટેઇજ ? એવરી વન પ્લેઝ અ રોલ. વેલ ઓર બેડલી. મૈં આ રહા હૂં. મેરી રાહ દેખના. મેરી જિંદગી ઔર મૌતકી મલિકા, મેરી જુલિએટ !

અશ્વિન : વન્સ મોર, વન્સ મોર, વન્સ મોર ! એવરી વન ! સ્ટેન્ડિંગ ઓવેશન ટુ

ગ્રાન્ટ માસ્ટર ઓફ વિન્ડી પ્લેટિટ્યૂડ્ઝ, મહર્ષિ જોશી ! પૂઊિઊહ !

ધર્મેશ : પણ જોશી ! દુનિયા એક રંગભૂમિ છે તે રોમિયો અને જુલિયેટમાં નહીં પણ મર્ચન્ટ ઑફ વેનિસમાં આવે છે. દુનિયામાં તો દિલની સોદાઈ થાય છે. દિલ તો એક શેર માંસનો લોંદો છે. ખરું ને, ફાલ્ગુની ?

વિજય : મને લાગે છે કે આ વાત હવે અહીં પૂરી કરીએ. ધર્મેશ ! તારી અને ફાલ્ગુની વચ્ચેનો ઈતિહાસ આપણે સૌ જાણીએ છીએ. હું અને ફાલ્ગુની એને ભૂલી ગયાં છીએ. અને એ પ્રકરણ પૂરું. ચોપડી બંધ. ખાતું સાફ. ફાલ્ગુની મારી છે. મે મહિનામાં કાયદેસર લગ્ન રજિસ્ટર થશે. ડુ કમ ટુ વિટનેસ.

પવન : વિજય ! હાથમાં સર્ટિફિકેટ આવે પછી જ માના આશીર્વાદ લેવા જજે. નહીં તો પછી વહેંચી લો પાંચેયની વચ્ચે જેવું ન થાય !

ફાલ્ગુની : જાડિયા ! તને તો એક વાર એવો તો મેથી પાક ચખાડીશ કે યાદ રહી જશે.

પવન : હાય ડાર્લિંગ ! તારા હાથનો માર ખાવા માટે તો હું કીચક બનવા તૈયાર છું.

વિજય : તો પછી મોટા બંધુ ! અમારા લગ્ન પછી સૌ પ્રથમ અમારું કિચન તમે જ સંભાળજો.

જોશી : અને પછી અર્જુન સૈરન્ધ્રીની સાથે ચોવીસે કલાક રણવાસમાં. રંગલીલા !

પવન : મને એક કલ્પના આવે છે. સુહાગરાતે કાંડે ફૂલોના ગજરા બાંધીને વિજય અગરબ ી સળગાવી, રોશની હલ્કી કરી, મંદ સંગીતના અવાજે સજનીને પુકારશે. અને વાળમાં બ્રશ ફેરવતી દુલ્હન અરીસા સામે બેઠી બેઠી છણકીને કહેશે : આ શું માંડ્યું છે ? અડધા કલાકથી કહી રહી છું ને કે બસ બે મિનિટમાં આવું છું ? અને આખરે થાકી જઈને આશિક ઓશિકાને વળગી, ચાદરને બદલે સાડી ઓઢીને સૂઈ જશે. બૃહન્નટાનાં ખરાંટિયાં સાંભળતા બારીના પડદા અને કૃષ્ણાના કેશ ફરફરતા રહેશે પવનમાં.

જોશી : એટલે કે તું એમના શયનખંડમાં ચોરીછૂપીથી આંટા મારતો હશે.

પવન : યસ સર ! પવન મેરા નામ હૈ. ફરકાના મેરા કામ હૈ. હેવ એ હેપી હનીમૂન.

અશ્વિન : જરા વિચાર તો કરો, દ્રૌપદીને હવે એ હેપી હનીમૂન સૌએ પાંચ વખત કહ્યું હશે !

જોશી : અને કૃષ્ણને સોળ હજાર એકસો આઠ વખત ! તબ તકમેં સુહાગરાતકી સુહાની સુબહ હો ગઈ હોગી !

ધર્મેશ : ક્યાંથી ક્યાં પહોંચી ગયાં આપણે ? ક્યાં મહાભારત અને ક્યાં આ લવારી ?

જોશી : શું મહાભારતમાં લવારી નથી ?

અશ્વિન : સબ્લાઈમ એન્ડ ગ્રોટેસ્ક, ઉદા ા અને અભદ્ર, શાશ્વત અને ભંગુર, બીભત્સ અને સુંદર, કરુણ અને ક્રૂર, વીર અને કાયર, હાર અને જીત, જીત અને હાર 

આવી પરસ્પર જોડિયા વિરોધિતાઓથી ભરેલું છે મહાભારત. એક દ્વંદ્વ સમાસ. ગઈ કાલનું મહાભારત આજની આપણી જ વાત છે.

પવન : અને આપણી હરેક વાતનું આપણે બનાવી દઈએ છીએ મહાભારત !

જોશી : તો ચાલો, આપણે એક એક કરીને પોતાની વાત કહીએ. (અંધારું. પડદો)

(નેપથ્યમાંથી)

જોશી : સન્માનનીય પ્રેક્ષકો, સજ્જનો, સન્નારીઓ, પ્રિય સહૃદયજનો ! આપણી સમક્ષ રજૂ થાય છે જમ્બૂદ્વીપ વિશ્વવિદ્યાલયના ઇતિહાસના પ્રાધ્યાપક પ્રોફેસર વ્યાસનું દિગ્દર્શિત (પડદો થોડો ખૂલવા લાગે છે) એ, ભાઈ ! હજી આટલામાં પડદો ઉઘાડ ના. (પડદો અચકાતો અચકાતો બંધ થાય છે) હાં, તો રજૂ થાય છે વ્યાસરચિત, વ્યાસ રૂપાંતરિત, વ્યાસસંવાદિત, વ્યાસસંપાદિત વ્યાસોચ્છ્વાસ નાટકનું પહેલું દૃશ્ય.

છૂટીછવાઈ ઘાસગારાની ઝૂંપડીઓનું એક ધૂળિયું ગામ છે. થોરબાવળના કાંટાને સૂર્યનાં પહેલાં કિરણ કુમાશથી અડી રહ્યાં છે. ગમાણમાં ખરીઓ ખંખેરતાં દૂબળાં ઢોર કિચૂડતા સાંધા ટટાર કરતાં ઊભાં થાય છે. આમ તેમ ગરદન હલાવતી, ટૂંકાં શિંગડાંવાળી સુકલપાંસળી બકરીઓ દોરી તાણતી ઠેકડા મારે છે. દાણાકીડા શોધતી રેઢિયાળ મરઘીઓને દૂરથી ભાગ્યે આવતો કૂકડો તિતરબિતર કરતો પહોળી પાંખે બાંગ પોકારે છે. કાબરો કચકાણ મચાવે છે. કાગડાઓ કોલાહલ કરે છે. અને અચાનક સૌના ઘોંઘાટને દબાવી દેવા જતો એક કૂતરો અવિરત ભસવાનું આરંભે છે. કૂતરો-માણસનો વફાદાર મિત્ર. પંથનો અંત લગી સાથી. માણસની ઊંઘ ઉડાડતો. આખરી ઊંઘની ચેતવણી આપતો. આંધળાને દિવસરાત દોર્યે જતો. પણ અત્યારે તો અકારણ સતત ભસ્યે જતો કૂતરો. પડદો ઉપર ! આ એકલવ્યનું ગામ.

(આરંભમાં ઊભડક બેસીને અદૃશ્ય કૂતરા ભણી કાંકરા ફેંકતો એકલવ્ય – અશ્વિન. બોલતાં બોલતાં ઊભો થઈ અનુકૂળતા પ્રમાણે મંચ પર ફરે છે. માથે ફાળિયું, છાતી ઉઘાડી, ઘૂંટણ લગીનું પોતિયું.)

એકલવ્ય : ભસી લે પેટ ભરીને. હવે મને અંગૂઠો નથી ને ! જ્યારે હતો ત્યારે એક રજવાડી કૂતરાને સાંઠીકડાનાં સાત બાણથી મૂંગો કરી દીધો હતો. દીઠા વિના. ને વળી ક્યાંય ઘાવ પણ ન થાય એમ. શું કામે કોઈનું નાહકમાં લોહી પાડવું ? આપણને મેલાઘેલા ઓઘરાળ દેખી કોઈ મરજાદી મોભેદાર ખીજાય તેથી વડછડ વદાડ થોડા કરાય ? ને કૂતરાંને તો ભસવા મૂતરવાની ટેવ. સૌ કોઈને હોય પોતાની જાતનાં લખ્ખણ. ને લખ્ખણ એવાં કરમ.

બાપ મારો ગામનો મુખિયો. માથે ફાળિયાને ઠેકાણે વટમાં પાઘડી બાંધે. ગામના બીજા છોકરાથી પોતાનાને નોખો દેખાડવાના અભરખા. ભણ, દીકરા ! ભણ. પણ ભીલના છોરાને ગનાન દેવા ગુરુ કોણ થાય ? એક વાર હાથ જોડ્યા દ્રોણ ગુરુને. પણ એમણે ધસીને કીધી ના. આપણો પડિયો કાણો. આઘેથી જોયું

૮ તો એમને ગોઠ રાજાના દીકરા શીખે જાતજાતનું. તલવાર ફેરવે, ભાલા ફેંકે,

ગદા ઘુમાવે, ઘોડા દોડાવે, તીર ચલાવે. આપણને ભીલડાને ક્યાં ઘોડા ફેરવવાના હોય ? આપણો ઝાડજાનવરનો દેવ માદેવ તો ઢીલા ધોળિયા પોઠિયા માથે લટકેમટકે દડબડ કરતો આંટા ફરે ને એક આંગળીએ ચાંદા સૂરજ તારા નખતરને આભ આખામાં ગોળ ગોળ ફેરવે. દુનિયા આખીનું પેટ ભરે. ને કોળિયો ધાન, ચાંગળુંક તાડી પીનારા અમને બાધવાનું હોય કેના ભેળે ? ગદા તલવાર ભાલા આપણા શા ખપના ? આ તો ઝાંખરે સસલું સંતાઈ જાય કે વનનાં ઝાડવે હરણું અલોપ થઈ જાય એની મોર ભૂખના જોરે કામઠે તીર ચડાવી એક ટપ્પે વીંધી લેતાં આવડે તો બસ. દ્રોણ ગુરુએ મોઢામોઢ કીધી ના પણ મૂંગાં માટી ગારો થોડાં જાકારો દેવાનાં ? ધરતીમાતાની જ જાતનો લોંદો આ દેહ. આખરે ભોંયભેગો થઈ માને જ ખોળે ભળી જવાનો. તો થાપી એક માટીની મૂરતિ ને આદર્યું નિશાન તાકવાનું. કોઈ કેળવે નહીં તોય આંધળું જનમેલું પંખી ઊડતું થાય છે ને ? ગળિયેલ ઢેફા જેવું હરણાનું બચ્ચું જોતજોતામાં ઠેકડા મારતું થાય છે ને ? દિશા ન જાણતું પાતળું પાણીનું ઝરણું નદી થઈને મારગ ગોતી દરિયે પોગે છે ને ? સૂરજબાપો હાક મારે ને સબડાક દેતાં ફૂલ રંગરંગની આંખ ઉઘાડી મઘમઘતાં થાય છે ને ? અરે, ખાડામાં ઠેઠ હેઠે દાટી રાખેલો ગોટલો હરણિયાના પાંચ ચકરાવા ફરતાંક આંબો થઈને ફળે છે ને ? સોડમાં લીધેલી બાયડીને દીધેલું હેતનું અમી નવ મહિને ઉવાં ઉવાં કરતું ગામ આખાને ગજવે છે ને ? આ ઊંચા આસમાનની હેઠ લાખો કરોડો વરસથી એક પાંચ કાણાળા પાવાને સૂર આ પૃથવી ભમરડી ફરતી રહે છે ને ? પણ આ તો ગુરુની આમન્યા રાખવા ને એક વાર માનતા લીધી એની મરજાદ પાળવા એમને ઘડી લીધા માટીમાં. મા ધરતીના આશીરવાદ ફળ્યા. એના પ્રતાપે સૂકાં સાંઠીકડાં તો શું, લીલાં તરણાંય નાંગળે નિશાન.

આમેય અમને રાન રખડનારાંને અછત શાની ? ગોફણથી છૂટેલો પથરો પોગે એટલે આઘે એક ફેરો માર્યો કે એક દહાડાનું ખાધું હાથ વેજું. લહેર ચડે તો કમરડૂબ પાણીમાં બગલાની જેમ ચૂપ ઊભા રહી ચતુરાઈથી એક ઝડપે બૂમલાંબાંગડા ઝાલી લેવાય. કોક દી પઠ્ઠી રાવસ સાંપડી તો પડોશીનેય નોતરું. તીતર બટેર તો દાણા વેરીને રમતવેંતમાં ઊંધે સૂપડે. ને ચાર જણા જોડાજોડ જંગલી સૂવર ટાંગીને લાવે તો ગામ આખાની ઉજાણી. મહુડાનો મઘમઘાટ કે ગોળનું ગળપણ આથીને ગાળેલી આગ પગે, આંગળીએ, લમણે, નસકોરે, નયણે કેવી નાચે ! રોજ રાતે નીંદરમાં એક ભવ આથમે અને પરોઢ થતાં નવો ઊગે. ને બીજો ન ઊગે તોય શું ? મરવાનું તો સૌ કોઈને. છેવટે આ ઘરેથી ઓલ્યે ઘર જવાનું છે જ ને !

આ હજી થોડા જ દિવસ થયા. ગામની લાખી ડોસી, હતી તો અડીખમ, એના પાંચ દીકરા ભેળી મોટે ગામ કોક વડેરાંને ઘેર એમના પૂજા તહેવારના ટાણે વાસણકૂસણ ઊટકવા, સંજવારી કરવા ગઈ હતી. મેરબાન માલકણ વિધવા બાઈનું ને એના પાંચ દીકરાનું મકાન વાંસ-પરાળ-શણનું. અમારા જ વગડાના લાખગુંદરથી લીંપેલું. છોકરાઓ જોડે લાખી ભરપેટ ખાઈ, ગળાબૂડ ઢીંચી એવી લહેરથી પોઢી 

ગઈ કે વહાણું વાય એની પહેલાં એનું વહાણ ઊપડ્યું ને માદેવજીને ઓવારે જઈને નાંગળ્યું. આગમાં સૂતી સૂતી ડોસી પોગી ગઈ પોતાને ઘેર. સૂપડે ઢાંક્યું બટેર ! એકલુંય ન લાગે. પાંચેય પડછંદા માને પડખે હાજરાહજૂર. કોક માંદું પડીને મોડું મરે, કે કોકનાં હાડકાં ટાંટિયા ભાંગે ને ખોડંગાતું મરે એના કરતાં તો આ સુખનું ને ? કહે છે કે ઘરનાં માલિક ભોંયરાં વાટે ક્યાંનાં ક્યાં ગાયબ થઈ ગયા. પણ ગામ આખુંય અમે તો લાખીનું બારમું તેરમું ઉજવ્યું. લાખી મરીને કોકનો જીવ બચાવતી ગઈ એની પુણ્યાઈ કંઈ ઓછી છે ? ને જે જીવતાં બચી ગયાં એ કોક દી તો એક નહીં ને બીજી રીતે ચુકવણી કરશે જ ને ? લેખાં તો માદેવ લેશે. આપણે ઉતાવળે હિસાબ કરવાવાળાં કોણ ? એટલે જ કહું છું, કૂતરા ! બે ટુકડા રોટલોય તારા દાંતભેળો થાય તો સાંઠીકડેથી તારું મોં ભરીને મૂંગો કરવો શું કામ હવે ? છાનો થા અને એક વાર જે ઘડાણું એની વાત સાંભળ.

માટીના ગુરુ મોવટ તાલીમ લેતો હતો ત્યારે ઓલ્યા હાથી જેવડા મોટા ગામનો એક ડાઘિયો ભસતો આવ્યો. સાત પલકારામાં કર્યો મૂંગો. તો જોતા રહી ગયા દ્રોણ અને અરજણ. 'લાવ, એકલવ્ય' એમ કહેતાંક ગુરુ બનીને દક્ષિણામાં માંગી લીધો અંગૂઠો. તો દીધો વાઢીને. એમાં ખોયું તે શું ? એમની પાસે ખરેખરા ભણીનેય શું કાઢત ભલેવાર ? ઝાઝામાં ઝાઝું દરબારમાં હડિયાપાટી હેલમજૂરી કરવા મળત. એના કરતાં પોતાને ગામ અભણ રહીનેય વગર અંગૂઠે મરઘાં સસલાં તો ઝાલતાં આવડે છે ને ? દોટ મેલીને સાબરને શિંગડેથી ઝાલી, બાથમાં ભીડી, બાવડાંને જોર ડોક મરડી નાંખતાં આવડે છે ને ? ઝૂલતા તાડને માથે સર્રસર્ર ચડી, માટલું ઉતારી સાંજકના ખટમીઠી તાડી પી લહેરથી પાવો વગાડતાં આવડે છે ને ? એક પાવાના સૂરમાં તો અમારી આખી કુદરત ભરી છે. લીલાં પાન રૂડાં ફૂલ પ્હોળાં મેદાન ભૂરિયા ડુંગર નીતર્યાં પાણી ગોરાં વાદળાં શીળી ઝરમર દબડક દેડકાં ફૂલી ગરદન પારેવાં ખૂલી ગહેક મોરલા ચાંદા થાપ્યા મરગલા કારતકી મેળા પોપનાં તાપણાં પુનેમડી હોળી ગોરીની ચણોઠીલાલ પાની...અરે, શામળી ભીલડીને ભીને વાન ચહેરે કોડી ધોળા હસતે દાંત મોહ્યા'તા ને બરફગોરા માદેવ ? અને આ ભોંય વરણાનો જે ભડને ભો લાગતાં આ અંગૂઠો ખોયો એનેય કોક દી ભીડશે મારો વાલો ભીલડાનો દેવ. ને મા ગૌરીના ઈશારે મારો ભોળિયો ટાટો થઈ એ ભડને એક ટપલી મારી બાથમાં લઈને ન્યાલ કરી દેશે. એનાં રાખણાં કરશે. અને અમારું તો શું ? કૂતરાં ભસતાં રહેશે એ એમનો ધરમ. અમારો આ પાંચકાણાનો પાવો બજતો રહેશે. એ અમારો ધરમ. (અંધારું)

નેપથ્યમાંથી વિજયનો અવાજ :

ઘાસ શણના ગાભા છૂટા પડ્યા હોય, સૂતળી ઊખડી ગઈ હોય એવી એક પૂતળી, મેલાંઘેલાં ધોળાં કપડાંમાં કોઈ ખૂણે પગથિયા પર બેઠી બેઠી પાલવના છેડાને
૨ વળ દેતી, ફરી ખોલતી, દાંતેથી ચાવતી, જાત સાથે બબડતી ઘડીમાં ઠાલું હસે છે

ઘડીમાં કોરું રડે છે. અને આસપાસમાં બધું સૂનું સૂનું છે. છાને પગલે જઈને સાંભળીએ. સંભાળજો દેખી ન જાય. પણ પકડી પાડ્યા તમને ઉ ારાએ. (પ્રકાશ થતાં સફાળું પ્રેક્ષકોની સામે જોતી ઉ ારા : ફાલ્ગુની)

ઉ ારા : એક સવાલ પૂછું ? મને તો સવાલ પૂછવાની ટેવ પડી ગઈ છે. તમે મને જાણો છો ? કોઈને મારું નામ સાંભરે છે ? હું શું પામી ? મારો શું વાંક હતો ?

હું કોણ છું ? અડધી ઊંઘમાંથી ઝબકીને જાગી કોઈ પૂછે એવો આ સવાલ નથી. જેને ઊંઘ ન આવતી હોય એ ક્યારેક સૂઈ જાય એની પહેલાં પોતે જ બધાંને જેનો જવાબ આપીને જાય એવો આ સવાલ છે.

હું કોણ છું ? તો કે કાઠની એક ઢીંગલી. ઢીંગલા ઢીંગલી રમવા જેવડી મારી ઉંમર હતી. એટલામાં જ અચાનક લાકડે લપાતા લોઢા જેવું જાણે કશુંક થયું અને મોટાં સંતાકૂકડી રમવા માંડ્યાં. મ્હોરાં પહેરી નાટક કરવા લાગ્યાં. કોઈ જુગાર ખેલે. કોઈ રસોડામાંથી સીધાં સામાન સેરવે કોઈ દૂધદહીંનાં માટલાં છુપાવે. કોઈ દાઢી મૂંછ મૂંડી, ચહેરે આટો લીંપી, આંખે જાડો સૂરમો આંજી, પોલકામાં રૂના બાચકા ભરી, પગે ઘુંઘરા બાંધી નાચ કરે.

પહેલાં માથે તેલ ચોળતી દાઈ મીઠે બોલ ચકલી, કબૂતર, સસલાંની વાતો કરતી. છાની છાની બોર, આંબળાં, આંબલીના કાતરા, કાચી કેરી લાવી દેતી. રાતે ઊંઘ ન આવે તો સ્વપ્નપરી, વનપરી, જળપરી, ચાંદપરીની જાદુઈ વાતો કહેતી ટપલી મારીને સુવડાવતી. પછીથી એક કાળા, લાંબા, વાંકડિયા, મોકળા વાળવાળી રૂપાળી બાઈ માથું ઓળવા આવતી થઈ. રુઆબદાર અવાજે 'ડોક સીધી રાખો. મૂંડી હેઠે.' કરતી તીણી કાંસકી તાણીને ફેરવે. પહેલાં તો ફીતની ગૂંછળીમાં વાળ છુટ્ટા રાખવાની કે બે ચોટલા વાળવાની ટેવ. અને હવે આ કસીને અંબોડો બાંધે. જો ભીની આંખે સિસકારો નીકળે તો નાકે આંગળી કરતી, દાંતે હોઠ ભીંસીને અણીદાર ચીપિયો ખોસે. દોડીને દાદરા ચડતાં, કઠેડા પરથી લપસતાં કે ખુરશીઓ પરથી ભૂસ્કા મારતાં એવી તો મઝા પડતી ! અને હવે માથે ઈંઢોણી મૂકી, ઉપર પાણીની તાસક તોળી, ટટાર ગરદને, ખાલી સામે જ જોતાં, પાણીનું ટીપુંય છલકાવ્યા વિના સીધી લીટીએ પગલાં પાડવાની ફરજ પાડે. બારીમાંથી તરી આવતું શીમળાનું રેશમ ફૂંક મારીને ઉડાડતાં, આમથી તેમ ફૂદડી ફરતાં કે હાંક સાંભળતાંક હાંફળી દોડતી દાસીઓને લપસી પડતી દેખી ખડખડાટ હસતાં બેવડ વળી જતાં. હવે હોઠ દાબેલા રાખી મૂંગું હસતાં શીખવે. ઢીંગલાઢીંગલીના લગ્નની ઊજાણીમાં એમનાં ટચૂકડાં ઘર ઝીણાં તનમનિયાંનાં ફૂલથી સજાવતાં. હવે જાનૈયા સાથે ઢીંગલાજીને અળગા કરી, સૌની મુઠ્ઠીમાં તલવારની જેમ બાવળની શૂળ પરોવી સિપાઈઓની કતાર બનાવે. લગનના લાડવા જેવા ચણોઠીના દાણા ચગળી જીભને લાલ કરતાં. હવે સમજ ન પડે એવા બોલમાં અને સાનમાં લાલ રંગની બીક, કશુંક અડી ગયાની બીક, ગરોળીની બીક, કાનખજૂરાની બીક, સાપની બીક. ફરીથી પૂછવા જાવ તો પડખે જાડો ચીંટિયો

ભરી લે. ઘરની બીજી દાસીઓ તો રોકટોક સંકોચ વગર ગપ્પાં મારતી, ટીખળ કરતી, ગાતી. અને હવે છાને ખૂણે, થાંભલા પછવાડે, પડદા આડે ઝીણે સાદે કે ઇશારામાં ઘૂસપૂસ કરે બૃહન્નટા અને સૈરન્ધ્રી. બૃહન્નટા નાચ શીખવે. રંગે શામળી પણ કદાવર. એની જાડી જાડી પિંડીઓને જોઈ ક્યારેક થાય કે બહુ નાચીભટકીને મારાય પગ એવા થઈ જશે કે? આમ હળવે હળવે સવાલ ઊઠતા થયા. અને અચાનક નિરાંતે ચરતા ગાયના ધણમાં ભાંભરતા આખલા જેવું ધસી આવ્યું યુદ્ધ. એક બાજુ સામનો કરવા સૌ મોટેરા ગયા. ને બીજી બાજુથી વાઘે બીધાં ઘેટાં જેવા લોચાળ બોલા, રઘવાયા રબારીઓ હડબડતા આવ્યા. અમે તો રણવાસમાં કડી આગળિયા ભીડી. પડદા ઢાળી, ધડધડતાં એકમેકને બાઝીને ઊભેલાં. કોણ બચાવશે? – એવા રબારીઓના સવાલ માટે અમારી પાસે એક માત્ર ઉ ાર. ગિલોલથી ઊંચી ડાળની કેરી પાડનાર, એક ઠેકમાં ઘોડા પર સવાર થઈ જનાર, તલવારના એક ઝાટકે કોળાનાં બે કાડ્યા કરનાર મારો ભાઈ. પણ એ એકલો કરે શું? રથ ચલાવે કે તલવાર? સૈરન્ધ્રીએ સાંભળ્યું અને ઊડી જાણે પવનની ભમરી. ઝાડને મૂળ સોત તાણી આવતી આંધીની જેમ ખેંચી લાવી બૃહન્નટાને. 'રથ ચલાવશે આ અને લડશે કુંવર ઉ ાર, હવે સજાવો આ બૃહન્નટાને બખ્તર.' બૃહન્નટા એવી તો કતરાય સૈરન્ધ્રી સામે! એનાં ચણિયા, ચોળી, ઓઢણી ઉપર કાંપતે હાથે કવચ બાંધ્યાં. આડાં અવળાં. ફરીથી સવળાં કરતાં દેખ્યા એનાં રુંવાટાં, આંટણ પડેલી આંગળીઓ, કઠણ હથેળીઓ અને ફૂલેલાં બાવડાં. નવાઈ તો થાય પણ પૂછવાની વેળ ક્યાં? લડાઈથીય ઝાઝી બીક આ ચળિતરની. પણ અધીરાઈથી ચમચમ ચાલતા. સીટી વગાડતા, હવામાં તલવારથી સૂસવાટી કરતા ભાઈને જોઈ હામ પડી. અને હોંશથી કહ્યું, 'વીરા! કૌરવોને જીતી એમના મોવડીઓને મારી, સૌનાં રેશમી કપડાં તાણી લાવજે. મારી ઢીંગલી પાંચાલિકાના શણગાર કરીશ, એટલામાં જ સૈરન્ધ્રીએ રાડ પાડી 'નીકળો'. અને સફાળાં દોડ્યાં ભાઈ અને બૃહન્નટા.

લાલ થતી સાંજના લંબાતા પડછાયામાં અને ભીંતે લપાઈને સૂનમૂન. અને સૈરન્ધ્રી પરસાળમાં આંટા મારે. એટલામાં આઘેથી ઘેરાતો શોર છજામાંથી ઠેક મારતો બાજની જેમ ભીતર ફરી વળ્યો. 'જીત્યા. જીત્યા. જીત્યા. વિરાટનો જય! ઉ ારનો જય! અર્જુનનો જય!' અર્જુનનું નામ પડતાં ફાળ પડી. એ તો દેવોની બરોબરીના બાણાવળી! ક્યાંથી આવ્યા અમારા રણમાં? ત્યાં તો રણવાસના આંગળમાં વિખરાયેલા વાળ, હવાને હીંચકાવતાં બાવડાં, ખુલ્લી જતા બખ્તરમાંથી અલપઝલપ ડોકાતી કબાટપહોળી છાતી, ઉઘાડી પિંડીને જોર ભોંય ધણકાવતા પગ, પીઠ પછવાડે વાળીને રાખેલા હાથમાં કશુંક સંતાડી, વાંકી ડોકે, મરક મરક હોઠે, કમળ જેવી આંખોને લાલ ખૂણા લગી નચાવી, ખોંખારો દઈ કંઈ પણ બોલ્યા વિના કશુંક સીધે સીધું પૂછતા અર્જુન! મારો અવશ રાતો થતો ચહેરો અને અચાનક સાવ સામે આવી પાછળથી હાથ સામો કરી ફરકાવે રંગરંગના રેશમી લીરા. ત્યાં જ હાંફળી

દોડ્યે આવતી સૈરન્ધ્રી એને આંચકી લઈ કચરે પગની હેઠળ. ગુસ્સાથી તમતમી જતા મારા ગાલ. વરાળથી ભર્યાં નસકોરાં. આંખથી વહે વણરોક્યાં ટીપાં ને હૈયે હરખના વણટોક્યા થડકા. રાતે મા પૂછે 'અર્જુનને પરણવું છે ?' રાતભર આખે અંગ અણજાણી ચળ. રોમ રોમ લહાય. આખા દેહને કોકડું કરી દેતી પેડુમાં વીંટ. સવારે બાપાજી કહે, 'ઉ ત્તરા ! પગે પડ સસરાજીને. એમના દીકરા વેરે તારા વિવા પાકા કર્યા છે.' ભેગી મળીને દાસીઓ વાટકીમાં આંગળી બોળી મધ ચખાડે. અને પહેલી જ વાર સાથળ વચ્ચે ઊનું ઊનું મધ જાડું....સામે છુટ્ટે કેશ, લાલ સાડીમાં સજ્જ, સોને મઢ્યાં, એકીટશે દેખી રહેલાં સાસુ-દ્રૌપદી. મારો શું વાક હતો ? પરણી ત્યારે એનું મોંય ન જોવા મળ્યું. રાતે ધુમાડે રાતી આંખોથી આખરે ધૂંધળું દીઠું. ને પછી તો કુરુક્ષેત્રમાં આરંભાયું ત્યારે 'હાલ્ય, હાલ્ય, ઝટ હાલ્ય' કરતા ફૂલપાંદડે ઢાંકેલી ડોલીમાં મને લઈ ચાલ્યા કહાર. કાંઈ દેખાય નહીં. પણ સંભળાય ખણખણાટ. એરણ પર ઠોકાતા હથોડા. ધગેલા લોઢાનો પાણીમાં સૂસવાટ. ઘોડાના હણહણાટ. ભોંયે પટકાતી નાળ. ખચ્ચરોની કિકિયારી. ઊંટોની ભૂંક. હાથીની સૂંઢની હૂંક. થાડ્ થડ્ ખાટ્ ખટ્ ધમ્મ ધમ્મ ધમ્મ. તંબૂનો પડદો ખસેડી કોઈ મઘમઘતું આવ્યું. અને બીકથી છળી ઊડેલા પાલવથી બુઝાયો તેલનો દીવો.

પહેલી વાર પિવડાવેલા મહુવાના આસવથી સમયનું ભાન ભૂલેલી મને કેટલાય દિવસો પછી સાન આવી. ત્યારે મારા સઘળા શણગાર ઉતારી, અંબોડો ખોલાવી, ચાંદલો લૂંછી, એક ધોળે લૂગડે લપેટી લઈ આવ્યાં મડાંની વચ્ચે. 'આ તારો અભિમન્યુ.' હજી તો સવારે સવારે ઊઘડેલા કમળ જેવું છે આ મોં ! શંખ જેવી ગોરી છે ડોક ! હજી મહુવાની સુગંધ છે છાતીએ ! હથેળીમાં, હડપચીએ, પડખે, અંગે અંગે આ લાલાશ તો મારા સિંદૂરની છે ને ! એક જ રાતનો એવો શો થાક લાગ્યો કે અહીં આવીને સૂતા ? ક્યાં છે સોનેરી મૃગચર્મનું પાથરણું ? જાગો. જાગશો ને ? કે પછી સપનાં જુઓ છો સ્વર્ગની અપ્સરાઓનાં ? ત્યાં હું દેખાઉં છું કે ? ક્યાંથી દેખાઉં ? હું તો અહીં છું અને તમે ત્યાં. અરે, હજી સૌ કોઈ અહીં જ છે. પિતા અર્જુન અહીં છે. સાસુ સુભદ્રાજી અહીં છે. પાંચાલીજી અહીં છે. તમેય તે અહીં છો. છો ને ? આ મારા પેટમાં કોણ છે, ખબર છે ? તમે જ તો મારા પેટમાં હજીય ગલગલિયાં કરો છો....મને તાણીને ક્યાં લઈ જાવ છો તમે સૌ ? આ મારા વર છે. મારા...મારા....મારો અભિમન્યુ અહીં છે. હું ક્યાં છું ? હું કોણ છું ?

હું એક કાઠની ઢીંગલી. મારા પેટમાં એક લોઢાનો ગોળો. એની ભીતર ફરકે એક તણખલું. લોઢું પોચું થઈને જીવવા જાય છે, ઘાસ તીણું થઈને ભોંકાય છે. પણ મારો વાંક શું ?

હું ખાલી જવાબ છું. હું જન્મી છું જ જવાબ થઈને જીવવા. કોઈને પણ શંકા હોય તો સાંભળો મારા મરેલા છોકરાને ફરી જીવતો કરવા માટે કૃષ્ણ વાસુદેવના 

શસ્ત્રોમાં ઊણપ કે ન કુશળતામાં. હિંમત ઓછી હતી એટલે બુઠ્ઠાં હતાં અર્જુનનાં હથિયાર. તો હલકા કુળના ચામડે કરાવ્યાં મારાં મ્યાન. પણ હવે સદાય સાથી સુયોધનની સહાયમાં સરાણેલી રહેશે એમની ઝળહળતી ધાર. દાસને દોસ્ત બનાવનારને દુર્યોધન ન કહેવાય. એ તો સુયોધન જ. ક્યારેય નહીં ભૂલું એનો ઉપકાર. એની પાસેથી જ તો દેતાં શીખ્યો. સારથિમાંથી રથી થયો. વિધાતાએ લખેલા લેખ બદલી દેનાર માણસથી શ્રેષ્ઠ કશુંય નથી. અને જન્મને નામે ઊંચનીચનો ભેદ કરનારા આ વામણાઓ ! પહેલેથી જ ડહોળાયલું નથી શું આ કુળ ? વારેવારે ખંડિત થઈ છે આ કુળની પરંપરાઓ. બે વિધવાઓની કોખે જન્મેલા સંતાન તો એક માછીમારના જ ને ? તોય ત્રીજો દાસીનો દીકરો ધર્મના નામે રહેંટ રટ્યા કરે છે રોળાયલી રાજપૂતાઈની રાખરખાવટનો. અને બે પેટના પાક્યા આ પાંચ પાંડવ આખરે કોની ખાયકી ? છતાં, પાંચેય ભડ છે ને ? સુયોધન મળીને સોએ સો શૂર છે ને ? સ વ તો માણસમાં હોય છે. કુળમાં નહીં. કુળ તો ઘોડાના વાંસે બાંધેલું જીન છે. દોટે છે ઘોડો જીન બદલાય તોય, જીન ન હોય તોય. સાબદાઈ તો સવારમાં જોઈએ. જીવ ઘોડો છે અને ઇચ્છા અસવાર.

વારે વારે મનમાં વિચાર આવે છે કે આ કુળના કલહનો અંત ક્યારે અને કેવો આવશે. પાંપણ મીંચીને કલ્પના કરવા જાઉં છું અને ધસ્યા આવે છે પુરપાટ વગર અસવારના ઘોડા. આંખના અંધકારમાં દિશાહીન ભાગ્યે જતા. હવેરી હાવળો હડફતા. ઘોંઘાટ ઘોંઘાટ ઘોંઘાટ મચાવી દેતા. ઘેરા ઓથારના રંગના. અસવાર વિનાના ઘોડા. અને પછી જાણે બધું સુમસામ થઈ ગયું હોય ત્યારે દેખાય દૂર દૂર તક ભોંયે સળવળતા, લોહી ઓકતા, જમીનને બટકાં ભરતા, તૂટેલાં જડબાં અને મરડાયલી ડોકવાળા, ચકળવકળ ડોળા ફેરવી આછા ઊંહકારે ઝીણું ઝીણું કણસતા, ગણ્યા ગણાય નહીં એટલા ઘોડા જ ઘોડા.

સહસા છળીને આ ભેંકારને ખંખેરતો પાછો ફરું છું ઘોડારમાં. જ્યારે જ્યારે ઠાણમાં આવીને બેસું છું આ ખોખા પર ત્યારે ઘર જેવું લાગે છે. ઘોડા જ મારા સગા. તબેલો મારો મહેલ. અહીંના તડકાછાંયડા મારો વૈભવ. કંઈ કેટલાય વૈભવશાળી ઊંચા કુળના રાજવીઓને યુદ્ધમાં નમાવ્યા છે માત્ર આ ચાબૂકની ટોકે ! એમની ઉતારેલી આબરૂની હેઠળ જોયાં છે એમનાં નાગાં ચળીતર. અંગૂરની મદિરાથી માંડીને ગોળનો આથો પી, છાકટી થઈને લૂગડાં ફેંકી નાચતી એમની સ્ત્રીઓ. જેને તેને વળગી પડતી શિકોતરીઓ. બેશરમ બનીને ગલીએ ગલીએ ભૂંડાં ફટાણાં ગાતી ભટકતી રાંડો. ઊંટઘોડાનાં માંસ ખાતી ડાકણો. કોઈ પણ ખદડાખચ્ચરના હોઠ ચૂસતી ચૂડેલો. પોતાના ધણીને છોડી કોઈનેય સોડમાં તાણી ગાભણી થતી ડુક્કરડીઓ. વેતરને વેરાનમાં વછડતાં વહેતાં મેલી વળી વાજતેગાજતે વેભિચારમાં વલવલતી વંઠેલી વેશ્યાઓ. માને નામે કલંક લપેડી છિનાળા કરવા સદાય બે સાથળ ખોલી....

એતદ્

આ શું બોલ્યે જાઉં છું હું !

આ બોલનાર કર્ણ કોણ છે ? મને એનો જ ડર છે ને ?

કોની ઉપર મેળવવી છે મારે જીત ? અર્જુનને હરાવવો છે ? ઇન્દ્રને ઝુકાવવો છે ? કૃષ્ણ વાસુદેવનો પરાભવ કરવો છે ? કે પછી આ કર્ણને જીતી – આ બેફાટ ગાળો બક્યે જતા – આ જનેતાને લજાવનારા – આ બેલગામ બેસબૂર ઘોડાને કાબૂ કરી, પોતાની જાતને જીતી જગત આખરે હરાવી દેવું છે મારે ?

નહીં ડરું. નહીં ડરું. નહીં ડરું. કોઈનાય નામથી નહીં. કોઈનાય કુળથી નહીં. કોઈનાય શાપથી નહીં. કોઈનાય બાણથી નહીં. નહીં ડરું આ લાકડાના ઘોડાથી, ભાંગીને ભોંયે ભળી જતા રથનાં પૈંડાંથી, વિસ્મૃતિથી, જાતની આખરી એકલતાથી.

હું કર્ણ છું. જે કોઈ જે કાંઈ માંગે તે આપતો રહું છું. મોત પણ માંગણ બનીને આવે તો માણસ તરીકે સાવ છેવટે બચેલી આ જાતનેય ધરી દેવા તૈયાર છું. જ્યાં સુધી સૂરજ ઝળહળતો રહેશે અને તડકાનાં કાંસાં ઝણકતાં રહેશે ત્યાં સુધી આકાશધરતીને સાંધતો રહીશ હું – કર્ણ.

(અજવાળું અજવાળું ચારેકોર અજવાળું. હળવે હળવે ઓસરે)

: મધ્યાંતર :

(નેપથ્યમાંથી અશ્વિનનો અવાજ)

ઘોડાઓનાં હણહણાટ-હાવળ ગાજ્યાં કરે છે. ભાગતા રથનાં પૈંડાંના ઘરઘરાટ અને ભાંગતા રથનાં હાડપાંસળાંની કડડભૂસ. તલવાર સાથે અથડાતી તલવારના ખણખણાટ અને ઢાલ પર ભટકાતી તલવારના ઠણઠણાટ. ગદાના ધમકાર અને તીરના સુસવાટ. દારૂગોળાના ધડેડાટ અને કાંપતા કિલ્લાના ધણધણાટ. આગમાં બળતા સૈનિકોના ચિત્કાર અને ઓગળતાં પતરાં પર છંટાતાં લોહીના સિત્કાર. ભડકે લપેટેલી ધજાઓના સડસડાટ. હવાઓના સણસણાટ. ગોરંભાતાં વાદળાં. ધડૂસતા ખડકો. ઢસળતા પથરાથી બીધેલી ચીખતી ખીણોના ગાજતા પડઘા અને ભરતીનાં મોજાંની જેમ ઊછળ્યે આવતા મોતનો ઘૂઘવાટ હવે શમી ગયાં છે.

(નવા દૃશ્ય ઉપરથી પડદો હળવે હળવે ઊઘડે અને મંચ પર પ્રકાશ)

વિદીર્ણ, વિકૃત, વરવી ધરતી પર પાંદડાં વગરનાં, છાલ ઊખડ્યાં, કથ્થાઈ રાખોડી ઝાડોનાં થડો પર ફરી ફરી હાથ ફેરવતો, હાથમાં આવેલા ભૂક્કાને ખંખેર્યે જતો, ઘડીમાં લાંબાં ઘડીમાં ટૂંકાં પગલાં ભરતો, દાંત કચકચાવી અચાનક ખડખડાટ હસી પડતો, વળી ફરી કોઈ ઝાડની પછવાડે સંતાતો, પછી જરીક ડોકિયું કરી, વળી પાછું માથું ખેંચી લઈ, હળવેથી હથેળી-હાથ-ઊંચકેલો પગ ઉપર નીચે કરી, છેવટે ત્રાંસું ધડ બહાર કાઢી, આડો થઈ પાછળ પગલે બહાર આવી, સૌની સામે થતો ઊંચો પણ સહેજ વાંકો વળી ગયેલો આ માણસ હથેળીથી આંખે છાજલી 

કરી કોઈને ગોતે છે. આ વિધ્વસ્ત જંગલના સૂનકારમાં ક્યાંથી મળી ગયાં એને તમે ?

(જોશી આવે છે અશ્વત્થામા બનીને. મેલુંઘેલું ધોળું પહેરણ અને છૂટી પાટલીનું ધોતિયું.)

અશ્વત્થામા : ઘોડાની હેપાઓ, હાથીની રાડો અને કાગડાની રડારોળ ગાજ્યા કરે છે મારા કાનમાં. રક્તપિ ાથી દૂઝતાં મારાં જ અંગે અંગની કૂડી વાસ મારા નાકમાં. ચીપડા બાઝેલી, સૂજેલી, લાલ આંખનાં સતત ઝરતાં પાણીમાં તરતું ધૂંધળું આ વન. વાળ ખરેલી, ધોળીધફ, લબડતી, સડેલી, ઠેકઠેકાણે દાઝેલી ચામડીને કંઈ અડે તોય બુઠ્ઠી શૂન્યતા. અને જીભે અવિરત ભૂંડી ગાળો, લટકતી જાડી લાળ જેવી.

મારું નામ અશ્વત્થામા.

વાતવાતમાં ખડખડાટ હસી પડતો હસાવતો. ટીખળી. તોફાની. રમૂજી. રંગલો.

મારુંય નામ અશ્વત્થામા.

ઊંચો, રૂપાળો, રાજગુરુનો દીકરો, મહારથી, અસ્ત્રવિદ્યામાં અર્જુન જેવા અર્જુનનોય બિલકુલનો બરોબરિયો.

હું જ અશ્વત્થામા.

સર્વ શસ્ત્રોનાં રહસ્ય જાણનાર છતાં શબ્દના છળથી અજાણ એવા દ્રોણાચાર્ય જેના પિતા. મારા નામને એક હાથી જેવડા જૂઠના ભારથી કચડીને ઊભેલા યુધિષ્ઠિરના ભારથી ભોંયભેગો થયો એનો રથ.

પણ મારા જ નામની પાંખ કરી સ્વર્ગમાં પહોંચ્યા મારા પિતા.

અશ્વત્થામા એટલે કોણ ?

નાટકી નખરામાં ઝલાઈ ગયેલી જેના ચહેરાની એક બાજુ. અને બીજી બાજુ લટકી પડેલ જડબાને જોઈ કોઈ પામી ન શકે કે આ છે અટ્ટહાસ્યની પરાકાષ્ઠા કે અંતહીન આક્રંદનો આરંભ.

અશ્વત્થામા તો હું. નબાપો. બાપથી કેટલીય વાર કતરાતો રહ્યો અને બાપને ક્યારેય ભૂલ્યો નહીં.

કેવો હતો મારો બાપ ?

બ્રાહ્મણ જન્મીને લડવાનું શીખ્યા મારા પિતા. પણ બધા જ થોડા પરશુરામ બને ? ભણવામાં એમની સાથે પંચાલ દેશનો રાજકુમાર દ્રુપદ. ગુરુકુળના આવડાક હસીમજાકના સાથને દોસ્તી સમજી બેઠા દ્રોણ. રાજરમતથી અજાણ. પ્રજાને ચગાવવા રાજા હોઠ મલકાવી ઢીલ મૂકે એને હેત માની બેઠા. ફડફડતા કનકવાની જેમ 'આ ઓરું આવ્યું આભ !' માની હરખતા ભૂદેવને ભૂપતિએ એવી ગુલાંટ ખવડાવી કે ફાટેલા કપાળે ચોંટી ગરીબીની ગાળ. ગરીબી તો એવી કે કદી તહેવાર વરસગાંઠના દિવસે મા દૂધ પિવડાવે તો પડોશીઓ સમજે કે પવાલાના પાણીમાં ઘોળ્યો છે ચોખાનો

લોટ. હાથ લંબાવ્યા વિનાય બીજા બ્રાહ્મણોને મળતાં દાન-દક્ષિણા, સીધું આટો અમારા લોઢાળા નસીબમાં નહીં. બે હાથને જોરે જીવવા માગતા પિતા ભટકે વનોમાં. નમારમૂંડા, નિમાણા, હવામાં હાથ હલાવતા. વેરનો આમરણાંત રોગ લઈને.

હવે મારેય આ વેરી રોગને લઈને વગડા ભટકવાના. કારણ કે...ઘુવડે માર્યા કાગડા. એ ઘુવડ મારો ગુરુ. પણ સૌના ગુરુ દ્રોણાચાર્ય પંચ્યાસી વર્ષના થયા છતાં સમજ્યાં નહીં કે રાજાનો ભરોસો ન કરાય. જેવો રાજા દ્રુપદ એવો જ રાજા યુધિષ્ઠિર, એનો જમાઈ. અને એથીય ભૂંડો ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદનો દીકરો. પાંડવોની સેનાનો લગાતાર સંહાર કરતા મારા પિતાની સામે જઈને ધૃષ્ટદ્યુમ્ન સાંખી ન શકાય એવાં અપમાન ઓક્યે ગયો. ઘવાઈને છંછેડાયેલા સિંહની જેમ રોષથી ત્રાટક્યા પિતા અને ચારેકોર બુમરાણ મચ્યું કે ભીમને હાથે અશ્વત્થામા મર્યો. અર્જુન માટે પક્ષપાત રાખી, એને હુકમના પાનાની જેમ ઝાલી પિતાએ મને તો છાને ખૂણે દાબી રાખેલો. તે હું જઈ ચડ્યો સુયોધનના હાથમાં વિદૂષકનું પ ું થઈને. પણ મને જાણ નહીં કે પિતાના પ્રાણ તો મારા નામમાં હતા. માની ન શકાય એવા મારા મોતના સમાચાર સાંભળી એમણે વિશ્વાસ માગ્યો તો કોની પાસે ? ધર્મના અવતાર યુધિષ્ઠિર પાસે. યુધિષ્ઠિર એટલે કોણ ? રાજા. રાજા દરિયા વચ્ચે બરફનો પહાડ ચીંધી મનાવી શકે કે રૂ તર્યું. તો પછી એક મરેલા હાથીના નામે મને જીવતેજીવ કૂતરાની જેમ હડેહડે કરતાં વાર કેટલી ? પિતાએ છોડ્યાં ધનુષ્યબાણ અને ધૃષ્ટદ્યુમ્ને છિનવ્યા એમના પ્રાણ. દારૂગોળો ચંપાયો મારે પાંસળે ને ફાટી પડ્યાં મારાં જોર. નહીં છોડું. નહીં છોડું, નહીં છોડું. હવે તો દુશ્મનોમાંથી એકેયને નહીં છોડું. માણસ હો કે હાથી હો. ચક્રધારી કૃષ્ણ વાસુદેવ હો કે કમરબંધમાં કટારવાળો પગપાળો હો. એક મારું નારાયણ અસ્ત્ર. અને સૌને હણી ન નાંખું તો નામ મારું અશ્વત્થામા નહીં. કરાવી દીધાં સૌનાં હથિયાર મ્યાન. અર્જુન તો શું કૃષ્ણ વાસુદેવનેય ઉતરાવી દીધા રથ ઉપરથી. એમને સૌને મૂંગે મો પ્રાણની ભીખ માંગતા કરી દીધા. એવો તો સન્નાટો છવાઈ ગયો કે સંભળાય માત્ર મારા જ અસ્ત્રનો સુસવાટ, મારો જ હણહણતો શ્વાસ. દાબેલા અવાજમાં મારા મોતના સમાચાર સાંભળી જે પિતાએ શ્વાસ છોડ્યો એમનું તર્પણ હવે આ ચારેકોર ગાજતા મારા નામના ઘંટારવથી.

ન બાપા હોવાનો આ શોર આ ઉંમરે કેમ સમજાવું ? માણસ છોકરો મટીને જવાન થાય ત્યારથી જ બાપના મોતને માટે તૈયાર હોય છે. બેટાનું નામ જોડાતાં બાપનો આંકડો મોટો બને. એમ જ બાપનો આંકડો ભુંસાય ત્યારે બેટાનાં સવાયાં મોલ વરતાય. મને દીકરો કરીને મરનાર દ્રોણના પ્રાણ લેનાર પાંડવો ! તમે ય યાદ રાખજો કે હવે પછી તમારા કુળમાં નહીં બચે એક પણ દીકરો જે તમને બાપ કહીને બોલાવે. નિર્વંશ કરીશ. સૌનો ધ્વંસ કરીશ. અંશ પણ નહીં રહે તમારા નામનો. ઘાસના એક તણખલે થઈ જશે ભસ્મ તમારું ભવિષ્ય.

એકીટશે ઘુવડની જેમ નિયતિ જેને તાકી રહી છે તે મારું જીવન કાગડાની 

રડારોળ થઈ જશે, એ જાણું છું. પણ એ જ ઘુવડને હવે ગુરુ કરીશ જેણે રાતના અંધારામાં એક એક કરીને સૂતેલા કાગડા મારી ખાધા. ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુઃ ગુરુર્દેવો મહેશ્વર : ગુરુ સાક્ષાત્ ઉલૂકેશ : ઉલૂકાય નમોનમ :

(ઢપલી વગાડતો ગોળ ગોળ ફરીને નાચે)

કાગડાને વીણી વીણી માર્યા ઘુવડરાય
કાળા કાળા કાગડાને માર્યા ઘુવડરાય
કાગડાને કાળી રાતે માર્યા ઘુવડરાય
સૂતા સૂતા કાગડાને માર્યા ઘુવડરાય
કાગડાને તીણી ચાંચે માર્યા ઘુવડરાય
ઝીણા ઝીણા કાગડાને માર્યા ઘુવડરાય
કાગડાને લંગડાતા માર્યા ઘુવડરાય
માફીમંગા કાગડાને માર્યા ઘુવડરાય
ચરકંતા કાગડાને માર્યા ઘુવડરાય
કાગડાને મૂતરતા માર્યા ઘુવડરાય
કાગડાને ઈંડાંસોતા માર્યા ઘુવડરાય
રોતા સેતા કાગડાને માર્યા ઘુવડરાય
હસી હસી કાગડાને માર્યા ઘુવડરાય
ફરી હસી કાગડાને માર્યા ઘુવડરાય

અને હવે પછી કેટલાય શાપ મળે, કેવાય શાપ મળે, જિંદગી ટૂંકી મળે, જિંદગી લાંબી મળે પણ આ નાટકમાં મારે જે ભાગ ભજવવાનો હતો તે પૂરો. સૌ મનોરથ પરિપૂર્ણ. તો પરિતૃપ્ત અંતરથી મારે બસ એક જ શેર કહેવો છે – બસ બે જ લીટી :

દિલચસ્પ જબ હો મહેફિલ મંઝિલ હૈં બેસબબ સબ
ભટકેંગે દરબદર બસ બેગાના બેતલબ અબ.

અલ્ વિદા. ફિર મિલેંગે

(અશ્વત્થામાની એકોક્તિ પછી અંધારું. અને તરત જ અજવાળું થતાં કશાય પ્રારંભિક વિના ધર્મેશ દુર્યોધન બનીને. વેશ રાજાનો ખેસને બેઉ ખભેથી જરા હેઠે ઉતારી એના બેઉ છેડા હાથમાં મંજીરાં કે ઘંટડીની જેમ ઝુલાવતો ભવાઈની ચાલમાં)

દુર્યોધન : હું દુર્યોધન ઝેરનો દરિયો
કૌરવકુળમાં સાપ
પાપકપટ અંતરમાં, જેનો
આંખ આંધળો બાપ
ધૂર્ત લફંગા રંડીજાયા
ગઠિયા જેના યાર



એતદ્

મારાં કાળાં કૂડાં કર્મે
વધતો જગનો ભાર
ઈર્ષાળુ અભિમાની લોભી
સિતમગારનો શાહ
સૌ શેતાનો બોલે જેની
વાહ વાહ હાં...વાહ !

તો તમને લાગે છે કે ખલનાયક આવો હોતો હશે. કે પછી (ખેસને કમરે બાંધી કથક કરતો હોય તેમ) કોઈ નિર્દોષ, રૂપવતી, અસહાય, કિસ્મતકી મારી નાયિકાને છંછેડતો, મુન્નીબાઈના કોઠા પર

તેરે હુસ્ન પર હૈ મેરી નજર. બિન પર્દા આ તૂ જરા ઇધર.
તેરે પાંચો મર્દ શિકસ્તા જર. મેરી બાંઈરાન તૂ ગર્મ કર.
તૂઝે છેડ દૂં મૈં ઓ દિલરુબા....

આવો બદમાશ હોય ને ખલનાયક !

કે પછી કાંસાના થાળ રણકતા હોય, નગારાં બજતાં હોય, મોટા પિ ળના દીવાના અજવાળે મંદિરની ભીંતે મહાકાય પડછાયા પાડતો કેવળ અદાથી ગદાયુદ્ધનો સંકેત કરતો મંચ પર ચકરાતો હોય. (કથકલીની મુદ્રાઓથી 'ઉરુભંગમ્'નો નિર્દેશ)

કે પછી રજમાત્ર ડાઘ વગરના, ચમકતા, અદ્યતન ફેશનના સૂટમાં સાગરીતો અને સહેલીની સાથે, સિગાર સળગાવી, નિર્વિકાર ચહેરે જરા ભવાં ચડાવી સામે ઊભેલા 'હમ પાંચ'ને સંભળાવતો હોય : આવો મહારથી ! હથિયાર મૂકી દો હેઠાં. આરામ ફરમાવો તમારાં તીર તલવાર ગદાને. અને ખબરદાર ! એક પગલું પણ આગળ વધ્યા તો. આંખ ખોલીને જોઈ લો. મારી પાછળ લાખથી લીંપેલ ઝૂંપડામાં ફરી બાંધીને રાખેલ છે તમારાં પૂજ્ય માતુશ્રીને. મારો એક ઇશારો અને મશાલ ચાંપી દેશે મારા ભાઈઓ, હવે કોઈ વિદુર કે વાસુદેવ નહીં બચાવી શકે ગંગા સ્વરૂપ કાકીજીને. માંકી જિંદગી ચાહતે હો તો અપને આપકો મેરે હવાલે કર દો. મોના ડાર્લિંગ ! જરા જામ ભર દો. ઔર યાદ રખના એક ચિનગારી હી કાફી હૈ. માંકા પ્યાર તુમ્હેં મરને નહીં દેગા ઔર હમ સૌ મિલકર તુમ્હેં જીને નહીં દેંગે. આયે થે દુર્યોધન સે બદલા લેને ! શેરકી માંદમેં ગીધડ બન કર. થૂ !

કે પછી પોતાના હારીને આવેલા સેનાપતિનો ઉધડો લેનાર, કપાળે મોટો સિંદૂરનો લીટો, કાળાં કપડાં અને હથેળીમાંની તંબાકુને અંગૂઠેથી મસળતાં મસળતાં મૂછમાંથી બોલ્યે જતા સરદારને તમે સૌ વિલન સમજો છો કે ?

અરે, ઓ સૂરજબાણ ! કેટલા આદમી હતા સામે ? બે ! હં. અને તમે કેટલા હજાર ? તો પણ વિરાટ નગરથી માર ખાઈને આવ્યા ? શું સમજીને ? કે ભાઈ ખુસ્સ થશે ? સરપાવ દેશે ? અંગદેશની જેમ બંગદેશ પર પટ્ટે બાંધીને ખેરાત કરશે ? હુર્રીઓના નાજુક હાથથી મલમપટ્ટી કરાવશે ? નમકહરામ નાલાયકો ! 

ખબર નથી કે આ દુર્યોધનના ખોફથી આસમાન પણ કાંપે છે? હસ્તિનાપુરને સીમાડે પગ મૂકતાં પહેલાં સૂરજ પણ પૂછીને ઊગે છે. અરે, હલતાં પહેલાં હવા પણ મારો હુકમ લે છે. મારા નામથી સો સો કોસ દૂરના ગામનાં રોતાં છોકરાં એક સડકામાં ચૂપ થઈ જાય છે. ગાઉના ગાઉ સુધી મારી આણદાણમાં કોઈ જનજનાવરને કબજિયાત નથી. સંતાઈને દાઈ પાસે જતી કુંવારકાના હમલ મારું નામ સાંભળતાં ગળી જાય છે. અરે, ગાભણી ભેંસને પેટ હઠથી આડું પડેલ પાડું મારું નામ પડતાં ફદાક્ કરતું બહાર આવી ભાંભરી ભાંભરીને મારા નામનો જયજયકાર કરે છે. અને તમે કાયરો એક ફાતડા અને એક નમૂછિયા છોકરાના હાથનો માર ખાઈને જીવતા પાછા ફર્યા? રસ્તામાં કોઈ કૂવા હતા કે નહીં? કોઈ ખીજડાની ડાળ પણ મળી નહીં? ભૂલથી પણ કરગરતા નહીં કે ભાઈ! આપકા નમક ખાયા હૈ. નહીં તો ખાવી પડશે ટાલકા પર આ ગદા. હાહ્ હાહ્ હાહ્ હાહ્ હા...

આવી તમારી કોઈ ટૂંકી કલ્પનામાં ન સમાઉં એવો કુટિલ ખલનાયક છું હું. એટલે હવે તમારી કલ્પનાને આંધળી કરી બહેરા કાન ખોલી સાંભળો હું કેવો છું.

હું દુર્યોધન. યુધિષ્ઠિર જે નાટકનો નાયક છે તેનો હું ખલનાયક. યુધિષ્ઠિર અને હું કોઈ આગળપાછળ ઘસાઈ ગયેલા સિક્કાની બે બાજુ છીએ. ભુંસાઈ ગયાં છે છાપ અને મૂલ્ય બેઉનાં. ધાતુના ટુકડા જેટલી જ બચી છે કિંમત. એક અદના આદમી જેટલી. દેવવંશ કે રાજવંશ, સિદ્ધિ-નિષ્ફળતા, દિગ્વિજયો-પરાજયો, સ ા- પરવશતા, પાપપુણ્ય, સાચજૂઠ, જાત અને પડછાયો, શબ્દ અને પડઘો એકમેકમાં ભળી ગયાં છે. કેવળ સ્મૃતિથી જ ટકાવી શકીએ અમે એકમેકને.

નાનપણમાં પાંડુકાકાના ગયા પછી આ પાંચ પિતરાઈ અમારી સાથે રહેવા આવ્યા ત્યારથી જ કશું બટકેલું. અમારી શહેરી રમતોના આટાપાટામાં એમને ગમ ન પડે. તો ઝાડ ચડવામાં, તરવામાં કે નિશાનબાજીમાં એ અમને આંટી જાય. અમે ભાઈઓ ડરતા ડરતા એકમેકના હાથ ઝાલી કોઈ ડાળે ચડી સાવચેતીથી પગ લટકાવી રાગડા તાણવાનું કે ટીખળ કરવાનું આરંભીએ કે ભીમ થડને બે હાથે બાથમાં લઈ એવું હલબલાવે કે હાંફળાફાંફળા અમે હેઠે પડીએ. એ તાળીઓ પાડતો ગાજે 'હું વંટોળ છું, વંટોળ.' કોઈ એની સામે થાય તો ગડદાપાટુથી એને ભોંયભેળો કરી દે. પછી ભાગે જાડિયો, પણ વાયુથીય અધિકો એનો વેગ. ક્યારેક સામાસામીમાં રંગ આવતો હોય ત્યારે યુધિષ્ઠિર એને વારે. અને એ માની જાય. તે વખતે ભીમ કરતાંય વધુ ખુન્નસ યુધિષ્ઠિર પર ચડે. અર્જુન આંખ મીંચીનેય પથરાને એક ઘા ઢગલાબંધ પાકાં ફળ પાડે. ભાગીને ભેગાં કરવા જઈએ કે ભીમ ઝૂંટવે. ત્યારે યુધિષ્ઠિર કહે 'સૌને વહેંચીને ખાવા દો.' કોઈનું દીધેલું ખાવા કરતાં લડીછીનવીને ઝાપટવાની મજા એને અજાણી.

અમારી ખટપટો ચાલ્યા કરે અને વારેઘડીએ બાપુજી અને ભીષ્મદાદા અમને

ટોકે. બાપુજી કહે 'બિચારા નબાપાઓને સતાવો છો તો યાદ રાખજો, જો કાલે ઊઠીને હું મરી ગયો તો દુનિયા પણ તમને આમ જ સતાવશે. આમે ય મારા આંધળાના જીવતરનો શું અર્થ છે ?' મનમાં સદાય ડંખ રહેતો કે બાપુજીને આંખ નથી તો સૌ અમારા બાપ થવા જાય છે. વિદુરકાકા તો વાતવાતમાં ભાષણ ઠોકે. પણ બીક તો લાગતી ભીષ્મદાદાની. એમની આંખ રાતી દેખતાંક અમારાં મૂતર છૂટી જાય. પણ દાદા ઘડીભરમાં ટાઢા પડી, સૌને સામે બેસાડી પુરાણકથાઓ કહે. શૂરાતનની વાતો કરે. રાજકુળને છાજતી શિખામણો આપે. કીર્તિમાન ચક્રવર્તી રાજાઓ જેવાં પરાક્રમ કરવાનાં સપનાં ત્યારથી જાગેલાં.

જાણે કે દુશ્મન રાજા પર ચડાઈ કરવાના હોઈએ તેમ હું અને દુ:શાસન મસલતો કરીએ. પહેલાં આ પાંચને કેમ પતાવવા એની યોજનાઓ કરીએ. આવા બાલિશ મનોરથો નિષ્ફળ જાય. એક વાર ખોટા ખોટા વહાલથી ભીમને ઝેરના લાડવા જમાડ્યા. હસીમજાકમાં એ ખાતો જ ગયો. થાળ ખૂટ્યા પણ એની ભૂખ નહીં. પચી ગયું ઝેર. એ સૂતેલો ત્યારે કાળા સાપ છોડ્યા. પણ સાપ મૂઆ અને એ જીવ્યો. યુધિષ્ઠિરને જાણ થઈ પણ કંઈ બોલ્યો નહીં. ચાડી ખાધી યુયુત્સુએ અને અમે સો ભાઈઓએ ખાધા બાપુજીના લોખંડી હાથના લાફા.

એક એક ઠડકારે પાકું ઘડાતું ગયું યુધિષ્ઠિર સાથેનું સદાયનું વેર.

બચપણની યાદો તો એવી ને એવી ચીતરાયલી છે.

કૃપાચાર્ય પાસે હથિયાર ચલાવવાનું શીખતા અમે છોકરા ગુરુદ્રોણ પાસે અસ્ત્રોનું જ્ઞાન પામતા રાજપુત્રો થયા. અર્જુન બેજોડ બાણાવળી. સહદેવને ફાવી તલવાર તો નકુલને ઘોડા. ભીમ અને હું ગદામાં પાવરધા. ભણ્યા તેની કસોટીના દિવસો ઉત્સવના બની ગયા. ગુરુએ મારી અને ભીમની સામાસામી ન થવા દીધી. પણ મને ખાતરી હતી કે ખેલમાં યા ખરેખર કદીક તો ભીમ મારે હાથે હારશે જ. છેલ્લે છેલ્લે અર્જુનને પડકારતો આવ્યો બાપુજીના સારથિનો દીકરો. પહેલાં તો એ કોણ તે ખબર જ નહીં. પણ વિદુરકાકાએ સૌની સામે સંભળાવ્યું કે રાજકુમારો સાથે હરીફાઈ કરવાને હલકા કુળના કોઈને હક નથી. એટલામાં દોડ્યો આવ્યો અધિરથ અને જાણ્યું કે એ જવાન તે કર્ણ. તમાશામાં રંગ લાવવા એનો હાથ પકડી મેં ઘોષણા કરી કે આજથી અંગદેશનો રાજા કર્ણ. પિતાજીએ મને યુવરાજ તિલક કરેલું એ અધિકારથી આ વિદુરકાકાના મોઢે થપ્પડ. એ સમસમી ગયા. બીજા દાસોના દીકરાઓને ઉપર ન આવવા દેવા તે આ દાસી પુત્રનો ધર્મ ! અરે, માણસ પોતાને કર્મે કરીને ઊંચનીચ થાય. ભીષ્મદાદા પણ આ જ શીખવતા. છતાં એમણેય વિદુરકાકાને સાથ આપ્યો. વાત વધે નહીં એટલે છેવટે કર્ણે જ મારે ખભે હાથ મૂક્યો. દીવાટાણે અમે રંગશાળામાંથી બહાર આવ્યા. પ્રગટેલી જ્યોતના અજવાળે સામેની ભીંતે અમારા મોટા પડછાયા પડ્યા. અને મને થઈ ગયું કે હવે આગ લાગી ચૂકી છે. કર્ણ જેવા દોસ્તની મદદથી છવાઈ જશું અમે આખી દુનિયા પર. નાટકિયો

અશ્વત્થામા પણ અમારી જ સાથે. દેખાવે મશ્કરો અને ઉપરછલ્લો લાગે પણ પ્રેમનો ભૂખ્યો અને ભારે કામઢો. અમે સૌ વૈષ્ણવ અને એ મહાદેવનો અઠંગ ઉપાસક. દુ:શાસન તો મારું અર્ધ અંગ. પણ હજીય કિશોરમનનો. આવેશ અને બેપરવાઈ એનાં લોહીમાં ભારોભાર. કર્ણમાં કશુંક ન ઓળખાય એવું બળ હતું. અજબ આત્મવિશ્વાસ છતાંય કશીક કુંઠા. કોઈનેય ન સાંખે એવું અભિમાન પણ મારો પડ્યો બોલ ઝીલે. અર્જુનને માત્ કરવાનું એનું અછૂટ વળગણ કદાચ એના ચારિત્ર્યની કચાશ. પણ મનેય યુધિષ્ઠિરનું વળગણ હતું ને !

પાંડવોની લોકોમાં થતી વાહવા ખાળવા એમને વારણાવત મોકલવાની મેં યોજના કરી. વિચાર હતો કે લાખગુંદર ઘીથી લીંપેલા રૂપાળા ઘરમાં એમને વસાવી એક દિવસ ચુપચાપ ચિનગારી ચાંપવી. અને ખરેખર એ ઘર બળ્યું. કુંતીકાકી સાથે પાંચેય બળી ગયાના સમાચાર આવ્યા. પણ મને ખાતરી ન હતી. જવાબદારી તો પુરોચનને માથે મૂકેલી. પણ એય બળી ગયો તો પુરાવા વિના સાચું માનવું શું ?

પછી તો પાંડવો છતા થઈ ગયા, દ્રુપદની દીકરીના સ્વયંવરમાં. ત્રાજવામાં ઊભા રહી, પાણીમાં તાકી, ચકરાતી માછલી વીંધીને અર્જુન જીતી આવ્યો દ્રૌપદીને. અને કુરુકુળના અમે સૌ પિતરાઈઓ લાજી મરીએ એમ એ પાંચેય ભાઈ પરણ્યા એક પાંચાલીને. આંખ નચાવીને ઓળખીતાંપાળખીતાં સૌ અમને પૂછપરછ કરે અને પછવાડેથી હાંસી ઉડાવે. બાપુજીની રાજવટ શરૂ થઈ ત્યારે શંતનુકુળની શાન આછીપાતળી હતી. મારી આગેવાની અને કર્ણની સરદારીથી અનેક દેશ જીત્યા. સામ્રાજ્ય વિસ્તાર્યું. અને કૌરવોની કીર્તિ ફેલાય ફેલાય ત્યાં જ હસ્તિનાપુરને માથે માછલાં ધોવાતાં થયાં. જ્યારે એ પાંચ ભાઈ બાપુજીના આશીર્વાદ લેવા આવ્યા ત્યારે સમજીવિચારીને એમણે રાજ્યમાંથી હિસ્સો આપી પાંડવોને નોખા કર્યા. એ રહ્યા ઇન્દ્રપ્રસ્થમાં અને અમારું લાંછન ટળ્યું. જેમ જેમ મારી સ ા ફેલાતી ગઈ તેમ તેમ યુધિષ્ઠિરનું વળગણ તો શું સગપણ સુધ્ધાં વીસરાતું ગયું. એમનો ઘરોબો એમના મોસાળિયા કૃષ્ણ વાસુદેવ સાથે વધતો ગયો.

એક વાર યુધિષ્ઠિરનું તેડું આવ્યું રાજસૂય યજ્ઞમાં જોડાવાનું. બાપુજી કહે કુટુંબનું માન રાખવા સૌએ જવું જોઈએ. વિદુરકાકા તો છાતી તાણી, ગળું ફુલાવી કબૂતરની જેમ ઘુઘવાટા કરે. ભીષ્મદાદાની આંખે ચમક, ગર્વથી પહોળાં નસકોરાં અને કપાળના તિલક સાથે હોડ કરતી એમના ગોરા ગાલ પર લાલાશ. ખાલી વ્યાસદાદાને જોયા ત્યારે એમને ચહેરે ચિંતાની કરચલીઓ.

ગયા અમે સૌ ઇન્દ્રપ્રસ્થ. પાંડવોએ આદરમાન દીધાં. દેશવિદેશના કેટલાય રાજા પાર વગરની મોંઘી મોંઘી ભેટો લઈને આવેલા. યુધિષ્ઠિર મને કહે, 'આ બધું આવ્યું છે તેમાંથી કંઈ ગેરવલ્લે ન જાય અને પાકો હિસાબ રહે એ કામ ઘણું નાજુક અને જવાબદારીનું છે. ભરોસો તો ઘરના જ માણસનો કરાય. તારા વિના બીજું કોણ છે અમારું કે આ બોજો સંભાળે ? વળી આ નિમિ ે મહેમાનો સાથે

ઓળખપાળખ થતી જશે. અને તું અમારા કુટુંબનો મોવડી થઈ એમને આવકારીશ તે એમનો સંતોષ અને અમારું ગૌરવ.' બીજી બાજું અણગણ બ્રાહ્મણોને મહામૂલાં દાન દેવાનું ખાતું ભીમનું. હાથમાં સોનાના થાળ ઝાલીને ઊભેલા માગણોને મૂઠડે મૂઠડે હીરા માણેક મોતી દેતો જાય અને પરસેવો લૂછતો, બાલ સમારતો, યાચકોની કતારોને નજરોથી ચીંધતો વારે વારે મારી સામે આંખ મીંચકારી હસે. દોસ્તીમાં કે દાવપેચથી એ સમજાય નહીં.

યુધિષ્ઠિરે યજ્ઞમાં કૃષ્ણવાસુદેવને મોખરાની જગા દીધી. અમને એમ કે ભીષ્મદાદાને આગળ કરશે. દ્વારકાના એક યાદવને મળતું સન્માન કેટલાય મહારાજા સાંખી ન શક્યા. સૌના વતી શિશુપાલે અવાજ ઊઠાવ્યો. તો ભીષ્મદાદા વચ્ચે પડ્યા. શિશુપાલે એમનાં અણછાજતાં અપમાન કર્યાં. અમારું લોહી ઊકળે પણ પાછું થાય કે દાદા શું કામ પડ્યા પારકી પંચાતમાં ? વાત વધતી ગઈ અને સૌના દેખતાં કૃષ્ણ વાસુદેવે વાઢી લીધું શિશુપાલનું માથું. સન્નાટો છવાઈ ગયો. સંભળાય માત્ર ચક્રનો સુસવાટ. લાગ્યું, હવે સર્વનાશની ઘડી આવી ચૂકી છે. છતાં છેવટે ભીનું સંકેલાઈ ગયું. પાંડવોનો પ્રસંગ બગડ્યો. અને અંતે કડવો તીખો તૂરો સ્વાદ રહી ગયો. સાથો સાથ સાબિત થઈ ગયું કે કૃષ્ણ વાસુદેવ પોતાનું ધાર્યું કરે જ કરે. અને જરૂર પડ્યે પાંડવો એમને જ શરણે જશે. હવે અમારી સાથેના એમના સંબંધનો તાંતણો તૂટ્યો.

પણ સોયની જેમ ભોંકાયા કરે પેલી મફતમાં મળેલ યુધિષ્ઠિરની દોલતનો હિસાબ લખનારી મારી કલમની ટાંક. પર્વતો ખોતરીને ગાળેલાં સોનાચાંદી, ભોંય ખોદીને ઉસરડેલાં હીરામાણેક, હાથી ઘોડા ગાય, કેટલાંય હરણ-વાઘ-ચિ ાનાં ચામડાં, બિલાડી અને પંખીનાં રૂંવાડાંના વણેલા કામળા, હરણ કરેલી હજારો કુમારિકાઓની બનાવેલી દાસીઓ. ઓછી ન હતી હસ્તિનાપુરની સમૃદ્ધિ. તોય ઇન્દ્રપ્રસ્થથી જાતને ઝાંખપ જણાય. ખાતરી હતી કે યુધિષ્ઠિર આ વૈભવ જાળવી નહીં શકે. લડવાની હિંમત નહીં અને સાહસનો અભાવ. પણ એના ચાર શૂરા ભાઈ, એટલે લડીને ઝૂંટવાય નહીં. અચાનક શકુનિમામાને સૂઝ્યું કે તેડાવીએ યુધિષ્ઠિરને પાસા પાડવા. લડતાં નહીં મળે એ રમતાં મળશે. શંકા હતી કે શાણી શાણી ધર્મની વાતો રટનાર યુધિષ્ઠિર જુગાર રમશે કે ? પણ ચાર ભાઈઓ સાથે ચડીને આવ્યો એ. હારતો ગયો. વણહકની કમાણી હારતાં ફરક્યુંય નહીં એનું રૂવાંડું. પણ પછી મંડાણો ખરેખરનો જુગાર. જેના પર હક નહીં તે સાવકીમાના દીકરાઓને એણે મૂક્યા હોડમાં. હાર્યો, પછી અર્જુન અને છેવટે ભીમ. અમને એમ કે હવે અંત. પણ એને કશો અજબનો નશો ચડેલો. મૂકી દાવ પર પોતાની જ જાત. હું તો શેતાન શું, ઈશ્વરનીય સામે પોતાને ન ધરું. હું જ જાતનો ધણી. બધી જ સ ા ઈશ્વરને હાથ હોય તો કરી લે એને જે કરવું હોય તે. પણ મર્યા સુધી મારું મનધાર્યું જીવવું ન છોડું. અને અહીં તો આવી ગયું અમારી મુઠ્ઠીમાં ઇન્દ્રપ્રસ્થના ધણી, રાજસૂયના પુણ્યભાગી, દેવના દીકરા, અમારી કૌરવકુળની પેઢીમાં સૌથી મોટા, 

ધર્મ ધુરંધર યુધિષ્ઠિરનું જીવન. મર્ત્યને હાથ વેચાઈ ગયો એ અમરતાનો અંશ. હવે શું બચે ? આદર્યો એણે અધર્મ ! જાતને ખોયા પછીય હોડમાં મૂકી દ્રૌપદીને. હાહાકાર વરત્યો. મનોમન થઈ ગયું કે ઇતિહાસ પલટે એવું કંઈક થઈ રહ્યું છે. કાળનું પડખું ફર્યું છે. ભેટમાં મળેલી જીવતી કુમારિકાઓને જેણે દાસી જ રાખીને દાનમાં દીધી એની મહારાણી હવે થઈ અમારી દાસી. પોતાના નૈતિક અધઃપતનની એને જાણ પણ ન થઈ. સદાય માટે ઓસરી ગયું યુધિષ્ઠિરનું કશુંક. કુળ, પ્રતિષ્ઠા, સંપત્તિ, શૂરવીરતા, જ્ઞાનથીય ઝાઝું. આ બધાંયને ધારી રાખનાર એનું સ્વત્વ. એનો ધર્મ. જેણે ધર્મ છોડ્યો તેને શી લાજ ? દુઃશાસનના અને મારા મનમાં વર્ષોજૂનાં ઝેર-અપમાન જાગ્યાં. ભીતરની કડવાશ ઊઘલી પડી વરવી વાંતી થઈને. પોતાનીય કલ્પનાથી ઝાઝા કુટિલ-હીન થઈ અમે દ્રૌપદીનાં ભૂંડાં અપમાન કર્યાં. ન કહેવાનું કહ્યું. ન કરવાનું કર્યું. પણ યુધિષ્ઠિર ચૂપ. ઓસરી ગઈ મજા એની ચુપકીદીથી. પછી બાપુજીએ દ્રૌપદીનું માન રાખી બધુંય પાછું આપ્યું. હોડમાં મૂકેલી અબલા એમની હોડી બની. પણ યુધિષ્ઠિરનો ડૂબેલો ધર્મ કોણ તરાવે પાછો ? કસોટી કરવા વળી બોલાવ્યો જુગારને અડ્ડે. આવ્યો. ફરી હારીને પહોંચ્યો બાર વરસ વનમાં અને તેરમું અજ્ઞાતવાસમાં. વિરાટના રાજાને યુધિષ્ઠિરે શીખવ્યું શું, તો કે જુગાર રમવાનું ! તેરમા પહેલાં છતા થઈ ગયા પાંચેય, અને પંચાંગને બહાને માંડી પંચાત. કૃષ્ણ વાસુદેવ આવ્યા વિષ્ટિ કરવા. પણ એમને તો ખપતી હતી લડાઈ. જરીય ઊણપ નહીં અમારી આગતાસ્વાગતામાં, પણ વાંકું દેખનારને કોણ વારે ? તો, ચાલોને, અબ્બી હાલ માંડીએ લડાઈ. કરો કૃષ્ણવાસુદેવને કેદ. પણ કેદમાં જ જન્મ લેનાર એ તો પોતે ભગવાન ! મને બિવડાવવા દેખાડ્યું પોતાનું અસલી સ્વરૂપ. શું કામે ડરું હું ? અને ઈશ્વર હોય તે વિશ્વરૂપદર્શનથી ઓછું શું દેખાડે ? પણ હું પાપી જ છું, દુષ્ટ છું, દોષી છું તો કરોને ન્યાય ! ચલાવો ચક્ર. શિશુપાલની જેમ કરો મારોય વધ ! પણ ચક્ર છૂટ્યું નહીં. એ જ મારો પહેલો વિજય. જુગારમાં જીતવું એક રમત હતી. આ તો હવે સાચ. અને હવે તો જીતવા માટે ઈશ્વરનેય અદના આદમી બનીને સામે આવવું પડશે.

કુરુક્ષેત્ર આરંભાયું ત્યારથી માથે મોત ચકરાતું હતું. રોજ જાગીને જાતને જીવતી જોવી એક આશ્ચર્ય હતું. પણ અમે હાર્યે જ ગયા એ આશ્ચર્ય નહીં. લડ્યે ગયા. ક્ષત્રિયધર્મ ન છોડ્યો. ક્યારેક પીઠ ન દેખાડી. અમે હારતા ગયા પણ અમારી એક એક હાર યુધિષ્ઠિરનો મોટો પરાજય હતી. રમતમાંય ભીમને વારનાર યુધિષ્ઠિરે પોતાના પક્ષે એકેય અધર્મ રોક્યો નહીં. હું તો છું જ દુર્યોધન. મને ભૂલથીય કોઈ સુયોધન ન કહેજો. હું કાળી શાહીનો દરિયો, કપટનું અંધારું, કુરુવંશનું લાંછન. મેં ક્યારે ના પાડી છે ? હું તો જેવો છું તેવો છું. પણ લડ્યો તો ધર્મ સાચવીને. અને મારી સામે લડનાર પુણ્ય, પવિત્રતા, સચ્ચાઈ અને ધર્મનો અવતાર યુધિષ્ઠિર પાપ કરતો થયો. શું એ જ નથી મારો વિજય ? ઘસાઈ ગઈ સિક્કાની બેઉ બાજુ.

જીવનભર હું ખલનાયક રહ્યો. પણ નાટકનો અંત આવતાં આ ધીર ઉદા । લલિત નાયકોને કુટિલ થવું પડ્યું એ કંઈ કમ સિદ્ધિ છે ! મારા અંતમાં યુધિષ્ઠિરનો વિજય. જેના યુધિષ્ઠિરત્વનો અંત તો ક્યારનોય આવી ગયો હતો. અને જીત્યા પછી એણેય વિચારવાનું કે શું જીત્યા ? જીતવા માટે જે ખોયું તે વિજય, રાજ્ય, કીર્તિ, સમૃદ્ધિ કરતાંય અધિક મોલનું હતું. પોતાપણું ખોયા પછી બચે શું ? તો હવે ખરો વિજેતા કોણ ? છાતી ફુલાવી, ટટ્ટાર ઊભો રહી, ચકળવકળ આંખ ફેરવી મરકમરકતો નાયક કે પછી ભોંય પડેલો, પગ ભાંગેલો, ઊંહકારતો પણ શત્રુના સ્વત્વને હણી પોતાના જ માંગેલા મોતને આવકારતો, છેવટની ક્ષણોમાં સંતોષના શ્વાસ સાથે આ દ્વૈપાયનના કાંઠે આથમતો પરાજિત ખલનાયક ?

અને આટલેથી જ નથી પતતું. યુદ્ધમાં પાછી પાની ન કરનાર ક્ષત્રિય મરીને પહોંચે સ્વર્ગમાં. પણ અનેક વર્ષ વીત્યા પછી, દિવસે દિવસ મોળી થતી જિંદગીના અંતે દેવોનો પ્રિય યુધિષ્ઠિર જ્યારે સદેહે સ્વર્ગને બારણે આવ્યો ત્યારે મને જ સૌથી પહેલાં હસતે ચહેરે દેખીને છળી પડ્યો. બોલ્યો, 'નથી જોઈતું આ સ્વર્ગ જ્યાં દુર્યોધન હોય.' જે દ્વેષ, જે વેર, જે કડવાશ, જે કાળી શાહી હું પૃથ્વી પર છોડીને આવ્યો તેને પોતાની ગાંઠે યથાતથ બાંધીને ઠેઠ સ્વર્ગ સુધી લઈને આવ્યો યુધિષ્ઠિર ! કહો, કોણ જીત્યું ?

(અંધારું)

(નેપથ્યમાંથી ફાલ્ગુનીનો અવાજ)

પંખીઓનો કલબલાટ, ડાળડાળ ઝૂલતા વાયરાનો ફરફરાટ, અનેક અજાણ્યાં ફૂલોની સુગંધ. કાચાંમાંથી પાકાં થતાં જતાં ફળોના બદલાતા રંગ. થડ ઝાલીને થંભેલી ખિસકોલીની ચિક ચિક. સસલાંનો દડબડાટ. ઝાડની ખરબચડી છાલ સાથે પીઠ ઘસતા કાળિયારની ખાલનો ચળકાટ. ટોચે બેઠેલા સુથારિયાનો તીણો તાલ. ખૂણેખૂણેથી ગુંજતો કંસારીનો લય. આંબાના મ્હોરને ગળાડૂબ ચૂસી જીભમીઠી કોયલો. પીળાં કેસરી જમરૂખને રાતી ચાંચે છંછેડતા પોપટ. ઠેક દઈ વાંકી ડોકે અદાથી કલગી ડોલાવી પંખ ખોલતા મોર. નિશાળ છૂટતાં, ખિલખિલાટથી દોડી આવતાં બાળકો જેવાં ઝરણાં. ડૂબકડ્રાઉં દેડકા. આડા પડી પંજાથી મૂછ પંપાળતા ભરેલ પેટે બગાસાં ખાતા વાઘ. ખરેલાં પાંદડાંમાં સરતા સાપના ખખડાટથી પાંખ ફફડાવી ઊડી જતાં ઘુવડ. પાકીને પડેલાં ઉંબરાનાં ફળના ચળકતા કિરમજી ગર્ભના કણ ઝાલીને ડોલતી જતી કીડીની લંગારો. ચણોઠીને ચાવતા વાંદરા. ઝડપથી તળાવના પાણી પર ઝાપટ મારી ચાંચમાં માછલી ઝાલી ઊંચે આકાશ ઊડી જતી ચીલ. કેતકીની સુગંધના ભારથી ઝૂકેલો પવન ઝીલના કપૂરશીતળ જળને અડે ત્યારે ઊછળતા તરંગોમાં હિલ્લોળતાં નીલ કમળ. મોગરાથી માંડીને પોયણીની આસપાસ સવારસાંજ ભમરાનાં અવિરત નર્તન. રમકડાની ઘડિયાળમાંથી નાસી છૂટેલી પળો જેવાં વજન વિનાનાં પતંગિયાં. રોજબરોજની જિંદગીમાં ઠેબાં ખાતાં, અકળાતાં, ભીંસાતાં, ગુંગળાતાં, સફળ-

નિષ્ફળ, ગરીબ-તવંગર, નાનાંમોટાં તમે સૌએ દેખ્યું છે ને માણસની આંખોમાંથી કદી ન આથમનારું આ સ્વપ્ન ?

(અજવાળું. બાળકોના નાટકમાં હોય તેવાં મોટાં રંગીન ફૂલ, પતંગિયાં, પહોળાં લીલાં પાનવાળાં ઝાડ, પંખીઓ, જનાવરો અને સાપોનાં ચિત્રોથી સજાવેલ પડદાવાળો મંચ. મંચના એક છેડેથી બીજે છેડે ડોલતો જઈ, કુદરડી ફરી, મંચની વચોવચ પલાંઠી વાળી, બેસીને બોલતો પવન. ફૂલોથી સજાવેલો. આખરનો આક્રોશ ઊભા થઈને.)

ખાંડવ વન : હું છું ખાંડવ વન. આ નાટકમાં મારું કામ છે બળી જવાનું. મારા બળવાથી જ નાટકના એકે એક શબ્દને બળ મળશે દઝાડવાનું. દેખવા આવ્યાં છો એ જ ગુનો છે. તો સજા ભોગવવી પડશે.

કોઈ પણ વનની જેવું જ હું વન. આવળ બાવળ બહેડાં ખાખરા શીમળા ખીજડા કદંબ કરેણ બકુલ જાંબુ ચીકુ ફણસ સાગ સાલ દેવદાર આવાં અનેક ઝાડ મારાં હાડ. ઝરણાં વહેળા નદી કૂવા વાવ તળાવ મારાં લોહી. ચકલાં કાબર કબૂતર તીતર બટેર ટીટોડી સૂડા મેના ચંડોળ ચાતક બુલબુલ બપૈયા મારો અવાજ. ઈયળ અળશિયાં કાનખજૂરા અજગર મારો સળવળાટ. હાથીનાં ધણ મારાં પગલાં. સિંહ મારી છલાંગ. હરણાં મારી દોટ. દીપડા મારી ભૂખ. લંગૂર મારી રમત. ખલેડી મારા ખેલ. રીંછ મારા રંગલા. ખરીથી ધૂળ ઉડાડતાં નીલગાયનાં ટોળાં મારી તાળીઓ. ઝાકળમાં મારાં સ્વપ્ન. પાંદડે પાંદડે શબ્દ. અને પવનમાં મારાં ગીત. સવારથી સાંજ ધૂપછાંવ સાથે મારી ઉજાણી. તારાભરી મહેફિલોમાં ઠંડી લહેરોથી નશીલી રાત. પોઠ ભરી ઠલવાતી વાદળાંની વણઝાર. મારા લીલા ઘાસને રોમ રોમ રોજ રોજ ઉત્સવ.

તરસ લાગે તો ઘાસ માટીને ધાવે. ભૂખ લાગે તો હરણ ઘાસને ચાવે. પેટે લ્હાય વળગે તો વાઘ હરણને ઝાલે. બગલાં માછલાં ઝડપે. સાપ દેડકું ગળે. મગર કાચબાને ઈચે. રંગમાં આવેલા મર્કટ પાકાં ફળના અથાયલા રસ ઢીંચે. કીડીથી માંડી હાથી સુધી સૌ એક સાથે જોડાયલાં જિંદગી અને મોતને એકસરખાં કાંધે ધરી જીવ્યાની પળેપળ લીલાલહેર કરે. અખંડ આનંદથી ભર્યું ભર્યું હું ખાંડવ વન. તડકોય કદી અડે નહીં જેને એવી અસૂર્યમ્પશ્યા ભોંયને મેં ઢાંકીને રાખેલી યથાતથ. પાંદડાં, પાણી, પશુ, પંખી, માછલાં એ પાંચેયની રાણી. હું જ એ ધરતીનું રાજ અને હું જ એની લાજ.

(ઊભા થઈને) અને હવે દુર્દમ્ય વાસનાથી ભરી કોની નજર કરવત થઈને ફરી વળી છે અહીં ? ખાઉં ખાઉં કરતી કોની લાલચ વંટોળ બનીને ફૂંકાય છે ? માલિક થવાની કોની હવસ હથોડા ઠોકે છે મારે બારણે ? સ ાાના નશાથી ચકચૂર કોણ ખેંચવા જાય છે ધરતીની આબરૂનું ઢાંકણ ?

કૃષ્ણ ! હજી કેટલાં સોને મઢ્યાં નગર બાંધવાં છે તારે ? જેણે ગોકુળને

મનથી ભૂસ્યું તેને હવે વૃંદાવન કાંટો બનીને ભોંકાય છે કે ? રબારીના મથોડાભર નેસડા હેઠા લાગ્યા કે હવે આભ અડતા મહેલ અહીં ચણવા છે ? અને પાંચ હાથની કાયા માટે અર્જુન ! હવે તને તો ચૌદ ભુવન પણ ઓછાં છે ને ?

આજ લગી મેઘરાજા મઘવાનો આશરો હતો મને. એને હરાવવા અગ્નિની ઓથ લઈ મને બાળવા આવ્યા છો બેઉ ! ભલે. બળી જઈશ હું. મારાં પાંદડે પાંદડાં રાખ થઈ જશે. મારી ડાળ ડાળ કોયલા થઈ જશે. મારાં પંખી જનાવર તવાઈ જશે. મારાં પાણીની બાફ પણ ઊડી જશે. મારા નાગ નાશ પામશે. મારું કાંઈ નહીં બચે. પણ હું વળી ફરી ઊગી નીકળીશ. મારાં મૂળ સાતેય પાતાળની કાળાશ ચૂસીને તમારી ચારે કોર વેર અને ઈર્ષ્યાનાં ઝેર ફુત્કારશે. મારા ખડનાં ખાંડાં થશે. મારી ચીસો તમારા સમગ્ર કુળના ચિત્કાર થઈને અવિરત છવાતી પડઘાતી રહેશે. મારી રાખ ટાઢી કરવાને તમારાં લોહી અને તમારી વિધવાઓનાં આંસુ ઓછાં પડશે. તમારા સૂરજચંદાતારા ઢંકાઈ જશે. તમારી વણજન્મેલી પ્રજા કોખમાં જ ઠીંગરાઈ જશે. તમારાં ખોખરાં પાંસળાં પછીત પાતળું ધડધડતા તમારા લોઢાને કૂડા કાટ ચડશે. તમારી આરસની ભીંતે ભીંતે રગતપીત પાંગરશે. તમારી કીર્તિના ખાંગા કોટના ખરેલા કાંકરાને ઠેકાણે લીલ ઊગશે. તમારા શૂરાતનને લકવો ભળગશે. તમારી આંખના અપંગ ચકરડાંને અંધાપો બાઝશે. તમારું નધણિયાતું નામ ધૂળમાં ભળી જશે.

લાલસાના દોર્યા, ઘમંડના જોરે આ ધરતીની એબ ઉઘાડી પાડી છે તો – તમારીય આબરૂ સૌની વચાળ નાગી થશે ત્યારે નામરદાઈથી ધરતીઢળ્યે નેણ વરાળ લૂંછતા રહી જશો લાચાર. અને મને આગમાં ગૂંગળાવનારના સોનમઢ્યા મહેલ પર માથાબૂડ ફરી વળશે સમદરનાં પાણી. પછી ગળચિયાં ખાતી તળિયે ઊતરી જશે મબલખ જાહોજલાલી. અરે મને બાળવાની બહાદુરીનાં આ ઇનામ એક પૈડું અને હથિયાર, સુદર્શન અને ગાંડીવ, શું એમના જોરે સર્વોપરી થવાનાં છે સપનાં તમારાં ! પણ ઊણી પડશે એની તાકાત તમારી બચીખૂચી ઇજ્જતને ભરવાટે રોળનારા લૂંટારાઓને રોકવાને. તમારાં કુળનાં લોહીના આવનારા વંશને સદાયનો તક્ષકના દંશનો શાપ રહેશે. પેઢીઓની પેઢીઓ સુધી ચકરાતો રહેશે આ શાપ.

આવ્યા હતા આ પૃથ્વીને અવસ્ત્રા કરવાને !

હું છું ખાંડવ વન. આ નાટકમાં મારું કામ છે શાપ દેવાનું. હું મહાભારતની ભવિષ્યવાણી છું. તો સાંભળો કદી જો તમે ય, ક્યારેય વનને બાળશો, અરે, તણખલુંય તોડશો તો આ ખાંડવવનની રાખ ખંડ ખંડ પથરાતી રહેશે. રાખ, રાખ, રાખ. આખર લગી ખંડેરો ભરી છવરાતી રહેશે રાખ.

(અંધારું)

(પડદા પછવાડેથી દ્રૌપદીનાં આરંભના વાક્ય આછાંપાતળાં સંભળાય 'એટલા જ માટેને કે સેંકડો હજારો વર્ષો પછી રાખમેશ આંજી... એટલે જ લુંટાવી

હતીને...' પડદો ખુલતો જાય. પ્રકાશ વધતો જાય. ફાલ્ગુનીનો મેકઅપ ચાલે છે. ફાલ્ગુનીની આંખે કનુ લાઇનર લગાવે છે. કનુ પાતળો અને સ્ત્રૈણ નખરાં કરતો. ગુલાબી કે લવંડર રંગનો કુર્તો, કાળાં ચમકીલાં ટાઇટ્સ, લાંબાં ઓડિયાં. ફાલ્ગુનીના હાથમાં અરીસો.)

કનુ : ક્યા ડાયલોગ હૈ ! એટલા જ માટે લુંટાવા દીધી હતી ને મારી લાજ કે આંખે મેશ ચોપડી, પાનથી હોઠ રાતા કરી ચીસો પાડે...! જરા ઉસ તરફ કરના તેરા ગોરા ગોરા મુખડા. ક્યા હુસ્ન હૈ ફાલ્ગુની તેરા ! ક્યા બાત હૈ ! તારા આ વાંકડિયા વાળ અને મસ્તીભરી નજર...! હાય ! હાય ! આસમાનથી ખુદા દેખે તો ઉસકા ભી ઇમાન પિઘલને લગે.

ફાલ્ગુની : કનુ ! બસ કર હવે તારી ચાંપલાઈ. નહી તો તારાં નખરાંમાં આ લાઇન મારા કાન લગી કાળી લીપાઈ જશે.

કનુ : એટલે જ તો તારું નામ કહેવાશે કૃષ્ણા. વિજય જબ તેરેકો કૃષ્ણા કરકે બુલાતા હૈ ના તબ તો એનું આખું મોં બની જાય છે બહારેચમન. એ...ય ! તું જિગરસે ચાહતી હૈ ના ડાર્લિંગ વિજુકો ?

ફાલ્ગુની : કેમ, તમે હજી શંકા છે ?

કનુ : નહી, નહી, પણ ધર્મેશ સાથે તો તારું સબ ફિનિસ્સ છે ને ? કે અભી તક વો હી પુરાની યાદેં...? અને ઓરત જીવનમાં ખાલી એક વાર જ પોતાનું દિલ કોઈને આપે છે, ઐસા ફિલ્મી ડાયલોગ...?

ફાલ્ગુની : આ જ તો ફરક છે ફિલ્મમાં અને નાટકમાં. ફિલ્મમાં જે એક વાર શૂટ થયું તે ફાઇનલ, ફિક્સ. કટ. નાટક તો જિંદગી છે. એક શોમાં કરેલી ભૂલ બીજા શોમાં સુધારી શકાય.

કનુ : જોકે ચશ્માં છે પણ આમ તો ધર્મેશ મજેનો છે. લેકિન પસીના બહોત આતા હૈ. તેરેકો ઉસકા બાસ કૈસે સહન હોતા થા, રે...? સુના કૈ ઉસકો ડાયાબિટિસ હૈ. એટલે કોઈ પણ છોકરીને નથી પરણવાનો.

ફાલ્ગુની : ગિરાયા, ગિરાયા, ગિરાયા ! મેરે દુપટ્ટે પર તૂને કાલા રંગ ગિરાયા. આ બ્રશ લઈને તારા માથામાં મારું તો ?

કનુ : તો મૈં રોએગા. ચિલ્લાયેગા. જાલિમકે નામસે બદનામ કરેગા તેરેકો આખી દુનિયામેં.

ફાલ્ગુની : આખ્ખી દુનિયાને ભરી દઈશ તારા મોંમાં. હાથ સખણા રાખ અને પતાવ જલદીથી મેકઅપ. નહી તો માથે ચડીને આવશે પાંચેય. અને હું જ મોડું કરાવું છું કહીને વ્યાસસર પાસે કરશે મને બદનામ.

(હવે કનુ ફાલ્ગુનીના વાળ સજાવે છે.)

કનુ : ઓ કે, ઓ કે. પણ ફાલ્ગુની એક વાત છે. પવન તને ક્યારેય નહી સતાવે. નરમ છે. પન પીટિયો કેવો જાડો છે ! ફિર ભી, મોડી રાત સુધી આ વિરાટ શહેરમાં

ક્યાંય ઇધરઉધર એની સાથે રખડવામાં એની ગર્લફ્રેન્ડને નો ફિયર. બાકી તો અશ્વિન અને જોશી, હોઠો પરથી દૂધ પણ નથી સુકાયું. ઢીલા ઢીલા કાકડીકા જોડી. ઔર બાત બાતમેં બાલ પકડ કર રોના ચિલ્લાના.

ફાલ્ગુની : પણ મારા વાળ શું કામ તાણે છે ? જરા આસ્તેથી.

કનુ : ક્યા ઝુલ્ફેં હૈ તેરી ! ખો જાઉં ઉનકે મખમલી અંધેરેમેં...બહા દૂં મેરે સાંસોંકી નાવ ઊભરતી મોજોંમે... અંબોડો કઈ તરફ બાંધવો છે ? સાઇડમાં કે ઉપર ?

ફાલ્ગુની : ઓ ય લલ્લુ ! ભૂલ ગયા. મારા વાળ તો ખુલ્લા જ રાખવાના. ખાલી લાસ્ટ સીનમાં જ બાંધવાના.

કનુ : રાઇટ, મેમ ! જરા જોઈ લેવા દે. કિસ ફુરસતમેં બનાયા હૈ તેરેકો ઉપરવાલેને ! ચાંદની રાતોંસે મુસકાન છિન કર તેરે હોઠોં પર બિખેરી જેના સુર્ખ રંગમાં સહરાની રેતની આગ.

ફાલ્ગુની : પણ સાથોસાથ, મારો જન્મ થયો ત્યારે હૉસ્પિટલમાં આગ લાગી હતી. મારી અર્ધી બેહોશ મા અને લોહીથી રંગેલી મને ચાદરોમાં લપેટીને ભડકામાંથી ભાગ્યાં હતાં સૌ. મારે પગલે આગ છે એમ કઈબા હંમેશાં સંભળાવતાં. મારું નામ જ જ્વાલા રાખવાનાં હતાં.

કનુ : જલાવવા માટે જ તું બચી. આગ તો છે જ તું. તને જોતાંવેંત વિજયની આંખમાં દવ લાગે છે ફાગળિયા કેસૂડાના. ફાયરી ફાલ્ગુની. ફ્લેમ ઑફ ફૉરેસ્ટ ફાલ્ગુની. વિજય પર તો મારી પણ જાન કુરબાન છે. એ...ય ! એક દિનકે વાસ્તે તેરા વિજય મેરેકો ઉધાર દેગી ક્યા ?

ફાલ્ગુની : આવી ગયો ને તારી અસલિયત પર ! (દુપટ્ટો ઉતારી ફરીથી સરખો કરતાં) ખેર, તારી તાસીર જાણું છું એટલે તારી સામે કંઈ પણ સમુંનમું કરતાં ડર નથી લાગતો. બાકી રહી વિજયની વાત. હું તો એક ઘડી માટે પણ કોઈને વિજય ઉધાર નહીં આપું. એ મારો જ છે. મારો જ રહેશે.

કનુ : તો ફિર એક ચીજ કર મારે વાસ્તે. વ્યાસસરને ગમેતેમ પટાવીને મને પણ સ્ટેજ પર આવવાનો એક ચાન્સ મિલા દે. દ્રૌપદીની દાસી બનીને. તેરે બાલમેં લિપટી સલમા બનકે. હુ રોજ આટલાં બધાંના મેકઅપ કરું છું. સૌને લાડથી સજાવું છું. સૌ કોઈ સ્ટેજ પર જઈ, પોતાનો રોલ કરી, તાળીઓ લઈને આવે છે. પણ મારા હાથ ખાલી. એક વાર મારે પણ જોવું છે સામેના અંધારામાં. જ્યાં શ્વાસ રોકીને અનેક જણ તમારી સજેલી એક એક અદાને નીરખતાં હોય, એક પણ શબ્દ બોલ્યા વિના તમારા અવાજને પોતાની ભીતર ઓગાળતાં હોય, એક વાર પણ ઊંહ કે આહ કર્યા વિના તમારી વાહ વાહ કરતાં હોય. મને એક વાર પણ તક મળે એ અંધારું જોવાની...

(અચાનક કનૈયાલાલ ઉતાવળે ધસી આવે છે.)

કનૈયાલાલ : ફૂટો, ફૂટો અબ. કામ થઈ ગયું ને ? જાવ જલદી. સબકુછ સજાયા ના,

તો વામ્મૂઝ ! પોહ્, પોહ્ ! નહીં તો મોકલી દઈશ આખરી અંધારામાં.

કનુ : જાતા હૈ, જાતા હૈ. લેકિન ઇતના દાદાગીરી કાયકો કરતા હે રે કનૈયાલાલ, તૂ ? જઈકે તોહાર હોટલ દ્વારકામેં પેટવા ભરકે ઝાપટીશ ઓર બિલવા તોહાર નામ પર. બદલેમેં યે દિલ તેરા, ચિકને ! ઉપરસે નેસ્કાફે ભી મારેગા, ડબવા ખાલી કરકે. ટપોરી સાલ્લા ! (જાય છે.)

કનૈયાલાલ : તું વિજયને પરણવાની છે, એ વાત સાચી છે ?

ફાલ્ગુની : છે. પણ તું મને પૂછનાર કોણ ?

કનૈયાલાલ : હું કોણ ? હું કોણ છું તે તને કે આ દુનિયામાં કોઈને આખી જિંદગીમાં સમજાશે કે ?

ફાલ્ગુની : મારી જિંદગી સાથે તારે શી લેવાદેવા ?

કનૈયાલાલ : અરે ઓ, સજધજ કઠપુતલી ! તારી સાથે જ છે મારી લેવાદેવા. તને જ્યારથી પહેલવેલી જોઈ ત્યારથી જ તને ચાહું છું. યાદ છે કૉલેજની પહેલી પિકનિક ? સાઇકલ પર બેસી, હેન્ડલ છોડી વિજયે વટાણાની પિસ્તોલથી તારા હાથમાં પકડી રાખેલા બલૂનને ફોડ્યું હતું અને તેં ચીસ પાડી ત્યારે દોડી આવીને તને પડી જતાં કોણે બચાવેલી ?

ફાલ્ગુની : અચાનક ફુગ્ગો ફૂટે અને એમાંથી ગુલાલનું પાણી ફ્રોક પર છંટાઈ જાય તો કોઈ પણ છોકરી ચીસ પાડે અને પછી હસતાં હસતાં બેલેન્સ છૂટે અને કોઈ હાથ પકડી લે તો પ્યારમહોબત થઈ જાય એવું તને કોણે કહ્યું ?

કનૈયાલાલ : મહોબતનો મતલબ જ છે હાથમાં હાથ.

ફાલ્ગુની : હાઉ ક્વીયર ! તો પછી સાઇકલ પરથી પડતા વિજયને ધર્મેશે ઝાલી લીધો એનું શું ? ગે લવ ?

કનૈયાલાલ : આમાં વચ્ચે ચશ્મિસ ક્યાંથી આવ્યો ? પણ ધર્મેશ જ વચ્ચે આવતો હતો. સીનિયર હતો એટલે સૌનો મોટોભાઈ ! તને પણ એણે જ ચિપકો રાખેલી ને ? ફર્સ્ટ ઇયર પછી મારી કૉલેજ છૂટી ગઈ એટલે મારી તો બધી બાજી જ ચોપટ !

ફાલ્ગુની : તો તું પ્રેમને કોઈ બાજી સમજે છે કે ?

કનૈયાલાલ : પ્રેમ તો શું, પણ આ લાઇફ બી એક બાજી જ છે. તું સાંભળ મારી જિંદગીની વાત. રિહર્સલને હજી વાર છે. મને પાંચ મિનિટ આપ.

ફાલ્ગુની : ચાલ, બોલ. જેને આખી જિંદગી પાંચ મિનિટમાં જ પતાવવી હોય એને કોણ ના પાડે ?

કનૈયાલાલ : તને તો ખબર છે કે મેં કૉલેજ છોડી મારા બાપુજીના લીધે. એક્ઝામના આગલા જ દિવસે એમને પેરેલિસિસનો એટેક આવ્યો. ખબર છે, કેમ ? ગોકુલ ડેરી ચલાવતા એક દૂધવાળાને અરમાન હતા કે એ ગવળીનો દીકરો ભણીગણીને સાબ બને. સવારે ઘરોઘર દૂધ પહોંચાડવા જતો હતો તે અટકાવી મને સંદીપન ક્લાસમાં જોડાવ્યો. પણ અમને સોસાયટીમાં ઇજ્જત મળે એ વાત પર મારા મામાને

ખુન્નસ. દૂધના ડબ્બામાં કેટલીય વાર મીઠું ભભરાવી જાય એમના પહેલવાન. જીવતા વાંદા નાંખી જાય. અમારી ઘરાકી તૂટી અને એ ફિકરમાં બાપુજીને થયો લકવો. હોસ્પિટલના ખાટલે બાંધી રાખેલા. પણ મેં મામાને છોડ્યા નહીં. મારી ગેન્ગના ગેરેજવાળાઓએ મથુરા દુગ્ધાલયના ચારેય ટેમ્પોની ડિઝલ લાઇનમાં ભરી દીધી સાકર. એન્જિન ડાઉન. મારી જ હોકીટીમના રેફ્રિજરેટર મિકેનિક રાતોરાત એમના કૂલરના કોમ્પ્રેસરની કોઇલ કરી આવ્યા કંડમ. એમનો બિઝનેસ સફાચટ. મામાએ તો મારા નામની સોપારી પણ દીધેલી. વાત છૂપી ન રહી. કાલિયાના જુગારના અડ્ડે બનાવટી ઘરાક થઈ હું જ પહોંચી ગયો. રોજ દૂધના કેન ઊંચકતા આ હાથમાં કાફી જોર હતું. કરી દીધો એનો ફેસલો અને ભાગી ગયો એ પોતાની રંડીઓને લઈ મુલુકમાં. માની બંગડી ગિરવી મૂકી, મામાની પાઘડી ઉતરાવી મેં કબજે કરી લીધી મથુરા. અને દેખ, આ બે જ વરસમાં બબ્બે ડેરીની સાથોસાથ ખડી કરી દીધી હોટલ દ્વારકા. આટલો વખત તારી સામે પણ ન જોયું. છતાં રોજ મારા જિગરી દોસ્ત તારા અને ધર્મેશના ગફલાની રજેરજ બાતમી લઈને આવતા. પણ મને ખબર હતી કે શાણો ધર્મેશ હારવાવાળામાં હતો. હવે આ વિજય ક્યારથી ચાલુ થઈ ગયો ?

ફાલ્ગુની : એ મિસ્ટર ! કોઈને પણ ચાલુ કહેનાર તું કોણ ?

કનૈયાલાલ : બેબી ! તને ખબર નથી અને કોઈને ખબર નથી. પણ આજે જે વાત કહું છું તે કોઈને કહેતી નહીં. વિજયના પપ્પા ગુજરી ગયા પછી ઘરમાં ખાવાના ફાંફા હતા. એની મમ્મી મારા બાપુજીને રાખડી બાંધતી. એક સિમ્પલ દૂધવાળા માટે તો એ મોટી સોગાદ. આજે મારી પાસે બધું જ છે. હોટલની પછવાડે બળી ગયેલી ખંડુવાડીની બસ્તીમાં એક ચક્કી પણ લીધી છે. મુલુકમાં ગામ છોડી આવેલા કોઈને કોઈ અંગૂછાધોતીવાળાને રોજી મળે એટલા માટે. એ સુદર્શન ચક્કીમાંથી જે કંઈ નફો મળે તે ચુપચાપ કાંતાબુવાને પહોંચાડું છું. તો મારી ચક્કી છે તારા વિજયનો આશરો. એના આધારે એ ભણે છે અને ફાંકડો થઈને ફરે છે. મારી મહેરબાનીથી એ બેખબર છે. પણ હું એને મહેરબાની નથી સમજતો. એક વાર જબાન દીધી તે નભાવવામાં શી નવાઈ ? અને ચક્કર તો ચલતા હી રહતા હૈ. ચાકડે માટલાં ઘડાતાં રહે. કોઈ તૂટે, કોઈ ટકે. ચક્કર ચલાનેવાલેકો ઉસસે મતલબ નહીં. પણ વિજય બહુ ચગશે તો એની કમાનની કન્ના કટ કરતાં મને વાર નહીં લાગે. તો બોલ, મારી બનીશ કે નહીં ?

ફાલ્ગુની : નહીં. નહીં. નહીં. કભી નહીં. તેં વિજય પર મહેરબાની કરી તેની સાથે મને શું મતલબ ?

કનૈયાલાલ : ફરી મહેરબાની ? અરે, ફાલ્ગુની પંચાલ ! મહેરબાની તો હું કરીશ તારી ઉપર જ્યારે તને મહારાણી બનાવીશ. હોટલ દ્વારકાથીય મોટી હોટલ બનાવવી છે મારે. હોટેલ પેરેડાઇઝ ! ફાઇવ સ્ટાર ! ઇન્સાનકો સિતારોંસે પાર પહુચાઉંગા. 

આકાશને અડતી એની અગાશીમાંથી આસપાસ એક પણ વસ્તી નહીં દેખાય, ઝોપડપટ્ટી નહીં દેખાય, જંગલઝાંખરાં નહીં દેખાય. તારાઓની મહેફિલ, તું, હું અને ડિવાઇન મ્યુઝિક !

ફાલ્ગુની : સપનું છે, મિસ્ટર ! સપનું. પોતાની જ પાસે રાખ. ઝૂંપડી તો શું, જંગલમાં પણ રહીશ હું વિજયની સાથે, બાય ! હવે રિહર્સલનો ટાઇમ થઈ ગયો છે. આજ સુધી ખૂટે નહીં એટલી નેસ્કાફે પીવડાવી એ માટે થેન્ક યૂ !

કનૈયાલાલ : તો માનવી જ નથી મારી વાત ? ઠીક છે. મારા પ્યારને કૉફીના ખાલી કપની જેમ ઠુકરાવી દે છે તો યાદ રાખજે, તારા વસ્ત્રહરણના નાટકનો ક્લાઇમેક્સનો સીન આવશે ત્યારે પડદો ફાડીને આવીશ સ્ટેજ પર. સબકી બતિયાં બુઝા દૂંગા. સબકુછ બરબાદ કર દૂંગા. ઔર પર્દેમેં લપેટકર તૂઝે ઊઠા કર ભગા લે જાઉંગા. આગ લગા દૂંગા.

ફાલ્ગુની : માફ કરો દેવાધિદેવ ! આવું પાગલપણ કરશો નહીં. અને જો મને ખરોખર ચાહતા હો તો એક વાત સાંભળો. હું પણ કાંતાજીની જેમ-મમ્મીની જેમ તમને રાખડી બાંધવા તૈયાર છું. તમને દૂધના સોગંદ ! એ પણ એક પ્રેમ છે ને ?

કનૈયાલાલ : (હતાશ બેસી પડી) ફાલ્ગુની, મુશ્કેલ છે હવે કંઈ બોલવું. સોગંદ ! પણ હું તને કંઈ પ્રોમિસ કરતો નથી.

(આખી બાંયના સફેદ સફારી સૂટમાં, સોનેરી ફ્રેમનાં ચશ્માં અને ચમકતા ધોળા ચપ્પલમાં સજ્જ કાનજી શેઠ દરવાજે ટકોરા દઈને ઊભા રહે છે.)

કાનજીશેઠ : કનૈયાલાલ ! ફાધરની ભક્તિ માટે કૉલેજ છોડી દીધા પછી આટલે વરસે ફરી કેમ આવવાનું થયું ? ફિનિસ થયો કે તમારો વનવાસ ? આ કયો નવો અવતાર છે તમારો ? નાટકમાં નાટક ! વાળ વિખરાયેલા, લાલ આંખો, ચહેરો તપેલો, લો, પરસેવો લૂંછી લો (ટુવાલી નેપકિન જેવો સફેદ રૂમાલ આપે છે.) સું મનોમંથન ચાલી રહ્યું છે ? કેમ છે નંદુભાઈની તબિયત ? સેનું ડિસ્કસન ચાલતું હતું ?

કનૈયાલાલ : ગીતાનું રામાયણ ચાલતું હતું, કાનજીશેઠ !

કાનજીશેઠ : મસ્કરી કરવાની તમારી હેબિટ હજી ગઈ નથી. કે પછી ખરેખર સી ભગવદભાઈની ડોટર સાથે રિલેસન કરવાના છો ? સિલેક્સન સોભસે. ખૂબ સોભસે. પણ કારમાંથી ઊતર્યો ત્યારે જોયું કે દસરથભાઈનો મોટો બાબો, તમારો ફ્રેન્ડ તમારી હોટલને દરવાજે તમારો ઇંતેજાર કરે છે. કસુંક પ્રોમિસ કરતા હતા ને તમે ? કે પછી બંધ મુઠ્ઠી સવાલાખની ?

કનૈયાલાલ : જાઉં છું, કાનજીશેઠ ! આવો. જાણું છું અમે તમને પસંદ નથી. પણ અમે આવતી કાલને મુઠ્ઠીમાં લઈને ફરનારું ફ્યુચર જનરેશન છીએ.

કાનજીશેઠ : સેક હેન્ડ, એટલા માટે. (હાથ લંબાવીને) આવજો ભાઈ. (કનૈયાલાલ બે હાથ છાતી પાસે મુઠ્ઠીમાં વાળીને જાય છે.) સું થઈ ગયું છે આ જનરેસનને ! સતકોના સતકો સુધી આ દેસની સંસ્કૃતિ સદા સાંતિ સંયમ સત્યમ્ સિવમ્ સુન્દરમ્‌ની રહી

છે. અને હવે આ સ્ટાઈલિસ સોકિંગ કેસન સોનું સેઈમલેસ એક્ઝિબિસન ! કેવો ડ્રેસ પહેર્યો હતો આ કન્યાએ ? સાંકડાં જીન્સ, બટન વિનાનું સર્ટ અને ચામડાની બંડી ? કેટલાંય પસુઓની હિંસા કરવામાં આવે છે એક માણસના સોખ માટે ? પોતાની ચામડીને ઢાંકવા ચીરવાની નિર્દોસ જનાવરની ખાલને ! ક્યારે સુધરસે આ દુનિયાનાં લોકો ? તોડ, ફોડ, ભાંગ, બાળ ! આજના જમાનામાં કોઈને સોસિયલ રિસ્પોન્સિબિલિટી સીખવવા જાવ તો સામેથી એવું ભાસણ ઠોકે કે આપણને જ સરમ આવે.

ફાલ્ગુની : કાકા ! આ તો ચાલ્યા જ કરવાનું. આવા લોકોને સિરીયસલી લેવાનો કોઈ મતલબ નથી.

કાનજીશેઠ : કેવું સારું લાગે છે તમે કાકા કહો છો ત્યારે ! તમારા જેવડી જ ઉંમર હતી મારી. પણ અમારી જવાનીમાં મોટાંનો આદર કરતાં સીખેલા. અને આજકાલના છેલિયા અમનેય હવે નામ દઈને બોલાવે ! કલિયુગ છે ને ? અને તમે જોજો.. એક દિવસ આ નંદુભાઈ દૂધિયાનો દીકરો દ્વારકાને દારૂનું બાર બનાવસે.

ફાલ્ગુની : જનરેશન ગેપ, કાકા ! જમાનાની હવા બદલાતી જ રહે છે.

(પવન આવે છે)

પવન : પાય લાગું, વડીલ ! આજે અમારી તરફ વાયરા ક્યાં કે શું ? કસં કાઈ ચાલલંય ફાલ્ગુનીબાઈ ?

કાનજીશેઠ : બસ દીકરા ! આ તો જોવા આવ્યો હતો કે તમારા સોની તૈયારી કેવી ચાલે છે. તમે સૌ આટલી મહેનત કરો છો તો જરા એપ્રિસીએટ કરીએ.

પવન : ધન્ય ભાગ્ય અમારાં ! કહો, વડીલ ! શું લેશો ? ચા, કોફી, કે પછી ઠંડું ?

કાનજીશેઠ : તમે પૂછ્યું એ જ બસ. બાકી હું દૂધ સિવાય કસું પીતો નથી. અને આજે તો સુક્રવારનો ઉપવાસ છે.

પવન : જય માતા સંતોષી ! ફાલ્ગુની ! વ્યાસસરને આવતાં વાર લાગશે. વાસુદેવ સાહેબની ઓફિસમાં છે. વાહ ! તું તો બિલકુલ રેડી છે આજના ગ્રાન્ડ રિહર્સલ માટે.

ફાલ્ગુની : પણ મને તો અત્યારથી જ ધ્રાસ્કો પડ્યો છે. ફફડાટ થાય છે. એક્ઝામની પહેલાં થાય તેવો.

પવન : અને હજી તો શોને અઠવાડિયાથીય ઝાઝી વાર છે !

કાનજીશેઠ : દીકરા ! જિંદગીમાં તો રોજ પરીક્સા અને રોજ સો. આત્મવિસ્વાસ કોઈ દિવસ ખોવાનો જ નહીં. હજાર હાથવાળો જેને માથે છે તેને સું ફિકર ? પરીક્સા પણ એ જ લે છે. સક્તિ પણ એ જ દે છે. અને આવતી કાલના સોની તૈયારી તો તેણે ગઈ કાલથી જ કરી રાખેલી હોય છે. તમારે તમારો પરિસ્રમ કરવાનો. હિંમત રાખીને કામ કરસો તો સક્સેસ અને યસ સ્યોર મળસે. ધરજીતને ભૂલી

જઈને. તાળી વાહવાને વિચાર્યા વિના કર્મણ્યેવાધિકારસ્તે ખેલ ચાલુ રાખો. ધ સો મસ્ટ ગો ઓન. (ધર્મેશ આવે છે)

ધર્મેશ : હાય, પવન ! હલો, ફાલ્ગુની ! અરે, કેમ છો, કાકા ?

કાનજીશેઠ : જુઓ, આ છે સક્સેસ. આ ધર્મેસે આપણી કૉલેજનું નામ રોસન કરેલું ને ? બી કોમમાં ગોલ્ડમેડાલિસ્ટ ! એનું નામ હિંમતે મર્દા તો મદદે ખુદા. સક્સેસ, સ્વીટ સક્સેસ.

પવન : વડીલ ! એને સાકર નથી ચાલતી. (ફાલ્ગુની તરફ જોઈને) એટલે કુછ મિલા, તો કુછ જાન બૂઝ કર, દિલને જિસે પાયા થા, હાથોંસે ગંવાયા હૈ. અરે, મર્દ ! તું જિમમાંથી આવ્યો છે ને ?

ધર્મેશ : કેમ ?

પવન : ધર્મેશ રાજા ! કસરત-મજૂરી કર્યા પછી ટેઇક અ શાવર. કોઈ સ્પ્રે તો છાંટતો જા. આ તો યોજનો દૂરથી અમને જાણ થઈ જાય છે કે તું આવે છે. તારી રાશિ મીન છે ને ! નહીં. નહીં. નો ઓફેન્સ. આ તો અમસ્તું પૂછું છું.

ફાલ્ગુની : હાઉ મીન યુ આર, પવન ?

ધર્મેશ : બોલવા દે એ વીંઝણાને. પણ પવન ! એ ન ભૂલ કે આપણે પાંચેય પાંડવ એ યોજનગંધાના જ વંશજ છીએ.

પવન : ફોર વન્સ ધર્મેશ ! તારું ચૂકે છે. ખાલી દુર્યોધન અને તેના સો ભાઈ માછીમારના વંશજ, એક સો એક ટકા. પણ પાંડવો તો દેવનાં સંતાન. કરેક્ટ યોરસેલ્ફ. ચેક !

ધર્મેશ : ટુશે ! મોટુજીતા.

કાનજીશેઠ : મને તમારી વાતો સમજાઈ નહીં. કદાચ આ નાટકનું સિક્રેટ હસે. પણ ધર્મેસ ! હમણાં હમણાં તમને ઘણી વાર સેર બજારમાં જોઉં છું. સું કરો છો તમે ત્યાં ?

ધર્મેશ : બી કોમ પછી કંઈક બિઝનેસનું શીખવા મળે એટલા માટે ત્યાં અમારા કાકા અમ્બિકાપ્રસાદ એન્ડ સન્સની ઑફિસમાં બેસું છું.

પવન : વડીલ ! તમે એને સેરબજારમાં હમણાં હમણાં જોયો. પણ એ રેસબજારમાં તો રોજ જાય છે. ધનરાશિનો ધર્મેશ ગાંધી, ધ ગ્રેટ ગેમ્બલર. લોટરીની એજન્સી પણ લીધી છે.

કાનજીશેઠ : ધર્મેસ ! આ સાચું કહે છે કે ?

ફાલ્ગુની : કાકા ! આ પવન છે ને જાડિયો ! એના પર કદી વિશ્વાસ ન કરાય. હવાનો ભરોસો હોય કદી ?

પવન : માફી, વડીલ ! આ તો ચાલ્યા કરે. આદતસે મજબૂર. (ધર્મેશ તરફ) ખરું ને મહાત્મા ગાંધી ?

 કાનજીશેઠ : હાસ, નહીં તો મારે કરવી પડત વાત અમ્બિકાપ્રસાદજીને. મારા ખાસ

ઓળખીતા છે. મેં જ એમને વેપારીમંડળના અધ્યક્સ બનાવેલા. એમની આંખનું ઓપરેસન કરાવવાના છે ને ?

(અશ્વિન અને જોશી સાથોસાથ આવે છે.)

અશ્વિન : કોનું ઓપરેશન ? (કાનજીશેઠને જોઈ) ઓહ, નમસ્તે, સર !

જોશી : નમસ્તે, સર !

કાનજીશેઠ : આ બંનેની જોડી હમેસા સાથે ને સાથે. બેઉ તંદુરસ્ત અને ફક્કડ. સાયન્સના સ્ટુડન્ટ અને સ્ટેજના સોખીન. સું વિચાર છે ભવિસ્યનો ? ડોક્ટર બનવાના છો ને બેઉ ? સર્જિકલ સ્પેસિયાલિસ્ટ !

જોશી : અસ્તરો ચલાવવાનું કામ અશ્વિનનું. હું તો સાઈકિઆટ્રિસ્ટ બનીશ.

પવન : જોશી પોતાના પૂજ્ય પિતાશ્રીને પગલે પગલે કુંડળીઓ માંડશે પણ મનુષ્યના ચિ ાની અને આ નજૂમી કોઈનેય ભવિષ્ય નહીં બતાવે.

કાનજીશેઠ : લો, ભવિસ્યની વાત કરો છો ને આવી ગયા તમારા આ વ્યાસસર. આવો, આવો. બહુ વાર લાગી ?

(વ્યાસસર આવે છે)

વ્યાસસર : શેઠ, શું કરીએ ? વ્યાસ થઈને કુંડાળામાં જ ફરતા રહેવાનું. ત્યાં કાળનો અણસાર પણ ક્યાં રહે ? શું, મળી લીધું મારાં પાત્રોને ? કેવા લાગ્યાં ?

કાનજી શેઠ : અરે, તમે જે ઘડ્યું તેમાં પૂછવાપણું સું હોય !

વ્યાસસર : નહીં, નહીં, શેઠ ! એમના ઘડનાર તો તમે. તમારી કૉલેજને ચાકડે જ થાય છે એમનું ઘડતર.

કાનજીશેઠ : ના, ના. કૉલેજ તો પ્રિન્સિપાલ વાસુદેવ સાહેબની છે. હું તો ખાલી મેનેજિંગ ટ્રસ્ટી છું.

વ્યાસસર : અરે, શેઠ ! તમારામાં અને એમનામાં ક્યાં ભેદ છે ? અમારે મન તો તમે બેઉ એક છો.

કાનજીશેઠ : જોકે આ વાત સાચી. માણસ એક વિચારના મળે તો કામકાજ સહેલું પડે. બાકી અઘરા દિવસો આવવાના છે. કૉલેજ ચલાવવા માટે ફાઇનાન્સની સોર્ટેજ છે. સોર્ટેજ તો બધે જ છે. જીવવા માટે આવકની સોર્ટેજ. દેસને ટકાવવા ફોરેન એક્સ્ચેન્જની સોર્ટેજ. મનુસ્યને ટકાવવા હવે પૃથ્વીના રિસોર્સની સોર્ટેજ. આયુસ્ય ટકાવવા સમયની સોર્ટેજ. ધર્મ ટકાવવા સ્રદ્ધાની સોર્ટેજ. ફંડ ખરચાઈ ગયાં છે. તિજોરી ખાલી છે. ડોનેસન મળતાં નથી. સ્ટાફને પગાર ક્યાંથી આપસું ? કોલેજને માથે બોજો ઘણો વધી ગયો છે. ભાર ઉતારવાને ડ્રાસ્ટિક સ્ટેપ લેવાં જ પડસે. માણસોને ઓછા કરવા જ પડસે. સ્ટુડન્ટને ન સંભાળી સકતા સિકસકોને નિવૃ ા કરવા પડસે. ડિપાર્ટમેન્ટ બંધ કરવા પડસે. વ્યાસ સાહેબ તમારા ઈતિહાસમાં હવે કેટલા જિજ્ઞાસુ બચ્યા છે ? આ તો ખાલી પૂછું છું. તમે ફિકર નહીં કરતા. પરમેસ્વરની કૃપા અને સરકારની રિઝર્વેસન પોલિસીને કારણે તમને કોઈ હાથ નહીં લગાડે.

વ્યાસસર : શુક્રગુજાર હૈં હમ આદિવાસી આપકે, ઈસ લિયે. બાકી કોઈ પણ ક્ષણે આ બધું છોડીને, હાથમાં કલમકાગળ લઈ જંગલને ખોળે કે નદી કિનારે હોડીની કોખે માથું મૂકી નાટક લખતા રહેવા માટે તૈયાર જ છું. કોઈનાય ઉપકાર વિના મળશે બટકું રોટલો, ઘૂંટડો પાણી, ખુલ્લી હવા અને ગઝલનો સાથ. એક મુફલિસ કવિને એથી ઝાઝું શું જોઈએ ?

કાનજીશેઠ : તો કવિરાજ ! એક વાર તમારી સાયરી સાંભળવી છે. એક દિવસ પ્રોગ્રામ તમારો જ રાખીએ.

સૌ સાથે : યસ સર, યસ સર ! તમે તો ક્યારે ય અમને એક પણ કવિતા નથી સંભળાવી.

વ્યાસસર : તો હવે જે રામાયણ થવાની છે તે સાંભળો. આપણું નાટક વાંધામાં પડ્યું છે.

કાનજીશેઠ : ના, ના. મારો તો કોઈ વાંધો નથી. પણ આ તો વાત ચાલતી હતી કે નાટકમાં વસ્ત્રહરણનો સીન છે. એટલે થોડી ફિકર હતી. આપણી સંસ્થાની સોભા સંભાળજો એટલો જ મારો આગ્રહ છે – નહીં, વિનંતી છે. આજ કાલ રોજ ટીવી વીડિયો કેબલ પર જે કંઈ અસ્લીલ દૃસ્યો દેખાડાય છે તેથી આવનારી જનરેસનનું તો નિકંદન થઈ જસે. આપણી કોલેજમાં એવું કંઈ ન થાય એટલા માટે કમિટીના સૌ મેમ્બરોની સુભકામના લઈને આવ્યો છું.

વ્યાસસર : પૂરી થઈ તમારી વાત, શેઠ ? તો, ચિંતા કરવાને કોઈ કારણ નથી. નાટકમાં કોઈના પણ વસ્ત્રનું હરણ થવાનું નથી. અમારે તો હરણનાં પણ વસ્ત્ર સલામત રાખવાં છે. પણ હવે મારી તમને વિનંતી છે. આ આપણું શહેર, આપણો દેશ, આપણી પૃથ્વી ધીમે ધીમે ફૂલપાંદડાંઝાડવનપશુપંખીઝરણાં વિના અશ્લીલ દેખાતાં જાય છે. એ માટે તમારી કમિટી મળીને કંઈક કરશે કે ? પણ અત્યારે તો અહીં અમારે માથે એક નાનકડી ફિકર છે આ નાટકની. તો શિશુમંડળી ! સમાચાર સારા નથી. વાસુદેવ સાહેબનો દૃઢ આગ્રહ છે કે નાટકમાં યુદ્ધ દેખાડવું જ. એ સિવાય એમની મંજૂરી નહીં મળે. હું મારી અંગત લાગણીને ચાલો, બાજુએ રાખું. પણ સીધે સીધી વ્યાવહારિક મુશ્કેલીઓનો ઉકેલ કેમ કાઢવો ? આમ છેલ્લી ઘડીએ સ્ક્રિપ્ટ કેમ બદલાય ? ક્યાંથી ઊભાં કરવાં નવાં પાત્રો ? શાહીના ટીપાથી જ અંબિકા-અંબાલિકા સગર્ભ થોડી થવાની છે ? વળી, હું કેમ કરી શીખવું કોઈને લડવાનું ? યુદ્ધનાં કેટલાં રિહર્સલ કરવા પડશે આ નાટકના અંત પહેલાં ? ક્યાંથી લાવીશ સેટ ? ક્યાંથી મળશે સમય ? અને ક્યાંથી આવશે આ બધાં માટે નાણાં ?

કાનજી શેઠ : અરે, હું છું ત્યાં સુધી સું કામ મહેતાજી, તમે મોસાળાની ફિકર કરો છો ? તમે જે માગો તે મળસે. તમને મારી પર વિસ્વાસ છે ને ? તો હું તમારી સાથે જ છું. તમારો દાસ છું. સૌ મને અમસ્તા જ કાનજી સેઠ કહીને નથી બોલાવતા. એક વાર વચન દીધું તે નહીં તૂટે. ભક્તની લાજ રાખવા ગિરિગોવર્ધનને પણ હલાવી દેસું. તો સાંભળો. આજે ટીવી વીડિયો અને કોમ્પ્યુટરના કસેત્રમાં આટલો પ્રોગ્રેસ

થયો છે એને લો ખપમાં. બેકસ્ટેજથી પડદા પર જોઈતું પ્રોજેકસન કરો. સાઉન્ડ, લાઇટ અને સબ્દોથી કરો વિસર્જનના સીનનું સર્જન. મારી કંપનીના ઇલેકટ્રોનિક. કોમ્પ્યુટરના ટેક્નિસિયન કાલે જ તમારી સેવામાં હાજર.

પવન : અરે, વડીલ ! વાહ, વાહ ! તમે તો અમારા ગુરુ નીકળ્યા !

કાનજીશેઠ : દીકરા ! એમ ન હોત તો આ કૉલેજ સી રીતે ચાલતી રહી હોત ? કૉલેજ તો આ દુનિયાનું, આ વિસ્વનું સોર્ટ ફોર્મ જ છે ને ? પણ બે હાથ જોડીને મારી એક અરજી છે. (વ્યાસસરને) તમારી જેટલું ભણ્યો તો નથી અને તમે જ સાચા ગુરુજી છો. પણ માનવતાના ભક્ત તરીકે એક ભીખ માંગું છું કે તમારા નાટકમાં ઈસ્વરનું સ્વરૂપ દેખાડો. હજાર હાથવાળા, હજાર આંખવાળા, હજાર મોંવાળા, દંસ્ટ્રા કરાલાનિ ચ તે મુખાનિ જગદીસ, જગદાધાર, પરબ્રહ્મ પરમાત્માનું ગીતામાં વર્ણવ્યું છે તે વિરાટ રૂપ દર્સન દેખાડો.

પવન : વડીલ ! વિરાટ રૂપ દર્શન નહીં, વિશ્વરૂપ દર્શન, અગિયારમો અધ્યાય.

કાનજીશેઠ : વિરાટમાં પણ વિસ્વ છે અને વિસ્વ પણ વિરાટ છે, દીકરા !

ધર્મેશ : પવન ! જરા ચૂપ કર અને વ્યાસસરની વાત સાંભળ. સર ?

વ્યાસસર : બોલતા જાઓ, શેઠ.

કાનજીશેઠ : હા, તો મેં કહ્યું તેમ રિવોલ્યુસનરી ટેક્નિકનો લાભ લઈ અણુમાં અનંત દેખાડો, સબ્દમાં સત્ય દેખાડો એમાં જ સમાઈ જસે યુદ્ધ. વિનાસ પણ આવી જસે અને સર્જન પણ આવી જસે. અને મારી એક પર્સનલ રિક્વેસ્ટ છે. કે બે મિનિટ માટે પણ આ અપ્રતિમ સુંદરી ફાલ્ગુની સાથે મને આ યુવક બિરાદરોની સંગતમાં એ અનાદિ અનંત વિસ્વેસ્વરની ઘંટડી વગાડીને આરતિ ઉતારવા, બસ બે જ મિનિટ માટે આ નાચીઝ પામરને એક મોકો આપો. આપણી કૉલેજ કમિટી વતી કલાની દેવીને એક પુસ્પાંજલિ અર્પણ કરવાનું સૌભાગ્ય આપો. એક વાર નાટકના સ્ટેજ પર આવવાનો મને ચાન્સ આપો. તમે નિરાંતે વિચાર કરજો. હું તો તમારો દાસ છું. તમારો નિર્ણય મને સિરોધાર્ય હસે. જાઉં છું. ફરી મળસું. (જાય છે)

ધર્મેશ : વ્યાસસર ?

વ્યાસસર : બોલ, દોસ્ત ધર્મેશ !

ધર્મેશ : ભરોસો પડે છે તમને ?

વ્યાસસર : તું કહે, તને શું લાગે છે ?

ધર્મેશ : આ એક સનાતન ચાલ છે. એક હાથસે દે કર દુસરે હાથસે લે લેના.

પવન : સાચું છે, સર ! પોતાને સ્ટેજ પર આવવું છે એટલે રિશ્વત લઈને આવ્યા શેઠજી.

ધર્મેશ : વાહવા મળે એટલા માટે આ ઉદારતા. ઉપરની નમ્રતામાં સંતાડેલી સ ાાની લોખંડી મૂઠ છૂપી નથી રહેતી.

વ્યાસસર : શિશુ, આમ જ તો ધર્મના નામે સદીઓથી માણસને અફીણ પીવડાવી

ગુલામ બનાવીને રાખવામાં આવ્યો છે. મને ખુશી છે કે તમે એક નજરમાં જ એ નાટકને સમજી ગયાં. તો કહો, હવે શું કરવું છે ?

અશ્વિન : સર ! તમે તો શાંતિના ચાહક છો એટલે યુદ્ધ નથી ચાહતા. તેથી આ સંકટ ઊભું થયું. પણ અમે સંકટમાં તમારી સાથે જ છીએ. સમજીએ છીએ તમારું મન. અમે જ વાસુદેવ સાહેબને કહી દેશું કે નથી કરવું અમારે આ નાટક, જો એમનો સંદેશ યુદ્ધનો જ હોય તો.

પવન : અને મને નથી લાગતું કે કાનજીશેઠ પાછા આવે. એમને રસ હતો વસ્ત્રહરણમાં. આપણને ગોપીઓ સમજી બેઠા. પણ આપણે પાણીમાંથી બહાર જ નહીં આવીએ. જવાબ જ નહીં દેવાનો. રહેવા દો ફરફરતા એમને કદંબની ડાળે.

ધર્મેશ : અને જેમ દ્રૌપદીનું વસ્ત્રહરણ કૃષ્ણ ન અટકાવી શક્યા તેમ આપણા નાટકમાં થનારું અસત્ય અને ભ્રાંતિને ઢાંકતા વસ્ત્રનું હરણ કોણ અટકાવી શકશે ? બેઉ ઠંડા પડી જશે કાલે.

જોશી : આવતી કાલ જાણી છે કોણે ?

વ્યાસસર : વેલ સેઇડ, મારા અનાથ શિશુ ! યાદ રહી ગયો ને તારો એક વાક્યનો ડાયલોગ ? તો હવે નાટક પાછું આરંભીએ.

ધર્મેશ : તું અત્યાર સુધી ચૂપ કેમ છે, ફાલ્ગુની ?

ફાલ્ગુની : વિજય ક્યાં છે ?

પવન : એના ભાગ્યમાં તો ભટકવાનું જ લખ્યું છે. હશે રખડતો ક્યાંક ચિત્રાંગદાની ગોદમાં, ઉલૂપીના લેપમાં, સુભદ્રાની સોડમાં.

ફાલ્ગુની : તને તો માત્ર હિડિંબા જ મળવાની છે, જાડિયા ! યાદ રાખજે. પણ વિજય વિના આ નાટક કેમ થશે ? શું થયું હશે ? મારી તો જમણી આંખ ફરકે છે. હે ભગવાન ! આવ, વિજય ! આવ.

(વિજય આવે છે કરસનને તાણતો. ફાળિયું ઝાલીને જાણે કે આજીજી કરતો કરસન પછવાડે)

વિજય : થશે, નાટક તો થશે. પણ એથીય મોટું નાટક આ કરસન કરી આવ્યો છે.

વ્યાસસર : શું થયું, કરસન ?

કરસન : સાહેબ, મારો કાંય વાંકગનો નથી. તમતમારે કોયનેય પૂછવું હોય તો પૂછો.

વિજય : (કરસનને આગળ ધકેલતાં) તો પછી વગરમફતમાં તને પોલિસચોકીમાં પકડી ગયા હતા ?

કરસન : પણ હાંભળો તો ખરા મારી વાત ! પોલિસવાળાઉંને તો હરામનું ખાવું જોવે. તો રાંડનાઉં ગમે એને તાણી કાઢીને ઝાલે. ટેમ આવે તો સાયેબ ! કોઈ દી તમનેય માંય ઘાલી દે.

અશ્વિન : કરસન ! ભાન છે કે નહીં ? સરની સામે આમ બોલાય ?

કરસન : કેમ ? વ્યાસસાયેબ માણહ નથી મારી જેવા ? અને પોલિસની હામે સાયેબ ને સાઇસ એક જ સિક્કાના. અરે, હગા બાપનેય મેલે નંઈ વાંઝણીના. બાપને કોય દી જોયો હોય તો ને ? એમની માંઉનેય ઓહાણ નોય કે કોણ કોનો બાપ. ખૂટલની ઓલાદ !

ધર્મેશ : કરસનને આમ ભૂંડાં બોલતો આજ લગી જાણ્યો નથી. શું થયું હતું, વિજય ?

વિજય : રસ્તામાં આ મહારાજને પકડીને થાણે લઈ જતા જોયા તો મેં સબઇન્સ્પેક્ટરને પૂછ્યું કે બાત ક્યા હૈ ? તો કહે દો સો સાતકી કેસ હૈ. તીન સો ચૌદા ભી ઔર તીન સો દોકા ભી બન સકતા હૈ. મને તો આ બધા આંકડામાં સમજ પડે નહીં.

ધર્મેશ : લિસન, ટૂ ઝીરો સેવન શાંતિનો ભંગ. થ્રી વન ફોર મારામારી. થ્રી ઝીરો ટૂ અટેમ્પ્ટ ટુ મર્ડર.

વિજય : આને તો ઠોકી દીધો લોકઅપમાં. એક કોન્સ્ટેબલ કહે સોકા એક પ ા દેઉન ટાકા. આ ા સોડવતો. મેં મનમાં વિચાર કર્યો સો તો સહેલાઈથી ખપાવી દઉં અને છતાંય ન છોડે તો ?

પવન : ખરું. સો કૌરવને ખતમ કર્યા અને તોય મહાભારત ક્યાં પૂરું થયું હતું ?

વિજય : એટલે ગયો સ્ટેશન ઑફિસર પાસે. ત્યાં સિનીયર ઇન્સ્પેક્ટર બ્રહ્મે હતા. મેં ચોકખેચોકખું કહી દીધું કે સખારામ સો રૂપિયા લાંચના માગે છે. તો એને બોલાવીને ધમકાવ્યો. પછી મને કહે કે આ તો રાયટિંગનો કેસ છે. જમાનત પંદરસોની.

પવન : સોળ હજાર એક સો આઠની નહીં ?

ફાલ્ગુની : ચૂપ કરીશ, પવનિયા ? વિજુ, પછી શું ?

વિજય : આટલા પૈસા લાવવા ક્યાંથી ? તો દ્વારકામાં જઈને પકડ્યો કનૈયાને કે ભાઈ કરસનને છોડાવ. પછી હું અને દશરથભાઈનો મોટો દીકરો ગયા નોટો લઈને. અને હાજર છે અહીં કરસનભાઈ જેસુભાઈ સુથાર. આપણી ખ્યાતનામ કૉલેજના બદનામ કર્મચારી.

વ્યાસસર : પણ કરસનના નામે હુલ્લડનો ગુનો કેમ ચડ્યો ? એણે તો આજ સુધી ચામાં પડેલી માખીને પણ મારી નથી. થાણામાં તેં કરસન ! તારી આઇડેન્ટિટી ન દેખાડી ? પણ શિશુ ! બતાવ તેરા અપરાધ ક્યા હૈ ?

કરસન : હવે હંધાંય મૂંગાં રઈને હાંભળો તો કઉં. રોજની જ્યેમ ગ્યોતો હું નરનારણના મંદિરે. ન્યાં ભાળ્યું કે પૂજારીનો હાળો જ હલાવે છે જુગારસટ્ટાનો અડ્ડો, પિંજરાના પંખી પાંહે પાકીટ પકડાવીને ઓલ્યાં લૂલાં લંગડાં આંધળાંને તો મંદિરનો મારાજ પડીકિયું વેચે. ભિખારાંવ હમજે કે થાશે ચમત્કાર ને થઈ જાશે પોતે સુવાંગ. ઓલી કોર્ય ભીખમાંથીય હફતા ખાય હાળો. મને ચડ્યો કાળ ને કીધો હાથમાં લીધેલા નારિયેળનો ઘા એને ડાચે. ઉલાળી મેલ્યો એનો બાંકડો. ભગવાનના ઘરમાં ય મરજાદ મેલીને નાગાઈ માંડી હાળાંવે ! હું એકલો ને એણે ભેળા કર્યા હો. ઓલ્યાં ભિખારાંય

એની કોર્ય ! ફાડી નાંખ્યાં મારાં લૂગડાં. કોક આયવા દંડા લઈને, લાકડાં પાટિયાં ઉખાડીને. કોકની પાંહે કાંટાળા તાર. કોકને હાથ હથોડા તો કોકે લીધા ખીલા. મારે મોઢે ખાલી ઉપરવાળાનું નામ. કુંડાળા વચ્ચે ફસાણો હું ને જમડા ચારેકોર્ય. આટલાકમાં વાગી સીટી. ને રોજેરોજનાં ચાપાણી જમા કરતા હવાલદારે આવીને ઝાલ્યો મને. કચ્યે બાંધ્યું દોરડું, હાથે બેડી ને તાણે માથે ઊખણ જેવડો દંડૂકો. જાણે કે ખાંડણિયે ધરબી દેશ્યે મને. પસે તો મારા પસીના સૂટ્યા ને મેં મનમાં ને મનમાં માંડ્યા હડમાન ચાળીસા. ડોળા મીંચીને હાલ્યો. આ વિજયભાઈ આયવા તયેં આંખ ખોલી. ને હવે તમારી હામે હાજર.

વ્યાસસર : કમાલનું છે ! બે હજાર વરસ પછી પણ હિસ્ટરી રિપીટ્સ ઇટ સેલ્ફ. જેરુસલેમનાં આઝાદ કરેલાં પારેવાંના ફફડાટના ચકરાઈને આવે છે પડઘા ફરી ફરીને ગોલગોથાથી.

કરસન : સાયેબ ! હું નથી ગ્યો કોઈદી ગોલપીઠા. બાળ બ્રમ્મચારી છઉં.

ફાલ્ગુની : ન છોકરાં ન છૈયા. ન ભાઈ ન ભાંડરડાં. ન કોઈ નહાવા નિચોવવાવાળું. એટલે જ તને પરવડે છે આ ધિંગાણાં મસ્તી, જોગીદાસ ખુમાણ !

કરસન : તમે જ મને હાચેહાચો હમજ્યાં. જોગી છઉં તોય તમારે માટે હેત છે. અને વ્યાસસાહેબ ! બે હાથ ભેળા કરીને તમારી પાંહે એક વિન્તી છે.

વ્યાસસર : હં.

કરસન : તમારી હારોહાર્ય આ રોજના ઓવરટેમ કરું છંવ. ઘણીય વાર મનમાં થાય કે ભણ્યોગણ્યો તો નંઈ ને આ છોકરાંવ ભેળો આખો જનમારો વીત્યો. કેટલાંયનાં છોકરાંવનાં છોકરાંને આંયા આવીને ભણતાં ભાળ્યાં. હઉની મારાથી થાય એવડી હંભાળ લીધી. પસે તો હઉ હઉનાં નશીબ. પણ સાયેબ, મનેય એક વાર આખરી ચાનસ દ્યો. ઓલ્યા લાંબા દોરડાનું પૂંસડું મારી વાંહે બાંધો ને ઘાસલેટનાં પોતાં વીટી, દીવાહળી લગાડી મને ખોટી ખોટીય આગ લગાડવા દ્યો તમારા નાટકની લંકામાં. આ મૈયા જાનકી જેવી ફાલ્ગુનીને બચાવી બે હાથે બાર્ય કાઢું ને હઉ કોય વાહવાની તાળિયું વગાડે ને મને ટાઢક વળે.

પવન : અરે, ઓ કરસન ભગત ! આ રામાયણ નહીં, મહાભારતનું નાટક છે.

કરસન : નાટક એટલ્યે નાટક જ ને ? એક જ વાત.

જોશી : એક જ વાત. આપણા આ પરમેશ્વરને કાળનું જ્ઞાન મુદ્દલ નથી.

ધર્મેશ : પણ એક વાત સમજાય છે, જોશી ? સૌ કોઈને અરમાન છે આ નાટકમાં ઊતરવાના-અવતરવાના. જાણે કે નાટકમાં જ મળશે એમના જીવનનો મુદ્દલ અર્થ !

વ્યાસસર : અહીં જ નાટક અને જીવન વચ્ચેના સીમાડા ભુંસાઈ જાય છે. જે કંઈ જીવનમાં અધૂરું રહી ગયું તે નાટકમાં પૂરું થાય છે. સત્યની સમાપ્તિ થાય છે. સ્વપ્નમાં.

જોશી : પણ સત્ય છે કેવળ ભ્રાંતિ અને સ્વપ્ન રહે છે સદા અધૂરું.

વ્યાસસર : અને એટલે જ છે સનાતન આ મહાભારત.

બાકીનાં સૌ : અને અમે તો છીએ સાવ હળવા, ક્ષણ વારમાં ઓસરી જનાર, હતા કે ન હતા તેવા શ્વાસોચ્છ્વાસ.

વ્યાસસર : એક અલ્પ વિરામ પછી ફરી મળીએ અંત માટે.

(પડદો)

(દૃશ્ય : અંધારિયું, બિહામણું વન. પડઘાતા અવાજ. પાત્રો પૌરાણિક વેશમાં)

ભીમ : બાપ રે ! કેવું તો જોર છે આ પવનમાં ! એક જ ફૂંકે મને પછાડી દીધો આ ધગધગતી રેતમાં ! મેં તો કેટલાંય તોતિંગ ઝાડ એક ઝાટકે મૂળસોતાં ઊખેડી દીધાં હતાં ! કેવા કેવા કાળમુખા રાક્ષસોને ઉછાળીને પટકી દીધા હતા ! અરે, કેટકેટલા કાળમીંઢ ખડકોને બાથમાં હલબલાવી દીધા હતા ! હાથીઓને તો રમકડાંની જેમ ચકરાવીને ફંગોળી દીધા હતા ! અને હવે આ વંટોળ મને તણખલાની જેમ ઉડાડે છે ! વળી ફરી ? હાથ દે, અર્જુન ! હવે તો જાણે જોર જ નથી બચ્યું આ ઢીંચણમાં.

સહદેવ : તલવારની જેમ ચીરી નાંખે છે આ સાથળ ઊંચાં ઘાસ. અરે, નકુલ ! તારા ગાલ આમ કેવા છોલાયા ? જો, અહીં ક્યાંક અરીસો મળે તો દેખાડું.

નકુલ : અરે, આ ઝાડોને પાંદડાં ઊગ્યાં છે કે અસ્તરા ?

દ્રૌપદી : મને ક્યારેય આગની બીક ન હતી. હું તો જન્મેલી જ ભડકા ઓઢીને. પણ આ બળબળતી લૂ સહેવાતી નથી. આપણે આ ક્યાં આવી પહોંચ્યાં છીએ ? ક્યાં છે આપણા સૌ સવાલોના જવાબ યુધિષ્ઠિર ?

અર્જુન : કૃષ્ણા ! આ નર્ક છે. મોટાભાઈ નહીં મળે અહીં પાપીઓ વચ્ચે.

નકુલ : એવાં તે કયાં પાપ કર્યાં છે આપણે કે આ બળતાં માંસની દુર્ગંધથી અકળાઈ આ લોહિયાળ કાદવમાં પિંડીડૂબ ખૂંપીને લથડ્યે જવાનું ?

સહદેવ : અરીસાની પાછળ પહોંચી ગયેલા ભૂતકાળને હવે કોણ ઓળખશે, નકુલ ?

દ્રૌપદી : વિજુ ! બચાવ. જો આ આવડો મોટો કાનખજૂરો ! કરડી તો નહીં જાય ને ? ઓઈ માઆ ! દેખ, દેખ, આ મચ્છર કેવો ચૂસે છે મારા ગાલ પરથી લોહી ? વળી ફરી અહીં પણ લોહી !

સહદેવ : આ નાચતા ભડકાઓથી કેવા બેડોળ અને બિહામણા પડે છે આપણા પડછાયા !

અર્જુન : આ પડછાયા આપણાં પાપ છે, સહદેવ !

ભીમ : દુશ્મનો માટે તો મારો પડછાયો પણ બિહામણો હતો. પણ મેં કોઈ પાપ કર્યાં નથી.

અર્જુન : ભાઈ, કોણ છે આપણાંમાંથી એવું જે છાતીએ હાથ રાખીને કહી શકે કે એણે ખરેખર પાપ નથી કર્યાં ? અરે, દરેક માણસ જન્મીને જાણે અજાણ્યે રોજનાં 

અગણિત પાપ કરતો રહે છે. પછી પોતાના નામ માટે, કીર્તિ માટે, લોભ અને લાલસા માટે જે કરે છે તેનો તો હિસાબ જ નથી.

ભીમ : તું તો એવી સુફિયાણી વાતો કરે છે, જાણે કે મોટો ધ્યાની-જ્ઞાની ! મોટાભાઈ અહીં નથી પણ આ પટપટતું પૂછડું છોડી ગયા છે. અરે, મધપૂડો છે કે શું આ મારું મોં ! ક્યારનીય વળગવળગ કરે છે આ માખી ! નિશાનબાજ અર્જુન ! જરા ઉડાડ તો ખરો આ માખીને. (પોતાના જ ગાલે થપ્પડ મારી, ચપટીથી ચોળી નાંખે છે)

અર્જુન : ભાઈ, હવે તો સમજ્યા ને મારી વાતને ? આ જે જીવડું માર્યું એ જ છે પાપ.

સહદેવ : બંધુ ! અહીં કશુંય મરતું નથી. કારણ કે મર્યા પછી જ આવે છે નર્ક. અને હવે પાપ જેવું કંઈ હોય નહીં. જ્યાં બધું જ અંધારું હોય ત્યાં કોલસાને કાળો ન કહેવાય.

નકુલ : હા, હવે સમજાય છે અજાણતાં કરેલાં પાપ. કંઈ કેટલીય લડાઈઓમાં જે આમને સામને માર્યા તે પાપ નહતું. પણ વનવાસને વખતે લડવાની સદાય ના કહેનાર મોટાભાઈનાં જે અપમાન કર્યાં હતાં તે પાપ હતું.

દ્રૌપદી : પણ એમના જ પાપે પામ્યાં હતાં ને જુગારની હારનો વનવાસ ?

ભીમ : પાંચી ! મોટાભાઈ જુગારમાં હાર્યા તે શકુનિના પાપે. બાકી જુગાર તો સૌ કોઈ રમે છે. એમાં શું પાપ ? ઉપરવાળોય જુગાર રમે છે ને ? પાસાની જેમ ફેંકે છે આપણને. રવડતા રવડતા કોઈ પાસાના આંકડા પડે છે સ્વર્ગભણી, તો કોઈના અહીં. થાળીમાંના જમણને જોઈને જ કોણ કહી શકે કે કયા કોળિયામાંથી લોહી બનશે અને કયા કોળિયાનું માંસ ? કયો કોળિયો ઓડકાર થઈ ઓસરી જશે ને કયા કોળિયાથી પ્રાણ ? પાસાના દાવ ફેસલા કરે છે આપણા દાવાના. વનવાસનો વસવસો મને તો નથી. પણ દુશ્મન પર બદલો ન લેવાની કાયરતા એ જ મોટાભાઈનું પાપ. અને બદલો લીધાનું ફળ હવે ભોગવીએ છીએ આમ અહીં આપણે.

અર્જુન : કોઈને દુશ્મન સમજીએ એ પણ પાપ છે.

ભીમ : તો શું કામે લડ્યો હતો તું ? શું કામે ગણી ગણીને માર્યા હતા લાખોને ? માર્યા હતા ને ભીષ્મદાદાને શિખંડીની ઓથે ? છળથી જયદ્રથને માર્યો ને ? એને તો પતાવી દીધો હોત મેં ક્યારનો, પાંચીને હાથ લગાડવાના વાંકે. પણ ત્યારે તું જ વચ્ચે પડેલો-મોટાભાઈની આજ્ઞા છે કહીને. બોલ, હથિયાર વિના હેઠા બેઠેલા કર્ણને કોણે માર્યો ? જો પહેલે જ દિવસે હથિયાર હેઠાં મેલ્યાં હતાં તો વળી શું કામે ઝાલ્યાં ?

અર્જુન : હું ક્યાં ના પાડું છું કે મેં પાપ નથી કર્યાં ? છતાં એય વાત સાચી કે પહેલાં તો હું મૂંઝાઈ ગયો હતો. લડવું કે ન લડવું કાંઈ સૂઝતું ન હતું. કશીક અંદરની સમજણથી મોટાભાઈ લડવાની ના કહેતા. અને મેં સમજ્યા વિના જ ના કહી દીધી. હા કહી હોત તોય એનું એ જ. પણ કૃષ્ણ વાસુદેવે જે ધૂંધળું હતું તે સાફ કરી દેખાડ્યું. પછી તો બધું જાણે કે સપનું વહેતું હોય તેમ સરળ થઈ ગયું.

સહદેવ : એટલે જ તો જે સ્વપ્નમાં કર્યું હોય તે પાપ.

નકુલ : આપણા જીવનની પળેપળ વિધાતાને વશ. અને તોય જવાબદારી આપણી. વિધાતા જ સપનાં દેખાડે અને સપનાં સાચાં કરવા જઈએ તો દંડે. આપણાં સપનાંય પોતાનાં નહીં.

દ્રૌપદી : પણ મને એક કહો, આ બધું સપનું છે કે સાચ ? ક્યાં છીએ આપણે ?

ભીમ : પાંચી ! જાગ હવે. આ સાચ છે. આ વાંકી ડોકે, ફાટી ચાંચે તાકી રહેલાં લોહીતરસ્યાં ગીધ સાચાં છે. આ દાંત ભચડતાં, ન્હોરિયાં ઘસતાં, છીંકાટા કરતાં જાનવરોની અંગારા જેવી આંખો સાચી છે. આ તપેલા કાંકરા, આ પરુની નદી, આ વિષ્ટાની વાસ, આ કર્કશ રણકતી કંસારી, આ વાળમાં અટવાતી શેવાળ, આ વળગીને ડંખતા ડાંસ, આ ચારકોર રોળતા કીડા, આ શ્વાસે બાઝતાં કરોળિયાનાં જાળાં સાચાં છે.

સહદેવ : પણ ખોટાં છીએ આપણે. ભ્રાંતિ છીએ આપણે. આપણે છીએ વિધાતાનું સ્વપ્ન.

દ્રૌપદી : તો આપણે જ છીએ વિધાતાનું પાપ. અને આપણે જ છીએ સજા વિધાતાને માટે.

સહદેવ : ખરું, ખરું. આપણી સાથે વિધાતા પણ ભોગવે છે પોતાનાં કર્મ. અને એટલે જ તો ફરી ફરી અવતાર લે છે ઈશ્વર. સોચો તો, જેણે આ દુનિયા બનાવી એ કેવી હંગામી બનાવી કે ખુદને વારેઘડીએ હાજર થવું પડે ! ફરીફરીથી ઘાટ ઘડવાને. વળી વળી સમુંનમું કરવાને. હજી એક હથોડો અહીં અને ચગદાય પોતાનો જ અંગૂઠો વળી એક રંધો ત્યાં અને છોલાય પોતાની જ હથેળી. પણે ફાટ્યું તો ટાંકો લેતાં ભોંકાય પોતાનું જ ટેરવું. ક્યાંક ખૂલેલો સાંધો અને રેણનો તિખારો આંખે. અને આખરે રીસે ચડી રોપથી ઠોકી દે ઘણ પોતાનું કર્યું કારવ્યું ભાંગવાને.

ભીમ : અને ભાંગવામાં તો મારા જેવાની સહાય મળતી રહી છે સદાય એને.

સહદેવ : માણસનું તોડ્યું તુચ્છ, હરિનું ભાંગ્યું અણુ મહાન.

અર્જુન : વાત સાચી છે અને હવે મને સમજાય છે. કુરુક્ષેત્રમાં કૃષ્ણ વાસુદેવે મને ઘણું ઘણું કહ્યું હતું. તોય વળી ભુલાઈ ગયું. બધું ખેદાનમેદાન થઈ ગયા પછીય એમણે પાછું સમજાવ્યું. પણ હું ગોતાં ખાતો રહી ગયો. છતાં જે જે જીત્યું એટલાથી જ ટકી રહ્યું મારું જીવવું. જીતવું એ જ અર્થ હતો મારા જીવવાનો. પણ પછી જે હાર્યો છું, જે હાર્યો છું, એ તો મોટાભાઈના હારવાથીય ઝાઝું હતું. કૃષ્ણ વાસુદેવના ગયા પછી સચરાચરને નાશ કરવાને સમર્થ બાણને સંધાન કરનારું આ મારું ધનુષ્ય માત્ર એક ખોખરી ડાંગ બની ગયું. અને હું રહી ગયો ફાટેલા અવાજવાળો, ઘોઘરો, પાંગળો એક રખેવાળ. અનાથ ડૂબેલી દ્વારકાની બચીખૂચી લાજ પણ લુંટાઈ જતાં ન બચાવી શક્યો. કૃષ્ણ વાસુદેવે વલોવીને તારવેલું માખણ બની ગયું ચાળણીમાં ઢોળેલું ઘી.

સહદેવ : બંધુ ! એમ નથી લાગતું કે ઈશ્વરે આ સૃષ્ટિ તો બનાવી, પણ કાચીપાકી. 

પછી પોતે જ ન્યાય તોળ્યો સારાનરસાનો. વણખપતાનો ખાતમો કરવો એ એનો પહેલો ઇલાજ.

નકુલ : પણ જખમદૂઝતું અંગ કાપીને ફેંકવું એ તો છે આખરનો ઇલાજ.

ભીમ : જે કંઈ સડેલું હોય તેને પહેલેથી જ વાઢી ન નાંખો તો પછી નરવું કંઈ જ નહીં બચે. થોડું સડેલું આખાને સડાવશે. કેટલીય વાર આપણા દુશ્મનોને આપણે સહજ ચપટીમાં ચોળી દીધા હોત. પણ મોટાભાઈ ક્યારેય માન્યા નહીં. તો છેવટે થયો ને કરોડોનો સંહાર ? પહેલાં તો હતા ખાલી સો. પણ પછી કેટલાંય મીંડાં વળી ગયાં નાહકમાં ? હું તો સીધો હિસાબ જાણું. મેં જેનું કંઈ ન બગાડ્યું હોય તે મારી આડે આવે તો એને ન છોડું. મારી તાકાત ઓછી પડે તો હું મરું. તાકાત હોય તે જીતે. અને તાકાતવાળાએ જ જીવતા રહેવું જોઈએ.

સહદેવ : પણ મરવાનું તો સૌ કોઈને છે.

દ્રૌપદી : પણ મર્યા પછી આ નર્કમાં સડવાનું પણ સૌ કોઈને છે કે ?

અર્જુન : આ સવાલ બે રીતે ઉકેલી શકાય. આપણને લાગે છે કે વિધાતા અન્યાય કરે છે અને એ પણ ઈશ્વરની કશીક અપૂર્ણતા છે. પણ એમ ન હોય કે કદાચ આપણા થકી જ ઈશ્વર પૂર્ણતા પામવા ઇચ્છે છે ? જો આપણે વિધાતાની ભૂલ હોઈએ તો આપણને ભૂંસી ફરીથી નવું રચવાની તક આપણે જ એને આપીએ છીએ. કૃષ્ણ વાસુદેવ મને ગીતા સંભળાવતા હતા ત્યારે ઘણું એકમેકને વિરોધી લાગતું હતું. અને ઘણું વળી એમ ને એમ ફરી ફરી રહેંટાતું હતું. કશીય યોજના વિનાના સતત ઘમસાણ જેવું. કદાચ મને સમજાવતાં સમજાવતાં એ પોતે જ પોતાને સમજવા જતા હતા. અતંત્ર અરાજકતામાંથી કશીક વ્યવસ્થા ઉપજાવવા જતા હતા. ભલે, આપણે ઈશ્વરનાં જ સર્જેલાં છીએ. એણે જ નકારેલાં છીએ. પણ આપણે જ એને માટે એક આશ્ચર્ય હતાં એય ખરું ને ? આપણે કલિયુગની પ્રજા છીએ. સ્વાર્થી, લોભી, સ્વનાશી, સર્વનાશી, દુષ્ટ, દુરિત. પણ સત્યયુગની પ્રજામાંય કંઈક તો ખૂટતું હશે. ત્યારે જ તો દુરિતને ઉમેરી, એનું શું પરિણામ આવે તે જોવા ઈશ્વરે ચાહ્યું હશે. આપણે દુરિતનો વંશ. પણ એ દુરિત ઈશ્વરનું જ સર્જેલું. તો અહીં નર્કમાં પણ આપણે એ જ ઈશ્વરનો અંશ છીએ તે કેમ ભુલાય ? ઈશ્વર સર્વશક્તિમાન નથી અથવા કદાચ નથી જ. પણ ઈશ્વર આપણી એક તીવ્ર ઝંખના છે. અમર ઝંખના. મર્ત્ય મનુષ્ય જીવનના અંત પછી આ ફરિયાદ લઈને વળી એ જ અમરતા સાથે જોડાવું એથી મોટું શું સૌભાગ્ય ?

ભીમ : આ દાઝીએ છીએ, ગંધાઈએ છીએ, અકળાઈએ છીએ તેને સૌભાગ્ય કેમ સમજીએ ?

અર્જુન : તો હવે બીજો જવાબ. આપણે કહીં ક્યાંથી ? તેનું શોકાંતિક નાટક કરવાને બદલે ચાલોને, આપણી ભીતર જ ગોતીએ. આપણો ક્યાંક વાંક હતો કે ? આપણી ઊણપ જ આપણી આ પરિસ્થિતિને સહી લેવાનું બળ બનશે. કરો પાપનો હિસાબ.

સહદેવ : મેં કોઈ પાપ નથી કર્યાં. જો માણસ હોવું જ પાપ હોય તો હું પોતે જાતને જેટલો સમજી શકું તે બીજું કોઈ નહીં સમજી શકે.

અર્જુન : બુદ્ધિના અભિમાનનું પાપ.

નકુલ : વનવાસના દિવસોમાં મોટાભાઈને ઘણું ટોક્યા હતા. ટાઢ તડકે રોળાતાં જતાં મારાં રંગરૂપને કારણે થતો કલેશ એનું કારણ હશે.

અર્જુન : રૂપના અભિમાનનું પાપ.

ભીમ : હું તને સદાય ઠપકારતો રહ્યો. પણ મને અફસોસ નથી. તું મારાથી નાનો અને તારા ભેજામાં ભરાયલી હવા જરા ફુસ્સ થાય તો અક્કલને ઊગવાને થોડી જગા મળે એટલા માટે. મોટાભાઈનેય તંગ કરતો રહ્યો. એટલે જ તો મોકળે મને ખુલ્લી હવામાં વિચારવાની એમને તક મળતી. અફસોસ એટલો જ છે કે દુષ્ટ દુઃશાસનની છાતી તો ફાડી પણ એનું બધુંય લોહી ન પીધું. મારી તરસ અધૂરી છે. દુઃખ છે કે દગડા દુર્યોધનનો બીજોય ટાંટિયો ન તોડ્યો. વેરની ભૂખ એવી ને એવી છે. કીચકનો તો કેવો લાડવો બનાવી દીધો હતો ! બાકી મારા કોઈ ઓરતા અધૂરા નથી. ખાધું છે, પીધું છે, લહેર કરી છે. કાચા ચોખાય પચાવ્યા છે અને ઝેર પણ પચાવ્યાં છે. આ નર્ક તો મારે માટે ધરવથી જમીને આંતરડી ઠર્યાના ઓડકાર-જેવું છે.

અર્જુન : પહોંચી ન શકાય ભાઈ ! તમને તો ! પણ આ ખાઉધરાપણાનું પાપ. હવે બોલ તું, કૃષ્ણા !

દ્રૌપદી : મને તો હતું જ રૂપનું અભિમાન, નકુલની જેમ. શું કામ ન હોય ? મારાં રૂપે જ મોહ્યા હતા ને તમે પાંચ ? અને જ્યારે સાવ એકલી પડી ગઈ હતી ત્યારે નાહી નાંખ્યું હતું તમારાં પાંચેયનાં નામનું. મારા છોકરાઓનાંય નામનું. મારા બાપ-ભાઈઓનીય યાદ બોળી દીધી હતી પાણીમાં. ઢોળી દીધા હતા કેશવ-ગોવિંદ-કૃષ્ણને જે મારી લાજ લુંટાણી ત્યારે ગામતરે ગયા હતા. છેવટે તો જેણે મને વિખેરેલી તેણે જ મને ટકાવી રાખેલી. પણ તેને જ હું ધિક્કારતી રહી. ધિક્કારતી રહી ધર્મ..ધર્મ..ધર્મેસરી યુધિષ્ઠિરને. અને પ્રાણથીય ઝાઝો પ્રેમ કરતી રહી તને, તને વિજુ ! હું સદાય તારી, તારી જ રહી છું. તને જ ચાહું છું. તને જ, તને....

અર્જુન : પક્ષપાતનું પાપ. હવે સરવૈયું કરીએ મારા પાપનું. નારાયણની સાથે જ મેં આ અવતાર લીધો હતો નરનો અને પૃથ્વી પરનાં પાપનો ભાર ઉતારવા કર્યાં છે અદકાં પાપ. કેટલાંય પશુપંખી હણ્યાં છે આશ્રિતોનાં પેટ ભરવાને. બાળ્યાં છે વન. અને માર્યા છે માનવોને. નરોમાં શ્રેષ્ઠ કહેવડાવવાને માટે અનેકોને વંચિત રાખ્યા એમના અધિકારથી કે જીત્યા બળ-છળથી. તો વળી દ્રૌપદી જેવી દ્રૌપદીને પામ્યા છતાં અનેક નારીઓ સાથે પ્રેમ જોડ્યો. મોટાભાઈની આજ્ઞા પાળું છું એમ ગણી પોતાની જવાબદારીની પાઘડી પહેરાવતો રહ્યો એમને માથે. અને માથે લીધેલી કેટલીય જવાબદારીઓ ન નભાવી. જીતવું એ જ ધર્મ. તો મોટાભાઈ અને કૃષ્ણ વાસુદેવની ઓથે અણગમતા અધર્મ કરતો રહ્યો. છતાં પોતાના જ દીકરા અભિમન્યુને

બચાવી શક્યો નહી અને મારી જ માના પેટના દીકરા કર્ણનો વધ કર્યો મોટાભાઈએ મારી વીરતામા અશ્રદ્ધા દેખાડી હતી ત્યારે અભિમાન આધળા મે એમનો જનોઈવેઢ તિરસ્કાર કર્યો અને કાબા જેવા ધાડપાડુને હાથ હાર્યો ટૂકમા, માણસની સૌ નબળાઈ મારામા છતા પોતાને સર્વ માનવોમા શ્રેષ્ઠ માનતો રહ્યો છેવટે સહદેવની જેમ કહુ તો મારુ પાપ પણ માણસ હોવાનુ પાપ

ભીમ વાહ, વાહ, અર્જુન ! સાચી છે તારી વાત હવે ખરેખર ટાઢક વળી છે, આપણે પાપને કબૂલ્યા તો જો, આ હવા કેવી બદલાઈ ગઈ ! ક્યાથી આવે છે આ સુગધ ? આ મીઠાશ ?

દ્રૌપદી હુ જાણુ છુ, જાણુ છુ આ સુગધને આ સુગધિત ઉચ્છ્વાસને આ તો યુધિષ્ઠિરની વાસ છે અહી જ ક્યાક છે યુધિષ્ઠિર ક્યા છો તમે ? ક્યા છો ? છોને તમે ? (આ અવાજ આછો પડઘાતો રહે છે )

(ચાર દેવદૂતોએ ઊચકેલી પાલખીમા યુધિષ્ઠિર આવે છે દેવદૂતો છે કરસન, કનૈયાલાલ, કાનજીશેઠ અને કનુ)

યુધિષ્ઠિર હુ અહી છુ પણ અહી તો છે આ સડતા મડા, બળતા હાડ, નાચતી ભૂતાવળો અને મારા નામના પડઘા પણ ક્યા છે મારી દ્રૌપદી ? ક્યા છે મારા ભાઈ ? તમે તો પેલા સ્વર્ગથી અહી સુધી, બસ, ઘડીભર ઊચક્યો છે મારો ભાર શુ નામ તમારા ? કનુ, કનૈયાલાલ, કાનજી, કરસન, ખરુ ને ? આ ચતુર્ભુજ પાલખીમા તો ઊચકાઈને આવ્યુ એક પલક જેવડુ મારુ જીવન જીવન તો વિધાતાની આખનો એક પલકારો માત્ર છે ને ! પણ જીવતા માણસને ક્યા દેખાય છે અત આ જીવનનો ? ખૂટે નહી, ખૂટે નહી એવા જીવતરના રસ્તા પર તો મારો ભાર ઉઠાવીને ચાલતા રહ્યા મારા ભાઈ અને દ્રૌપદી જાણે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી જેવી દ્રૌપદી મને સાચવી સભાળી લીધો હતો એ પાચે અને શરીરને ઢસડ્યે જતા પ્રાણની જેમ તાણતો રહ્યો હુ એમને મારી લાલસા, બાઘાઈ, ઓઘડતા, ગડમથલ, ઘડભાજ, દ્વિધા, નાહિમત, જડતા બધાયનો બોજો એમને માથે મૂકી, હળવો ફૂલ થઈને હુ ગોતતો રહ્યો જીવનના ગહન સવાલોના જવાબ જે કોઈ મળે તેને પૂછતો રહુ રોજ નવા ગુરુ જવાબ મળે તોય એનુ એ જ પૂછુ જે સાભળ્યુ તે પોપટની જેમ રટતો રહુ પણ આખરે તો શીખ્યો ધર્મ-અધર્મનો ભેદ કરતા પછી જેને ધર્મ માન્યો તે પાળવા ગયો ગોથાગડબડિયા પણ ખાધા અને જાણ્યુ કે ધર્મનો જ જય સદા થાય એવુ નથી તો પછી જ્યા જય ત્યા ધર્મ એવુય માન્યુમનાવ્યુ છેવટે સમજાયુ કે કોઈ પણ જય આખરી વિજય નથી ધર્મ જાણ્યો તોય જળવાયો નહી અધર્મ સામે હાર માની અધર્મ સાથે ભાગીદારી પણ કરવી પડી વળી ફરી ધર્મને ખોળે જઈશ એ વિશ્વાસે ચોક્કસ, વેશ્યા સાથે કરેલા વ્યભિચારની કિમત ચૂકવવી જ પડે છે જીવનભર ભીતરથી બળબળતો રહ્યો તે જો પૂરી કિમત ન હતી તો બાકીની ચૂકવીશ આ અધારી આગમા ભોગવી લઈશ બધુ ધર્મ છોડવા

માટે, ધર્મ જાળવવા માટે, ધર્મ ઓળખ્યો નહીં એટલા માટે.

હવે નથી જોઈતી આ પાલખી. હવે હું એકલો જ ગોતીશ મારા ભીમ, અર્જુન, નકુલ, સહદેવને. અને એક વાર જે મને તો અનાયાસ મળી ગઈ અને જેનો ધણી થઈ બેઠો એ પ્રાણપ્રિયા દ્રુને હવે હું અહીં મારી મેળે જ શોધીશ. નહીં રોકી શકે મને આ કાંકરા કે અંગારા, આ હિંસક પશુપંખી કે ભેંકાર અંધારાં. ઉઘાડે પગે, હથિયાર વિના, ખાલી હિંમત ઓઢીને ઓળંગીશ બધાં અંતરો. જોઈએ તો ખમો જરા. મળીને જાવ બધાંને. ક્યાં છે તું ભીમ મારા શ્વાસ ?

ભીમ : હું આ રહ્યો, મોટાભાઈ ! (આઘેથી દેખાયા વિના અંધારામાં જ)

યુધિષ્ઠિર : અને ક્યાં છે મારું બળ, મારો અર્જુન ?

અર્જુન : મોટાભાઈ ! તમારી પાસે જ છું. (અંધારામાં)

યુધિષ્ઠિર : મારા લાડલા નકુલ ! તું ક્યાં છે ?

નકુલ : આ અહીં હું, દેખાઉં છું ને ? (અંધારામાં)

યુધિષ્ઠિર : પહેલો થડકો થઈ હું જેની સદા વાટ જોઉં તે મારા હૃદયનો બીજો થડકાર – ક્યાં છે તું , સહદેવ ?

સહદેવ : હું છું કે નહીં, હવે એ જ પ્રશ્ન છે. (અંધારામાં)

યુધિષ્ઠિર : અને ક્યાં છે તું, દ્રુ ? ભીરુ છું હું હજીય એવો ને એવો. હું હજી એ જ છું – નવોસવો ઘાંટો ફૂટેલો, કાચમાં વારેઘડીએ જોઈ સામસામે જોડાઈ ગયેલી ગાઢ ભમ્મરોને દાંતે હોઠ દાબી, વચ્ચેથી ફરી ફરી ઘસતો, નવી ઊગેલી મૂછોના પાતળા વાળને વળ દેવા જતો, દાઢી હડપચીએ ડોકાતાં રુંવાને તાણતો, ડોક ખેંચી ખભા ઊંચકી બાવડાના તંગ સ્નાયુંના ગોટલા માપતો, બગલનો ઘામ લૂંછતો, કુંતી માતાનો કહ્યાગરો દીકરો જેને તેં બનાવ્યો યુધિષ્ઠિર નામનો પુરુષ. દ્રુ ! ક્યાં છે તું ? તારો ખોવાયલો પ્રતિવિન્ધ્ય પાછો મળશે મારામાં તને.

(દ્રૌપદી ઉતાવળી આવે છે, એકાદ પગલું ચૂકતાં લથડી પડે છે. યુધિષ્ઠિર એને હાથ ઝાલીને ઊભી કરે છે.)

દ્રૌપદી : તમે મળી ગયા. તમારો હાથ મળી ગયો. તમારો સહારો મળી ગયો. હવે બીજું કંઈ નથી જોઈતું.

યુધિષ્ઠિર : દ્રુ ! દ્રુ ! દ્રુ ! જો તું ન મળી હોત તો મારું બધું જ ખોવાઈ ગયું હોત.

દ્રૌપદી : અને અમે ખોયેલું બધું જ જો એક તમે ન મળ્યા હોત, તેની સરખામણીમાં કંઈ નથી.

(એક પછી એક ભાઈ પ્રકાશમાં આવી યુધિષ્ઠિરને મળે છે.)

યુધિષ્ઠિર : દ્રુ ! તું ઠીક તો છે ને ?

દ્રૌપદી : કેવી લાગું છું ?

યુધિષ્ઠિર : થાકેલી, હારેલી, દાઝેલી. જેવી વનવાસના દિવસોમાં હતી તેવી, બેજોડ સુંદર !

દ્રૌપદી : એ દિવસોમાંય હું તો સોનેરી કમળ જેવી ભીતરથી કોમળ જ લાગતી હતી ને તમને ? ત્યારેય હું બહારથી બળતી હતી પણ તમે હતા એટલે અંદરથી શીતળ હતી. અને અહીં તો તમે આવ્યા અને બધે જ ઠંડક થઈ ગઈ.

ભીમ : સાચું છે, ભાઈ ! અમે અમારાં પાપ કબૂલતાં હતાં અને અચાનક હવાની લહર વહી આવી. ભીની મહેક ફેલાઈ ગઈ અને અમને લાગ્યું કે સાચની આ તાકાત.

અર્જુન : પણ સાચું કહું તો તાકાત હતી તમારા ધર્મની.

નકુલ : તમારાં પુણ્યની.

સહદેવ : તમારી હયાતીની.

દ્રૌપદી : હું કહું, કેમ વળી આ ટાઢક ?

યુધિષ્ઠિર : કહે.

દ્રૌપદી : તો પહેલાં કહો, તમને અહીં દોરીને લાવ્યું શું ?

યુધિષ્ઠિર : કોણ લઈને આવ્યું પૂછ્યું હોત તો જવાબ હતો, આ ચાર : કનુ, કનૈયાલાલ, કાનજી, કરસન. આદ્યાક્ષર. પણ મને જે તાણીને લાવ્યું તે પ્રેમ હતો. તમારાં સૌને માટેનો પ્રેમ. તમે સુખમાં દુઃખમાં મારાં સાથી રહ્યાં. તમારા કાંઈ વાંક વિના મેં જ તમને કેવાં સતાવ્યાં ? તમારાં બધાં દુઃખનું કારણ હું હતો. મારાં બધાંય સુખનું કારણ તમે. હાથેહાથ મેળવી આપણે આ દુનિયા દેખી. સાહ્યબી દેખી. ગુલામી દેખી. કીર્તિ દેખી. લાંછન દેખ્યાં. સન્માન દેખ્યાં. વંચના દેખી. આપણે આપસઆપસમાં બાધ્યાંય ઘણું. કડવા સાચને દંભની સાકરમાં ઘોળ્યા વિના એકમેકને હોઠ ચોપડ્યું. અને એકમેકને નહીં જ સમજી શકીએ તેય સ્વીકારી લીધું. પણ ક્યારેય સાથ ન છોડ્યો. આપણાં મરલકડાં, આપણાં આંસુ, આપણા પરસેવા સદાય જોડાયલાં રહ્યાં. હારમાં પણ એ જ પ્રેમ, જીતમાં પણ એ જ પ્રેમ.

દ્રૌપદી : તો જાણો છો, ઠંડી મહેક ક્યાંથી આવી ? તમારા જ આ બેઉ બાહુમાંથી વહી આવી હતી પ્રેમની સુગંધ.

યુધિષ્ઠિર : હવે આપણે સદાય સાથે હશું, અહીં જ. પણ એક વાત બતાવો આદ્યાક્ષર ! આ કઈ જગા છે ?

કનૈયાલાલ-કાનજી-કનુ-કરસન : યુધિષ્ઠિર ! આ નર્ક છે.

યુધિષ્ઠિર : આ જ છે તમારી ભ્રાંતિ. જ્યાં આ પાંચેય મારાં સ્વજન છે, જ્યાં પ્રેમ છે ત્યાં કદી ય ન હોય નર્ક. પ્રેમ જ છે અમારું સર્વસ્વ. અને જ્યાંથી તમે મને લઈ આવ્યા તેને તમે સ્વર્ગ માનતા હો તો જાવ પાછા ત્યાં. જાવ, કૃષ્ણ ! જાવ સદાય માટે. અમે તમને આવજો નહીં કહીએ. તમે સાચવો સ્વર્ગ. અમારે માટે તો બસ છે આ પ્રેમ. (છએ છ એકમેકને સાંકળી લે છે. પડદો)

:: સમાપ્ત ::



## દિલીપ ઝવેરી

•

**શ્વાસોચ્છ્વાસ**

### દુર્યોધન

જાતભાતની રીતે જીત્યે જ ગયા પછી
એક અણધારી હાર બસ
અગણિત જયને નિરર્થક કરી દેવા
પછી તૂટેલો કાચ જોડાય તોય
ચહેરો ફરી સળંગ દેખાશે કે ?

પછી તો યાત્રાના ઘોષમાં સાવ છાનું
ચિત્રમાં રંગ્યા વિનાનું
મૃત્યુ એટલે શું તે સમજાઈ ગયું સટ
અને ઝટ
જાતે જાણેલ પોતાપણનો સનાતન અસંભવ
હવે કોની સામે લડવું એય તે પટ
હારવાજીતવાથીય છેટું
સાચું તો માત્ર લડવાનું
મોતને આટલો જ પડકાર

મરણિયાને મનાવવા આવે ઘણા
જીવન જ્યારે એક જ એકલવાયો મીઠો સ્વાદ બની જાય મરણનો
(પછી જીભને બીજા કોઈ સ્વાદથી શું ?)
કે માખીઓ ઊડી ઊડીને આવે
ભાઈ ને ભાઈબંધ ભેગા થાય ભેળા મરવાને
– કે એમને જીવતા જોવા હું પાછો વળું !

આ મનમાં માંડ ઊગેલા
દીવાની ચાર કોર
ભવિષ્યની સૂકાં હાડ જેવી ભ્રાંતિઓને ખડકી
ફૂદા જેવો શેતાન મારે ફૂંક
જીવ અને જીવીને જીત  બાળીને જીવ રાખને જીત
હેઠી મૂંડી હલાવવામાં દીવડાને શી ખોટ ?

દીવો દેખી
વાયરાનેય વંટોળ થવાના અરમાન
દશે દિશા બાથમાં લઈ ઘેરી વળે કૃષ્ણ અંધકાર
ને દેખાડે પોતે જ પાડેલા અનંત પડછાયાનાં ચળિતર
તોય એને હાથ આખરે એક માત્ર હથિયાર
તે મોતનું જ
પહાડની કાંધે મારેલ ટપલી જેવડું

અરે આ ખંભે તો બાંધ્યો છે પહાડથીય ઝાઝો જીવતરનો ભાર
ઢસડીને લઈ જવો છે છેક લગી
હેઠળ કાંટા હોય કે કાંકરા કે લપસણા કાદવ
કે પછી હોય સમથળ સપાટ વાટ
ભાર તો ભાર છે
ને બાવડાં છે ખમતીધર
ધરમ જાણે તોય શું ફેર ખૂંધિયા બેલને ?
ને ધરમની નાથ છૂટી તોય શું સ્હેલ ?
મરવું જ છે તો જીદ શીદને છોડું ?
હું જે છું તે છું
શેતાન ! હરખજે ના
 પાતાળમાંથી

મારી પીઠે બેઠા વિના તો બારા અવાતું જ નથી ને ?
અને ચૌદ ભુવનના સ્વામીનેય
આ માણસજાતની
કોઈ બાઈના પેટના માટલે પુરાઈ  ટોપલે સલવાઈ
નામકુળ સંતાડ્યા વિના
માણસ થઈ માણસની જેમ દોસ્તીદુશ્મની દાખવ્યા વિના
દુશ્મન ને દોસ્ત બેઉનેય વિશ્વરૂપદર્શનથી બિવડાવ્યા વિના
કોઈ આરો છે કે ?

સામે ચારો નીર્યો તોય
જડબેટાટ ઢોરની પેર
મારી કને છે એક નાનું  જોર

જાતને જોખમ
મારી ભેળા મરવા આકળાને મેળાવીશ ઝળહળતાં મોત
જીતનારાનાં ઢીલાં કરી દઈશ જાતધરમનેમ
લૂગડાં વિનાનાને ઢાંકતો જીતનો કાચ થશે હારનો આયનો
આમને સામને
પહેલેથી જ નામમાં
યુદ્ધને ઊઘડું ઊઘડું થતા ફૂલની જેમ
નીંગળું નીંગળું કરતા ઘાવની જેમ
પણછથી છૂટ્યા તીરની જેમ
ઝાલીને જીવ્યા અમે બેઉ
યુધિષ્ઠિરની જીભે ચડે વારે વારે ઊઠતી મોળની જેમ
ન લડવાનાં કડવાં વેણ
એને કોઈ ખાળે તોય
મારી જીભેથી ન ઓસરતી મોતની આ મીઠાશ ભુલાવાની નથી.

સૂરજ આથમ્યો ત્યારથી જ પેટવેલો
આ દીવો રાણો થાય એ પહેલાં
થોડોય આધાર હજો
છેવટની આગ બનવા મોર
માણસમોંઢે ઓચરેલા
અંધારિયાં કુંડાળાંને ઢાંકતા એક ટાઢા વેણનો

એક અચળ બેટનો
દાદાજીના ખોળા જેવા
અખંડ થીર સરવરના જળનો

## કર્ણ

ફળ તો પાકી ગયાં છે કૃષ્ણ
બસ વેડવાનાં બાકી છે
હવે વળી વસંતને તેડવાની શાને ?
ફરી કલમ રોપીને કયો નવો બાગ ચીતરવાનો ?
કઈ નવી વાડીને ગેડવાની ?

જાકારો દેતા તંગ અસહાય સાથળથી
ધકેલાઈને નોધારા ભટકી
કાચા ફળની જેમ બટકી
ક્યાંય ન જંપેલી આ ખાટી તૂરી જાતને
કેટલીય હારજીતમાં વારેઘડીએ ઝળકી ભુંસાઈ
આખરે થાકીને આશરો લેવા
એક વેળ આઘેથી નોતરતા આગના ભડકા જેવા
પણ હવે ઢીલા કંકોળા સાથળ વચ્ચે
ઢળીને ઠરીઠામ થવાની આ દશા નથી
માગશરમાં ઝાંખા પડતા સૂરજની ટાઢમાં કૃષ્ણ દાવાનળની હૂંફ જોઈએ

બહુ વેઠ્યું છે તારી જ જેમ
પણ તારા કરતાં ય ઝાઝી ઋતુ દીઠી છે
હોવું એક ને થઈને રહેવું કાંક બીજું
એ તો તુંય જાણે છે
વણઓળખ્યા લોહીનું સગપણ તો આપણુંય છે
પછી તો તું જાણે જ છે
કે હવે આ હાડનાં કળતર યાજ્ઞસેનીની કોખમાં નહીં સમાય
હવે તો ખપે છે સદાયની ભુખાળવી ભઠ્ઠીનો આંખ મિંચાવી દેતો ભડભડાટ

સૂરજે સરજેલો કૂણો ફણગો
જડ ગાંઠાળો જરઠ લાકડાનો લોથિયો થયો છે
હવે તો બળવાનું જ બાકી છે કૃષ્ણ
એવા અનર્ગળ યજ્ઞમાં
જ્યાં હોમાતું જશે
વિધાતાએ તરછોડેલું અવગણેલું નકામું નરસું નસાર નપાવટ
પહેલેથી જ નક્કી કરીને નાશવાનું સમસ્ત

પણ નિયતિએ નાકારેલું વળી ફરી હારીનેય
રાતના ખોળામાંથી રવડ્યે જતા સૂરજના તડકામાં ભળી
હઠથી ફરી
કૂંપળની લીલી આંખમાં પ્રાણનો રવ થઈને પાંગરશે
ને અંધારે અંધારે પડઘાતું રહેશે કૃષ્ણ એનું એ જ નામ

રોકવાનું તો તારાય હાથમાં નથી હવે

## યુધિષ્ઠિર : પ્રતિચિત્ર

એક કોરો કાગળ લો
જમણા હાથ પાસે નીચલા ખૂણે પોતાની સહી કરી રાખો
જેથી કશું ગેરવલ્લે ન જાય
ચારે બાજુ સરખે સરખો હાંસિયો રાખી ચોકઠું દોરો
જેથી પહોંચ અને મરજાદ બેઉ સચવાય
હવે આંકો
આકાશ ક્યાં હશે ધરતી ક્યાં હશે એ મનોમન ધારીને
એક લીટી

પછી આકાશમાં ઊગતો આથમતો કે ભરી બપોરનો સૂરજ
નીચે કૂવો વહેળો નદી દરિયો
માટીની ઢગલી કે ટેકરી કે પર્વતો
પાણીમાં હોડી વહાણ કે આગબોટ
માથે હવાની ગમગત દેખાડતો વાવટો કે ધુમાડો
ઝાડ ઝૂંપડી મકાન ગલી

સાઇકલ ચલાવતો કે પતંગ ચગાવતો છોકરો
ઊડતાં પંખી કે મોટી ચાંચવાળા વિમાનની બારીઓમાંથી
હથેળી લંબાવી આવજો કહેતાં લોકો
દોરતાં આવડે તો મોટર ટ્રેન આગનો બંબો
ચોક વચ્ચે ઊભેલો જમણો હાથ ઊંચો ડાબો સીધો વાળો  સિપાઈ
લાલ પીળા કેસરી ભૂરા લીલા કાળા મીણિયા ચાક લઈ
જે કંઈ પણ ધોળું દેખાય એને રંગથી ભરી દો

અને છતાંય જગા બચી હોય
તો
ગંમત માટે ચીતરો એક ભૂલું પડેલું હરણ
કૂણા કાન  પાતળા પગ  ફૂલેલાં નસકોરાં  નકશીદાર શિંગડાં
રૂપાળાં ચકરડાં જેવી પહોળી આંખો  નાજુક પાંપણની ફરતા વાંકડિયા વાળ
રૂના ગાભ જેવું ધોળું પેટ  ચોથ પાંચમના ચાંદ જેવું પટપટતું પૂંછડું
ને પીઠે સોનેરી વરખ ચોપડી કલદાર રૂપૈયા વેરાયા હોય
એમ આભલાં ચિટકાડો
હરણ હવે એવું આબેહૂબ કે હમણાં જ ઠેક દેતુંક કાગળમાંથી ભાગી જશે
એ પહેલાં એની ખાલ ઉખેડી નાંખો કોઈનું કંઈ સાંભળ્યા વિના
ફરીથી ખાલ ઉખેડી નાંખો
એક હરણની બે હરણની સો હરણની હજાર હરણની બધાં જ હરણની
કાળા હરણની ધોળા હરણની
વાઘની ચિ ાની દીપડાની
રીંછની બિલાડીની પોપટ હોલા ચકલી કબૂતરની
ઝાડની છાલ ઉઝરડી નાંખો સુખડ અગરુ દેવદાર સાલ બધાંયની
પર્વતની પીઠ ઉઝેરી નાંખો
મેદાનોમાંથી ઘાસ જોડે ઘોડા ઉતરડી નાંખો
વાછરડાંને આંચળથી આંચકી
છોરીઓને માની છાતીથી તાણી
ગાંસડે પોટલે બાંધી પોઠની પોઠ ભરી
સાહેબના દરવાજે હાથ જોડી ભેટ દેવા
કતારમાં ઊભા રહો

સાહેબ ઓ સાહેબ !
 આ બધી લૂંટ ખજાનામાં ભરી

હઈડે હરખ સમાતો ન હતો ત્યારે સાબજી
તમને ખબર હતી કે
વગર હાંસિયાળા પાને પાને
આ હરણ વન નદી પર્વત આકાશ સૂરજ હવાઓ
જાતજાતના રંગથી ચીતરતાં હતાં
તમને ?
હજારો લાખો કરોડો વરસો પહેલાંથી તમારું નામ લખી રાખીને !
કે કંઈ ગેરવલ્લે ન જાય !

જઈને ગોઠવાવું છે એ ચિત્રમાં ?

મન તો વાર્યા કરે
પણ મનાવી લેવાય
માંહ્યલાની મનાઈ છતાંય બની બેઠા ને બાદશાહ સાહેબ ?
બસ આ તો લસરપટ્ટી છે
રાશ વિનાનો ગાંડો દારૂડિયો ઘોડો
કેશવાળી ઝાલવાતાણવા જશો એવડા જ જોરથી ભાગ્યે જશે
ને છેવટે જે થવાનું થશે જ

તો પછી આકાશ ધરતી આગ પાણી વંટોળ સૌને એક કરી દેવા
પેલા ચિત્ર સાથે એક થઈ જવા
લસરાવી દો આ ઝાલી રાખેલો પાસો

## યુધિષ્ઠિર : પ્રતિબોધ

ક્યારથી
વન બોલાવે
વાટ જુએ છે
ભમરા પોપટ મોર બપૈયા
પલાશ ચંપા કરેણ જુહી કદંબ
દાડમ બોર જાંબુ સીતાફળ કેરી ફણસ
તાડ સરુ સાગ સાલ સીસમ વડ પીપળ
સસલાં હરણાં રીંછ વાંદરા વાઘ સિંહ અજગર હાથી

સૂતાં જાગતાં વીટળાયા કરે છે કોઈ ઘેનભર્યા લયની જેમ
કુંડાંમાં પાંદડાં ફરકે આંગણે સજવેલા ઘાસ પરથી કોઈ સરકી જાય
પછીતના વાડામાં સુતારિયા બોલે  ફુવારામાં કોઈ ડબકોળાયલું હોય એમ પડદા ફફડે
અને ઓટલે વેરાયલા દાણાની આસપાસ પાંખ ઝટકાવતાં પીંછાં પસારતાં
ચપચપ ચાંચ વાંકી ડોકે એકટશ આંખે
એકમેકને હડસેલતાં કબૂતરની જેમ
સભારણાં ઘેરી વળે

બાપને ખભે બેસી
વાદળાંને અડવા જતી નાનકડી હથેળીઓ  હરણાંને પંપાળતી હોય તેવી
કાંકરા તાકી ખિસકોલીઓને નસાડવાની મોજ
ગોફણથી પાડેલાં ઊંચી ડાળનાં ફળની છાંયડે બેસીને તૂરીખાટી મીઠાશ
ખરેલાં પાંદડાં પર સરી જતા પવનના સુસવાટમાંથી નોખો તારવેલો રાનપશુનો શ્વાસ
સાંજના આકાશના રંગ સેળભેળ સરોવરની સપાટી પર
અને મમરા વિખેરતાં ઝુંડઝુંડ ભેગી થઈ જતી અલગ અલગ રંગની માછલીઓ
દેખી થતાં આખે અંગે ગલગલિયાં
દોટ મેલીને ઝાલેલાં સસલાંની પોચી સુંવાળી હાંફળી ગરમાશ
હથેળીમાં હિમતભેર પકડી રાખેલા સાપનો ટાઢો સવળાટ
જ્યાં સવાર થતાં ચકલી કાબર સૂડા ઝબકાવી જગાડે
કોયલના વારંવાર ચીટિયાથીય ચસે નહી તે બપોરોમાં આકાશ જેવડી
આછી નીંદર ઘેરાય
ને તડકો નમ્યે ધૂળ ઉડાડતાં ભાભરતાં ઢોર આથે પોતાને ગામ પાછાં વળે
અને જાણ પણ ન થાય એમ જોડાજોડ બાપ નીકળી પડે
હથેળીની પાંચ ફેલાયલી આંગળીઓને છોડી ખોવાઈ જતી મુઠ્ઠીની જેમ
છતાંય છાતીએ ધરી રાખતું આખે આખું અકબંધ રહે તે
વન
બોલાવે

અહી કબૂતરિયા આકાશને ડોકવા ય ન દે એમ ઘેરી વળેલા ધોળા બગલા જેવા ઊંચા ઊંચા મહેલ
પાળેલા પોપટ જેવા બાગ
હોજમાં છબછબતાં નકલી ઝરણાંને છાનાં કરી દેતા રથોના ઘમરાટ
ડાળપાંદડે સીટી મારી કૂદતા પવનને હંકારી દેતી હાવળો
ને વાદળાંને ઢાંકી દેતા પહાડી પડછાયા જેવા હાથી
હસ્તિનાપુર કે ઇન્દ્રપ્રસ્થ ફેર શો છે ?

હજી હમણાં જ નિચોવાઈ છોલાઈ વીંધાઈ ખોદાઈ દઝાઈ વહેરાઈ વધેરાઈને આવ્યું હતું
વન
ચામડાં પીંછાં રેશમ અગરુ ચંદન મધ સોનું હીરા માણેક થઈને
ઘોડા ખચ્ચર ગધેડા ઊંટ હાથીની પીઠે ગાંસડે પોટલે બંધાઈ
અજાણી બોલીમાં આજીજી કરતા બેડી જકડ્યા ગુલામની જેમ
નજરાણું થઈને જે આવ્યું તે લુંટાવ્યા પછીય ઝાઝું બચ્યું
હજી ભરી રાખ્યું ભંડકિયે
રાતબેરાતે ઘુરકિયાં કરતું હશે જંગલી રીંછના બચ્ચાની જેવું
અને મનોમન એક નિ:શંક બીક રહ્યા કરે છે એવી
કે બચ્ચાને ગોતતી માની જેવું
એક દિવસ આખેઆખું
ખોંખારતું ગાજતું જડબાં વકાસી દાંત ભચડતું
તગ તગ આંખે છીંકોટા મારતું ન્હોરીલા પંજે છાતી ઠોકતું
પથરા ગબડાવતું ઘાસ ઉખેડતું ઝાડનાં મૂળિયાં હચમચાવતું
લોહીતરસ્યું
વન
આ નગરમાં ફેલાઈ તો નહીં જાય ને થઈને રણ !
(આને મનની બીક માનું કે અંતરની ઊંડી હોંશ ?)

થડમાં સંતાયલી હોડી
અદીઠ પાણીને સાદ દે કે આવું છું –
હું આવું છું
વન !

સહેલું તો નથી
નાળ કપાતાં ગળફાળે ગળે રાડારાડ વલવલતા
બાળને ફૂલે ધોલ મારીને રાજી થાય દાઈ
પણ વળી ફરી નાળે બંધાવાની વેવલાઈ
દુનિયાને કેમ સમજાવાય ?
ન જાણનાર તો ઠીક જાણતલ પણ કહેશે ને પંઢ ?
જાણું છું

ને જાણું છું કે બધુંય ખોયા વિના
વહાલાંને અળખામણા થયા વિના

સ્હાય કરનારાંને તાણીને ભેળાં ડુબાડ્યા વિના
આળવણને થાળે માન નામ ધરમ લાજ ઉતારીને ઠાલવ્યા વિના
રજસ્વલાના એકલહટ્ટી બીજની જેમ
આશરો દેતી કોખનાં ભીતર ઉતરડ્યા વિના
પાછું નહીં ફરાય

હવે અચોકસાઈઓમાંથી જીતવાની છે
કાંચળી ઉતારવા સાપે ગોતેલા છીંડાની જેમ
એક સાંકડી ક્ષણ
જેની પછવાડે રહી જાય જૂની
મૂક હતપ્રભ નિશ્ચેષ્ટ છોલાયલી જાત
ને સામે
અપરંપાર સંવેદના-વેદનાનો અફાટ વિસ્તાર

સળવળે છે આ હથેળીમાં
સાપના જેવી નિષ્પલક આંખવાળો
આ
પાસો
આ
આવું છું
વન !

## યુધિષ્ઠિર : પ્રતીતિ

આ ડરામણી આજ
તો કોઈ ઓથારનો ઓછાયો માત્ર છે
મેં તો આવતી કાલને જોઈ લીધી છે
જ્યારે જેનો કોઈ અર્થ નહીં રહ્યો હોય
તે બધું જ મળી ગયું હશે

ખરેખર અર્થ તો ખોવાયું એનો હતો
રાજથીય ઝાઝાં મોલ લાજનાં હતાં
૨ થોડું પામવાને વેઠ્યું'તું ઝાઝું

પણ ભેળાભાણે ભાગમાં મળેલો
લૂખા રોટલાનો ટુકડો મીઠો હતો
પાણીમાં ટાઢક હતી
હથેળીમાં હૂંફ
આંખે ઝળાંમળાં
ને હોઠે મધ
સોડે સોડમ ને કોખે ફળ
નબોજ નીંદર
જેવું જ માતબર ક્યારેક તો આવનારું અબોલ મોત –
– મળે એ પહેલાં જ દેવ કે દૈવની ઉશ્કેરણીથી વણસમજ
પરબોલીના મબલખ અઢળક પારાવાર શબ્દો
હડપગળવાને આદરું
બૂકડેબૂકડા સોના ચાંદી હાથી ઘોડા રથ દાસદાસી હરણાં
આફરો ચડે તોય ઓજરે ઓરાતાં જાય
ને કોક અરીસાની જેમ જોતું રહે
ઓડકારઊલટીમાં વસમી વાસ ખાલહાડની
તે છતાંય થોભ નહીં
એટલે જ લલચાવતા અરીસે દેખાતાં આંધણ લૂંટવા જાઉં
પછડાતાપડઘાતા પાસાની જેમ રવડતાં રવડતાં
નાક કપાળ ટિચાય નશો ઊતરે
ને સંભળાય પડછાયામાં પરબોલીના મતલબ
હવે જાણું કે
સોનું રૂપું હીરા મોતી મહેલ મિનારા જેવા વરતાતા બોલ
તો હતા ભૂંડી ગાળ
અને હવે અરથવિખૂટી માંબોલીમાંય
રોટલાનો સવાદ કડવો
હથેળી ભાલાળી
સોડમાં અંગારા
ને કોખ વાંઝ
પછી રાજ મળે તોય લુંટાયલી લાજ
લોહીના દરિયા ઉઘલાવ્યા છતાંય ઊજળે વાન પાછી મળવાની નથી
અને આગ તો અરીસાની બેઉ કોરે લાગે
એક પા કાંઈ બચે નહીં તો બીજી પા શું ઊગરે ?
હવે ઘુવડ ગીધ શિયાળ ને ચૂડેલો નાચે

ગાયને પેટ ડુક્કર ને ઘેટાને પેટ વરુ
ડાંગરને છોડ બંટીના ડોડા ને આંબાની ડાળે કચોરા
અસ્તરા જેવાં પાન ને ખાંડાં જેવાં ઘાસ
પંખીચાંચે તીર ને મચ્છીપૂંછે લહાય
લોહી પરુના કૂવા ને ધગતા કાચની નદી
કાંકરા વરસતાં વાદળ ને વિષ્ટા વેરતા વાયરા
ચાંદ વિહોણી રેણ ને તેજ વિનાનો ભાણ
આઠ વરસની ગાભણી છોડી વિયાતાં વેંત
માની જ આબરૂ ચૂંથતા નવજાત
રૂંવાડે રૂંવાડે રોગ ને સવાસે સવાસે મોત
આ દેખી
બાઝે છાતીએ જે ઠડ ઠડ
એની સામે કપાતી જતી કરોડો જીભે બોલ બોલ કરતા મોતનું ઘોંઘાટિયું ઘમસાણ
લાગે મુંગાના ગળમાંથી બહાર ન પડેલા ઊંહકારાનો સૂનકાર

અને એ થડકાર
જેનો પાતળોય પડઘો નથી તે આવતી કાલ મેં જોઈ છે.



## દલીપ કૌર ટિવાના કૃત 'કથા કહો ઉર્વશી'

•

પંજાબી સાહિત્યમાં છેલ્લા ઘણા વખતથી જે ત્રણ સ્ત્રીઓનાં નામ ખૂબ આદરથી લેવાય છે તેમાં અમૃતા પ્રીતમ, દલીપ કૌર ટિવાના અને અજિત કૌરનો સમાવેશ થાય છે. અમૃતા પ્રીતમનાં સાહિત્યથી ગુજરાતી સાહિત્યરસિકો ખાસ્સા એવા પરિચિત છે, અજિત કૌર મોટાં શહેરોમાં ઉપલા મધ્યમ વર્ગની સ્ત્રીઓની યાતનાઓને આલેખે છે, દલીપ કૌર ગ્રામ્ય સમાજના વિષયવસ્તુઓ અને પાત્રોને આલેખતાં આલેખતાં પુરુષો દ્વારા શોષિત નારીઓને કેન્દ્રમાં રાખે છે. ઈ.સ. ૧૯૬૭માં તેમની પહેલી નવલકથા 'અગ્નિપરીક્ષા' પ્રગટ થઈ હતી અને ત્યાર પછી લગભગ પચીસેક નવલકથાઓ પ્રગટ થઈ છે. ઈ.સ. ૧૯૯૯માં પ્રગટ થયેલી 'કથા કહો ઉર્વશી'ને આ વર્ષે કે.કે. બિરલા ફાઉન્ડેશન તરફથી 'સરસ્વતી સન્માન'થી સ્વીકૃતિ આપવામાં આવી છે. તેમની આત્મકથા 'નંગે પૈરન દ સફર' ગુજરાતીમાં પણ અનુવાદિત થઈ છે.

પાંચ ભાગમાં વિભક્ત 'કથા કહો ઉર્વશી' ત્રણ પેઢીઓની કથાને તાગે છે, આ પાંચે ભાગ એક રીતે સ્વતંત્ર છે અને બીજી રીતે પરસ્પર સંકલિત છે.

પહેલો ભાગ 'કથા કાલે કોહન દે' (કાળા માઈલોની કથા)માં નાયક દેવીન્દરની પ્રણયકથા, ભગ્ન દાંપત્ય, તેના સંઘર્ષો અને છેલ્લે તેના આત્મઘાતની વાત માંડે છે. પિતાની છત્રછાયા વિનાના ગર્ભશ્રીમંત કુટુંબમાં દેવીન્દર તેની માની છત્રછાયા નીચે મોટો થાય છે. મા શાણી છે, સમય પ્રમાણે પરિવર્તનને સ્વીકારનારી છે. મોટી બહેન કુલદીપ પંદર વર્ષ મોટી છે, કૉલેજમાં ભણાવતી કુલદીપ ઘરને માર્ગદર્શન આપે છે. સૈન્યમાં જોડાયેલો દેવીન્દર ખ્રિસ્તી યુવતીના પ્રેમમાં પડે છે, પણ એક અકસ્માતમાં આ યુવતી મૃત્યુ પામે છે, અને દેવીન્દરના હૃદય પર ન રુઝાય એવો ઘા થાય છે પણ તેને લગ્ન તો કરવું પડે છે. તેની બહેન શહેરના મધ્યમ વર્ગમાંથી બિન-જાટ કન્યા સાથે તેના લગ્ન ગોઠવે છે અને અહીંથી

તેમના દાંપત્યજીવનની કરુણ કથનીનો આરંભ થાય છે. સાસરિયાને તિરસ્કારતી અલકા દેવીન્દર ઉપર બધી રીતે પોતાનો અંકુશ જમાવવા મથે છે. દેવીન્દરને બે પુત્ર થાય છે, પણ હવે તે મોટે ભાગે દારૂના નશામાં રહે છે. તેની મા બેજી નમતું જોખતી રહે છે અને મૂગે મોઢે પોતાના દીકરાનો વિનાશ જોયા કરે છે. બીજી દીકરીઓના લગ્નજીવન પણ સુખી નથી. કારકિર્દીના પ્રશ્નો, છિન્નભિન્ન કુટુંબજીવનને પરિણામે પતિપત્ની એક એક સંતાનને લઈને છૂટા પડે છે. મોટો દીકરો અંગદ બાપનાં કુટુંબીજનોને ચાહે છે, નાનો અરવિંદ માના કહ્યામાં છે. કોઈ પણ રીતે સમાધાન શક્ય ન બનતાં દેવીન્દર આત્મહત્યા કરે છે. આને પરિણામે અલકા સાવ એકલીઅટૂલી થઈ જાય છે, દીકરાઓ પણ દૂર થઈ જાય છે, પણ પૈસા પરનો અંકુશ તે છોડતી નથી, દીકરાઓના ભણતર માટે નાણાં ખરચવા તે તૈયાર નથી.

'કથા કલિયુગ દી' નામના બીજા ભાગમાં વિધવા અલકાની કથા છે. હજુ ભારેલો અગ્નિ મનમાં છે, કૉલેજના આચાર્ય સાથે ઘરોબો બંધાય છે, પણ ભૌતિકતાપરાયણ જીવનદૃષ્ટિ તેને ખલાસ કરે છે, તે વધુ ને વધુ એકલવાયી થતી જાય છે; અંગત ઘર છોડી દે છે, અરવિંદ આત્મહત્યાનો પ્રયાસ કરે છે અને છેવટે ઘર છોડી દે છે. કુટુંબીજનો તેની શોધમાં, તેના મૃત શરીરની શોધમાં બધે ફરી વળે છે. એ દરમિયાન અલકાની ભત્રીજી સપના એની સાથે રહેવા આવે છે, અલકા સાથે લગ્ન કરવા માગતા પ્રિન્સીપાલ હવે સપનાને પોતાનો શિકાર બનાવે છે, અલકા માનસિક સમતુલા ગુમાવે એ પહેલાં સપનાને અને પોતાના પ્રિયતને ઝેર આપવાનો પ્રયત્ન કરે છે.

'કથા અન કહી' દેવીન્દરના મોઢે રજૂ થાય છે. તે પોતાના અપ્રગટ વિચારો આલેખે છે, ભૂતકાળના પ્રસંગો અને વર્તમાનને તે વાગોળે છે. ચોથો ભાગ અરવિંદની ડાયરીનો છે, તે ફોઈ કુલદીપના હાથમાં આવી છે, એ જાણે પોતાના પિતાને સંબોધીને છે, એ કદી વાંચવાના નથી એ જાણવા છતાં. તે તટસ્થ ભાવે પોતાના સ્વજનોનું, પોતાનું મૂલ્યાંકન કરે છે. પ્રેમ અને સલામતીની શોધમાં નીકળેલા આ માનવીને કોઈ સુખ મળતું નથી, એટલે છેવટે તે સંન્યાસી બની જાય છે.

છેલ્લો ભાગ 'કથા કાલ અકાલ દી'માં અરવિંદ અને તેના ગુરુ વચ્ચે માનવીય સંબંધો વિશે, સુખની ચંચળતા વિશે, જીવનમરણનાં સ્વરૂપ વિશે ચર્ચાવિચારણાઓ થાય છે. બાર વર્ષ પછી તે પોતાને ઘેર પાછો આવે છે, તેના જીવન સાથે સંકળાયેલી ત્રણ સ્ત્રીઓને મળે છે, તેની ગાંડી માએ તેને ઓળખી કાઢ્યો, તે જેની સાથે પરણવાનો હતો તે શાલિનીએ લગ્ન કરી લીધું છે, દીકરાનું નામ અરવિંદ છે અને કુલદીપ ફોઈ. પણ ફોઈ તેને આશીર્વાદ આપીને પાછો જવા દે છે.

નવલકથાને વ્યક્તિગત ભૂમિકાએ આરંભીને દાર્શનિક પીઠિકા સુધી વિસ્તારવામાં આવી છે. લગ્ન અને કુટુંબ જેવી સંસ્થાઓની જાણે સમીક્ષા પણ થાય છે, એ રીતે માનવજીવનનાં ઘણાં પાસાં અહીં આવરી લેવામાં આવ્યા છે. અહીં વિવિધ કથનપરંપરાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. દરેક વિભાગમાં કથન કરનારા અને વાચકના સંબંધો બદલાતા રહ્યા છે, પહેલા વિભાગમાં મૂળ કથા છે. બીજામાં માનવચિ ાનું,

તેના એકાંત અને શોકનું કથન છે. ત્રીજામાં અપાર્થિવ જગતમાં જઈ પહોંચેલા માનવનું આત્મપરીક્ષણ છે, જ્યારે ચોથામાં યુવાન ચિ ાની સમસ્યાઓ છે, જ્યારે પાંચમામાં લાચારી અને જિજીવિષાની કથા છે. અહીં જે સ્ત્રીઓનાં નિરૂપણો થયાં છે તે પણ લાક્ષણિક છે. નવલકથામાં સ્થળ સતત બદલાતું રહ્યું છે – મદ્રાસ, પતિયાલા, હિસ્સાર, ફરીદકોટ, બંગલાદેશ, મુંબઈ, ચંદીગઢ... વિવિધ ધર્મ, સંપ્રદાયો, માન્યતાઓ આ રીતે આલેખાતાં રહ્યાં છે, સાથે સાથે હિંદુ, શીખ અને ખ્રિસ્તી જેવા વિવિધ સંપ્રદાયોમાંથી પણ આપણે પસાર થઈએ છીએ.



એક રીતે જોવા જઈએ તો અહીં સ્ત્રી દ્વારા કથા લખાઈ હોવા છતાં એ સ્ત્રીકેન્દ્રી બની રહેતી નથી. સ્ત્રીનો સ્વાર્થ આખા કુટુંબને કેવો બરબાદ કરી નાખે છે અને એક પુરુષના જીવનને કેવી રીતે નરકમાં ધકેલી શકે છે તેનું આલેખન પૂર્વગ્રહ વિનાની તટસ્થતા સૂચવી જાય છે. સાથે સાથે આલેખન કરવાની રીત એવી અપનાવવામાં આવી છે કે દરેક વ્યક્તિ – ગમે તેટલી દુર્જન પુરવાર કેમ ન થઈ હોય – પ્રત્યે વાચકના મનમાં સમભાવ જાગે છે. એક કુટુંબ કેવી રીતે છિન્નભિન્ન થઈ જાય છે તે જુદા જુદા દૃષ્ટિકોણો વડે આપણને બતાવવામાં આવે છે. અને છેલ્લે અરવિંદ પોતાને ઘેર જઈને સ્વજનોને મળે છે, આંખોમાં આંસુ આવે છે અને આ બધો ઇતિહાસ પોતાના ગુરુને કહે છે ત્યારે ગુરુ એને કહે છે... 'ના-ગંગાપુત્ર, તું નિષ્ફળ નથી થયો. જો તારા પગ ન અટક્યા હોત, જો તેં પાછુ વળીને જોયું ન હોત, જો તારી આંખોમાં આંસુ ન આવ્યાં હોત તો એ તારો પરાજય લેખાત. એનો અર્થ એ થાત કે તું સાધુ નહીં, એક પથ્થર સાબીત થયો છે અને પથ્થર બનવામાં તો કશી જ પ્રાપ્તિ નથી, પથ્થર ક્યારેય કોઈને માટે કશી લાગણી નથી અનુભવતા ! એવું અસ્તિત્વ શા માટે ? જો સમગ્ર સૃષ્ટિમાં ભળી શકીએ તો જ પોતાનામાંથી પાર જવું સાર્થક લેખાય. જે સમગ્ર સૃષ્ટિમાં વ્યાપક છે એ ત વ સુધી તું વિસ્તરી જા.'

(સંકલિત)

## સમગ્ર જીવસૃષ્ટિના હિતમાં

- શુદ્ધ પાણીનો અમર્યાદિતપણે ઉપયોગ કરીને બનાવાતાં કોલ્ડ ડ્રીંકથી દૂર રહો.
- દિવ્યરત્ના વસુંધરાના સૌથી મોટા શત્રુ પ્લાસ્ટિકનો ઉપયોગ બને તેટલો ઓછો કરો.
- વાતાવરણને અસમતુલિત કરતા એરકુલર-એરકન્ડીશનરના ઉપયોગ ઓછા કરો.
- સુતરાઉ કપડાં – ખાસ તો ખાદી – અપનાવો.
- તરસ લાગે તો શુદ્ધ પાણી જ પીઓ.



જયંત પારેખ

•

**સ્વગત**

આજે 'એતદ્'નો ૧૫૦મો અંક પ્રગટ થાય છે. ખરેખર આનંદ થાય છે. સંતોષ થાય છે. સુરેશભાઈએ પહેલવહેલાં સામયિકનું સંપાદન કર્યું ૧૯૪૨માં છ દાયકા પહેલાં. ને સંપાદનની એક પ્રભાવશાળી પરંપરા શરૂ થઈ. એમણે સતત એક પછી એક સામયિકોની અવિસ્મરણીય શ્રેણી સરજી. એ શ્રેણીનો આખરી મણકો તે 'એતદ્'. એ 'એતદ્' પણ આજે ૨૪મા વર્ષમાં પ્રવેશ કરે છે. એની યાત્રા પણ અવિરત ચાલ્યા કરશે એવી પ્રતીતિથી પણ એટલો જ આનંદ થાય છે.

આ અંકને વિશેષાંક કહ્યો નથી. તો પણ ૧૫૦મો અંક એટલે ૧૫૦મો અંક. એ એક સીમાચિહ્ન તો ખરું જ ને ! એનું મહ વ, એની વિશિષ્ટતા તો જાળવવી જ જોઈએ. ને એમાં એક જ સાહિત્યકારની કૃતિઓ જ પ્રગટ કરવાનું નક્કી કર્યું.

આજે ગુજરાતી ભાષા ને સાહિત્યની આભા ઊજળી રાખવાનું પ્રશસ્ય કાર્ય કેટલાક સાહિત્યકારો કરી રહ્યા છે – એમાં દિલીપ ઝવેરીનું નામ મોખરે છે. એમનું પ્રદાન મહ વનું છે. છેલ્લાં કેટલાંક વર્ષથી એ એક વિશાળ મહ વાકાંક્ષી કૃતિની રચનામાં ઓતપ્રોત છે. એનું નામ છે 'વ્યાસોચ્છ્વાસ.' આ કૃતિમાં એમની ઉત્કટ સિસૃક્ષાનું શિરમોર સ્વરૂપ પ્રગટ થાય છે.

'વ્યાસોચ્છ્વાસ' એ મહાભારતનાં કથાનક, પાત્રો, ઘટનાઓ વિશેની રચનાઓનો એક સમુચ્ચય છે, સમવાય છે. એમાંની પ્રત્યેક રચના સ્વતંત્ર કૃતિ પણ છે તેમ જ સમવાયનું અવિચ્છિન્ન એકમ પણ છે ને એ બંને ભૂમિકાએ એનો સંનિકર્ષ કરવાનું ફળપ્રદ નીવડે એવું છે. અત્યાર સુધી દિલીપ ઝવેરીએ આ સમવાયના એકમ રૂપે કાવ્યો જ રચ્યા હતાં.

હવે એમણે નાટક પણ રચ્યું છે. આ અંકમાં એથી જ એમની મહત્ત્વાકાંક્ષી કૃતિનાં કેટલાંક અંકમ – કાવ્યો તેમ જ નાટક – રજૂ કર્યાં છે. એની સાથે સાથે આ પહેલાં 'એતદ્', 'પરબ' જેવાં સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં બીજાં અંકમનો પરિચય પણ કેળવવા જેવો છે.

'શ્વાસોચ્છ્વાસ'ની મહત્ત્વાકાંક્ષા આપોઆપ કેટલીક શક્યતા ચીંધે છે. કેટલીક વિચારણા માટેની ઉત્તેજક ને સમર્થક ભૂમિકા પૂરી પાડે છે. એની અનુપસ્થિતિમાંથી મળતાં સ્પર્શ આગવો નીવડે એવો છે. એમાં કાવ્ય ને નાટક એમ બે પ્રકારનાં અંકમ રચાયાં છે એટલે બે ભિન્ન કલાસ્વરૂપની સંનિધિ ને સાયુજ્યની શક્યતા પણ જન્મી છે. આ દૃષ્ટિએ એક વિરલ યોગ છે. કલાસ્વરૂપ બદલાય ત્યારે એનું માધ્યમ બદલાય, અભિવ્યક્તિ પણ બદલાય એમ સ્વીકારીએ તો એક જ કૃતિનાં બે અંકમ, બે ભિન્ન કલાસ્વરૂપ એવાં કાવ્ય ને નાટકની અનેક પ્રકારની તુલના કરવાનું પણ સહેજે મન થાય.

નાટક સાહિત્યનું સ્વરૂપ નથી, સ્વયં સ્વતંત્ર કલા જ છે. હું તો એમ પ્રતીતિપૂર્વક માનું છું. સાહિત્યનું માધ્યમ ભાષા છે એ નિર્વિવાદ છે. પણ નાટકનું માધ્યમ ભાષા નથી જ, ન જ કહેવાય. નાટકનું માધ્યમ તો છે અભિનયન presentation. એ અભિનયન પ્રત્યક્ષ કાર્ય દ્વારા, પ્રયોગ દ્વારા થાય. ભાષા તો આ અભિનયનનું એક અંગ માત્ર. હા, એ અંગ અત્યંત મહત્ત્વનું તો ખરું જ. છતાં અંગ એ તો અંગ જ. એમાં ભાષા કેવી રીતે યોજાઈ છે એની તપાસ કરવાથી સૂચક નિષ્કર્ષ તારવી શકાય એમ છે. કાવ્યમાં ભાષા ને નાટકમાં ભાષા – એની સિદ્ધિ ને મર્યાદા આંકી શકાય ત્યારે કેટલાક પ્રશ્નના ઉત્તર પણ મળી રહે. 'શ્વાસોચ્છ્વાસ'માં બંને કલાસ્વરૂપની આવર્તકતા જળવાઈ છે. નાટક નાટક બને છે. કે પછી માત્ર એક અંકમ જ રહે છે – આવા અનેક પ્રશ્નની વિચારણા કલાના માધ્યમ વિશે, નાટક સ્વતંત્ર કલા છે એ વિશે, ભાષાકર્મ વિશે કેટલીક વિશદતા કેળવી શકે.

નાટકમાં ભાષાના કાર્ય ઉપરાંત બીજો પણ એક મહત્ત્વનો મુદ્દો ઉપસી આવે છે. નાટકમાં કથન – narrative ને વર્ણન – description ક્યારે કલારચનાની યુક્તિ બને ને ક્યારે લક્ષણ બને. અભિનયનના અનિવાર્ય અંગ તરીકે, અંગભૂત બનીને ન આવે તો કેવું પરિણામ આવે એ તપાસ પણ ઉવેખવા જેવી નથી.

પુરાણ, મહાકાવ્ય, લોકકથા, દંતકથા, ઇતિહાસ – આમાંથી કોઈ ને કોઈ અંશને સામગ્રી તરીકે યોજીને કલાકૃતિની રચના કરવી એ કોઈ નવી વાત નથી. એની તો એક સુદીર્ઘ ને રસપ્રદ, અનેક વાર તો યુગવિધાયક એવી પરંપરા છે. સાહિત્યની જ વાત કરીએ તો ભાસ, કાલિદાસ ને ભવભૂતિ; રવીન્દ્રનાથ ને કાન્ત; જૉયસ, એલિયટ, લોર્કા ને સાર્ત્ર – કોઈ કેટલાયે પ્રતિભાશાળી સર્જકો ને એમની કૃતિઓ યાદ આવ્યા વિના રહેતાં નથી. આપણે ત્યાં આપણા સમયમાં આવું જ કાર્ય કરવાની લગની ઉમાશંકર જોશી, રાજેન્દ્ર શાહ, સિતાંશુ યશશ્ચંદ્ર, ચિનુ મોદી, દિલીપ ઝવેરી વગેરેએ દાખવી છે એ પણ આનંદ થાય એવી હકીકત છે.

આવી કૃતિની વાત કરતી વખતે અવારનવાર એમ કહેવાય છે કે એમાં મિથનો ઉપયોગ થયો છે. પણ આમ કહેવું એ બરાબર નથી. સાહિત્યકાર કથાનક-ઇતિવૃ [illegible]-નો ઉપયોગ ૬૨

કરે છે, મિથનું સર્જન કરે છે, રચના કરે છે. કૃતિની બહાર, કૃતિમાં સામગ્રી તરીકે સ્થાન પામ્યા પહેલાં ઇતિવૃ ા એ નર્યું ઇતિવૃ ા જ રહે છે; કૃતિમાં એનું મિથમાં રૂપાંતર થાય છે, સામગ્રી તરીકે યોજાયા પહેલાં ખ્યાતનામ ઇતિવૃ ામાંથી જે વ્યંજના નિષ્પન્ન થતી હોય છે એ કૃતિમાંથી એ ને એ સ્વરૂપે નિષ્પન્ન થતી નથી. નવેસરથી, નવે સ્વરૂપે નિષ્પન્ન થાય છે, કાં તો આગવી ને વિશિષ્ટ વ્યંજના રૂપે નિષ્પન્ન થાય છે. ત્યારે જ સામગ્રી તરીકે યોજાયલા ઇતિવૃ ાનું મિથમાં રૂપાંતર થાય છે. મિથના સર્જનમાં નિયામક બને છે સર્જકની ઉન્મેષશાળી પ્રતિભા, એ પ્રતિભાએ કરેલી રૂપનિર્મિતિ. આગવી રૂપનિર્મિતિ. વ્યંજનાનું અનેક સ્તરે સ્ફુરણ કરાવી શકે એવી રૂપનિર્મિતિ.

પ્રતીક ને મિથ – બંનેની રચનામાં, બંનેનાં સર્જનમાં સરખી જ પ્રક્રિયા જોવા મળે છે. હજી સુધી આપણને 'પુરાપ્રતીક' કરતાં વિશેષ અર્થવાહી શબ્દ મળ્યો નથી. કોઈ પણ વસ્તુ કે વિચાર ઇતિવૃ ાની જેમ જ કૃતિની બહાર તો વસ્તુ કે વિચાર રૂપે જ અસ્તિત્વ ધરાવે છે; કૃતિની અંદર જ એનું પ્રતીકમાં રૂપાંતર થાય છે, રચના થાય છે, સર્જન થાય છે. એટલું જ કે, પ્રતીકની રચનામાં કથાનક – ઇતિવૃ ા અનિવાર્ય જણાતું નથી. બંનેના કાર્યમાં થોડોક ભેદ વરતાય છે ખરો. પ્રતીકની વ્યંજના વ્યક્તિની વ્યક્તિ તરીકેની સંવેદનાને સ્પર્શેઆવરે છે ને એની અભિજ્ઞતા કેળવે છે. મિથની વ્યંજના સમગ્ર યુગની યુગ તરીકેની સંવેદનાને સ્પર્શેઆવરે છે ને એની અભિજ્ઞતા કેળવે છે.

કેટલાંક ઇતિવૃ ા યુગે યુગે મિથમાં રૂપાંતર પામીને વ્યંજનાના નવા નવા સંકુલનો સંચય કરે છે. આથી મિથમાં વિશિષ્ટ શક્તિ પેદા થાય છે – યુગે યુગે સંચિત થયેલા વ્યંજનાના સંકુલને નિષ્પન્ન કરવાની શક્તિ. સાહિત્યકાર વ્યંજનાના તમામ સંકુલનો સ્વીકારત્યાગ કરી શકે છે, વિનિયોગ કરી શકે છે. ત્યારે એણે રચેલું મિથ વ્યંજનાનું અક્ષયપાત્ર બની જાય છે. અનેક યુગની અનેક વ્યંજના નિષ્પન્ન કરવાની શક્તિનું અક્ષયપાત્ર. બાકી પ્રતીક ને મિથ – બંનેનું કૃતિની બહાર કોઈ અસ્તિત્વ હોતું નથી, બંનેનું જે કાંઈ અસ્તિત્વ હોય છે એ કૃતિની રચનામાં જ હોય છે.

ઇતિવૃ ા સામગ્રી તરીકે યોજાય છે ત્યારે તરેહતરેહનાં પરિણામ આવે છે. એમનું મૂલ્યાંકન સર્જકતાને ધોરણે જ થઈ શકે. કેટલીક કૃતિમાં ઇતિવૃ ાનું માત્ર કથિતસ્ય કથન જ થાય છે. એનું મિથમાં રૂપાંતર કરે એવી સર્જકતાનો ત્યાં અભાવ વરતાય છે. કેટલીક કૃતિ આવા પુનઃકથન કરતાં વિશેષ સિદ્ધ કરે છે, ઇતિવૃ ાનું પ્રભાવશાળી મિથમાં રૂપાંતર કરે છે. રવીન્દ્રનાથ, જોય્સ, સાર્ત્ર જેવાની કૃતિમાં આથી જ પ્રખર યુગવિધાયક સર્જકતાનો સાક્ષાત્કાર થાય છે. કેટલીક કૃતિમાં આટલી જ પ્રખર ને આટલી યુગવિધાયક ને છતાં આગવી સર્જકતાનો સ્પર્શ વરતાય છે. દોસ્તોએવ્સ્કી, કાફકા, કામુ, બેકેટ જેવાની કૃતિમાં મૌલિક ઇતિવૃ ા યોજાય છે ને તદ્દન નવા જ મિથની રચના થાય છે.

'વ્યાસોચ્છ્વાસ'ની આજે કે એ જ્યારે પૂરેપૂરી રચાઈ રહે ત્યારે મિથની રચનાની દૃષ્ટિએ તપાસ કરવાનું પણ એટલું જ સાર્થક નીવડશે.

એતદ્



## શિરીષ પંચાલ

•

**અને છેલ્લે**

મનુષ્યનો પગ સૈકાઓથી જે વિસ્તારમાં પડ્યો નથી એવા સૂકા ભઠ્ઠ, બરફના રણમાં જાણે વાચાહીન બનીને આપણે જઈ ચઢ્યા; સામાન્ય રીતે લખવા બેસીએ ત્યારે, કદાચ ગમે તેવા કોલાહલમાં, ગમે તેવી વિપરીત પરિસ્થિતિમાં, સહજ રીતે લખ્યે જ જતા હોઈએ છીએ, પણ અત્યારે જાણે એક વાક્ય ને બીજા વાક્ય વચ્ચે મહાવિરામ લેવો પડે છે, બે શબ્દ વચ્ચે અન્વય કરવાની શક્તિ ગુમાવી દીધી છે. અકારણ અપમૃત્યુ પામેલા કેટલા બધા લોકો તેમની સાથે સાથે આપણાય અંશોને લેતા ગયા અને એ રીતે આપણને અપૂર્ણ, ખંડિત કરતા ગયા. આ ક્ષતવિક્ષત થયેલો આપણો માંહ્યલો જે કંઈ બન્યું, જે કંઈ બની રહ્યું છે તેને સમજવા માગે છે, પણ કોઈએ મૂઠ મારીને આપણી બુદ્ધિને જડ બનાવી દીધી છે, એટલે કશું સમજાતું નથી. આપણી તરંગલંબાઈનો મેળ બહાર સાથે ખાતો નથી !

હા, આ વાત ૨૦૦૨ના ૨૭મી ફેબ્રુઆરીએ ગુજરાતમાં ગોધરા ખાતે બનેલી અમાનુષી ઘટના અને તેના પ્રત્યાઘાત રૂપે આખા ગુજરાતમાં જે અમાનુષી ઘટનાઓ જાણે રાજ્યસ ાાનું કશું અસ્તિત્વ જ ન હોય એવા શૂન્યાવકાશ ભરેલા વાતાવરણમાં બની તેના સંદર્ભે થઈ રહી છે. જે સામાન્ય જનસમાજ નિરુપદ્રવી, શાંત, મળતાવડો, સમાધાનકારી હતો તે રાતોરાત રૂપાંતરિત થઈ ગયો – આ ચમત્કાર કે પછી જેમ અંદર ને અંદર કેન્સરના કોષો સડતા ગયા હોય – બમણાતમણા થઈ રહ્યા હોય અને અચાનક શરીર પર છાપો મારે એવું કંઈ બન્યું ? કોઈ ઘટના રાતોરાત થતી નથી એમ આપણી કેળવાયેલી બુદ્ધિ તો કહે છે, યુરોપમાં વીસમી સદીના ચોથા દાયકામાં જોવા મળેલો યહૂદીતિરસ્કાર હન્ના આરેન્ડ્ટે બતાવેલું એ પ્રમાણે ઓગણીસમી સદીથી છૂપા વેશે ધીમે ધીમે ઘેરો થઈ જ રહ્યો હતો ! 

પ્રજા એકી સાથે, આટલા મોટા વ્યાપક પ્રમાણમાં હિંસક ખરેખર બની કે પછી કેટલાક અહેવાલ કહે છે એ પ્રમાણે ચુનંદા સૈનિકોએ ખેલ કર્યા અને પ્રજાના નામે ચઢાવ્યા !

છેક મહાભારત કાળથી કહેવાતું આવ્યું છે કે અહિંસા પરમો ધર્મ કે આપત્તિકાળમાં શાંતિ જ એક માત્ર ઉપાય છે પણ એનું ત્યારે અને આજેય વિસ્મરણ છે. કવિ વ્યાસ તો કહે છે કે જે મોટો છે તેના ઉપર ગુણદોષનું સમગ્ર ઉ ારદાયિત્વ રહેલું હોય છે, એના ઉપર બીજાઓનું વાસ્તવિક હિત શું છે તેનો વિચાર કરવાની જવાબદારી છે. આ સ્થળે વ્યાસની અને સાર્ત્ર જેવાની અસ્તિત્વવાદી વિચારણા એકબીજામાં ભળી જતી લાગશે. વાસ્તવિક સંદર્ભને ધ્યાનમાં રાખીને જો આ મોટાની વ્યાખ્યા કરવી હોય તો કહી શકાય કે રાજ્યતંત્ર, વહીવટીતંત્ર, ન્યાયતંત્રના હાથમાં સ ા છે, સ ાને કારણે તેમનામાં મોટાઈ છે અને એ મોટાઈ નાનામાં નાના માણસની ગરિમા અખંડ રાખવાથી જ સિદ્ધ થઈ શકે, અન્યથા નહિ. એ ગરિમા અખંડ રાખનાર રાજવીને કોઈએ શાપ નહિ આપવો જોઈએ એવું એક પાત્રના મોઢે વ્યાસ કહેવડાવે છે. 'રાજા રક્ષા ન કરી શકે તો આપણને દુઃખ થાય, રાજા વિના નિત્ય વ્યવહાર, ધર્માચરણ સુખપૂર્વક થતાં નથી. જે દેશમાં રાજા ન હોય ત્યાં અનેક પ્રકારના દોષ જોવા મળે છે. ધર્મની મર્યાદા ત્યજીને ઉચ્છૃંખલ બનેલા લોકોને રાજા જ દંડ આપે, દંડથી ભય જન્મે છે, ભયથી તત્કાલ શાન્તિ. જેને ચોર વગેરેનો ભય છે તે ધર્મનું અનુષ્ઠાન કરી શકતો નથી.' વગેરે વગેરે. એટલે શાસક પક્ષ પોતાને અંતર્ધ્યાન કરીને બધાં સૂત્રો બીજાઓને સોંપી દે એ શાસકના હિતમાં નથી, પછી દેશહિતમાં તો હોય જ ક્યાંથી ?

અત્યારે એક બીજો અનુભવ પણ થયો. આપણે સાવ એકાકી છીએ એની પ્રતીતિ થઈ ગઈ, બીજાઓ જે ભાષા બોલે છે તે આપણને સમજાય છે પણ આપણે જે ભાષા બોલીએ છીએ એ બીજાઓ સમજી શકતા નથી, સમજવા માગતા નથી. ઇતિહાસનું અનધ્યયન એ આપણા ભણેલાગણેલાઓની કટેવ હોય તો પછી સામાન્ય માનવીને તો શું કહેવાનું ? ઇતિહાસ વાંચીએ; ગાંધીજી, સરદાર પટેલ, આચાર્ય કૃપાલાની, જવાહરલાલ નહેરુ વગેરેનાં આત્મકથાનકો-જીવનચરિત્રો વાંચીશું તો કેટલીક ઘટનાઓનાં મૂળિયાં ક્યાં છે તે સમજાશે.

એક સ્પષ્ટ વાત તો એ છે કે સાંપ્રદાયિકતા-બિનસાંપ્રદાયિકતાની જે વિચારણાઓ આપણે ત્યાં પ્રચલિત થઈ એમાં જ ક્યાંક મૂળભૂત વાંધો હતો. કોઈ ધર્મના અનુયાયી થવાથી, એની જાહેરાત કરવાથી બિનસાંપ્રદાયિકતા માટે બહુ મોટો ભય ઊભો થઈ ગયો છે એમ માનવું સરાસર ખોટું છે. આપણી ધાર્મિકતા કોઈ પણ રીતે બીજાની ધાર્મિકતાની આડે ન આવવી જોઈએ એટલી સાવ સીધીસાદી વાત ભુલાઈ ગઈ. વીસમી સદીના બીજાત્રીજા દાયકાથી જ એક ઝેરીલું-ડંખીલું વાતાવરણ પાંગરવા માંડ્યું હતું અને એ આપણા સમયમાં અનેકગણું વકરી બેઠું. બધા જાણે આ પ્રદૂષણ વધારવાની સ્પર્ધામાં ઊતર્યા હતા.

'એ લોકોએ આપણી દુકાનો નથી બાળી એવુંય નથી.' – (અહીં એ લોકો એટલે લઘુમતિ અને 'આપણી' એટલે બહુમતિની): આ વાક્ય કોઈ લારીગલ્લાવાળાનું નથી, એ મારા તમારા જેવા બુદ્ધિશાળી, સંવેદનશીલ સર્જકોવિચારકો બોલતા થયા છે, એટલે પેલી

વિભાજક રેખા કેટલે બધે ઊંડે જાણેઅજાણે જઈ પહોંચી છે એનો ખ્યાલ આવશે.

હું કોઈ પણ ધર્મસ્થાને ન જતો હોઉં અને છતાં આસ્તિક હોઈ શકું. એવી જ રીતે હું કોઈ ધર્મસ્થાને જતો હોઉં છતાં સાંપ્રદાયિક ઝનૂન વિનાનો હોઈ શકું. આવી સૂઝસમજ રાજકારણીઓ જાણતા ન હતા એવું નથી, પણ જાનામિ ધર્મમ્ ન ચ મે પ્રવૃત્તિવાળી દુર્યોધની વૃત્તિ જ દૃઢ બની ગઈ. ઇબ્સનનાં 'ઘોસ્ટ્સ'માં આવે છે તેમ આપણા પૂર્વજોનાં પાપ વારસામાં આપણે મેળવ્યાં, દરેક દાયકાએ એ પાપને ભૌમિતિક શ્રેણી અનુસાર વિસ્તાર્યાં. તસુભર જમીનોય જાણે એ પાપ વિનાની ન રહી.

આ દિવસો દરમિયાન એક બીજી વાસ્તવિકતા પણ નજરે ચઢી. જે શિક્ષિત વર્ગ છે તેનું માનસ પણ બદલાઈ ગયું – પ્રશ્ન એ થાય છે કે આ પરિવર્તન શાને કારણે ? કદાચ આ બધાના મૂળમાં ભ્રષ્ટ થઈ ગયેલું રાજકારણ જવાબદાર છે. ધર્મ, રાજકારણ, અપરાધીકરણ, વિરાટ તંત્ર ધરાવતી બહુરાષ્ટ્રીય કંપનીઓનું અર્થકારણ, ખુલ્લેઆમ ભૌતિક મૂલ્યોની ઉપાસના કરતા-કરાવતા આપણાં સમૂહમાધ્યમો અને સમજુશાણા વર્ગનું મૌન : આ બધાંએ આમાં ભાગ ભજવ્યો છે. આ ભ્રષ્ટ-વિકૃત પરિસ્થિતિની જવાબદારી કોઈ એક વ્યક્તિ, એક જૂથ પર લાદવાને બદલે એ બધાએ વહેંચી લેવી જોઈએ. સમાજ દ્વારા આચરવામાં આવતી હિંસામાં આપણે સૌ જવાબદાર.

જે પોતાની જાતને શાસક કહે છે તેને રાજકીય ઇતિહાસમાં રસ નથી, જે પોતાને ધર્મગુરુ કહેવડાવે છે તેને પોતાની ધાર્મિક પરંપરાઓની જાણ નથી, એમાં રસ પણ નથી, છેલ્લા કેટલાય દાયકાઓથી સત્તા(પછી એ સત્તા રાજ્યની હોય કે બીજા કોઈની પણ હોય)ધારકો પ્રજાથી દૂર સરી ગયા હતા; બુદ્ધિજીવીઓ, સર્જકો, કેળવણીકારો પણ કંઈ પ્રજાની વચ્ચે તો ન જ હતા. છેલ્લાં વીસ-ત્રીસ વર્ષનાં લખાણો એકત્ર કરીને બેસીશું તો પણ આપણને આની પ્રતીતિ થશે જ. કદાચ અત્યારે પ્રજાનું કોઈ જૂથ શાણી વાતો સાંભળવા-સમજવા તૈયાર નથી, ભલે. જ્યારે આ બધા ઊભરા શમી જાય ત્યારે, બધા પોતપોતાના કામમાં પરોવાઈ જાય ત્યારે, એક દુઃસ્વપ્નની જેમ આવી ગોઝારી ઘટનાઓ બધા ભૂલી જાય હોય ત્યારે છેક ઊંડે જઈને જાતને તપાસવી પડશે, તો જ સમાજનું ભીતર પામી શકાશે, તો જ 'રોતાં ઝરણાની આંખ લોવી'તી' કહેવાની નવેસરથી હિંમત આવશે. વર્ષો પહેલાં ઉમાશંકર જોશીએ ગાયું હતું : મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત / ગૂજરાત મોરી મોરી રે. /ભારતની ભોમમાં ઝાઝેરી ગૂજરાત /ગૂજરાત મોરી મોરી રે. આજે આ ગુજરાત શોધવા જઈશું તો ક્યાંય નળશે નહિ, કોઈ લાગણીવશ થઈને બોલી પડે કે ગુણિયલ ગુજરાત, હવે તને ક્યાં શોધવી ? જો આ માત્ર ઉભરાઓ હશે તો તો કાળના પ્રવાહની સાથે શમી જશે. ગુણિયલ ગુજરાત પાછી જડશે. મૂઠીભર માણસોએ એના ઉપર ચઢાવી દીધેલાં આવરણો દૂર થશે, આપમેળે થાય તે તો વધુ સારું, પણ ન થાય તો એ આવરણો દૂર કરવાં પડે. એટલે આશા રાખીએ કે આપણે ફરી એના અસલ નૂરનૂરને પામીશું, પણ ત્યાં સુધી તો આ ગ્રહણના વેધમાં.

૯-૩-૨૦૦૨



## અનુક્રમ



મુખપૃષ્ઠ : જ્યોતિ ભટ્ટ

•


પ્રકાશન તારીખ : ૩૦-૫-૨૦૦૨

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ : ૧૫૧
વર્ષ : ૨૨ અંક : ૩ જુલાઇ-સપ્ટેમ્બર ૨૦૦૧

વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- ($ 5) / (£ 3 5)
આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- ($ 50) / (£ 35)
શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- ($ 100) / (£ 70)
(રકમ 'ETAD'ને નામે જયત પારેખને સરનામે જ રોકડેથી, મનીઑર્ડરથી કે ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
'એતદ્'નુ વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનુ ગણાય છે.)

લવાજમ ભરવાનું એક માત્ર સ્થળ

જયંત પારેખ
૮/ વિક્રમ જ્યોતિ (ટેલિકૉમ ફૅક્ટરી સામે)
વી.એન. પૂરવ માર્ગ
મુંબઈ-૪૦૦ ૦૮૮

સમ્પાદન, વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહાર જયંત પારેખને સરનામે જ કરવા

લેસર ટાઈપસેટીંગ
યુયુત્સુ પંચાલ, વડોદરા. ફોન. ૩૧ ૨૭ ૪૭

મુદ્રણસ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

**એતદ્‌ના ચાહકો જોગ એક વિનંતી**

અમે અંક ૧૪૯ ફેબ્રુઆરીમાં ને અંક ૧૫૦ જૂનમાં રવાના કર્યા. કોમી રમખાણ, ભારે વરસાદ – કોઈક કારણે કેટલાક મિત્રોને એક કે બીજો અંક મળ્યો નહીં. જાણ થતી ગઈ એમ અમે નકલ મોકલી છે. જરૂર પડ્યે ફરીથી આ અંકો છપાવવાની ગોઠવણ પણ કરી છે. જેમને અંક મળ્યો નથી તે સહુને વિનંતી કે વળતી ટપાલે – ઑક્ટોબરના અંત સુધીમાં તો અચૂક એની વિગત જણાવે ને સાથે પોતાનું નામ, સરનામું, પીનકોડ પણ લખે.
અંક ૧૪૯માં જણાવ્યા પ્રમાણે જેમનું લવાજમ ક્યારેય મળ્યું નથી એમને નછૂટકે 'એતદ્‌' મોકલવાનું બંધ કર્યું છે, જેમનું લવાજમ ક્યારેક જ મળ્યું છે એમને અંક ૧૫૩થી 'એતદ્‌' ન મોકલવાનું નક્કી કર્યું છે. ૨૦૦૨ના અંત સુધીમાં એ સહુ પોતાનું લવાજમ ભરી દે એવી નમ્ર વિનંતી ફરીથી કરીએ છીએ – એમને પણ અંક મોકલતાં અમને ખરેખર સંતોષ થશે.
નવેસરથી વ્યવસ્થા કરવાની તાતી જરૂર હતી; ૨૦૦૧ ને ૨૦૦૨ના અંક ૨૦૦૨ના અંત સુધીમાં પ્રગટ કરવાની નેમ રાખી હતી. પરંતુ કોમી રમખાણ, ભારે વરસાદ – આ વિઘ્નો નડ્યાં છે એટલે થોડોક વધુ વિલંબ થાય પણ ખરો. છતાં અમે એક પણ અંક માંડી વાળીશું નહીં. અમને વિશ્વાસ છે કે સહુ લેખકો તેમ જ વાચકો પૂરી આત્મીયતા ને ઉદારતાથી સાથ આપશે.

## સુધારો

આ પ્રમાણે સુધારી લેવા વિનંતી

અંક ૧૪૫-૧૪૮ વર્ષ ૨૧ અંક : ૪ જાન્યુ.-ડિસે.૨૦૦૦
અંક ૧૪૯ વર્ષ ૨૨ અંક : ૧ જાન્યુ.-માર્ચ.૨૦૦૧



હરીશ મીનાશ્રુ

•

**પદપ્રાંજલિ**

૧

સાધો, ઈક સદગુરુ ઈક ચેલા
બેયને ધડ પર મસ્તક નહીં એવા માથાનાં ફરેલા

તરણી કરી પતાસાંની
કેસરનાં તંત : હલેસાં
ક્ષીરસાગરમાં તરતી મેલી
ચલ સુરતિ, નિજ દેસા

બેય ઓગળી ગયાં ચાંદનીની આંચે અલબેલા

અહો અચંભો પામી ગુણીજન
કરે પરસ્પર પૃચ્છા
વૃચ્છને ટેકે વેલ ચઢી કે
વેલને ટેકે વૃચ્છા

બેય ચગ્યાં એવાં કે જાણે વસંતમાં વંઠેલાં

૨

સાધો, વરિયાળીની છત્રી
બારે તે મેઘાની ઊંધી વળશે બધી ગણત્રી

આજ હુજુરે માર્યો અમને
એક હજારી ગોટો
અમેય વળતો ઘા કરી ફેંક્યો
પચરંગી પરપોટો

લાખેણા જોદ્ધા બંને, બંનેનાં લખ્ખણ બત્રી

લવિંગની લઈ ગદા ઝઝૂમ્યા
ઉત્સવ આ મરવાનો
ક્ષતવિક્ષત થઈ પડ્યાં તો
અક્ષત હરિ ચડાવે પાનો

પુંકેસરની પરશુ લઈ, ચલ, પૃથ્વી કર નક્ષત્રી

૩

સાધો, શીદ જાયે વૈકુંઠા
એ નગરી તો સુખના કોઈ કુષ્ઠરોગીની કુંઠા

પ્રેમઅગન ભીતરમાં, જોગી
હો ગયા આગબબૂલા
મરદ હોય તે મહેફિલ માંડે
મરણ મહીંમશગૂલા

જેની માએ સવા શેર ખાધી હો સતની સૂંઠા

કોઈ કહે જોખી લ્યો હરિને
કોઈ કહે લ્યો પોંખી
તોલમાપની તો સૌ સૌની
હોય ગણતરી નોંખી

સચરાચરના શૂન્ય અને એકરના ચાલી' ગૂંઠા

૪

સાધો, લાયા હુકુમ હુજુરી
ઝરણાં જૈસા મરણાં, જીવણાં ઝરમર ઝૂરી ઝૂરી

અંતર તારું ઓચ્છવ સરખું
ઊડી જાય જો ઇચ્છા
પંખી સ્વયં પવન બની જાવે
યદિ વિદારે પિચ્છા

કદીક તો આ કલ્પવૃક્ષની મન સમજે મજબૂરી

ગંધસુમિરને સુખડ ઘસાતું
જાય જેમ ઓરશિયે
મઘમઘતો મુરશિદ તને નિત
ઘસતો જાય મરશિયે

આંબે બેઠા મ્હોર, તને પણ વિના મ્હોર મંજૂરી

એતદ્

નિખિલ ખારોડ

•

**બે રચનાઓ**

**વૃક્ષો**

સુકાય પર્ણો
ટપટપ ખરે.
કુમળી ડાળીઓ
શેકાતી શેકાતી
બેવડ વળે.
થડની છાલમાં
તડિયાં પડે.
પાણી બળતાં
સંકોરાતાં
મૂળિયાં સોતાં
ઊંચકાય વૃક્ષો
અને ડમરીએ ચઢે.
અથડાય-પછડાય
ફરી પાછાં ઊંચકાય
ને વંટોળિયો થઈ
ધસી જાય.

## ભણકારા

સૂનમૂન બેઠો છું
અડધી રાત્રિએ.
કંસારીના અસ્ખલિત રટણથી
રાત્રિની નીરવતા ઘેરી બને છે.
નીલગિરિના ઝુંડમાંથી
એકાએક પવન સરી જતો હોય
ત્યારે ઝૂકી પડેલાં વૃક્ષો
વીજળીના તારને
છંછેડે છે
અને ફૂટી પડે છે
ભણકારા, નીરવ રાત્રિમાં.
કંસારીના રટણની તેમાં
ભેળસેળ થઈ જાય છે
ને મને
ઘેરી વળે છે
૮ આ અડધી રાત્રિના ભણકારા.

એતદ્

રવીન્દ્ર પારેખ

•

**બે રચનાઓ**

**શોધ**

ખાબોચિયા જેવી ભૂરાશમાં
માસ્ક તરે છે
માસ્ક છે ચહેરાનાં
            સાપનાં
            પંખીનાં
એની ફરતેની ગોરાડુ જમીનમાં
આડેધડ ઊગી નીકળ્યાં છે પૂતળાંઓ
એની ડાબેજમણે
વર્તુળાતા ચહેરાઓ
ટળવળે છે માસ્ક માટે
માસ્ક ન હોવાની જગ્યા ભરાઈ ગઈ છે
પીળાશથી
એટલે ચહેરા માટે જગ્યા જ નથી બચી
માસ્કને લીધે ઓળખાતાં પૂતળાંઓ
માસ્ક માટે મરણિયાં છે
એમને એક સમયે માસ્ક હતાં
પણ એમ ધારીને ફગાવી દીધાં ભૂરાશમાં

કે નીતર્યા ચહેરાથી જીવી શકાશે
પણ ત્યાં પીળાશ જીવવા લાગી
ને જીવવાની મુદ્રામાં જ અ-ટકી ગયાં સૌ
અને માસ્ક તો માસ્ક છે
એ કંઈ થોડાં જ મરે
એ તો તરે છે ભૂરાશમાં
ને પૂતળાં તો જીવ પર આવી ગયાં છે
પણ મુશ્કેલી એ છે કે
ખસતાં-તરતાં માસ્કમાંથી
કયું પોતાનું છે તે સમજાતું નથી
એટલે ધસમસતાં આશ્ચર્યચિહ્ન થઈને
રહી ગયાં છે સૌ

## પૂતળી

ક્યારેક બહુરંગી વાઘ
તો ક્યારેક ઍકોર્ડિયન જેમ ખૂલતો મગર
સવારી કરે
કોઈ વાર ધસી આવે
કૉફીકલરના ચતુષ્કોણ ખેંચીને
સળકડીનો અજગર
ક્યારેક નાગ
સળવળે
ભૂરુંકાળું
ફેણ માંડે
સ્ત્રી પર
માણસનાં માસ્ક ખસતાં ગયાં
તેમ તેમ સ્ત્રી પણ નિર્જીવ થતી ગઈ
રંગો ઓઢતી
જાણે પૂતળી

એતદ્

ઉર્વશી પંડ્યા

•

## બે રચનાઓ

### ગાભણી

તિમિરનાં ભયાનક વલયો પાંપણ તળે સંઘરી
ચિર શાંતિમાં પોઢેલ ધૃતરાષ્ટ્રની પહોંચ બહાર છે
એના ભ્રૂણનો આકાર.
એણે તજેલાં દૃશ્યો સુધ્ધાંની એષણા
આજકાલ ચચરે છે દુઃખ પર ફરતા હાથમાં.

શાને કાજે અંધ આંખો અને અપંગ સત્તા પર ઓવારી જવું ?
શાને કાજે અવાક અભાવ હથેળીની રેખાએ આંકી
છલનામયી રાહ જોવી વર્ષોને ઠેલ્યા કરતા પ્રસવની ?
શાને કાજે આંખે તસોતસ બાંધેલા રેશમી પાટાના ગરમાવામાં
વર્ષોથી બાંધેલાં વાદળાં
ક્ષણાર્ધમાં જ ઓગાળી,
ન વહેલું રક્ત ભીતર ને ભીતર ટીપે ટીપે નિતારી ભીંજાતા રહેવું ?

દૃશ્યોની વણઝાર પડઘાતી રહે અધરાતે કુમળા પગરવમાં.
ઊઘડતી રહે આંખ ને ત્વચાની તરસ.

રાત્રિને ચીરીને પથારીની પાંગથે ઊગતું તીણું રુદન
માત્ર સાંભળી શકે છે એ.
દૃશ્યોની સાથોસાથ સપનાં પણ વર્જ્ય છે એને માટે.
એણે તજેલાં દૃશ્યોને, જગતને કે એનાં સપનાંને તાગવાનું તો
નઠોર નરપુંગવની પડખેની સંજયદૃષ્ટિનાય ગજા બહારની વાત છે.
પેટ કાપી કાચા ભ્રૂણને જિવાડવા
સુવર્ણકળશેય નથી આજે એની પાસે.
આરતના ઓચ્છવની આરાધના કરનાર
શું ફંફોસે છે થીજી ગયેલા હાથે ?
નજર આડે રચેલાં આવરણોમાં ખોવાયેલી
ઇચ્છાની, વાસનાની, હોવા-નહોવાની કેડી
શોધે ઉઝરડાતાં તળિયાં
તળિયામાં રાતી ટશરો જન્માંધનાં કષ્ટદાયી ઓધાનની
કણેકણમાં અંધત્વ ઓઢીને ફરનારથી
તો જોજનો દૂર છે એનાં કષ્ટ, સુખ ને દોહદ.

સુખાસને બેઠેલા રાજવીના હાસ્યમાંથી નીગળે દર્પનું ઝેર.
અંગેઅંગમાં વિષ ઘોળાતું રહે એ વેળા
રાત્રિનાં ભયાનક વલયો પાંપણ તળે સંઘરી
આંખ ને ત્વચાની તરસ સંકેલી
વિવશ અંધત્વ છાતીસરસું ચાંપી
એ બંને હાથે પસવારે છે કૂખ.

**કુમારિકા**

દુર્વાસાના વચનને પ્રમાણવાના સાહસે
વરદાન ખરડાયું,
અભિશપ્ત થઈ.
કયો પુરુષ ? કયા લોકનો વાસી ?

ક્યાં કોઈયે અણસાર કે એષણાથી દૂષિત હતી ?
વરદાનમાં એવું તે શું
કે વમળોથી ખળભળી ઊઠ્યાં શાંત જળ ?
ભીતરના ઝંઝાવાત નિર્દોષ હથેળીમાં ભરી
અંતરતમ ફફળતા હોઠે ઠાલવતાં જ
પ્રખર તેજથી આંજતો, બાળતો,
પ્રચંડ બળથી સઘળું ચૂરચૂર કરતો
ચાલ્યો આવ્યો તેજલોકથી ધરતી પર.
કોણ ઓજસ્વી મહાવીર ?
એના દાહે દાહે ફૂટી નીકળ્યાં નવા નક્કોર અંકુર.
રોમેરોમ મહોર્યાં ગંધરાજ ને કૈલાસપતિ.
જિરવાય નહીં એવી કાંતિ, એવો જ પાશ સહસ્રબાહુનો –
કેમ કરી અફળ કરું મંત્ર ?
ત્રૈલોક્યનું સામર્થ્ય,
પારિજાતનું લાલિત્ય –
મંદારવરણાં અંગાંગમાં સંગોપી લઉં
કોટિક બ્રહ્માંડ અજવાળતી સુવર્ણરેખ.

મારા સર્વસ્વને હજી પામું, ન પામું
ત્યાં કાંચનબાહુનો શિથિલ પાશ ફેલાવે
અવકાશમાં અનંત એકાંતવાસ.
અગ્નિભારેલ દેહ પર ઝળુંબે અંધકારના ઓળા,
નાભિમાં ગોપિત તેજનો દાહ –
એને મંજૂષામાં વહાવી દેવા
આજેય નથી હામ મારા હાથમાં.
યુગયુગાંતરનાં કુરુક્ષેત્રોના ક્યારે આવશે અંત ?
નથી સૂર્ય કે નથી સૂર્યપુત્ર.
પ્રતિપળ રચાતા ચક્રવ્યૂહોમાં
હું નિર્વસ્ત્ર ને નિઃશસ્ત્ર
એક પછી એક કોઠા ભેદની રાહ જોઉં છું
યુગાન્તના પ્રલયકારી મહામંત્રની –
પુરાકાળથી ખેડાતી અવિરામ રણવાટ થંભે
ને
હું વાસનાસોતી પામું મહાનિર્વાણ.



જુલાઇ-સપ્ટેમ્બર ૨૦૦૧

## વાલ્મીકિ

•

**કિષ્કિન્ધાકાંડ : સર્ગ-૧ : શ્લોક ૧-૪૭**

*અનુવાદ : રાજેન્દ્ર નાણાવટી*

(સીતાહરણ પછી પંપાસરોવરની રમણીયતા જોઈ રામનો વિલાપ)

કમળો, કુમુદો અને મત્સ્યોથી ઊભરાતા એ કમળતળાવે લક્ષ્મણ સાથે પહોંચીને ઇન્દ્રિયો વ્યાકુળ બની ઊઠતાં રામ વિલાપ કરવા લાગ્યા.(૧)
તેને જોતાં જ રામનાં અંગો હર્ષથી ધ્રૂજવા લાગ્યાં. પ્રેમાવશ બનેલા તેઓ સુમિત્રાપુત્રને આમ કહેવા લાગ્યા : (૨)
હે લક્ષ્મણ, પંપાની ચોપાસ આ સુંદર દેખાતા વનને તું જો, જ્યાં વૃક્ષો પણ શિખરોવાળા પર્વતો જેવાં શોભે છે.(૩)
પણ ભરતના દુઃખે અને વૈદેહીના હરણને કારણે શોકથી સંતપ્ત મને તો મનોવ્યથાઓ પીડે છે. (૪)
આ લીલું-પીળું ઘાસ વૃક્ષોનાં વિવિધરંગી પુષ્પોના ઢગલાઓથી છવાયેલું વધારે શોભી રહ્યું છે.(૫)
હે સૌમિત્રિ, વિવિધ ફૂલ-ફળ પ્રગટેલાં વૃક્ષોવાળો અને સુખદાયક પવનોવાળા આ સુગંધી વસંત માસનો કાળ પ્રગાઢ મન્મથને પ્રેરે છે.(૬)
હે લક્ષ્મણ, પુષ્પોથી શોભતાં, અને વાદળો વરસાદ વેરે તેમ ફૂલોની વર્ષા કરતાં આ વૃક્ષોનાં(રમણીય) રૂપો તો તું જો. (૭)
વિવિધરંગી વનવૃક્ષો વાયુના વેગથી હાલી ઊઠતાં ભૂમિ પર રમણીય શિલાખંડો પર ફૂલો વેરી રહ્યાં છે. (૮)
ભમરાઓથી ગુંજી ઊઠેલા મધુગંધી વનોમાં ચંદન(વૃક્ષો)ના સ્પર્શથી શીતળ બનેલો વાયુ સુખદ સ્પર્શ અર્પતો વહી રહ્યો છે. (૯)
રમણીય ગિરિસ્થાનોમાં ફૂલોથી મનોરમ બનેલાં વિશાળ વૃક્ષો પરસ્પર અડોઅડ શિખરોવાળા પર્વતો જેવાં શોભે છે. (૧૦)

અને ચોતરફ ફૂલોથી છવાયેલા અગ્રભાગ વડે, સોને મઢ્યાં હોય એવાં, પીતાંબર પહેરેલા પુરુષો જેવાં આ કર્ણિકાર(વૃક્ષો)ને તું જો. (૧૧)

વિવિધ વિહંગોના નાદોથી ભર્યોભર્યો આ વસંત હે લક્ષ્મણ, સીતાથી વિયોજાયેલા મારે માટે શોકસંદીપક બન્યો છે. (૧૨)

એક તરફ શોકથી ઘેરાયેલા મને મન્મથ સંતાપે છે અને બીજી બાજુ હરખાઈને બોલબોલ કરતો આ કોયલ પોકારે છે. (૧૩)

રે લક્ષ્મણ વનના રમ્ય ઝરણામાં હર્ષથી નાદાનાદ કરી મૂકતો આ જળકૂકડો મન્મથથી ઘેરાયેલા મને શોકાતુર કરી મૂકશે. (૧૪)

જો લક્ષ્મણ, પર્વતનાં શિખરો પર પોતાના પતિ એવા નાચી રહેલા મોરની પાસે કામાર્ત્ત એવી આ ઢેલ નાચી રહી છે. (૧૮)

સાચે જ, મોરની પ્રિયાને રાક્ષસ વનમાં હરી ન ગયો. પરંતુ પુષ્પોના માસમાં (પ્રિયા) વિનાનો આ વાસ મારે માટે તો અત્યંત દુસ્સહ છે. (૧૯)

એકબીજાને આહ્વાન આપતાં હોય તેમ આ પક્ષીઓ આનંદથી સંઘમાં કલશોર કરે છે તે મને કામથી ઉન્મત્ત કરી મૂકે છે. (૨૦)

ખરે જ, મારી જેમ એ પરવશ સીતા પણ, શ્યામા, કમળની પાંખડી જેવી આંખોવાળી, મૃદુભાષિણી મારી પ્રિયા પણ શોક કરતી હશે. (૨૨)

આ ફૂલો(ની ગંધ) લઈ આવતો, ઠંડક લાવતો, સુખદ સ્પર્શવાળો વાયુ પણ એ પ્રિયાનું ચિંતન કરી રહેલા મને પાવક જેવો ભાસે છે. (૨૩)

પ્રિયા તો નથી અને આ પક્ષી, આ કાગડો જે ત્યારે આકાશમાં ઊડતાં ચીસો પાડતો હતો તે અત્યારે ખૂબ હર્ષથી ગાઈ રહ્યો છે. (૨૪)

ત્યાં આ વિહંગ વૈદેહીના વિયોગનો સૂચક બન્યો હતો, હવે એ જ પક્ષી મને તે વિશાલાક્ષી પાસે પણ લઈ જશે. (૨૫)

જો સૌમિત્રિ, વિવિધરંગી વનરાજિઓની વચ્ચે પંપાનાં લાલ કમળો, જળમાં રહેલા બાલસૂર્યો જેવાં, પ્રકાશે છે. (૨૭)

આ પંપા પ્રસન્ન જળવાળી ભૂરાં કમળોથી યુક્ત, સૌગન્ધિકાવાળી અને હંસો તથા કારંડવ પક્ષીઓથી ભરેલી, હંમેશાં ચક્રવાક પક્ષીઓથી યુક્ત, વિવિધરંગી મેદાનોવાળાં વનોની વચ્ચે રહેલી, જળની ઇચ્છાથી આવેલાં હાથીઓ અને હરણાંઓનાં યૂથોથી શોભે છે. (૨૮-૨૯)

હે લક્ષ્મણ, સીતાની આંખોની પાંપણો જેવી છે એમ વિચારીને કમળકળીઓની પાંખડીઓ જોવા તલસે છે. (૩૦)

વૃક્ષોની વચ્ચે વહી આવતો અને કમળની કેસર સાથે ભળતો સીતાના ઉચ્છ્વાસ જેવો મનોહર વાયુ વાઈ રહ્યો છે. (૩૧)

ધાતુઓથી વધારે શોભાયમાન બનતો આ પર્વતરાજ પવનના વેગથી વિવિધરંગી રજ ઊડતી કરે છે. (૩૩)

હે સૌમિત્રિ, ચારે બાજુએથી પુષ્પિત બની ઊઠેલા અને પાંદડાં વિનાનાં રમ્ય કેસૂડાંઓથી બધી તરફના ગિરિપ્રદેશો જાણે સળગી ઊઠ્યા છે. (૩૪)
અને આ પંપાતીરે અડોઅડ ઊગેલાં માલતી અને મલ્લિકાનાં ઝુંડ, અને કરવીરનાં મધુગંધી વૃક્ષો પુષ્પિત થઈ ઊઠ્યાં છે અને ચોતરફ કેતકી, સિન્દુવાર અને વાસંતી, તેમ જ સુગંધસભર માધવી અને કુન્દ(મોગરા)ની ઝાડીઓ ફૂલે લચી પડી છે. તેમ જ ચિરિબિલ્વ, મહુડા, વંજુલ વેલી, બકુલવૃક્ષો, ચંપક, તિલક તેમ જ નાગવૃક્ષો ફૂલી ઊઠ્યાં છે. નીપ, વરણ અને ખજૂર તેમ જ અંકોલ, કુરણ્ટ, ચૂર્ણક અને પારિભદ્રનાં વૃક્ષો પણ પુષ્પિત બની ગયાં છે. આમ્રવૃક્ષો, પાટલી, કોવિદાર, મુચુકુન્દ તેમ જ અર્જુનનાં વૃક્ષો પણ પર્વતોના ઢોળાવો ઉપર મહોરી ઊઠ્યાં છે. કેતક, ઉદ્દાલક, શિરીષ, શિંશપ, ધવ, શાલ્મલિ, કેસૂડા, લાલ કુરબકો, તિનિશ, નક્તમાલ, ચન્દન તથા સ્યન્દનનાં એમ અનેકવિધ વૃક્ષો ફૂલે મઢ્યાં છે. (૩૫-૪૦)
એ જ વિવિધ રંગી પુષ્પો વિખેરાયાથી પર્વતની શિલાઓ પણ હે લક્ષ્મણ, પીળી અને લાલ વિવિધરંગી શોભાઓવાળી બની ગઈ છે. (૪૧)
અને હે સૌમિત્રિ ! આ શીતળ જળવાળી, ભૂરાં કમળોથી યુક્ત, ચક્રવાકો વડે નિવાસ કરાયેલી, કારંડવો વડે સેવાયેલી, પ્લવ અને ક્રૌંચ પક્ષીઓથી ભરેલી, વરાહ અને મૃગો વડે સેવાયેલી, પ્લવ અને ક્રૌંચ પક્ષીઓથી ભરેલી, વરાહ અને મૃગો વડે સેવાયેલી આ પંપાને તું જો. (૪૩)
કૂજતાં વિહંગો વડે તો આ પંપા અધિક શોભે છે. (૪૪)
શ્યામા ચંદ્રમુખી કમળ જેવી આંખોવાળી પ્રિયાને સ્મરું છું ત્યારે આ આનંદિત બનેલાં આ વિવિધ પક્ષીઓ જાણે મારા કામને પ્રદીપ્ત કરે છે. (૪૫)
વિવિધ સુંદર ઢોળાવો પર માદાઓ સાથે રહેલાં પ્રાણીઓને જો અને પછી મૃગબાલ નયની વૈદેહીથી વિરહી બનેલા એવા મને (જો). (૪૬)
આમ વિલાપ કરતા, શોકથી જેનું ચેતન હરાયું છે એવા (રામ) ત્યાં પવિત્ર, સુંદર રમ્ય જળ ધારણ કરેલી પંપાને જોઈ રહ્યા. (૪૭)

 (અનુવાદકે હાથ ધરેલા સમગ્ર 'રામાયણ'ના અનુવાદના ભાગ રૂપે)

## પ્રાણજીવન મહેતા

•

### દીકરા મ.ને...
(લાજુ જતાં)

૧

દીકરા મ.,
સમજ.
સ્મરણને મરણ નથી.
ના, નથી જ નથી.
મરણનું સ્મરણ સંભવે કદાચ.
મારી અને તારી વચ્ચે
હવે એ જ શક્ય હોય, કદાચ.

મ. દીકરા,
આસક્તિની ભક્તિ ન હોય કદાપિ
અને હા, ના હોય
ભક્તિની આસક્તિ પણ.

આપણી આસ્થાનું પુનરાવર્તન થયા કરે,
અવસ્થા કદીય પુનરાવર્તિત થતી નથી.
તે તું જાણે ખરો ?

અને ખબર છે તને કે
અતીતને કોઈ કાળ નથી હોતો

પણ કાળનું અતીતમાં અલોપ થવું,
ગત-વિગતનું
નિજ નાભિ મધ્ય ગોપિત હોવું
એ જ, એ જ આપણું સંભવિત સત્ય.

સમજ જરી, દીકરા મ.,
આમ પણ સંક્રાન્તિકાળ
કપરો હોય છે
શુષ્ક અને કઠિન પણ ખરો
તું નહીં જાણતો હોય
શુષ્કને સમજવું સહેલ પણ નથી
છતાં અશ્રુમાં આંખો ભીંજવી
પાંપણ પલાળી ફરવું,
સ્મરણને મરણ સુધી લઈ જવું;
છતાં દીકરા મ. –

૨

દીકરા મ.,
મારી થોડી સમજ તને કહું.

આકારને વિકાર હોય
તેમ વસ્તુના અનેક પ્રકાર પણ સંભવે.
વાસ્તવ શું તે વિચારીએ
તો વાસ્તવનો વિસ્તાર ઘણો.
હા, વિકારનો આકાર નિરાકાર ના પણ હોય
છતાં વાસ્તવ / આકાર / વિકાર
એ સહુ શૂન્ય સમાં.
શૂન્યને જોયા કરવું કે જાણવા મથવું.
મિથ્યા તો નથી છેવટ
છતાં શૂન્ય-આકાર હાથવગો નથી જ નથી.

સાંભળ / સમજ, દીકરા મ.,
ક્ષણિકને લગાતાર જોવું / જોઈને ખોવું,
પામીને ક્ષણમાં ખોયા કરવું કે ખોળ્યા કરવું,



એતદ્

પછી સંસ્મૃતિમાં ઘડી સંવાદ રચવો,
સ્મૃતિમાં મથવું અને કથવું,
વિસ્મૃતિ શું એ પણ સમજવું
એ જ એ જ આપણી ગતિ-નિયતિ.

હા, તો જરી ઉમેરું.
સંવનન એ આપણો સંસ્કાર ખરો,
સંબંધ એ આપણો સં-પ્રદાય ભલે હોય
ભલે સંનિધિ સંભ્રમણ હોય,
સંભ્રાંત થઈ આપણે
સંવેદનને સંશુદ્ધિ અર્પીએ અબઘડી, હવે.

દીકરા મ.,
સં-સ્કૃત થવું એ જ
આપણો સંસ્કાર હવે,
હવે સંભ્રાંત સંશુદ્ધિ
એ જ આપણો અભિનવ અભિગમ

૩

દીકરા મ., તને કહું,
મરણને કોઈ ઇતિ નથી,
અંત પણ નથી
હાશ – મરણ નથી.
હા, હ્રાસ પણ છે,
ઉપહાસ પણ છે મરણ
કારણ મરણનું કોઈ ચોક્કસ મારણ નથી.
મરણ શબ્દને શબ્દમરણ / કારણ નથી.

એ આપણી વ્યાપ્તિ હોય, સંભવ છે
અને એને સંલગ્ન શોક
આપણી સંપ્રાપ્તિ પણ હોય, નિશ્ચિત.

સમજ, દીકરા મ.,
આ શરીરનું હોવું કે અશરીરી થવું

અહર્નિશ શરીરોપનિષદ રચવું – રટવું
કર્મણિ – કર્તરિમાં અટવાવું – અથડાવું, કુટાવું કે ટિચાવું
એ આપણું ગતાનુગત છે.
મરણ રિક્ત પણ હોય,
મરણ સિક્ત / સભર પણ હોય
આટલું તું જરી સમજ, દીકરા મ.,
મરણ એ આપણું પ્રાર્થિત તો નથી જ નથી,
છતાં, છતાં
એ આપણી સંપ્રાપ્તિ છે.
અને એ જ તો
મરણની વ્યાપ્તિ છે.

૪

દીકરા મ.,
ચિત્ત એ એક ચક્ર છે.
છતાં નથી ગતિ એને
અને નથી અવ–ગતિ પણ,
તોયે ચક્રાકારે ચલિત સદાકાળ ચિત્ત.

ચંચળ મન પણ હોય,
ચલિત – ચંચળ પળ પણ હોય
છતાં મન – પળને કોઈ કાલાવધિ નડતો નથી.

મન ગ્રહણ કરે તે પણ ગ્રસિત થાય,
કથિત પળ વ્યથિતમાં વસે,
વ્યથિત મન સ્થિત કદા સંભવે નહીં.

તેથી જ તો, મ. દીકરા,
કથિત–વ્યથિત મન–સ્થિત
જે સઘળું સ્થિરઅસ્થિર
તેનું શમન સદાસર્વદા શીતલ નથી હોતું.



એતદ્

ગમન હંમેશાં ગતિ ધારણ ના પણ કરે
માટે સમજ તું,
વ્યથા વ્યક્ત ના થાય
તે વિરતિ હોય,
કથા–કથન વ્યક્ત ના થાય
તે અ–રતિ હોય.
તો ચક્રાકારે ચલિત ચિત્તને
તું તુર્યસ્થ કર.
વધુ વ્યથિત મા થા.
સ્થિત–સ્થ થવા મથ.

૫

મ. દીકરા.,
આમ તો શૂન્યાવકાશ કશે સંભવે નહીં
કદાપિ, કદી પણ નહીં.

શૂન્યમાં પ્રવેશ કરવો સહેલ તો નથી
છતાં તું જાણે છે
મનમાં પ્રવેશે તે મમત્વ,
તનમાં પ્રવેશે તે તન–ત્વ.

હું પણ જાણું છું.
ત–ત્ત્વને નીચોવવાથી કશું ટપકતું નથી
અને છેવટ મન–તનમાંથી
કશું છટકતું–બટકતું નથી.
ભવાટવિનું ભારણ મારે, તારે શિર
સમાન, સરખું છે.

આજ તું તારામાં શૂન્યાવકાશ ભરી
હરે, ફરે, નિત્યકર્મ કર્યા કરે.
હું નિતાંત નિર્મમ તો નથી જ
તેથી જોયા કરું તને, મારામાં ખોયા કરું મને, તને.

દીકરા મ.,
તું હવે વર્ત-સમય સંનદ્ધ થા,
તું હવે શૂન્ય-વેધ કર.

૬

વ્યથામૂળ કયાં સ-વળ છે ?
વળ-વ્યથા બધી અવળ-સળ સમી
ઉકેલવું શું અને કેમ
તે પણ અન્ય કશું નહીં,
વ્યથાવિચાર જ સમજ
તું, દીકરા મ.

ઉદ્વેગ એ એક ઋચા જ છે ઋગ્વેદની
તે સમજી-જાણી લે જરી.
ઋગ્વેદ સુધી પહોંચવાની આપણી
હામ ક્યાં, મ. દીકરા ?
ઉદ્વેગ તો આપણી રગનો એક અંશ
– અનેક
રંગ છે એને વળી.
માણવું-પ્રમાણવું એ આપણો
વંશાનુવંશ વર્ત છે.
વેશ-વંશ પણ એ જ આપણો
એનો દંશ, ડંખ ના રાખ તું હવે.

ઉદ્વેગને અર્થ હોય અન્-અર્થકાળનો
ને સતની જો જરી
સમજ પડે મને, તને
તો કળિકાળમાં પણ
ઋચા ગણ ઉદ્વેગને,
ઉચ્ચાર તું દ્વાપરા – વિચાર તું તેતરા,
તજી દે વ્યથાબળ બધા.
ઉકેલ, ઉકેલ તું તને ફરી હવે,
હવે ફરી ફરી તને તું ઉકેલ,
મ. દીકરા.

૭

દીકરા મ.,
તું નાનો હતો ત્યારે
હું તને પાંખાળી પરીની વાત – વાર્તા કરતો.
યાદ છે તને એ વાત, અબઘડી ?
ત્યારે તારો પ્રશ્નાર્થ ચહેરો
મને પૂછી રહેતો : પરી પાંખાળી હોય ખરી ?
હું હકાર ભણતો – તું નકાર ગણતો.

વર્ષો બાદ બાદ વર્ષો થયાં
તું વયસ્ક ને હું વયસ્થ થયા.
તું પરી પામ્યો.
હું ફરી મારી વાર્તામાં પૂર્ણ વિરમ્યો.

પરી હરે, ફરે, સહુને મોરપિચ્છ ધરે,
આનંદયોગ તરવરે / રક્ત–અણુ કલરવ કરે, કરે
ત્યાં દીકરા મ., એકાએક
એક દી બધું ઊડાઊડ ઘર મહીં,
પિચ્છ પિચ્છ સરસરે હવા મહીં,
હું અવાક્, તું અવાચ.
હું તાકી રહું આસપાસ,
તું તાકી રહે અવકાશ, આશ.
ઘરભીંતપછીતછત બધેબધ
ઘૂમી ફરી વળે અંધ ઉજાસ.

આજે ફરી પાછો મને તારો મૂક પ્રશ્ન
ઘેરી વળે, ભીંસ લે.
હું મૂક–મૂઢ વાચાવિહીન, અર્થશૂન્ય
તાકી રહું તને, મને, શૂન્યાકાશને,
મથું મારી વારતા–પરી પેખવા પણે, પણે–
અને જોઉં તો
મ. દીકરા, તારી અક્ષ–કૂખમાં તરવરે, ફરફરે.



પ્રાણજીવન મહેતા

•

## બહારવટિયો કાનોમાતર જેનું અખરે અખરે આયખું – વાળી

મેં આ વાત – બહારવટિયા કાનોમાતરની – એક ચારણ સંત પાસેથી થોડાં વરસો અગાઉ સાંભળેલી. સમય વીતી ગયો છે થોડો ઘણો. વાત બહુ જૂની નથી. પણ સાંભળનારને લાગે તો દોષ કથાવસ્તુનો ગણવો. મેં મુખોમુખ સાંભળેલી તેથી એમાં કદાચ શ્રુતિદોષ કે શ્રવણદોષ જણાય તો તે મારા કથનનું સમજવું. સ્મૃતિમાં જેટલું સચવાયું તેટલું અહીં મૂકવાને યત્ન કરેલ છે. આટલું પ્રાસ્તાવિક સાંભળનાર માટે જરૂરી એટલે નોધ્યું.

* * *

હું ચારણ મહોદયની સામે પલાંઠ વાળી બેઠો છું. ચારણ ગોઠણ પર હાથ ટેકવી કાંઈ વિચારતા વાતનો ક્યાંથી આરંભ કરવો એવું મનોમન ગોઠવતા જણાય. આખરે ચારણે કાળ-વર્તમાનમાં વાત માંડીને કથ્યા. વાત કથવા પૂર્વે મૂછો આમળી આંખો ગતકાળમાં તરવરી. રુવાંટી ફરફરી.

* * *

અખરપર નામે એક નાનું રજવાડું. પચીસત્રીસ ગામનો ગરાસિયો રાજા નામે ખરપર. ખટપટી ને ખંધો. લુચ્ચો ને લબાડ. અવગુણનો અવતાર. કહોને મેડી-મોલાતોનો ઉતાર. ગરાસિયો ખરો પણ ગરાસિયાના એકેય ગુણ ન મળે. ગામડે ગામડાનું લોક સહુ એકમેકને ઓળખીપાળખી હેમખેમ હેતભર્યું વસતું. હેમખેમ ને હેતભર્યું વસવું એમના નસીબે નહીં લખાયું હોય તે ગરાસિયો રા' રોજ કંઈ નવે નવું વેતરે. ભલીભોળી પ્રજાને બસ છેતરે.છેતર છેતરની રમતે ગામજનો અકળાઈ ઊઠે. પણ લાચાર, નાઇલાજ. નિસહાય. રા' સામે હરફ ઉચ્ચારે કાંધે કુહાડો વીંઝાય. પીઠે તલવાર ઝીંકાય. હાથ પગ કે આખર માથું વધરાઈ

જાય ઘડીકના છઠ્ઠા ભાગમાં. તો એને એકે હરફ ઉચ્ચારવાને કે, ન તો ઉહ કરવાનેય સમય મળે ને દાતરડે ઠૂંઠો કપાય તેમ શર વધેરાઈ જાય. આજે કોઈની જમીન જબરદસ્તીથી છીનવાઈ જાય, તો કાલે ઊભો મોલ વાઢી રાજદરબારગઢે ખડકલો થઈ કોઠી કોઠારે ખડકાઈ જાય. ઢોરઢાંખર વણપૂછ્યે રજવાડાને ઢોરવાડે પુરાઈ જાય પલકમાં. રજવાડાનું ગામેગામ રા' ખરપરથી થર થર પથરે. ના કોઈ અરજ સુણે ના તો કાલાવાલા કોઈ કાને ધરે.

આ હાલમાં શું કરવું ને કેમનું કરવું એ વિચારી ગામલોક સઘળું સમસમી રહે પણ કોઈને માથું ઊંચકી રા' સામે હરફ ઉચ્ચારવાના હોંશ નહીં.

ગામલોક થાકી હારી કંટાળી બધું તજી મેલી ક્યારેક ગામતરું કરી જાવા વિચારે. ફરી અટકે. જાવું તો પાછું જાવું ક્યાં ? કાગડા બધે કાળા. આગળ વિચારી અટકે – આંહીનું સંધુય જરજમીન ઢોરઢાંખર મેલી બીજે રાજમાં જઈ કરવું પણ શું ? પ્રશ્નો અનેક થાય અને મૂંઝારો માઝા મૂકે. પડ્યા પાથર્યા રહે ત્યાં જ તેમના તેમ. જે દિવસો આવે આવકારવા ઉચકમને આતુર રહે.

* * *

આટલું પ્રાસ્તાવિક પૂરું કર્યા પછી ચારણ થોડું થંભ્યા. કળશો પાણી ગટગટાવી ગયા ઘડીકમાં. માથેથી પાઘડી ઉતારી પડખે મેલી. થોડું આમતેમ જોયું પરખ્યું. અફીણી આંખો મીંચી. ઉઘાડી. ચકળવકળ જોઈ રહ્યા. કશુંક ભૂતકાળમાં ફંફોસી રહ્યા મનોમન. અગમનિગમના અંકોડા એકમેકમાં ભેરવી. ખોંખારો ખાઈ વાત આગળ વધારી.

* * *

ગરાશિયા રા ખરપરનું એવું એક ભાખાવદર ગામ. ગામમાં કાનોમાતર એકલપંડ જીવ. ન આગળ ઉલાળ ન પાછળ ધરાર. છ વીઘાં જમીન, દસબાર ગાયભેંસ ડોબાં ને ખખડધજ ડેલીબંધ ખોરડું. ગાયભેંસો દિ આખો ફકીરા ગોવાળના ધણ ભેળી સીમસીમાડે ચારો ચરી સાંજ ઢળે પાછી વળે. કાનોમાતર એવી જમીનમાં રચ્યોપચ્યો. દિ આખો ઉધમ ઉધમ. ખેતર ફરતે વાડ કરવી. જરઝાંખર મૂળેથી ઉખેડી ઢેફાં ઢગને ધૂળમાટીમાં ભેળવી ખાતર પાથરવું. મી' પડવાના આગોતરા દિવસોમાં હળ જોતરી ભોંને સમીસૂતરી કરી મેલવી. વરસાદ છાંટે વાવણી. દિ-રાત મોલની દેખભાળ સારસંભાળ. પાકને ખડામાં ખડકી દાણો દાણો હથેળી વચ્ચ મેલી હરખાવું, ગાવું ને ફેર પાછા જીવતરમાં જોડાવું, આથી અદકું કશું કાનોમાતર ભાળે નહીં.

ત્યાં એકદિ રાજદરબારગઢેથી વંટોળિયો ફુંકાયો. નવતર ઢંઢેરો પીટાયો. ગામેગામના લોકને કહેણ આવ્યું. જેણે જેણે જેટલું અનાજ પકવ્યું છે તે સઘળું દરબારગઢના કોઠારે જમે કરાવે. દાણો સુધ્ધાંય ઘરખૂણે કોઠીકોઠારે ન મેલે મૂડીમાં. ઢોરઢાંખર જે કાંઈ જે કને હોય તે દરબારના ઢોરવાડે બંધાવી આવે અમુક તમુક મુદતમાં. ઢંઢેરો સુણી સહુ સમસમી ઊઠ્યાં. આ તે રાજા કે વળી રાક્ષસ ? પ્રશ્ન કર્યે પ્રશ્નનો નીવેડો નહીં આવે. ઉત્તરમાં હાથપગ કે માથું વધેરી દેવાના દિ આવશે. પરસેવો છાંટીને ઉપજ કીધી તે પેટે પાટા બાંધીને જીવવા સાટે ? ઢોરઢાંખરને ઘરના છોરાંથી વિશેષ ગણી વેંઢાર્યા તે શું દૂધછાસને વલખવાને ?

ભેળા મળી ઘણું ઘણું વિચાર્યું. પણ આખરે રાજહુકમ આગળ સઘળું વ્યર્થ ઠર્યું.

ગામેગામનું મોવડીમંડળ એકઠું થયું. બધાયની મતિ મૂંઝાણી. મોવડીમંડળ મોં માથે હાથ મૂકી સૂમસામ બેઠું રહ્યું. મોવડીમંડળમાં ગામના જુવાનિયા પણ ભળ્યા. રાજદરબારના કઢંગા ઢંઢેરાને વખોડી રહ્યા. કાનોમાતર ત્યાં ઊભો મૂંગોમૂંગો સંધુય સુણી પરાળમાં કાંડી મેલો ને જેમ ભડભડ ભડકે બળે તેમ અંદરથી લહાય લહાય. ઊંડા ઊંડા શ્વાસ ભરે. ધમણ ધખધખી ઊઠી. શ્વાસ મેલતાં નસકોરાં અગનજવાળા લપક લપક. પણે બેઠેલાં મોવડી-મંડળને એકીટશ ત્રાટક નજરે તાકી રહ્યો. છેવટ ના રહેવાયું તે એમની આમન્યા તોડતાં કહ્યું :

માફ કરજો બધાંય. મારાથી બોલ્યા વના નહીં રહેવાય અબઘડી. શું સંધાય હાથમાં બંગડીયું ને નાકે નથ ઘાલેલા બળદિયા માફક રોજેરોજ થાતી ઘોંચપરોણ સહન કરતાં રહેશો જન્મારાભર ? કોઈને કાં કેમ કંઈ સૂઝતું નથી ? સંધાયની સમજ શું સમડી ચાંચે ભેરવી ઊંચે અંકાશે ઊડી ગઈ કે કેમ ?

મોવડીમંડળના એકે કાનોમાતરને જરી ઠંડો પાડતાં કહ્યું : અલ્યા, અમારી સમજનું તો હવે આવું જ. ઘરડી થઈ. તું જ કહે ભલા, આ મૂંઝવણમાં શું મારગ કાઢવો તું ભણ હવે.

જુવો મારા માવતર. હવે હું જે કંઈ ભણીશ તે રાજદરબારને બધું ભૂલાવવા ભણીશ. આ ભીંતે ટીંગાતી મારી તલવાર કટાર ને બરછીને કાટ ચઢે તે પહેલાં જ હું એમને રગત પાઈ દઉં. જુલમને પણ કંઈ આરો હોય કાંઈ પાળ જેવું હોય. આ તો નરદમ – અને કાનોમાતર હાંફતો અટક્યો.

* * *

ચારણના ગળે ડૂમો ભરાયો. એમના અડધા બોલ ડાળે અટકી જતા જણાયા. આંખે રુંગો ફરી વળ્યો. પછેડીથી રુંગો લૂંછી પડખે પડેલ ડબ્બી માંહેથી અફીણની ગોળી ગળી જઈ થોડું ઠૂંગણ કરી સ્વસ્થ થાવા યત્ન કર્યો. થોડો વખત ભૂતકાળમાં ભમી આવી માથું ધુણાવી ખોંખારો ખાઈ ગળું સાફ કરતાં વાત વળી આગળ વિસ્તારી.

છે કોઈ મને સંગાથ દેવા ? – કાનોમાતર ઊંચે અવાજે સહુની સામે ફાટે ડોળે ભાળી બરક્યો. પટમાં સોપો પડછાયાની જેમ પથરાઈ પડ્યો. ન કંઈ સળવળાટ ન કંઈ ઉચાટ. કાનોમાતર ફેર સહુ સામે તીર તાકતી નજરે જોઈ રહ્યો. એકીટશ ત્રાટક કરતો. એવામાં ત્યાં એકઠાં થયેલ ચાર-છ જુવાનિયાં બાંયો ચડાવી એની પડખે જઈ ઊભા. અત્યાર લગ શ્વાસ અશ્વની લગામ સમ તંગ તાણી રોકી રાખેલ કાનોમાતરે શ્વાસ હેઠો મેલ્યો ને થોડું હરખાયો. હરખે એની પાંપણો ભીની થઈ. ચળકી ને ચમકી.

: હાલો મારા ભેરુ સંગાથી. મને હામ મળી. જાવ અબઘડી ને લઈ આવો તમારા હથિયાર હાજર હોય તે બધાંય. તલવારું, ધારિયા, બરછી કટારું જે કાંઈ હાથવગું હોય તે. હાલો મારી ભેળા રાજદરબારે, ત્યાં જઈ એલાન કરું. હાક પાડી રા'ના કાન ફાડું. કહું, આ તે કેવું રાજ ને કેવો વહીવટ ? હર્યાભર્યા ગામનાં ગામને હરામનું સમજી હડપ કરવા

 બેઠા તે ગામલોક નહીં હોય ગામમાં તો ધૂણશો તમો ભૂતાવળની જેમ ખંડેરોમાં ? આખર

કહી દઉં, તમારા રાજમાં આમ જ રજવાડું હાંકશો તો દિવસે તારા દેખવાના દિ આવશે તમને. સાંભળો, તમે રાજા ભલે હો, અમે પણ રૈયત તમારી. આવું સ્વગતોગત ઉચ્ચારી ભેરુ ગણીને આદેશ આપતાં કહ્યું – હાલો મારી સંગાથ રાજદરબારે. માથે ખાંપણ બાંધી ખપી જવાની ખેપે સહુ સંગાથે નીકળી પડ્યા દરબારગઢે જવા તૈયાર થયા.

મોવડીમંડળ આંખો ફાડી મોં વકાસી કાનોમાતર મેર જોઈ જ રહ્યું. એને શું કહેવું ને કેમ વારવો તેની સૂધબૂધ એમનામાં રહી નહીં. આખરે મોવડીમંડળે આશીષ વચન આપ્યા અને કાનોમાતર સંગાથે ભેળા મળેલ સાથીઓ દોડતાંક ઘરથી જે સાધનસામગ્રી મળી તે ભેળા લઈ આવી ઊભા કાનોમાતરની પડખે. દેકારો જયકારો મંત્ર ભણતા ઊપડ્યા અખરપર ગામે રાજદરબારે. વાટમાંનું લોક કુતૂહલ પેખી રહ્યું. કોઈને કંઈ સમજાયું કોઈને કંઈ નહીં.

કાનોમાતર સમેત સહુ આવી ઊભા રાજદરબારગઢને દ્વારે. ચોકિયાત પસાયતાઓએ અંદર પ્રવેશતા અટકાવી પડપૂછ કરી. કાનોમાતરની કરડી આંખો ને લાલઘૂમ ચહેરો દેખી વધુ પૂછપરછ કરવાની એમનામાં હામ રહી નહીં. સહુને હડસેલી સડસડાટ રાજમોલાતમાં પ્રવેશી કાનોમાતરે ખડીંગ તલવારો પટમાં પટકી. ઝોલાં ખાતા રાજરાજેશ્રી ખરપરબાવા અર્ધનિંદરમાંથી ઝબકી આંખો પહોળી કરી સામેનું એકીટશ અવલોકી રહ્યા. પૂરા સભાન થયે કંઈ પૂછેગાછે તે પહેલાં જ બંદૂક ફૂટે ભડાકા થાય તેમ કાનોમાતર તથા સાથી ભેરુગણે પૂરા જોસજોમપૂર્વક પટમાં તલવારો ઝીંકી. ખરપરબાવાના મનમાં શંકાકુશંકા પેઠી. રાજગાદીમાં થોડું સાપોલિયાં સમ સળવળ્યા. ઊભા થાવાની હોસ ના રહી. ત્યાં જ કાનોમાતર બરાડ્યો. રાજમાન રાજશ્રી, આપ આપના રાજમાં કેવા ઢંઢેરા પીટાવો છો તેનું તમને જરીકે સાનભાન ખરું કે ? સુખેદુઃખે રહેતી ને શમણાં જોતી ભલીભોળી રૈયતમાં આ તે કેવો હાહાકાર તમે વરતાવો છે તે તમો જાણો કે નહીં ? આ તમે ઢોલ પીટી ઢંઢેરો વહેતો મૂક્યો છે તેનો અમલ અબઘડી જ અટકાવી મેલો, નહીં તો – કાનોમાતર એકી શ્વાસે ઓચરી ગયો.

રાજમાનરાજેશ્રી ફાટે ડોળે કાનોમાતરનો કોપ દેખી રહ્યા. શું કહેવું ને શું નહીં તેની અવઢવમાં હજુ કંઈ કહેવાને વિચારે તે પહેલાં જ કાનોમાતરે આખરનામું ભણ્યું.

રાજેશરી, હું તમને ગામલોક વતી એટલું જ ભણવા આવ્યો છું જો તમો તમારો ઢંઢેરો અમલમાં મૂકશો તો હું આ ઘડીએ મા જગદંબાના સોગન ખાઈ કહું તમને, કાં હું ખપી જઈશ ખાંપણ વના કાં તમને વધેરી મૂકીશ લીલા નાળિયેર સમ.

કાનોમાતરના તીર સમાણાં વછૂટતાં વેણ સાંભળી ખરપરબાવાને પરસેવો ફૂટી નીકળ્યો. પડખે વીંઝણે વા ઢોળતી દાસીઓ દૂર ખસી ઊભી રહી. ચારેકોર ચકળવકળ આંખો ફેરવી રાજેશરી ઊભા થઈ હડી કાઢતા રાણીવાસમાં જઈ ભરાયા. કાનોમાતર સમેત ભેરુ પણ એમની પાછળ હડી કાઢતા રાણીવાસમાં પેઠા. કાનોમાતરે ત્રાડ પાડી. શું ભરાણા ત્યાં રાણીવાસે ? રાણીવાસમાં તમારી ઊંઘ તો શું જાગવું પણ હરામ ના કરી મેલું તો મારું નામ કાનોમાતર નહીં.

આટલું ઓચરી સહુ પાછા વળ્યા ગામ વચાળ. વાત બધે વા માફક પસરી ગઈ.

ગામેગામ સોપો પડી ગયો. જે કોઈ સાંભળે તેને કંપારી વછૂટે. રા'ની સામે પડવાના શા હાલહવાલ થાય તેની સહુને જાણ. મોવડીમંડળે ફરી વિચાર્યું પણ ખરું. ચાલો ભેળા મળી રાજરાજેશરીના દરબારે. ત્યાં જઈ કાનોમાતર વતી માફી માંગી લઈએ. રાના હૈયે રામ વસે ને સઘળું સમુંસૂતરું પાર ઊતરે. વળી મોવડીમંડળમાં પણ ફાટફૂટ પડી. અમુકતમુક જણ કાનોમાતરના પડખે અડીખમ ઊભા રહ્યા. આપણે આમ કેટલા દાડા ઉકળતા રહેવાનું આપણે વણ વાંકગુને ? જે થાવા કાળ હશે તે થાશે. બહુ બહુ તો જીવથી હાથ ધોઈશું ને છૂટીશું હંમેશાંને માટે પણ રોજેરોજનું આ દોજખ હવે નથી સહેવાતું. કાનોમાતરને ગામલોકનું પીઠબળ મળ્યું.

* * *

ચારણ કાંક થાક અનુભવતા જણાયા. પલાંઠવાળી બેઠેલા તે વિસામો લેવા જરીક પગ લંબાવ્યા. ઊભા થઈ અક્કડ થઈ ગયેલ અંગોને ટાચકા ફોડી ફેર સજાગ કર્યા. પછી બેઠક જમાવી. થોડી વેળ ઊંડા શ્વાસ લઈ આંખો ઢાળી કંઈક યાદદાસ્ત ફંફોસવા મથ્યા. મથામણ બાદ વાત આગળ વહેતી મૂકી.

* * *

કાનોમાતર હરખાયો. ગામના જવાનિયાનું જોમ ભેળું મળતાં મલકાયો. વાત બધી વંટોળ સમ અડખેપડખેના ગામ ગામતરે પસરી ગઈ. અતાર લગ સીમસીમાડાના ગામગામડે સહુ મોં વકાસી વિમાસી વિચારી રહ્યા હતા તે તેમને જાણ થઈ કાનોમાતરના રા' દરબાર સામે બહારવટે ચડવાની વાતની. ગામેગામથી જુવાન લોહી ઊછળતું પોરસાતું હરખાતું મળ્યું કાનોમાતર ભેળું અને આમ સહુ મા જગદંબેના સોગન ખાઈ પડ્યું મેદાને. સહુના મનચિત્તે એક જ રટણા. જુલમી અવિચારી રા'ને ઝબ્બે કરી એને રાજવહીવટના તેમ જ રૈયતરહેમના પાઠ ભણાવવા. કાનોમાતર સંગાથ ભેરુગણ સહુ પ્રથમ ઊપડ્યા રા ખરપરના રાજદરબારે ગામ અખરપરે. વાટેઘાટે જે મળે તે સહુ આશિષ દુઆ આપતું રહે. સહુનું કલ્યાણ ઇચ્છે. ફતેહ થાવા પોરસ ચઢાવે.

કાનોમાતર પહેલાં પહોંચ્યો ગામ ગોંદરે આવેલ ઢોરવાડે. મૂંગા ઢોરઢાંખરને છુટ્ટા મેલ્યા. ઢોરઢાંખર ધણ પાદરેથી ધૂળરજોટી ઉડાડતું ગામમાં પસરી ગયું પલકવારમાં. રા'ને આ બાબતની જાણ થતાં એમણે તુરંત નવો ફતવો બહાર પાડ્યો. જાવ, જીવતો કે મૂવો ઝાલી આવો કાનોમાતરને અબઘડીએ. હાજર કરો મારા દરબારમાં. સિપાઈ સૈનિકો તડામાર તૈયારીમાં પડી ગયા. ખાંડા ખખડ્યા. તલવારો મ્યાન બારા આવી ચમકી, ઊછળી. ઘોડારમાં હણહણાટી બુલંદ નાદે ગાજી ઊઠી. શાણા સલાહકારોએ રા'ને ઘડી સમજાવવાને યત્ન કર્યો. મિથ્યા. શાહુકારોએ, ધનિક-વણિકજનોએ પોતપોતાની ચિંતા રા' સમક્ષ ચચરી. ક્યાંક કાનોમાતર વિફરશે તો તો ધનનું ધનોતપનોત કરી મેલશે ઘડીના છઠ્ઠા ભાગમાં. રાજદરબારમાં પોતાની ચિંતા પાઘડી પાથરી રા' સમક્ષ રજૂ કરી. પણ રા' ખરપર જેનું નામ. નર્યા મિથ્યાભિમાનમાં રાચવું એ જ એનો ધરમ. પ્રજાજનોના હાલહવાલ કરી પજવણી પરવ ઉજવવો તે તેનું કરમ. રા'એ કોઈની વાત કાને ધરી નહીં તે નહીં જ.



એતદ્

આ મેર કાનોમાતરને ખબર મળ્યા કે રા'એ સિપાઈ સૈનિકોને સજ્જ કરી સામનો કરવા આદેશ આપ્યો છે. કાનોમાતર સહ સહુ સાથીગણ સજાગ થઈ ખડગો ખખડાવતા પલકવારમાં ગામથી પલાયન થઈ સીમસીમાડા વટાવી વન જંગલ ઓળંગી કોતર ખાઈમાં ભરાઈ બેઠા. કાનોમાતર પાછળ પડેલી સૈનિક સિપાઈ ટોળકી સીમપાદરેથી જ વીલે મોં ગામમાં પાછી ફરી. રાજદરબારમાં હાંફળાફાંફળા રા' ખરપરને વિગતે જાણ કરતાં રા' ધૂંવાંફૂવાં થતાં કોઈએ રૂમાં પલીતો ચાંપ્યો હોય તેમ આખેઆખા સળગી ઊઠ્યા. પણ લાચાર હતા. બધો કોપ સિપાઈઓ પર ઢોળી રા' પાછા રાણીવાસની વાટે પડ્યા.

* * *

ચારણ થંભી ગયા. એમનું માથું ફાટફાટ થાય. માથું ધુણાવે. ફાટફાટ થાતું ચકરાવો લેતું નસેનસ ફૂલી ચૂકેલું મસ્તક શાતા ના અનુભવે. એકાએક ઊભા થઈ જોશભેર બેઉ હાથે માથું કૂટ્યું. અડખેપડખે બેઠેલું જણ અવાક જોઈ રહ્યું. કળશો પાણી પી ગયા પલકવારમાં, ફેર અફીણ ગોળી મોં હેઠ ઉતારી ત્યારે થોડી શાતા વળતી જણાઈ. વિસામો લીધા બાદ વળી વાત આગળ વહેતી મેલી.

* * *

રાણીવાસમાં રા' ખરપર હડિયાંપટ્ટી કાઢતા હોય તેમ આ મેરથી તે મેર હાંફતા વિચારતા બબડતા ક્રોધે કાંપતા ધ્રૂજતા આંટા મારી રહ્યા. માનીતીએ છત્તરપલંગે પલાંઠ વાળી એમને નિરાંતે વિચારવા વિનવણી કરી. સાપની પૂંછડીએ પગ મેલાઈ ગયો હોય ભૂલથી ને જે સાપ ફૂંફાડો મારતો સામે ફણા ધરી ઊભો રહે તેમ રા' માનીતી સામે ફૂંફાડો મારતા ઊભા. માનીતી દિગ્મૂઢ થઈ ઊભી રહી. ધીમેકથી વેણ ઓચરી. માફ કરજો. આમન્યા તોડી તમને ઉશ્કેરવા ના ઇચ્છું. અદબ જાળવી એટલું કહું જરૂર, રાજેન્દ્ર, આ તો આપણી પ્રજા છે. એમનું સહુ ભલું તે આપણું ભલું. તમો જે એમની સંગ આચરો વિચરો ને એમના બારામાં વિચારો છો તેનો જરી ફેર વિચાર કરો એ જ મારી તમને વિનવણી. રા' માનીતીનું સાંભળી રહ્યા. હાંફતા છત્તરપલંગે પલાંઠ વાળી આંખો ઢાળી અંતરધ્યાન થયા. વળી વેળ રહી પાછો અંદરનો ઉકળાટ એ ઉલેચવા મથ્યા :

તમે શું જાણો રાજવહીવટ શી બલા છે તે ? મને મારું વિચારવા દો ઘડીક ને તમારી સંધીય સલાહવિચારણા તમે અબઘડી મેલી દો તમારા કબજા માંહે. સલામત રહેશે ત્યાં. ખપ પડશે ક્યારેક વળી કામમાં લઈશું એને. અત્યારે તો મૂંગા જ રહો તેમાં ભલીવાર છે તમારી ને મારી.

રા'નું સાંભળી માનીતી અવાચક ત્યાં જ ખોડાઈ રહી. મનોમન માનીતીએ વિચાર્યું – આવું બહુ-માન તો રા'એ મારું ક્યારેય કર્યું નથી. વીલે મોં પણ ઊભી ઊભી રા'ને જોઈ રહી.

કોતરભેખડે પડ્યો પડ્યો કાનોમાતર બીજો વ્યૂહ વિચારે. વિચારતાં વિચારતાં અન્ય સાથીઓએ સલાહ આપી. ઢોરઢાંખરને તો આપણે ઢોરવાડેથી વહેતા કર્યાં. હવે વિચાર આવે. ગામેગામથી સુખિયાદુખિયા ખેડૂતો કનેથી રા' દરબારે વણહક્નું અનાજ એકઠું કરી

મેલી મોલમોલાતોના કોઠારોમાં ખજાના માફક ખડકી મેલ્યું છે તેની ઉપર ત્રાટકી અને ભૂખ્યાદુખ્યા લોકમાં લહાણી કરાવી દઈએ. સહુ સહમત થઈ લાગ સારી અધમધરાતે બુકાનીઓ બાંધી અખરપર ગામમાં પ્રવેશ્યા. ઊંઘતાં ઝોલાં ઝોખતાં પસાયતાઓને પળવારમાં મહાત્ કરી ધાનગુણીઓ ઘોડાપીઠે ખડકી ભેળાં લાવેલ ઊંટો પર લાદી અંધારામાં ક્યાંય અલોપ થઈ ગયા ને તેની જાણ રાજદરબારમાં છેક દિ' ઊગ્યે થઈ.

રા'ખરપરની રાતીચોળ આંખોમાં બીજા અનેક રંગ ઉમેરાયા. કંઈ કેટકેટલાય ધમપછાડા દરબારમાં થયા દિ ઊગ્યે. જાણે દરબારગઢમાં નાનું ધીંગાણું મચી ઊઠ્યું. પણ કોઈ કરતાં કોઈ ઈલાજ કાનોમાતરને ઝબ્બે કરવા કાજ સૂઝ્યો નહીં.

ગામડે ગામડે કાનોમાતરના ગુણગીત રચાયા. ગવાયા. સર્વત્ર કાનોમાતર કાનોમાતર ગૂંજી ઊઠ્યું. ગુણગાન જતે દહાડે રા'ને કાને પડ્યા ને રા'ને પેટે કળકળતું ઊકળતું તેલ રેડાયું. ગૂંગળામણે રા' ગુંગા ઘાંઘાઘેલા થયા. અધૂરામાં પૂરું એમને જાણ થઈ કે કો દહાડો કાનોમાતર દરબારગઢમાં સંગ્રહી મેલેલી ગરીબગુરબા, શાહી શાહુકારો કનેથી આંચકી હડપી હજમ કરી તિજોરી પટારે પડી ધનદોલત જરઝવેરાત ઉપર ત્રાટકવાનું વિચારે. આ વિચારે જ રા'ને કંપારી વછૂટી ગઈ. રાજદરબારગઢમાં ખડે પગે ચોકિયાત સિપાઈ સૈનિકોને પેટીપટારે સાચવણી કાજે ખડકી દીધા ચોવીસે કલાક.

* * *

ચારણે વાત અટકાવી. અધવચ મૂકી. નિસાસો નાખ્યો. આંખો ભીની થઈ ગઈ. ડૂમો ભરાયો. આગળ શું કરવું ને કેમનું કરવું એની મથામણમાં બે ગોઠણ વચાળ માથું ઢાળી કેટલીય વાર બેસી રહ્યા. પણ, વળી વાત અધૂરી ના મૂકાય. ચારણનો કોલ. વેળ રહી વાતનો દોર આગળ વધાર્યો.

* * *

થયું એવું કાંક. અષાઢના દિવસો. ચોમાસું ભરજોબને. વીજ કડાકે આભ ગાભ નરવી આંખે નજીક ભળાય. બરાબર અષાઢી અમાસે બારે મેઘ ખાંગા થયા. આ સમોનો લાભ લેવા કાનોમાતર ભેરુ સંગ નીકળી પડ્યો પાછો અખરપર ગામની સીમ ખૂંદવા. રઝળતા રખડતા પલળતા હરખાતા સહુ આવી ઊભા પાદરે. મનોમન વિચારે. કેમનું ત્રાટકવું દરબારગઢે ? બહુ વિચારી બધું મનોમન ગોઠવી એકધારે વરસતા વરસાદમાં પાયદળ સમ બિલ્લી પગલે પૂગ્યા દરબારગઢે. વાતાવરણમાં નકરો ટાઢોડો. સપાઈસૈનિક પસાયતાઓ ઘોરે ભરનિદરે. તક ઝડપી સહુને ઝબ્બે કરી ખડક્યા એક ખોરડે. પછી ત્રાટક્યા પેટીપટારે. જે અને જેટલું હાથવગું થયું તે ભેળું કરી પાછા હડી કાઢતા પલાણ્યા પાદરભેર. ઘડીપળમાં દરબારગઢે હાહાકાર મચી ગયો. રા' હેબતાઈ રાણીવાસમાં ઢગ થઈ ઢળી પડ્યા. દોડધામ ને ધમાચકડી મચી ગઈ પલકવારમાં. રડ્યાખડ્યા સિપાઈઓ કાનોમાતર પાછળ ઘોડેસવારી કરતા પાદરે પૂગ્યા. કાનોમાતર ત્યાંથી પલાયન થાવાની તૈયારીમાં. ધીંગાણું મચ્યું. રા'ના કોઈ સિપાઈએ બરછીનો છુટ્ટો ઘા કરતાં કાનોમાતરની પીઠમાં બરછી પેસી ગઈ. ઊંહકાર કરતો જંગદંબેના ઘોષ ઓચરતો કાનોમાતર ઘોડેપીઠથી ગબડી પડ્યો પટમાં. સાથીઓ

સમો વરતી ગયા. ભેળાં મળી કાનોમાતરને ઘોડે બેસાડી ધોધમાર વરસતા વરસાદમાં અંધારે ઓગળી ગયા. રા'ના સૈનિકો વીલે મોં ખાલી હાથ દરબારગઢમાં પેઠા.

દરબારગઢમાં રોકકળ મચી રહી. માનીતીના માન પલકવારમાં હરાઈ ગયાં. ધનપટારા લૂંટાણા સુણી રાથી રાડ નીકળી ગઈ ભેળો શ્વાસ પણ લેતી ગઈ પળના પાંચમાં ભાગમાં. રા'ખરપર નિશ્ચેત થઈ પટ પર ચત્તાપાટ પડ્યા રહ્યા.

ઘવાયેલા કાનોમાતરને ઘોડે બેસાડી ભેરુગણ ભાખાવદર ગામભણી રવાના થયું. ગામ પાદરે પૂગતાં કાનોમાતર ગામમાં આવી પૂગ્યો છે તેની જાણ સહુને કાનોકાન થઈ. કાનોમાતર ઘવાયો જાણી ગામજણ હાંફળુંફાંફળું થઈ ગયું. ઈલાજ ઉપચારમાં પડી ગયું. બરછીનો ઊંડો ઘા આખર કાનોમાતર માટે જીવલેણ ઠર્યો. ડોળા ફાડી કાનોમાતર ભેરુગણ ગામજનને હરખભેર જોતો રહ્યો. કશું કહેવા મથતો પણ વેણ ઓચરી શક્યો નહીં. રાજીપો એને ચહેરે લીંપણ માફક ફરી વળ્યો. સહુને કંઈ કહેવા ઝંખતો અંતે કાનોમાતર ગામની વિદાય લઈ અક્ષરધામની જાતરાએ નીકળી પડ્યો.

* * *

આકરા તાપે તપેલીમાં મૂકેલ દૂધને ઝટ્ટ ઊભરો આવે તેમ ચારણની આંખોમાં અફીણનો ઊભરો દેખાવા માંડ્યો. ઘડીક પછી ચારણ ચોધાર આંસુ પાડે. સાંભળનારા કોઈનામાં હામ હિંમત નહીં એમને ચૂપ કરાવવાની. અંદર વલોવાતું બધું બહાર ઠાલવી ચારણ મૌન રહ્યા. સહુ ભીની આંખે ઊભા થયા. ચારણને વંદન કર્યા. ઘડી ઊભા. ત્યાં ચારણ વદ્યા.

* * *

સાંભળો અંતિમ વાત. કાનોમાતર એક જ હતો. એક અને એકલો રહેવા જ સર્જાયેલ. આ ભાખાવદર ગામને પાદર એનો પાળિયો. રોજ સવારસાંજ લોક ભેળું મળી કાનોમાતરને સ્મરે. ધૂપદીપ કરે. અમાસપૂનમે ભજનગાન થાય. કાનોમાતરનું સ્મરણરટણ કરે. કુંવારિકા કોડ પૂરા કરવા કાજે કાનોમાતરને કશું કાનમાં કહે. વહુઆરીઓ પાળિયેથી સિંદૂર સેરવી સેંથીએ મેલી સદા સુહાગણના આશિષ માંગે. જુવાનજોધ આવતું જતું જણ લાઠી પાથરી બાહુબળ ઇચ્છે. હું પણ તમોને કહું જરી, મને નમન ના કરો. મેં તો જે જોયું જાણ્યું તે તમ કને ભણ્યો, કથ્યું. નમો ત્યાં પાદરે જઈ મારા વહાલા કાનોમાતરને, જેણે અખરે અખરે આયખું અર્પિયું.

પ્રાણજીવન મહેતા

•

**મારી ગત-હકીકત**

આજે અહી સૂનમૂન શૂન્યાવકાશ તાકતો અર્ધજાગ્રત, અર્ધ નિદ્રાગ્રસ્ત હુ આરામખુરશીમાં બેઉ હાથ માંડ માંડ લમણે ગોઠવી બેઠો છું. મનતરંગ છળઊછળ પડ કરતાં કરતાં ક્યાંયના ક્યાં મને સતત સરી જતા વહેણમાં તાણી લઈ જઈ રહ્યા છે તે મારાથી કેમેય કરી કળાતું નથી. કશુંય પૂર્ણપણે મનમાં કળાઈ જાય ઝટ્ટ દઈ એવી મનની અવસ્થા કે કોઈ આસ્થા, ભૂમિકા હવે રહી નથી.

આંખે ધૂંધળાશ માળો કરી માંહે પીળાં ઈંડાં સેવવા વરસોથી બેઠી છે પલાંઠ વાળી. ન તો પીળાં ઈંડાં હજુ લગણ ફૂટ્યાં છે કે ન તો ધૂંધળી ધોળાશ આંખો ખૂણે તરવરી છે. હું અહી બેઠો બેઠો રાહ જોઉં તો હવે આવનારા અપરિચિત સમયની રાહ જોઉં. કે સ્મરું તો ગત સમયને બંધ આંખે સ્મરું. આલોકું ને અવલોકું. વયને વળગેલી ઊધઈ થોડું થોડું નિરાંતવા કોતરે છે ભીતરબહારા જે પોલું છે તે સર્વસ્વ, સર્વાંગ. અંગેઅંગથી ક્યારેક ઊડે છે કોતરામણ. જોઈ રહું છું સૂનમૂન એ કોતરામણને મારી આસપાસ એક થર થઈ પથરાઈ જતી. આસપાસ ઊધઈએ કોતરી કોતરામણ કરી ચૂકેલ સર્વાંગમાં સળવળાટ અનુભવું અમથો. પવન ફુંકાય તો ભીતર હાડ હલબલે. માંહે માંહે ખખડે ને હું સમજું મારી અંદર રહેલો હું ઘડીક ખડખડાટ

હસ્યો. સમજવાનું પડખે મેલી વિચારું વળી વાવંટોળ ફુંકાય આંખોના કુંડાળાં અંદર, પવન ફુંકાય પાંસળીઓમાં પળ વારે, તો નજર સામે પથરાઈ પડેલ કોતરામણ વલય માફક વલોવાયા કરે મારી આસપાસ, ભીતર. બહાર. બધબધે. વેળ રહી દૂર સરી જાય સઘળું મારી આસપાસનું ને પછી ફક્ત મને સંભળાય પવનના એકધારા ફુંકાયે જતા સુસવાટા. પવન સુસવાટે હાડહાંડલાં ખખડે, ત્વચા લબડે ત્યારે તેની જાણ જાત જાતમાં હોય હાજર તો જાતને થાય તો થાય, નહી તો ફરી હરિઇચ્છા.

 આવરદાના ઇતિહાસમાં ખોડાયેલી જડાઈને જડ થઈ ગયેલી તૂટફૂટ વેરવિખેર પડેલી

ગતવિગત ક્ષણોને એકઠી કરી અહીં થોડીકને પ્રસ્તુત કરવાનો યત્ન કરું. મારો આ યત્ન છે – પ્ર-યત્ન પૂર્વકનો નહીં. જે કંઈ ગત સચવાઈ રહ્યું છે, બચ્યું છે અલ્પથી પણ અતિ અલ્પ તેનું જલ્પન કરું. એ કારણ હું થોડો અતીતમાં સરું. ત્યારે વય હતી વળગણની. સમજની પેલે પાર સમડીસમ ચોમેર ચિત્તાકાશમાં કંઈ ચકરાવો લઈ ઊડ્યા કરતું સતત ભળાતું. છતાં જાણે અજાણે અણસમજણની આગળ શ્રદ્ધાપૂર્વક શિશ નમાવી જાતરા આરંભી. તે જાતરા તે – મહાકાય આગબોટના અંધારિયા ફુવડ ભંડકિયામાં બારદાન, કોથળા, કંતાન કે કહો કાટમાળના ઢગ વચાળ જાતને જેમતેમ ગોઠવી, ખડકી મેલાયેલા માલસામાન ભેળો હું પણ સહુની સંગાથે ખૂણે ભરાઈ બેઠો. કહું, હકીકત જ કહું.

ગીતા ઉપર હાથ મૂકીને નહીં, મારે મસ્તક બેઉ હાથ ધરી કહું, જે કહીશ તે સત્યથી વેગળું નહીં હોય. કારણ જૂઠ શું તે હજુ મારી જાણમાં આવ્યું નથી. ને જે જાણ બહાર છે તે મારે મન બધું બહારનું છે અબઘડી. તો કહું – કુટુંબની અતિ મહત્ત્વાકાંક્ષી ભાવનાને વશ થઈ,

એમની ભાવનામાં મારે ભંગ નહોતો પાડવો, બંડ કરવાની ખોરી વૃત્તિ જ હજુ મારામાં અજન્મ. ભંગ પાડત ભૂલેચૂકે તો ભાંગરો વટાઈ જાત. જાત વટાઈ જાય એનો વાંધો નહીં. અહીં કોઈનો વટ વટાઈ જાવો ના જોઈએ એટલી જ સહુને જાણ ને એવી જ જીદ પણ. અપાઈ ચૂકેલ જબાન ને વટાવી ચૂકેલ રૂપિયોશ્રીફળ પાછાં વળાય નહીં તે બાબતે સહુ કોઈ અફર. હિંમત શું ને બળવો કેવો તેનો આભાસ સુધ્ધાં લોહીમાં નહીં. લોહીઉકાળા વિશે ચોપડીઓમાં ભણ્યો તે તેટલું ત્યાં જ અકબંધ રહ્યું. બળવા બધા ઇતિહાસસ્થ બળબળ બળતા જોઈ આંખો મીંચી દીધેલ તે હજુ ઉઘાડવાની હામ એકઠી નથી કરી શક્યો. કહું, લોહી ઉકળાટનો સળવળાટ બળવો થઈ મનમગજ પર ધબ્બ ઢાંકી દીધેલ ઢાંકણું ખખડાવે ઉપર ધસી જઈ ઉભરા સમ, તેવું મન પણ ક્યાં સાબૂત અહીં, એટલેસ્તો, આગબોટ ભંડકિયે સહુની ભેળો ખડકાઈ પડ્યો રહ્યો ભાવિનું ભાવિ ભળવા.

* * *

પાણીમાં પડેલ પાડો, કે મગરમચ્છ થોડું સળવળે, થોડું ઉપરતળે થાય, જળ સપાટી ઉપર આવી હલબલે ને પાણી થોડાં આગળપાછળ થાય તેમ આગબોટે ઊપડવા ટાણે છીંકોટા માર્યા, ભૂંગળું ગાજ્યું. લંગર છૂટ્યું ને જળ ચર ચર ચિરાયા. હળવો ધક્કો ને સઘળું જળમધ્ય હાલકડોલક, પાણીમાં લિસોટા ઊપસ્યા, ભુંસાયા ને ભૂંગળ વગાડતી આગળ આગળ સરકી. ક્યાંક પણે દૂર દૂરને દેશ જાવા. અઢળક મનેખ ભંડકિયે ખડકાઈ પડ્યું. આગબોટ પાણી ચીરતી, વીંધતી આગળ વધી હશે ને જેટલા તરંગ જળમાં તરવરી તરી લહેરાયા હશે, કદાચ એથીય અદકેરા તરંગ મનમાં તરવરી રહ્યા. તરવરતા તરંગોમાં પરપોટા થયા. ફૂટ્યા. પાછા પરપોટા થતા રહ્યા, તરતા રહ્યા અને રહ્યા ફૂટતા પણ. બપ્પોરી વેળા. સૂર્ય સાવ મધ્યાહ્ને. તડકાનો રંગ તુમાખીભર્યો, તરંગી. શ્યામવર્ણને લાલચોળમાં ઘડીકમાં ફેરવી તોળે તો શુભ્રશ્વેતનું શું ? મન વિચારે. મનને કામ વિચારવાનું માત્ર. એથી આગળ ડગ માંડવાની હામ નહીં મને કે મનને પણ.

આમ ને આમ અન્યમનસ્ક થઈ પડ્યો રહ્યો ભંડકિયે કંઈ કેટલીય વાર. મનભીતર ઊડતા તરંગ પરપોટા ફૂટી ફૂટી થિર થઈ ચૂક્યા. હાલકડોલક થતી આગબોટ આગધુમાડા ઓકતી, પાણી ચીરતી, પરપોટા, ફીણ, મોજાં ઉછાળતી ઉલાળતી આગળ અને આગળ સરક્યે જતી. ભંડકિયેથી આગબોટને છેક ઉપલે માળ જાવાને અડચણો અનેક. મારગ ફંફોસી છેક ઉપર પહોંચ્યો માંડ કરીને. હજુ ધોમ ધખતો હતો. ધીમો ને ધીંગો. પણે દૂર ટોળું વળેલું. સમુંદરલીલા જોવા ઉભરાયેલું. કોઈ વાતમાં તો કોઈ ચિત્તમાં મગ્ન. કોઈ વળી નિજમાં જ નિમગ્ન. કશું કોઈનું સાંભળવાની ઇચ્છા જ નહીં. ઉપરના માળના તીખારા સમ તાપને કારણે ખપાટિયાં તગતગ બળું બળું. તાન. રણરેતી ઊકળે, લાવા થઈ પીગળે, સરે, પથરાય આજુબાજુના પરિસરમાં તેમ પગતળિયાં તાપે શેકાય. હેઠ બળતી ભડભડ ભઠ્ઠી ઉપર મૂકેલ તાવડીમાં રોટલાં શેકાય તેમ અંગેઅંગ શેકાય. અફાટ અમાપ સમુંદરને જોઈ રહ્યો. કશો ઉચાટ મનમાં ઉદ્ભવે નહીં. કારણ મન સમુદ્રસ્થ. જોઈ રહું દૂર દૂર ફેલાતાં, ફીણનાં, આળોટતાં, અફડાતાં, અથડાતાં પાણી જ પાણી. વાટવળાવિયા જેવાં થોડાં પંખીઓ પરિસરમાં ઊડતાં ભમતાં, ચકરાવો લેતાં નજરે પડે. ધૂધળાં થઈ જઈ ધોળાંધફફ ધાબામાં

ફેરવાઈ જાય. ત્યાં સુધી પંખીઓને અનિમેષ બસ જોયા જ કર્યું. કયાં પંખીઓ હશે એ જે આ માયાવી સમુદ્ર ઉપર ચકરાવા લઈ અણથક ઘૂમ્યા, ઊડ્યા કરે ? પ્રશ્ન થાય. પંખીઓળખ

અલ્પ. ઊડે છે એટલે પંખી છે એટલું જ્ઞાન પર્યાપ્ત. પછી પાછું થાય આ પિંજરસ્થ મન પણ ઊડું ઊડું થાય ક્યારનું તો એ પંખી ખરું કે નહીં ? પાંખવિહોણું પિંજરસ્થ ફફડતું. થાય, આવા ઉત્તરહીણા પ્રશ્નોને તરત પાણીમાં તરતા મેલી દઉં પાણી ભેળા, પછી જોયા કરું સરતા, તરતા, સરકતા ક્યાં લગ એ પહોંચે છે તે. ન કોઈ ક્ષિતિજ, ન આરોકિનારો કંઈ કશે ભળાય. જોઈ રહું પણે દૂર દૂર સરક્યે જતા પરપોટા શા પટ્ટ ઊડતા ને ઝટ્ટ ફૂટતા તરંગને.

હું ત્યાં પણે, ઉપલે માળ બેઠો પલાંઠ વાળી. પડખે ઊભેલા ટોળામાંના કોઈ એકે સંગાથે લાવેલ ભાથું આરોગવા પલાંઠ વાળી બેઠો. એને કંઈ સૂઝ્યું તે થોડું ભક્તિભાવે સમુદ્રદેવને ધર્યું. પાણીમાં પડતાં જ જાતજાતની માછલીઓ પાણી ઉપરે તરવરી રહી. એકમેકને વળગી ઉજાણી માણવાને મથી પડી. જોઈ રહ્યો બસ, અમસ્તું જ, એમ જ ક્યાંય લગ જોઈ રહ્યો. જાગતો કે પછી જરી જીવતો જણ તંદ્રા પામે તેમ હું તંદ્રાધીન. એકાએક આગબોટે કાં પડખું બદલ્યું ને ધરણી ડોલી ઊઠી કે પછી ભૂંગળ બજવ્યું ને શોર મચ્યો ત્યારે જરી જાગ્રત થયો. કિનારે કિનારે સરતી સરકતી એની દિશા મેર આગળ અને આગળ ધસી રહી. સંગાથે સંગાથે ઊડતા આમતેમ ફોરાં શાં ફરફર ફરતાં પક્ષીઓ દૂર દૂર થાવા લાગ્યાં. આગબોટ તળિયે હેઠનું જળ સતત વલોવાતું રહ્યું. વલોવણથી ફીણમોજાં ઊછળતાં, પડતાં અને ફરી પાછું એનું એ જ દૃશ્ય રચાતું, ફીટતું અને – હું તાકી રહું પણે તળિયે. તળિયું મને. પાણીની એકધારી તાલલયબદ્ધ થપાટો અફડાય આગબોટ પડખે. પાણી ગર્જી

ઊઠે ઘડીક. ઘડીક ગર્જના આભ ઊંચે ચડે. પાછી પછડાટ ખાઈ પડે પણે પાણીમાં. થાય પાણી ભેળી પળ ત્યાં પાછું સતત બધું ઘુમરાયા, વલોવાયા કરે. જોઈ રહું એકીટશ. ત્યાં કશે કશો ધક્કો વાગે. સજાગ થાવાને કારણ મળે. અકારણ.

એકાએક ઉપરને માળથી પગથિયે સરકી જઈ આગબોટને અંધાર ભંડકિયે જઈ ખડકાઉં. માલસામાન, પેટીપટારા, ગુણીકોથળા ને કાટમાળના ઢગ ભેળો ખડકું જાતને. જરી આંખો ઢળે. ઢળેલી આંખે કાળાં કુંડાળાં આકાર લે. કાળાં કુંડાળાં ભીતર ઝાંકીને જોઉં તો સમુંદરઅંકાશે ઊડતાં ધોળાં બગલાં આમતેમ ચોમેર સતત બસ ઊડ્યાં કરતાં લાગે. હજુ કંઈ દૃશ્ય આંખેથી મનભીતર ઊંડે ઊતરે તે પહેલાં જ આગબોટ ચીસ કાનપરદા ચીરતી મસ્તક સોતી આરપાર નીકળી જાય. આંખો ચોળી, નહીં મસળી મેલી, સજાગ થઈ પલાંઠ વાળી બેસું. કાટમાળ વચ્ચોવચ. કાટમાળ શો.

આમ ઊપડ્યો હતો હું ઘરકુટુંબ ભેળો પરગામ જાવાને. પેલે ગામ જ્યાં કોઈ ધસે નહીં. જ્યાં કોઈ હશે મહીં ત્યાં. મને અણસાર તો આવી ગયેલ મારા સંદર્ભે થયેલી અનેકાનેક વાતોથી. મારા સંગ કોઈ જોડાય કે હું પછી કોઈ સંગ જોડાઉં તેની પાકી ગણતરી સોગઠાં મૂકી થઈ ચૂકેલ. હવે તો સોગઠાંના સોગન દઈ મને પૂર્ણપણે બાંધી દેવામાં આવેલ. હું બંધનયુક્ત. મુક્ત મુક્તિનું વિચારું તો ફક્ત વિચારમાં જ વિચારી શકું. અન્યથા સર્વ વ્યર્થ. આગબોટ સરતી રહી સમુંદરજળ ઉપર થિર થઈ ચૂકેલ અંધારમાં. હું ટમટમ થતા અજવાળે પડી રહ્યો પથારામાં. ઊંઘ આવે તો ઇચ્છું; સ્વપ્ન આવે તો જરી જોઈ લઉં. વળી સ્વપ્નમાં જ જાગરણ કરતો જાગી જઉં અચાનક તો વિચારે ચડું – સ્વપ્ન શાનું ને શાને તે યાદ કરવા મથું. પણ એમ ઇચ્છિત કદી કે કદા ફળે ખરું. ના, નહીં જ. ન પાંપણ ઢળે, ન તો ઊંઘ આવે. જાગરણની આવરદા પળે પળે વધતી રહે. સ્વપ્ન તો રહે સ્વપ્નમાં કેવલ સ્વપ્ન સમ. ફેર કંટાળી ઊભો થયો. આમતેમ કાટમાળમાં અથડાયો. આગબોટને ઉપલે માળ જાવા પગથિયાં શોધવા મથ્યો. મથામણ આખરે અંધકારમાં ફળી. આવી ઊભો. સર્વત્ર ફેલાયેલ સર્પફેણશો ફુત્કારતો અંધકાર મને આવકારવા ઉત્સુક જણાયો. એ પણ મારી જેમ જ સાવ એકલવાયો ને અટૂલો. થિર અહીંતહીં, ત્યાં પછી, ખૂણે ખૂણે સર્વત્ર વ્યાપ્ત. કશું ખોળીફંફોસી રહ્યો હશે. લપકારા મારી જીભે કંઈ કશું ગળી જાવા તત્પર તે કદાચ અબઘડી લગ સૂર્યને, ચંદ્રને; તારાનિહારિકા કે કહું આભને ગળી ચૂક્યો હશે. મેં દૂર દૃષ્ટિ કરી કશું જોવા પારખવાને યત્ન કરી જોયો. સઘળું ગહન અંધારમાં ગાયબ. છૂમંતર. સઘળું પ્રગટ કરવાને મંત્ર ભણો તો પાસે ઊડતાં તમરાં મંત્રોચ્ચાર સાંભળીને કર્ણમૂળ કરડે. ત્યાં ચત્તોપાટ પડી રહ્યો. ઉઘાડફાટ આકાશને એકીટશે તાક્યા કર્યું. ધુમાડા ઓકતી આગબોટ આગળ સરક્યે જાય. ધુમાડા ધીમે ધીમે આભ ઉપર તરે, સરે, ફેલાય, રેલાય ને ઘડીકમાં વિલાઈ ક્યાંક અલોપ થઈ જાય તે જોયા કરું. બસ અપલક જોયા કરું.

ઉંમરની ઊગમણી વયે પાણિગ્રહણની પીડા વહોરવા મને કોઈ ઢસરડી લઈ જઈ રહ્યું છે. શરણાઈના સૂર વાગે કે ખોટકે તે ત્યારનું, પણ અત્યારે મનભીતરે શૂળના સૂર આલાપ લેતા સંભળાય. બેઠો થઈ જોઉં પણે દૂર જરી તો એક દીવાદાંડી પ્રકાશને પડછાયા કરી વેરે

પાણીમાં. ન અવાજ થાય કશો, ન તો પડઘા ઊઠે ક્યાંય, છતાં સતત એકધારા પ્રકાશ-પડછાયા ચોમેર પાણી ઉપર સંતાકૂકડીની રમત રમ્યા કરે. એકાકી દીવાદાંડી ત્યાં અડીખમ ઊભી. અહીં સરસર સરતી આગબોટ આગળ વધતી સરતી મગરમચ્છ ગતિએ. અગતિમાં

અટવાયેલો હું પડ્યો રહું પાટ પર. ઘડીક બેસું. લેટું. આળોટું. પાછો ઊઠી અન્યમનસ્ક અન્યને, મને જોઈ રહું. અમસ્તો, અર્થહીન. અર્થહીણો.

ધૂંધળા ધુમ્મસઘેર્યા અર્ધઅંધકારમાં ક્યારે આંખ ખૂલી ગઈ તેની જાણ થઈ નહીં. પો ફાટતો જણાય. જોઉં તો ચોતરફ આછો ઉજાસ પથરાયેલો. આગબોટ બસ એકધારી સતત સરક્યે જવું એ જ ધ્યેય હોય તેમ સરસર પાણી કાપતી મજલ આગળ ધપ્યે જતી. જોઉં તો પૂર્વમાં સૂર્ય ફણગા કાઢવા મથે. દિશા રતૂમડી. ફૂટુંફૂટું થાતાં કિરણો પાણી ઉપર ફૂલ શાં તર તર તર સરે, પાછળ વળી જોયું, પશ્ચિમે તો પીળો ચંદ્ર ક્ષિતિજની પેલે પાર ડૂબકી દઈ પાણીમાં ક્યાંક અલોપ થતો ભળાયો. ત્યાં પાણી થોડાં પીતવર્ણ. આકાશમાં આ મેર, તે મેર, ચોમેર પક્ષીટોળાં ઊડાઊડ. આગબોટ માંહે સર્વત્ર ખળભળાટ મચી ગયો. સફરીજણ સહુ જાગી ઊઠ્યા. જાણ્યું. થાનક હવે થોડી વારનું છેટું. ત્યાં ફેર ધાંધલધમાલ શરૂ. આગબોટે અગાઉથી ગોઠવાઈ બેઠેલા ખારવા બાંયો ચડાવી સજ્જ. ગાદડાંગોદડાં, ગાંસડીપોટલાં. પેટીપટારા, માલસામાનનો ખડકલો એક પા ખડકાવો શરૂ થયો. સહુએ પોતપોતાની શોધ આદરી ઝટ્ટ થાનકે પહોંચવા થનગન. વેળ રહી આગબોટભૂંગળું ભભૂકી ઊઠ્યું. ધુમાડો આકાશે ફેલાયો. ભૂંગળાફૂંક કાને અફડાઈ આરપાર નીકળી ગઈ. ધરા ધ્રૂજી ઊઠે તેમ આગબોટે થડકો આપ્યો. આંચકાભેર કાંઠેથી દૂર, થોડે દૂર ખોડંગાઈ થોડી, પછી અટકી ઊભી. એવામાં સામેથી હોડીહોડકાં આગબોટ મેર આવતાં જણાયાં. હો હો ને હેઈસો હેઈસોના હલકારાપડકારા ચારેકોર સંભળાયા. આગબોટ ઊભી. પડખે હોડીહોડકાં તરેસરે. પડખું સેવવા મથે. ઘડી આઘાં થાય, પાછાં થાય ને વળી થોડું થંભે. રાંઢવુંરસ્સી ઝીલી થિર થાય. ત્યાં ખારવાઓ માલસામાન પેટીપટારા છુટ્ટે હાથે આગબોટેથી હોડકે ઘા કરે. હોડીહોડકે ઊભેલ ભેરુ જણ ઝીલી લઈ ત્યાં પાછો ખડકલો માંડે. ગાળગલોચ ગોળ ખાતા હોય તેમ એકબીજાને હેતે ખવડાવે, ખાય ને પ્રેમે પ્રસાદસમ પ્રવાસી જણને પણ સુખડી ચખાડે. કોઈ વૃદ્ધ વડીલને પણ ઊંચકી ખડકી મેલે હોડકે કે બાળબચ્ચાંને પણ કૂખે ઊંચકી ફૂલ જેમ સેરવી દે માલસામાનના ખડકલા ભેળું. ગાળગલોચ ગલોફે પાનડૂચા જેમ ભરી બાઈબહેનોનો મલાજો રાખી હાથ ટેકણે એમને પણ હરખભેર હોડકે સલામત પહોંચાડે. જોનારને જોણું થાય. જોણું જોનાર સઘળું જોતાં જોતાં પોતામાં ક્યારેક ખોવાઈ પણ જાય.

હાશ. આખરે બધું પટોપટ આટોપાય. આગબોટનું ભર્યું પેટ ખાલી થઈ હોડીહોડકે ભરાય. જેમ જેમ હોડકાં માલસામાન માણસે ભરાતાં જાય તેમ તેમ સરતાં થાય આગળ. આમ કાંઠાની દિશા મેર કાંઠે પહોંચ્યા પછી જાણ થાય કે જળ તો કાંઠે અફડાઈ પાછાં વળી ઓટમાં આવી સમુંદરમાં ધસી ગયેલાં, ભળી ગયેલાં ભળાય ત્યારે ગાડાવાળા બળદોને ઘોંચપરોણ કરતાં ઠેઠ ગોઠણ લગ પાણીમાં હોડકાં પાસે આવી પહોંચે. પાછો ખડકલો ગાડામાં ગોઠવવા મથે. મથામણને અંતે માંડ કરી પૂગાય પણે કાંઠે-થાનકે આમ સમુંદરસફર



એતદ્

પૂરી થઈ તે હેમખેમ કાંઠે પહોંચ્યા. ગંગા નહાવા કે ગોમતી તે તો મન જાણે પણ ખારા પાણીની વાછંટે અંગના અણુએ અણુમાં ખારાશ પસરી ગયેલી હોય તેની જાણ જરૂર થાય. ખારાશને ત્યાં જ કાંઠે સેરવી આગળ જવાની મથામણ. ક્યાં જાવું ને કેમ જાવુંની ગોઠવણમાં ગળાડૂબ પ્રવાસીજણ શું શોધે, શું મળે એને, એની જાણ એને કંઈ કશું આગળ જાવાને મળે ત્યારે થાય.

જોઈ રહું તાલ તમાશો. ન ઢોલ, ન ત્રાંસા, ન તો નગારું કે પડઘમ. મનોમન વગાડું વિચિત્ર વાજિંત્ર. જેના સૂરલયતાનનો કોઈ મેળ મળે નહીં. હું પણ સહુ ભેળો ભળ્યો ને ગોઠવાયો ગાડે. ગાડાખેડૂ ગાડું હાંકે. ગાડું સબળડખળ પથરાળ પટ પર ખટક ખટક આગળ વધતું રહે. પથરાળ પટ વટાવી ધૂળિયે રસ્તે આગળ વધે. ગળાખેડૂ બળદ પૂંછડીએ જેટલાં બચકાં ભરે એટલાં ડગ બળદ ભરે. જેટલી પરોણી બળદપીઠે, હાડકે પછાડે એટલાં ડગ દોડે. આમ જાતરા પેલી મેરના ગામે જાવા ઊપડે. ગાડા ઉપર ન છત્તર, ન પતાકા કે ન તો કોઈ છાંયો. પંડનો પડછાયો જાત માથે પાથરી આકરા તાપમાં આકળવિકળ થાતાં આગળ વધવાનું રહ્યું અકડાતાં અંગે, વિકળાતા મને. ગાડા વાટે અડખેથી બાવળઝાંખર શૂળ જરી છરકો દઈ દૂર સરકી જાય. પીડા થાય. લોહીની ટશર પણ ફૂટે. પડખેથી વળી આકડા થૂવેર કાંટા પણ અડપલું કરી લે અંગ સંગ.

દૂરથી માફાબંધું ગાડું આ તરફ આવતું દેખાયું. થોડા શરણાઈસૂર ઢબૂકતા ઢોલના અવાજે દબાઈ જતા પણ સંભળાયા. સમજાયું, કોઈ જઈ રહ્યું છે સજીધજી પાણિગ્રહણ કાજે. માફાબંધ ગાડું નજીક ને નજીક સરતું વેળ રહી પડખેથી પસાર થઈ ગયું. પાછળનાં ગાડાંઓમાં જાનૈયાં લગનગીતોની લહાણ લેતાં સંભળાયા. ક્ષણમાં ક્ષણ ભળી ને ક્ષણ છણકો કરતી પસાર થઈ ગઈ. હું ક્ષણભર જોઈ રહ્યો. ભાવિનું ભાવિ. હું પણ ગ્રહણદશામાં આગળ ધપી રહ્યો. કુળકુટુંબનું પણ, પાણી, પાણી, હેમખેમ રાખવા પીઠી ચોળી પનોતી પળ પળપળ છળ રચી રહી હતી મારી ભીતરે, બહારે, બધબધે. લાંબા કંટાળાજનક પ્રવાસ

કારણે શરીરમન પર કંટાળો આળોટી રહ્યો. જેમ પણે રેતપટમાં હોલાંલેલાં આળોટે તેમ. થાક કારણે આંખો ઘેરાઈ. પાંપણો ઢળી. પડખે કોણ બેઠું તે જોયાજાણ્યા વિના ખભે ઢળી પડ્યો. ઊંઘમાં મારે માથે કોઈ હળવે હળવે હાથ હથેળી ફેરવી રહ્યું હોય તેવો ભાસ થયો. ઊંઘમાં કેટલેય દૂર નીકળી ગયો તેની મને જાણ રહી નહીં. એકલવાયો સાવ અટૂલો. ભય લાગ્યો. ક્યાં અટવાયો, ભેરવાઈ પડ્યો તેની જાણ થઈ શકી નહીં. મનોમન થયું, આ સાવ ઉજ્જડમાં ક્યાં પહોંચી આવ્યો એકલરામ ? જ્યાં જાવાને ધાર્યું છે તે ધારેલું કેમ થાશે ? પાછું કેમનું વળાશે ત્યાં પહોંચવાને ? ઊંઘમાં કે પછી સ્વપ્નમાં વિચારધારા વણતૂટ આગળ વધી રહી. શાને નીકળ્યો સહુનો સંગાથ છાંડી આમ એકલઅટૂલો ભટકવા કાજે ? પ્રશ્ન પૂછું મને. ઉત્તર મળે નહીં મને. ગળે, છાતીએ કોઈ ભીંસ ભરડો દેતું હોય તેવો આભાસ થયો. મનભીતર ખટ્ટ કરતું કંઈ ખોટવાયું. આંખો એકાએક ઊઘડી ગઈ. ગાડાપૈડું ઘોંચમાં ભરાઈ જવા કારણ આગળ ધપતું અટકી ગયેલ. સહુ નીચે ઊતરી ગાડાને વાટે ચડાવી વળી વેળ રહી આગળ. ત્યાં કોઈ – ગામ પાદર પણે ભળાય. પાદરે પૂગ્યા. સહુ કોઈ ઠેક દેતુંક

ગાડા હેઠે. હું પણ. પાદરે ખોડાયેલા પાળિયાઓને એકીટશ જોઈ રહ્યો. પાળિયા માથે રેડાયેલ સિંદૂરના રેલા વહી જતા જોયા. જોયા જ કર્યું. મારે માથે, કપાળેથી પ્રસ્વેદબિંદુઓ આકાર ધરતાં આંખોને અડકી, અટકી તપ્ત રેતમાં પડ્યાં. છમકારો થયો હશે કદાચ. મેં જાણ્યું મારી અંદર કશુંક બહારનું છમ્ કરતુંક પ્રવેશી ગયું લાગે. ચુપચાપ સૂનમૂન ઊભો રહ્યો. આગળનું આગળ વધારવાને.

સાજનમાજન ગીતફટાણાં ગાતું મહાલતું આવી પહોંચ્યું પાદરપટમાં. પોંખવાને. બધો વિધિ આટોપાયે હું મને જોઈ રહ્યો – પીંખાયેલો કે પોંખાયેલો. આવરદાની ઊગમણી કોર હજુ માંડ ઊછરતી, ઊછળતી વયને વીંધવા સહુ હરખભર્યા, હોંશભર્યા. હું જોઈ રહું સઘળું. એમની હરખહોંશને હણવાની મારામાં હામ નહીં હોય. નતમસ્તક અનુસરી રહ્યો સર્વના આગ્રહને, સઘળા ક્રમને, સઘળી ક્રિયાને ભ્રમ સમજી પદેપદ માંડતો રહ્યો. સમજને ધરબી દીધી ભર્યા નાળિયેરમાં. ફૂલેકું નીકળ્યું. મહાલ્યું, માણ્યું જણજણે. પાણિગ્રહણને શુભ અવસરે સહુ આવી ઊભાં પણે – આંગણે. ફેર ગીતફટાણાંની લહાણી, લેવડદેવડ પૂર્ણ થઈ. શુભ અવસર ટાણું ઊગી ચૂક્યું પેલે ઘેર. હરખે હરખે નાળિયેર વધેરાયું. બે ફાડ પડી. સામે પડેલ બંને ફાડને એકીટશે જોઈ રહ્યો. એક ફાડમાં મારો ચહેરો વિલાયેલો, વિખરાયેલો, પીંખાયેલો દેખાયો મને. બીજે ફાડિયે જોવાની હોંશ, હામ ના રહી. નાળિયેર ફોડાયું. વધેરાયું. હરખભેર. બે ફાડ પડી. પાણીછાલક મોં પર ઊડી આવી. આંખેથી સરી છાલકપાણી ભેળાં એકાદબે કે વધુ થોડાં અશ્રુટીપાં પણ ટપક ટપકી પડ્યાં. મારી સાવ જાણ બહાર જ. નીચે વળી જોઉં તો બન્ને ફાડિયે પાણી છલોછલ છાલક મારે. એકમાં મારી પ્રતિછવિ સાવ ધૂંધળી તરવરી રહી. અન્ય ફાડિયે હું હવે શું શોધું ? એ શોધ હજુ લગણ અજન્મ જ રહી.

પ્રાણજીવન મહેતા

•

**વામ નાનેરું નામઠામ વિનાનું ગામ**

શરીર પરના કોઈ તલથી થોડું અદકું અને હથેળીમાં પડેલા ચાઠાથી અધિક નાનેરું ગામ. ગામ નામના બે અક્ષરમાં આખ્ખેઆખું ગામ વીંટળાઈ વીંટો વળી જાય એવડુંક અમથું. ગામનો વિસ્તાર માપવા કે પછી પામવા વામ મોટી પડે ને વેંત જરીક નાની. એવડું અમથું ગામ.

ઘરબારણે સાંકળ દઈ પગે ખાસડાં કે સપાટ ખોસી ઘર બહારા આવી ઊભા રહો તો ઘર પણ ના પૂછે કેમના જાવ ? પાછળ એક નજર ફેરવી, પડું પડું થાવા મથતો ડેલો કે ડેલી વટાવી, આંગણ ઓળંગી શેરીમાં આવી ઊભો તો ચારે મેરનો સૂનકાર પડખેથી સિસકારા કરતો સરી જાય તેની જાણ કાન સાબૂત હોય તો તરત થાય. ગામની ધૂળેલી શેરી. નકરી ધૂળ ધૂળમાં આળોટ્યા કરે દી આખો ને રાત અડધી. ધૂળ ધોવાઈ ઊભેલું પરિસર. પરખાય નહીં કોનું ઘર કોનું ને કોનું ખંડેર તે કોનું. મેડીમોલાતો તો શમણે પણ જોવા મળે નહીં અને ગામલોક આવું અમથું શમણું જોવે પણ નહીં.

ધૂળેલી શેરીમાંથી પસાર થતાં આ પડખે ને તે પડખે ઊભાં ખોરડાં. ખંડેરના પર્યાય જેવાં. ખોરડાને ખંડેર કહેવાય નહીં તેમ ખંડેરને પણ ખોરડું કેમ કહેવાય ? ખોરડાં જોઈ રહો બસ. કોઈ ઊંચેરા જરી તો વળી કોઈ નીચેરાં નાનકાં. વળી કોઈ એક પડખે પડ્યાં બપ્પોરી ટાણે વામકુક્ષી વેળ માણતાં લાગે. તો પાછાં અદકેરાં ખોરડાં ઊંધમૂંધ પડ્યાં હોય પોતાની જાતભાતને પટમાં પહોળી પાથરી. ઊભાં ખોરડાંથી અદકેરાં આડાં ખોરડાં અતિ. અવળી કૂખે કણસતાં, વરસાદે વણસીને પટ્ટમાં ફસકી બેસી પડેલાં ઘણાં. મોભ નેવાં નળિયાં બધું કડડભૂસ થઈ ખડકલો ખડકાયેલો હોય. નકરા પાણા ઢગના ઢગ અને તૂટફૂટ નેવાંનળિયાં આડાંઅવળાં એકમેકની હૂંફે હાંફતાં, જાત શોધના તડકે તપી ભૂખરા રંગની રંગત માણતાં

પડ્યાં હોય ને ફેર ચણતર ચડતરની ભિક્ષા માગતાં ટળવળ ટળવળતાં જોનારની નજરે જરૂર પડે.

ખંડેર તરફ નજર જાય જરી અમથી કોઈ કારણ વિના. ત્યાં ધણમાં ન ગયેલાં, વય વટાવી ચૂકેલાં, વસૂકી ગયેલાં, હાડપિંજરે ચામડી લટકાવતાં, ઊંડે ઊતરી ગયેલ ઉદરમાં હાડકાં ખખડાવતાં ઢોરઢાંખર ચોપાં, ખંડેર થઈ ગયેલાં ખોરડે ઓખરની આશમાં માથું આમતેમ નાખતાં અચૂક જોવા મળે. કશુંક ચગળવાને અને પછી નિરાંતવા વાગોળવાને કંઈક ફંફોસતા ફરે. નકરો ગંદવાડ સૂંઘતાં, પથ્થરઢગ વચાળ અથડાતાંકૂટાતાં ભૂખ ભાંગવા ઓખરની આદતે વણછૂટકે કેળવાયેલાં, ટેવાયેલાં ચોપાં પણ ઓખરને ઝટ્ટ ઓળખી લઈ ભાંગ્યાતૂટ્યાં ખોરડાંખંડેરોની પછીતે પટ્ટ પૂગી જાય.

શેરી વટાવી ગામચોતરે આવી ઊભો શ્વાસ લેવા. કૂતરાં પોતાના પડછાયાને સૂંઘી ત્યાં ટાઢક શોધવા મથે. નહોરે ભોંય ખોતરે. ખોદે. ભીનાશ પરખી ટૂંટિયું વાળી જાતને આમતેમ ગોઠવવાની મથામણે પોતાને જ જરી બચકું ભરે. લાળી લાંબે સૂર લંબાવે. ટૂંકાવે. થાકી અંતે ખોદેલ ખાડા પડખે માથું ખોડી ટેકવી આંખ મીંચતાં હાંફે. હાંફધમણ ધખતી રહે. ચોતરે કોઈ, ગામના એકલાઅટૂલા એકલદોકલ એકબે વયસ્કો આંખે નેજવાં કરી વાટેથી પસાર થતા જણે જણને જોઈ રહે. ઊતરતી વયે એકમેકની વાતો વાગોળી થાકે તો ગામપંચાત હાજરાહજૂર. કાન દઈ સાંભળો તો ગામ આખાની રજેરજ માહિતી વણ છાપે ચોપાનિયે કાનોકાન છપાતીવંચાતી રહે. કૂથલીકથાએ બોખે મોં મીઠાઈ ખાધાનો અનેરો મલકાટ વરતાય. સુણનારને કાને કીડા સળવળી ક્રીડા કરે ત્યારે તે તહીંથી ભાગી છૂટવા છટપટે સાંભળ્યું બધું સમજવા સાટે.

ડાબેજમણે આગળ વધતાં ગામ ઉકરડો રોજે રોજ ઊંચાઈ વધારતો પહોળો થઈ પટમાં પગ ખોડી અડીખમ ઊભો હોય. ઉકરડા ફરતે ગર્દભગણ હોંચીસૂરે આલાપતા, આળોટતા વા ઉકરડાને લાતે લાતે ઉલાળતા નજરે પડે. પડખે શ્વાનસમુદાય ઉકરડે કંઈ ને કંઈ ફેંદ્યા કરે. ઉંદર આ મેર કંઈ કોતરે ફોતરે ઉકરડા પડખું તો પણે છેટે પાછી વાઘમાસી બાઈ હમેશની બિલ્લી બેઉ આંખો ઢાળી કશે તરાપ મારવા તત્પર બેઠી હોય વા વંડી ટેકે ખડે પગ ટાંપી ઊભી હોય. માખી મચ્છર કીડા મકોડા ક્રીડા કર્યા કરે હમેશનાં. કદા ગામ મેર વાપવન ફુંકાય તો ઉકરડો ગામ આખામાં ઉબકારૂપ ધારણ કરે. તો વળી કો કામગરો ખેડૂ પાવડે ઉકરડાને ગાડામાં ખડકતો પણ નજરે પડે. પણે ખેતરવાડીમાં પથરાય. વાવાદળ વરસે. ઉકરડો અંગેઅંગ થઈ કણકણમાં ઊગી નીકળે પાછો.

ઉકરડાને ઠેકી પણ પૂગો. આ રહ્યો ગામ આખાનાં વસૂકી ગયેલાં, ખખડી ખડૂસ થઈ ચૂકેલાં, તો વળી વિયાવાની વાટ જોતાં, દૂઝણું બંધ થાવા કારણે તત્પૂરતા ખેડૂતને બોજ બનેલાં ઢોરઢાંખર અહીં ઢોરવાડે ખડકાય. બંધાય. ઢોરવાડે ક્યારેક ચારચારાનો પુરવઠો પહોંચે તો ઢોરભૂખ ભાંગે ક્વચિત્. ક્યારેક ઉપવાસ એકટાણાના વારા આવે. તો અગાઉનું આરોગેલું ફક્ત પછી વાગોળવા વારો આવે. લબડી પડેલી ચામડી પરથી માખમચ્છરબગાઈ ઉડાડવા માંડ માંડ પૂંછડી પટકે ઠેકઠેકાણે. ક્યારેક આંખેથી સરી જતા પાણીટીપામાં પટમાં હવાડો દેખી મોં નાખવા મિથ્યા મથે પણ ખરું ઢોરઢાંખર. મિથ્યાને મનોમન વાગોળ્યા કરે નિરાંતવા.

હવે આમ ડાબે વળો કે જમણે – બધે જ ભૂત રહે ભેંકાર. વાટ ચાલતાં ધૂળ ઊડે નકરી. પગે પહેરેલાં ખાસડાં કે સપાટ પટપટ ધૂળ ઉપરે પટકાયા કરે અને ધૂળગોટા ઊડે આસપાસ. હથેળીએથી હડસેલો માટીધૂળરજ. હડસેલે આગળ વધ્યે જાય. વગર ખાસડે આગળ વધો તો તપેલી ધૂળે પોતપડછાયે પગ માંડી આગળ વધવાનું રહે. ન સામે કોઈ જણ મળે, ન તો જનઅવર ને સૂમસામમાં પટપટ પગ પછાડતાં આગળ વધવાનું રહે. નર્યો સૂનકાર ને શૂન્યાવકાશ ગામ આખાને ભરડો લઈ ભીંસ દેતો ભળાય.

આમ ડાબેજમણે કરતાં આવી પુગાય પળ રહી પાદરે. પણે દેરી ઉપરની એકાકી ધજા પવનપૂંછડી પકડી ફરફરનો હરખ મનોમન માણતી નજરે ચડે. પડખે ઊભા પાળિયા બેચાર વાતે ચડી, પોતાનો ભૂતકાળ પટમાં પાથરી એકમેકને અનેક વાતો કથતા હોય તેવો ભાસ થાય. માથેનું સિંદૂર આકરા તાપે રેલા થઈ રેલાઈ જતું પટ લગણ અને પડખે બેઠાં ચકલાં હોલાં કાબર કબૂતર ચણોઠીકણ સમજી બેસે સિંદૂરટપકાં ફોલવા. પૂરા પરિસરમાં રઝ્યા કરે ભૂત ભેંકાર જેનો નહીં પડઘો, નહીં તો પડકાર. દેરી આગળ થોડું થંભી, શિશ નમાવી નમન કરી આગળ વધવાનું ઘડી મન થાય.

આ આવી પૂગી સીમ. સીમ પણ ખોબાથી જરી અદકેરી. થોડાં આવળબાવળ, ઝાડઝાંખરા, ખેરબોરડી ને ક્યાંક વડપીપળ કે લીમડો વળી. વડની વડવાઈઓ પવનઝૂલે ઝૂલણ ગીતે હલબલ પોતપોતામાં ઝૂલ્યા કરે, ભળ્યા કરે. લીમડેથી લીંબોળીઓ ખરી પડી હોય પટમાં પીતવર્ણ પથારો પાથરી. ઉપર કાગકબૂતર કાબરહોલાં નાચેકૂદે, સરેલસરે. પીપળપાન ખર્યા કરે. પવન સપાટે પરિસરમાં સરસર ફેરફુદરડી ફર્યા કરે અહીં તહીં ઘડીક અને પવન ફૂંફાડે ઘડીકમાં પસરીસરી જાય ઠેઠ પણે. તો વળી પણે નજર જાય તો મોરઢેલની રમતગમત જોવા મળે. મોર કળા કરે નવરંગી પીછાં ઉલાળીઉછાળી. થનગન નાચ નાચે. કદીક ટહુકો વહેતો મૂકે વાટવચાળ ને સંભળાય ગહેકગાન. ઢેલ ઢોલ વગાડે તો પણ જાગે નહીં એવી તે

નિજમાં નિમગ્ન. હેઠ પડેલ દાણા ચૂગવામાં મગ્ન. પંખીજગના તોરતરીકા વેગવેગળા. જોઈ માણવાનું મન થાય.

ખોબાથી જરી અમથી અદકેરી મોટી એવી સીમ તો સટ કાઢો એવામાં સમેટાઈ જાય. પછી નજર પડે પડખે પેલી પા તે ખેતરવાડીનાં નાનાં નાનાં ચોસલાં. ઘરમાં ગોળપાપડી કે મોહનથાળ ઘીથી લચપચ ત્રાંસમાં પાથરી દઈ તાવીથે સરખા માપનાં ચોસલાં પાડી મૂક્યાં હોય – અદલ તેવાં ચોસલાં ભાળી રહો. ખેતરવાડીના સેઢે સેઢે પથરાઈ પડ્યાં હોય થોર ને કાંટાળાં સુક્કાંભઠ્ઠ ઝાડ-ઝાંખરાં. વાડમાં વાડાબંધ થઈ ચૂકેલ ખેતરવાડી – ખેડૂતને મન એમ કદાચ વાડીખેતરને પગ ફૂટ્યે ક્યાં પણે ઠેક દેતાંક પેલે પાર વાછરડાંની જેમ છૂટી છટકી નાસી ના જાય પોતપાશથી.

થોરથુવેરની પથરાયેલી વાડે વાડે ચાલતાં રહો અને મન થાય જરી થુવેરઆકડાને અડકવાને, અડકીને બટકવાને તો ડાળ બટકો પછી. દૂધાળું ટપકટીપું ટપકી પડે હાથઆંગળ વચાળ. સૂર્ય તાપે ચળકી તાકી રહે તમને, તમે ટપકાને પળ વાર. નરી ચીકાશ

હાથઆંગળીએ ચપટીમાં ચીપકી રહે; તે એવી કે હવે કદી આકડાને અડકવું નહીંના સમ ખાઈ બેસો ત્યાં જ. કાંટાળા ઝાંખરાંવાડની એકાદી નાની ઝાંપલી કૂદવા મથો. મથામણમાં ધ્યાન ચૂકી જાવા કારણે ઝાંખરકાંટા ઉઘાડ પગતળિયે વા ખાસડાસપાટ તળિયેથી આરપાર નીકળી પગપાનીએ ખૂંપી જવાનો પૂરેપૂરો ખતરો, ખતરાને હેમખેમ પાર કરી કૂદી પડો ખેતરવાડીમાં કૂદકો મારી, પાધરો પ્રવેશ. સાત સાવધાની રાખો તો પણ શૂળને ક્યાંથી પગપાનીની ગંધ આવી ચડે. ગંધથી પતે નહી તે છેવટ શૂળ ભોંકાય તે ભોંકાય જ. ઓય મા કરો કે વોય મા, લોહીટશર ફૂટી ચૂકી હોય નક્કી. પગપાનીએથી લોહીટીપું ટપક ટપ દેતું પટપાથરી ધૂળ વચાળ પડે ત્યારે જાણ થાય શૂળની ને સણકાની. આંગળીએથી લોહીટશરટીપું ઊંચકી મોંમાં આંગળ મેલી મમળાવો પળ, પછી પગપાની ધૂળરજોટી ભભરાવી મેલી આગળ વધવું રહ્યું આમ. શૂળ ભોંકાયે સિસકારો નીકળી જાય તે ખેતરવાડી વટાવી સીમસીમાડેથી સરી જઈ પાદર પરની દેરીપતાકે જઈ પટકાય ને દેરીપતાકા ફરફર ફરક્યા કરે તે ભાળી રહો.

વાડીપ્રવેશ કર્યો નથી ને પણે વૃક્ષડાળે બેઠેલાં કોયલકીરનો કલશોર સંભળાયો નથી. પટવચાળ આમતેમ ફેરફુદરડી ફરતાં મોર-ઢેલના ટહુકા કેકારવ ક્યારેક ગહેકી ઊઠે, મહેકી ઊઠે અને વાડી ખૂણે ખૂણે પડઘાયા કરે. કાને સ્વર્ગ સ્વર શા અથડાય, કાન આસપાસ ઘુમરી લેતા ઘુંટાય, ઘુંટાઈ ઘટ્ટ થાય તે પૂર્વે જ પાછા પવન ભેળા દૂર દૂર સરી જાય. તો વળી કાગડાનું કા કા કે કાબરનો કલબલાટ પણ વ્યંજન શો માણવા મળે. પાછા પગ ઊપડે આગળ ને આગળ. લીલીછમ વાડીમાં પ્રવેશી જોઈ રહો લીલોતરી. લહેરાયા કરે ચોસલાંબંધ પાડેલા કિયારામાં. ધોધમાર ધોરિયે છોડાતાં પાણી ધસમસ ધસતાં રહે કિયારે કિયારે. ધોરિયાને પડખે પડખે રોપી દીધેલી નાળિયેર ખજૂરી આંબાવૃક્ષ લહેરાયા કરે. પિયતે પિયતે મહોર્યા કરે. મહેક્યા કરે વાડી-પટે.

પેલી પા સુક્કા ભઠ્ઠ ઉઘાડઅંગા ખેતરમાં પ્રવેશો. એકલવીર એકાકી ચાડિયો આવકારવા રાહ જોઈ ખડે પગે માથે ઠીકરાટોપી પહેરી ઊભો હોય. ખેતર સુક્કું, પથરાયેલી માટી સુક્કી – પાણી ઝંખે. ઠેર ઠેર પડ્યાં ઝાંખરાં એકમેકનું પડખું ઝંખે – ઘસે. ઢેફાં પડખે રડ્યુંખડ્યું કોઈ પંખી ચણચણ શોધતું પીછું ફરફરાવતું આમતેમ ફર્યા કરે ફેરફુદરડી. ચણ મળે કે કણ ચાંચ હંમેશની ઉઘાડી રહે. તાપથી તપેલ ભૂખરી માટી તડકાને પણ પડકારે. ચાડિયા માથે અવળચંડું કોઈ પંખી ચાંચ ઘસે. તેનો પડઘો ચાડિયો સાંભળે કે કેમ તેવી શંકા ઊપજે જોનારને. ચાડિયો કદાચ આવનારને આવકારી હરખાય મનોમન ને સમજે ચાલો, મારી જેવો કોઈ જણ ભેરુ ભટકી ભટકી મારી ભાળ કાઢવા આવ્યો અંતે.

ખેતરવાડી વટવી આગળ વધવું. આમતેમ ત્યાં પણે. સુક્કા વગડા ને વળગવું. ઝરણથી અદકેરો વહેળો. સાવ સુક્કો. વરસાદ ભૂલેચૂકે વરસે તો ફક્ત ભીંજાય રેત. વહેણ આવે વાટકા જેવડું. ભીંજાય થોડી ભોંય. ભોં ભીતર ભેજ ઊતરે તે પહેલાં જ તપ્ત તાપે શોષાઈ જાય સઘળું. વરસાદ થંભે તે પહેલાં જ સુપ્ત રેતકણ વગડો પડ્યો રહે સુસ્ત અગાઉની જેમ જાત આટોપી પંડમાં. બધી મોસમ વગડાને મનબારા. ઉનાળે ધખવુંતપવું તપસ્વી શું.

શિયાળે ઠરવુંઠીંગરાવું, થરથર થરથરવું મનસ્વી શું. પણ વરસાદે ના તો પલળવું, ન વહેવું ને બસ ત્યાં ને ત્યાં અલખધૂણી ધખાવી પડ્યાપાથર્યા રહેવું અવધૂત શું, પહેલેથી પહેલાંની જેમ તે આજલગ કે વળી આવતીકાલ લગ પણ.

વાદળહીણા અંકાશે ગીધાંસમડી ઊંચે ઊડે. ચકરાવો લઈ સરી જઈ સરરર સરતાં ભળાય ત્યારે થાય સીમાડાના કોઈ છેડે કો ઢોરઢાંખર ભૂખતરસે ટાંટિયા ઘસતું આખરઘડી ગણતું માંડ સાંસ લેતું પડ્યું હોવું ખપે. ઢોરઢાંખર તો છેક છેવાડે; નરી આંખે ન ભળાય. પણ ઊંચે

ઊડતાં ગીધાં સમડીના ચકરાવા ચકરાવે ચડાવે નક્કી. પટમાં પડતા એમના પડછાયા. પડછાયે પડછાયે દોડી દોટ મૂકી એમને દૂર દૂર હડસેલી મૂકવાને અમથી ઇચ્છા થાય. પડછાયા હાથ ના આવે. પકડાય નહીં. ઇચ્છાથી આગળ કશે જવાય નહીં. ક્યારેક ભો પણ જાગે મન ભીતર; કે સીમવગડે સરી જતું હાડચામ ભર્યું કો જણ. એ જણને ભાળી ત્રાટકી પડે તન પર નહોરપંજા વીંઝતા એ ગીધાંસમડી એકાએક, તો ત્યાં જ વીંખાઈ પીંખાઈ પડે એ જણ. ભો જેવી ચિત્તને ભેંકાર કરી મૂકતી બીજી કોઈ ચીજ ના મળે. ભયથી થરથર ત્યાં જ વાટ વચાળ પગ ખૂંતી જાય ભયસોતા રેતમાટીમાં. મન ભાંગી જાય પાણીભર્યા માટ સમ.

અને એ પાણીરેલો જોઈ રહેતાં –

પ્રાણજીવન મહેતા

•

## સાંબેલા સંગ વાજે મુંબઈ અંગ : ૧

ચલ મન ચકરાવે ચડીએ – પહેરી પવનપાદુકા ભોં ભીતર કંઈક ખોતરીએ – આ મુંબઈ નગરી. પુચ્છવિહોણી મગર મગરી. (મુ.શ્રી. નિરંજન ભગત સાહેબના સૂક્તાનુસાર) ચિત પેટે પથરાઈ પડી લાંબીપહોળી, વાંકીચૂંકી, આડીઅળવી, સવળીસીધી ફૂટપાયરીના પથારા પાથરી ઠેરઠેર ને ઠેકઠેકાણે. પોતપોતાની પાયરી અનુસાર પોતપોતાપણું સમતોલપણે જાળવી હાંફળાફાંફળાં કે ઉતાવળા અધીરા હાંફ હાંફતા કે ફાકતા ફૂટપાયરીએ વાંકેચૂંકે પદ પાય માંડતા મેલતા ઉપાડતા પાડતા આમ આ પા કે પછી તે પા કે વળી ચો પા સમ ચારે પા કંઈક સૂંઘતા, શિંગડાં ઉલાળતા ઉછાળતા ખરી પછાડતા ભોંય ખોદતા ખદેડતા ચાલ્યા જાય તે બસ ચાલ્યા જ જાય. તે પાયરી ક્યાં ખૂટે તેની જાણ તેમને આસપાસ ફૂટ કે પાથ કે પાયરી ના દેખાય ત્યારે થાય તો થાય નહીં તો ફેરફુદરડી ફર્યા કરે સ્વપ્ન સાવ સમીપે.

બાદશાહ ખલખલ આલમના કે ઠાકુર ઠનઠનપાલના છૂપા ખજાનાની શોધમાં નીકળી પડ્યું હો હર જન. હરિના જન સમું ધન-ભજન ગાતું ગણગણતું ધનમધમાખંસમ બણબણતું હેંડે ચોમેર. હાથમાં છૂપા ખજાનાની શોધ ખાતર ના હોય નકશો ના હોય દૂરબીન કે ના હોય કશો ભાર જાળ કે જંજાળ. હોય તો હોય હાથે વાસી વર્તમાનકાળપત્ર કે મુંબઈજનવાસીને પ્રિય કોઈ પંચપીતરંગી ચોપાનિયું. દૂરબીન હાથવગું ના હોય જોવા કંઈ કશું તો આંખે છાજલી કરી દૂરનું દૂરથી નજીક ભાળવા મથે. નકશો ના હોય તો કોતરે ચોપાનિયું કે વર્તમાનપત્ર, પાડે છિદ્ર ને ભાળે પણે તડકામાં તરતું તરવરતું જળ જે મૃગને પણ ત્યાજ્ય તે. મૂકે દોટ તહીં પટ્ટ પહોંચવાને અને પાછળ ધૂળ ઊડે ગોટેગોટ. ધૂળના ઊડતા ગોટેગોટમાં સ્વ-જાત ભાન સમેત દટાઈ જાય પંડપિંડપોત અને થાય ખણખણ આલમના છૂપા ખજાનાનો ભેદ મળ્યો હોય એમ રાજીના રેડ.

પો ફૂટ્યા પહેલાં જ રણવાસ ત્યજી રણવાટે નીકળી પડેલના કર્ણમૂળે દુંદુભિનો નાદ નર્તન કરતો હોય તે નાદ વાટે ઘાટે રણવાટે હજુ પંડ પોતમાં પડઘાયા કરે વારેવારે. દુંદુભિ

પડઘે અરધ પાગલ શો વણ તલવાર ઢાલ વીંઝતો રહે વાવંટોળ હવામાં ચારે મેર ને હવાતિયાં ભરતો અથડાતો લથડાતો પથરાળ પટ કે વિકરાળ વટ ધારણ કરતો પોતે ધ્રૂજે ભેળો ધરા પણ ધ્રુજાવતો રહે.

પેલો પૃથ્વીરાજ ચૌહાણ તો અવાજની દિશા બંધ આંખે પારખી તીર છોડી વીંધી મેલે વીંધકને પળના પિસતાળીસમા ભાગમાં, પણ આંહીં ઉઘાડનેત્રા પડઘો સુણી સૂંઘી મૂળ અવાજને પરખવા પામવા મથે. પરખી પામી તીર તો શું વીર માફક ચીંધે વીંધે પડઘો ને પગ ઉપાડે આગળ જાવા તે અવાજ કઈ દિશાનો, તેની જાણ અવાજ પડઘા ઓગળી જાય કાન બિંદુમાં ત્યારે પણ એને ના થાય તે ના જ થાય અને બસ પગ થયા કરે આપામૂળા અને એના જ અવાજે ગોળ ગોળ ધાણી પોતા ફરતા ફર્યા કરે ઘડી આમ તો ઘડી તેમ તો વળી ગમે તેમ ને ફાવે તેમ.

હા વળી, અરજણે માછઆંખ વીંધવા કાજ ફરરર ફુદરડી ફરતાં પાણી ભીતર પેખી છોડ્યું તીર સરરરર સર કરતું કે આભ ઊંચે ને માછઆંખ મીંચાઈ પલક દેતાંક. આવી કરામતી વાતો સાંભળી સમજી ને આગળ એ બારામાં થોડું વિચારીને પણ કોક વળી ખાબોચિયે તરવર સરવર જળ સમું ભાળી એ ઉત્સુક નીચે નિહાળી જરી જાત જોઈ જરી નિજ ભાત જોઈ ચહેરો પરખી ભાથે ખોંસેલું તીર ભાથામાંથી બારા કાઢવા મથે ત્યાં ચહેરો ડહોળાઈ રહ્યો હોય ખાબોચિયે. વીંધાવાનું હોય તે આપામૂળું વીંધાઈ ચૂક્યું હોય અને વીલે મોં ઢીલે ગાતર સ્વમોં ગાતપાત શોધતો, શોધી મઠારતો મઠારતો એ જણ સ્વપરશોધમાં પડી જાય ઘડી.

નથી નથીનું આ ગામ એ બાબતે દીનરાંક તો નથી જ. હા, આ પા કે તે પા ને વળી ઓ પા પણ સમુંદર ખરો. ક્યારેક લહેરાતો લસરતો થોડું સરકતો તો થોડું આઘે ખસતો વળી રહી રહી ઓરો ધસતો, રેતમાં માથું ખોસી સળવળતો. માંહે માંહે ખળભળતો ખળખળતો, ક્યારેક આગળ વધે માથું નીચું ઢાળી ઘાલી તો અફળાય અથડાય તોતિંગ પથ્થરો ભેળો ને અવાજે ક્યારેક સિંહની ત્રાડ સમ નહીં તો શિયાળ લાળી સમ જરૂર. થોડું અંદરોઅંદર ગરજે વા લાળી શું લરજે – ને પાછો માથું પછાડતો પડે હેઠે પટમાં તે શોધવા પટમાં આંગળઅંગૂઠા ફેરવીએ તો જડે તો જડે નહીં તો પટમાં જ સમુંદર પડઘો પડે તે સુણી સુખાનંદમાં રાચવું રહે.

આવા સમુંદરનાં પડખાં સેવવાની વાત જાણવા જેવી ખરી તે કરતાંય જાણેલું જણાવવા જેવીય ખરી. પ્રેમીજન તો તેને રે કહીએ જે પડખે બેહું જાણ પણ ના પરખે રે. પોતાની પીરને પતંગદોરે ચગવી ઢીલ મેલી એકમેકમાં તંગતાણ અનુભવતા બે જણ અડખેપડખેનું જનગણ વીસરી વિસારે મેલી પ્રેમ જેવી વસને વશ કરવા મથતા સ્વહાજરીથીય સદંતર ગેરહાજર રહેવાનો ગર્વ અનુભવતા ભાવનનું ભક્તિગાન કરી પટમાં આંગળીએ મહેલમોલાતો મંડારતા કંડારતા ભાંગતોડ તોડફોડ કરતા, ભૂંસતા છેકતા ને ફેર ધૂળરેતીને રેતીધૂળમાં ભેળવતા બેઠા રહે પલાંઠ વાળી કદા, કદા ખોળે માથું ઢાળી કે ઢોળી, કદા માથે ખોળો મૂકી ભોળું હસતા ને ભટ્ટાક પોતામાં જ વ્યક્ત થઈ વસતા, વ્યક્ત થતા ઘણા 

જણપ્રેમીઓ જલકમલવત્ ફરી ત્યાં જ બધું પટમાં ખંખેરી કીધી પ્રીતને પંડેથી ખેરવી દૂર આઘે ખસી જતા જેમ સમુંદર તટેથી દૂર ખસી સ્વમાં સમાઈ જવા ખસી જાય તેમ, બરોબર તેમ જ.

કોપમુનિ દુર્વાસાનો કોપ તો આંહીના આમ આદમી આગળ મૂળ મૂળાગાજર સમાણો. કોપનો વ્યાપ અને વિસ્તાર નવેસરથી શીખવા મુનિને નવો અવતાર ધારણ કરવો ખપે આ ગામમાં. વાટેઘાટે દુર્વાસાના અનેકમા અવતારસમા એકમેકથી ચડિયાતા અનેક કોપમુનિ ભેટી જાય ભેટવું હોય તો. શાપ તો એમને ઉપલે ગજવે ચિઠ્ઠીચપાટી જેમ ડોકાતો જ હોય હરપળ. મધમધ્યાહ્ને તાપમાં ભોંયથી વેંત બેવેંત અદ્ધર તાલે કે ચાલે ચલતીમાં ચાલતા જણનું માથું ને હોય તો મગજ પણ બળબળતું હોય તો એ જણને માથે પેલા કોપનો વ્યાપ અને વ્યાપનો ઓપ ચળકતો ભાસે જેની પડખે સૂરજ બચાડો બાપડો લાગે. પદપદારથે માંડ પગ મૂકતો જતો કોઈ મુક્ત જણ ભૂલેચૂકે અફળાઈ અથડાઈ જાય આવા કોક કોપમુનિ સંગ તો ઘર્ષણથી જે અગ્નિ પેદા થાત તે દાવાનળ કહેવાય કે જ્વાળાઝાળ કહેવાય તે જોનારાની આંખો એ જેમાં ચકાચોંધ થઈ જાવા કારણ કોઈ નિરાકરણ ઉપર પહોંચી ના શકાય. આ ના પહોંચવાની મોંકાણે તો પછી પેલા કોપમુનિ ઉપલા ગજવે શાપમીમાંસા પત્રિકા વગર કાઢ્યે જે શાપવિમોચન મંત્રાવળી ઉચ્ચારે તેના ઘોષપ્રતિઘોષે વૃક્ષ ઉપર નિરાંતે ઘોરતું પક્ષીગણ સ્વછાયા પાંદડામાં સમેટી દૂર ક્યાંક ઊડી જાય.

કોપપુનિના શાપવિમોચનાર્થે શાપિત જણ મનોમન ક્યારેક પ્રાર્થે – હે, કોપશ્રેષ્ઠી મુનિવર દુર્વાસા, તમ અવ અવતાર ધરો અબઘડી આ ભોં મધ્ય ને હણો સહુ કોપીજનને તત્કાળ. એવું પણ આગળ વિચારી આદેશ નહીં, અનુનય કરવા ઇચ્છે કોપશ્રેષ્ઠીને – કે કાંક એવું કરો મુનિશ્રેષ્ઠી, જેમ ભસ્માસુરે સ્વહસ્ત શિર ધરી સ્વનાશ નોતરી સ્વનાશ પામ્યો તેમ આ અહીં ઠેર ને ઠેર ચોમેર વસતા હરફર ફરતા કોપ શ્વસતા સહુ કોપીજન સ્વહસ્ત નહીં તો સ્વકોપ નિજ નિજ મસ્તકે ધરી સ્વકોપઝાળમાં પ્રજળી પાવક થાય. ભૂલથી કોપશ્રેષ્ઠી આવી પ્રાર્થના સુણી રાજીના રેડ થાય તો એવા એ રાજીપાનો રેલો જરૂર રંજક નીવડે ખરો.

ખભે ખલતો માંડે ભરી ઉધમૂંધ ખૂંધ. ચાલે આંખમાં આધીપાધી ભરી ઊંઘ આમ તેમ. જાય પણે ને પણેથી પાછો પાછો પણ વળે પળ રહી. અથડાય કુટાય તો પણ નિજ જાત ભાત ભાનથી જરીક અભડાય નહીં તે નહીં જ. અભડાવું શું ને અન્યને ભળાવું શું તેની સમજ એને સમજ બહારની. અંદરની સમજ અંદર સમાય નહીં ને બહારની સમજ બહેરા આગળ બાંસુરી જેવી. તેથી એ તો જેમ છે તેમ છે જે છે તે છેની ચાલે ચાલ્યો જાય ગમે તેમ પછી ઘડીક સમજ કેળવાય તો કેવડાના કાંટાની જેમ સમજમાં સમજણ પડે અને લૂંટે એ તો અથડાઈ જવાનો આનન્દ, ઘટમાં ઘૂંટે અટવાઈ જાવાનો આહ્લાદ, પટમાં હાથ પસારી શોધે ઊથલી પડવાનો ઉમંગ કે મનોમન મમળાવે કૂથલી કર્યાનો કિલ્લોલ, માણે હાથોહાથ લુંટાઈ જવાનો લહાવો ને પછી ગાજર ખાધાના ગુણ ગાય ખર-જમાં.

 સંસારને સ્વગતોક્તિ સમજી ઉચ્ચારે મારગ વચ્ચ ઊભો રહી. પાછો સ્વની ઉક્તિને

એતદ્

અન્યોક્તિ સમજી પટ વચાળ સાંભળવા યત્ન કરે. કર્ણપટ પડે તે ના હોય સ્વ-ઉક્તિ ના હોય અન્ય-ઉક્તિ ને પડઘો ઝીલતો વિચારે ચડે. સાંભળું તે શું ને સમજું તે પણ વળી શું ? ભાંજગડમાં પડે તો ભાયડાની ભવાઈ થાય વચટ મારગે એવું થોડું થોડું અંગત વિચારી પોતાનું અંગ સાબૂત છે કે નહીં તે હાથ પસવારી અંકે કરી અંકગણિતને અગણિત મનોદશામાં ફેરફુદરડી ફેરવતો ફુદરડીના સળિયા સમ ખડો ખડો જાત તમાશો જોવા કરે. જાતને ખોવા કરે. નિજમાંથી બારા તીસરી અન્યમાં મોહ્યા કરે તે મોહમાયાજાળના તાંતણા એની અડીનેપડીને હાડભીંસ લે પણ એની જાણ સ્વજાત ભુક્કેભુક્કા સ્વ-હાડ કડડડ કડેડાટી બોલાવે ત્યારે કાનમન સાબૂત હોય તો થાય નહીં તો હરિજન ઇચ્છા.

હવા ફરફર ફરકતી હોય કદા વા સદા અડખેપડખે ને કો કંઠલંગોટધારી લયબદ્ધ ચાલે આગળ પગ ઠોકતો કે ભોંય ઠપકારતો આગળ ધપતો જતો હોય ત્યારે વારે વારે કે સમજો છાશવારે કંઠે શિવજીના સરપ સમાણી કંઠલંગોટે ફૂંફાડા નહીં તો ધીમા ફુત્કાર પણ નહીં તો થોડી અમથી વીંટળાઈ વળી ગેલગમ્મત કરતી ભાળી લંગોટકંઠધારી પળ હરખાય, પળ પોરસાય અને પળને પળમાં પિંડમાં કે પંડમાં માપતો પામતો આગળ ઠપઠપ ઠપકારા ભણતો ગણતો વધે ને એવું ગણતરીગણિત ખૂટે ત્યારે એને કંઠની લંગોટની ને સ્વની જાણ થાય.

તો વળી કોક ફક્ત લંગોટધારી બાવો પટમાં ત્રિશૂળ વા ચીપિયો પછાડી ખોડી વટમાં બેઠો હોય પોત પાથરી પલાંઠ વાળી તે પડખે ભાવિક ભક્તગણજણ એની અનેરી ને અનૂઠી લીલા અને લહેર પણ વળી, જોતા ઊભા હોય આંખો ઢાળી કે પહોળી કરી તે જોવા જેવું તો ખરું જ. બાવો પણ બેઠો બેઠો આંખો ઉલાળી જિજ્ઞાસુ ભાવિક ગણને કાંઈ બોલવચન પોલકથન કથે સહુ સમક્ષ તો સાધુ કહેવાય ને ભૂલેચૂકે વા સમજીવિચારી ને મૂંગો/રહી મરી મૌન મમળાવતો આંખો ઢાળી પલાંઠ વાળી બેઠો રહે આસનસ્થ, તો અહોહો, એ તો સંતમાતમા કહેવાય.

અખિલ ભ્રમ્માંડમાં એક હું એક હું શ્રી હરિને સ્મરતો, જૂજવે રૂપ અનન્ત આભાસ રમતો અહીં વસતો બંબઈયો અરણ્યનો આરાધક, વરેણ્યનો વિધાયક, યાતનાનો યાચક, વેદનાનો વેદપાઠી, સળંગસૂત્રનો સમ્યક્અજ્ઞાની અમીબાનો અનુજ રોજેરોજ છેદાય, ભેદાય, છેકાય, ઘુંટાય કે ઘટ્ટ થાય, ધૂંધવાય ફૂંગરાય ગૂંચકાય કે વળી ઉકેલાય અર્થે ઉમંગાય, અન્અર્થે તરંગાય તૂટેફૂટે પરપોટે ફાટે ફીટે પણ આખર અહીં રહી ફરી ફરી અમિ-જન-ત્વને વરે. પાછો ભૂ ભીતર ભૂ સમ સરે.

પ્રાણજીવન મહેતા

•

**સાંબેલા સંગ વાજે મુંબઈ અંગ : ૨**

પાંસળીએ પવન ભરી વાંસળી વગાડતો એકલવીર ફૂંકે ફૂંકે અટપટી ચટપટી અલગારી આલમમાં ચપટી વગાડતો જાતને ભીડભીસમાં સંકોચતો કોરતો કોતરતો તો વળી ક્યારેક સાવ ચપ્પટ કરી મેલી ક્યાંય અલોપ થઈ જાય તેની જાણ તેને પોતાને પણ ના હોય કે ના થાય તો અન્યને ક્યાંથી ?

પરને સ્વ માની ને કદીકદા સ્વને પર ગણી ચલ મન કહે જાતને ને જાત કોઈ પણ ભાત કે ગાત ગાત્ર વિનાની, તે ત્યાં ખડે પગ જાત ઠેલે ઢેબે ઠેસે આગળ વધે આમ આંહીં તો તેમ તાંહી વળી. મનોમન ચલ મન કહે ચતુરસુજાણ જાતથી સાવ અજાણ એવો એ, એવું એનું મન, મનસ્થિત હોય તો, તુરંત દેહને માંડ માંડ દદડાવે ત્યારે ઢાળ ઢોળાવે દદડવું શું ને દોડવું શું કે કેમ તેનું સાનભાન, ભાન એના મૂળ સ્થાનેથી ચલિત થયું ના હોય તો, તે જણને અચૂક થાય, ના તો સામે દદડી આવતા અન્ય જણની સંગે અફડાઈ ભેળો ભટકાઈ

ભુક્કો થાય તો અમથો આથડી પડેલ જણ ભટકી જનારની સાન ઠેકાણે લાવવા મર્કટઅદાએ ઊછળકૂદ કરી યત્ન કરે ત્યારે એ જણને સાનભાનસંહિતા સમાસ શબ્દઅર્થ વિભક્તિ ભેદે

સમજાય. સમજ કેળવવા માટે પણ સમજની થોડી બહોત જરૂર પડે તે પણ તત્ ઘડી સત્ સમાન સમજાય.

ચલમન ચલિત થાય ત્યારે ચંચલ મન આડેનું મલમલી કે મખમલી ચિલમન જરી થોડું આડું કે વધુ અવળું થાય ને લલિત રૂપે પદલાલિત્ય ધરી વધુ પ્રસરે વિસ્તરે ત્યારે જોણું જોવાની જ્યાફત તો કંઈક અનેરી અનૂઠી હોય. દર્પણે દેહ પેખ્યા પછી મન એને ઘડીપળ પોંખે. પટમાં તરતા તરવરતા ઘડીક આઘા કે ઘડીક પાછા થાતા પડછાયે પંડપિંડછાયાને દર્પણે દેખ્યાનો અદકેરો આનંદ મનભરી મહાલતા એ જણને પોંખવું શું ને પેખવું શું કે આગળ કહો પીંખવું શુંના ભેદભાવ ઝટ્ટ-પટ્ટ દઈ કળાય નહીં. ક્યારેક સરસર સરી જતા

વાયરા સંગ પદયાત્રાએ નીકળેલ પાદચારીને મનોમન થાય મનનું ચલિત થાવું તે વળી કેમનું ને તે વળી શું ને કેમ ? ને આ કોયડો કોઠાની સૂઝસમજમાં ના પેસે ત્યારે એ દેહધારી ચલતીમાં દેહને પોંખ્યા પછી પેલો મનપેઠો મર્કટવાયુ મનસ્થ થાય તો પળમાં દેહને પીંખે કે વીંખે ને દાઢદાંત જેવું મુખસ્થ કાંઈ ભાગજોગું બચ્યું હોય તો ડંસેડંખે પણ એટલી જ તટસ્થતાપૂર્વક. મોભે બેઠું મન માળવે કદી પહોંચે તે એને માળવાની જાણ હોય નહીં ને થાય પણ નહીં કદાચ છતાં વના કારણ માળવે પહોંચ્યાની મનમાળા ફેરવતો આગળ વધવાનું રટણ રટતો ત્યાંનો ત્યાં ગોળ ફેરફુદરડી ફરતો રહે.

ઉપર ધખત ધોમ વ્યોમ, હેઠળ તપ્ત તખત પર પલાંઠ વાળી બેઠેલ ચલિત મન ફેરફુદરડીના ઘડિયાપાડા આંકપલાખાં અઢિયાંઊંઠાં પૂરણ થયે હાંફી શ્વસી થંભે થોડું; વા ચલત ચલત થંભી થાંભલો થઈ ખોડાઈ રહે પડખેના થાંભલા સંગ થાંભલા અંગ શો પળવાર તો પળ રહી સિમેન્ટ ચૂના પત્થર મંડિત ખંડિત થાંભલાનો પડછાયો બની જાય ક્યારે એ એની જાણ બહારનું. કદા ચલત ચલત પીપળથડમાં પેસી પલીત સ્વરૂપ ધારણ કરી ધૂણવા મંડે કે મથે તો પીંપળ પરનાં પાન સઘળાં ખરખર રેતકણસમ ખરી સરી પડી ઢગલોઢગ થઈ ખડકાઈ ચૂકે પટવાટ વચાળ. સ્વસમક્ષ પાનખર ઢગ પેખી હરખવાની હોંશ હોય તો હોંશ પરખી હરખે થોડું, નહીં તો પાન પરખવા પલાંઠ વાળી બેસે પાનખર પડખે.

વંકો પંથ ને વાટ વિકટ છે ત્યાં આવા વિકટ ટાણે વાટ ક્યાં ને કેમ શોધવી એવું જેવુંતેવું વિચારતો જરી વિચારમય થાય તે પૂર્વે અડખેપડખેના પરિસરમાં નજર જેવું કાંક બચ્યું હોય, જાતમાં ભાત પાડતું તો, આંખે છાજલી કરી જોવા મથે જરી પરિસરને. કશું પેખે કે પરખે તો પળ હરખે અને જો ધૂંધળી નજરને સૂર્યધાબું ગ્રહણ કરી ચૂક્યું હોય તો ભર ઉજાસે અંધારિયા ધુમ્મસનાં છાજિયાં પણ ત્યાં જ ઊભાં ઊભાં લઈ લે. કટકે કટકે છાતી ફૂટી માંહે

હેમખેમ ઊંડાણે ઉતારી સંગ્રહી મેલ્યું પોલાણ ચપટી ચપટી પટ વચાળ પાથરી જાતને જડ સમાણી પટમાં ખડકી મેલે ત્યાં જ પડખેના પરિસરમાં વૃક્ષ હેઠળ સ્વજાતનું ટૂંટિયું વાળી અંગોપાંગની અનેરી ભાત રચતો કોઈ જોતિષ ભવિષ્ય ભાખવાનાં ચોપાનિયાં કે વિધવિધ પ્રકારનાં સોપાનિયાંનો પથારો પાથરી બેઠો હોય પોતાનો ભૂતકાળ ભૂંગળે વીંટી અને અન્યનો ભાવિકાળ જોવા તપાસવા હંમેશનો તત્પર રહેતો, નિજ વર્તમાન વલોવતો કે વાગોળતો ટૂંટિયે માથું ઘાલી, માથે હાથ મેલી, કાલીઘેલી વાણીમાં જાત જાહેરાત ઓચરતો, થોથવાતો અચકાતો અટકતો ભાળી રહે પદપથ માંડતા હરેક જણને મનોમન કશું ગણગણતો, ગણિત ગોઠવતો. વલોવાતા વર્તમાને એ આંહી શિકારને શોધવા, શોધીને સપડાવવા જાળ પાથરવાની પણ જરૂર ના જાણતો પાવરધા પારધિ સમ એ નેમ ક્યારેક ચૂકી જતો ભળાય નહીં. શિકાર તો આપામૂળું જાત શોધતું સૂંઘતું પાથરેલ પથારામાં સપડાઈ સ્વાહા થઈ જાવા હંમેશ તત્પર.

પડખે આવી ઊભનારાની નાડગંધ પારખી પરખી સુષુપ્તાવસ્થામાં થોડો સળવળાટ ઉમેરી પછી પાંદડા સમ સઘળું ખંખેરી ટૂંટિયામાંથી ટાંટિયા છુટ્ટા તારવી પલાંઠ વાળી જણ જોતિષ જરી જાગ્રત થાય ત્યારે બાજુ બેઠેલો જણ થોડો પ્રભાવિત થઈ ચૂક્યો હોય. સ્વપ્રશ્ન 

પજવણી ભવાઈ ભજવણી સમ સામે પક્ષે માંડે મૂકે પ્રસારે પ્રસ્તારે તે પહેલાં જ જોતિષ તો પાસે બેઠેલાનું ભાવી જાણી ચૂક્યો હોય તેમ બાજુએ ખડકાયેલ પીપળપાનઢગમાંથી એકાદું સુક્કું પાન હાથમાં સેરવી, થોડું ખંખેરી બાકીનું બધુંય વેરવિખેર કરી મેલી પાનની પાંસળીઓની આરપાર ભળાય એ સ્વરૂપે હસ્ત મધ્યે ગ્રહી ઇચ્છુક જણ સામે એકીટશ પ્રશ્નાર્થ જોઈ ધરી ઇચ્છુકને ગજવે ત્રાટક કરતી કામણકમાણી ભરી નજરે તાકી રહી ઘડીક પછી પ્રશ્નપનોતી છેડે છોડે વા છંછેડે ને ગત વર્ત-સત, અરથ સમેત ભાવિ લગ ભાવવિભોર થઈ ગઠરી ગાંઠ ઉકેલે ત્યારે ભવિષ્ય જાણનારો ઘડી વિસ્મય પામી ઉઘાડનેત્રે સ્વને અનેરાનંદથી પરખી પામી રહે.

આટલેથી સંતુષ્ટિ ન પામનારો એ જણ વળી વિ-ગત વાગોળતો થોડો આગળ ધપે તો બાજુની ફૂટપાથે પંચાંગ એની પહોળાઈથી પણ વધુ પહોળું કરી, ચકલીપોપટને પિંજરે મેલી મેલી ઘેલી વિદ્યાનો જાણકાર એને ભેટી જાય. સ્વને સાવ ભોટ સમજી, સમજમાં થોડી ઓટ લાવી, ભાવિનું લોટ માંગવા વણ થાળીલોટે ત્યાં નજીક પલાંઠ વાળી બેસે પણ. કુતૂહલને હલ કરવા વા પછી હલાલ થતો જોવા નીકળેલો જણ જિજ્ઞાસુ એની પડખે પલાંઠ વાળી બેસે તો પિંજરસ્થ ચકલીપોપટ વા મેનાકાબર જોતાં એને એના ભાવિકસંકેત આપનારા વિધવિધ રંગી પોતપડીકાં પણ નજરે પડે. ભાવિકની ભાવુક ઇચ્છાને આહ્‌વાન આપી પેલું પંખી ચાંચે એકાદ મેલી પડીકીપાકીટ ઘેલી વિદ્યાના જાણકારને જાણે અજાણે હસ્તગત કરાવે ત્યારે હરખ હિલ્લોળ પિંજરે ના સમાય તે ઊછળી ઉલળી ભાવિ જાણનારો જણ પટ વચાળ પડઊછળ કરે આગવી અદાએ. જન્મથી જાતક થયો તેની વિ-તક વાત કથા તક મેળવી ગજવે હેમખેમ ગોઠવી, ગજવેથી મુદ્રારાક્ષસને છુટ્ટો કરી પથ પર પદ માંડતો આગળ ધપે ત્યારે એને સૂર્ય સાતમા આસમાનની પેલે પાર પણ સળગતો ના દીસે, ચંદર તો એને આઠમા પાતાળે ગોત્યો ના ભળાય. ફક્ત બળબળતા મધ્યાહ્ને તારાવૃંદવનમાં ટહેલતો જાતજાતની તરંગતૂતેડી બજવતો, પરને સુણાવતો, પળેપળને પળપળમાં પલાળતો આગળ અને આગળ જ્યાં દિશા ના હોય, દશા ના હોય, ના સ્વને કોઈ અંગ હોય, ના સ્વને સ્વનો સંગ હોય. ના તો સ્વને કોઈ સ્વનો અંગિકાર હોય તે દિશ ભણી ચલતીમાં પલતો રહે તે બસ ચલતો જ રહે.

પીડાનુભવ પામવા કે પ્રમાણવા પંડ નથી બચ્યો પિંડમાં કે પિંડમાં નથી બચ્યો પંડ પણ, છતાં હડિયાપટ્ટીમાં હડધૂત થાતો ખડના પડ ઉખેડી દાંતદાઢ વચાળ ચાવતો ચગળતો ઓખરને આરોગતો સ્વઓળખથી પર થઈ પંડમાં ટોળું કે ટોળામાં પંડને પારખવાની ક્ષમતા ખોઈ ખેરવી ખંખેરી બેઠેલો જણ ષંઢ શો વંધ્ય વીર્યહીણો આમતેમ ભટકતો લાલ લીલી પીળી બત્તીના ઉજાસેઉજાસમાં પોતાનું પોત પરખતો પોતપોતાનું પોત પારખતો ક્યાં જાય છે, શાને જાય છે તે જાણવાની તમા વનાનો તત્ત્વજ્ઞાની સાવ સત્ત્વહીન તબાહીથી તરબોળ તરંગલીલામાં તાનારીરીની મનોમન રીડો પાડતો ને ઝીલતો તરે રંગલીલામાં ડૂબે તરંગલીલામાં તરણા તોલે તે ભાળી પરખી પોતે તો હરખાય ને પરને હરખાવે તો વળી કદી પોતપોતાને પડછાયે પોતપોતાનું જોઈ પરખાય, તો પળ પછી વળ ખાય પણ, ખરો.



એતદ્

પંડ વિણ પિંડને શું જાણવું કે પછી ભજો આમ : પિંડ વણ પંડને કેમ રે પરખવું કોણ કહી ગયું છે આ આવું અટપટું આકરું ને અકારું તે તો કોણ જાણે બલા રાત. પણ આ સુવચન સમજકથન કોઈએ પણ ના કહ્યાં હોત તો તે સત્યથી વેગળાં તો ન જ હોત. વેગળા સત્યને વાગોળી વાગોળી અસિઆર ધાર ચાલી પુષ્ટિ મેળવવાનો માર્ગ કરતા પિંડમાં બધી સેળભેળ ભેરવી ઉદરને આદર્શ ગણી ઉધામા આદરતો આદમી ટોળામાં એકલપંડ પંડપિંડને હડસેલતો કદીકદા એકલપંડમાં ટોળું એકઠું કરી આગળ ધપતો અલગારી શું પણે દેખે પેખે પારખે કે પરખે તેની જાણ તે ટોળામાં ટળવળે વા પોતીકી ટળવળમાં ટોળું ભાળે ત્યારે તેને થાય તો થાય નહીં તો ઈશ્વરઇચ્છા. આ બધું કૂટ પ્રશ્ન જેવું તે ચિત્ર-કૂટ કે ઘાટ પે માથું પટકી મરો તો મરણ નિશ્ચે પ્રાપ્ત થાય. ઉત્તરનો ઉત્તર પ્રશ્નોત્તર કર્યેથી કેમેય મળે નહીં. આમ ને આમ એ જણ આગળ વધતો અથડાતો આથડતો ટિચાતો કૂટાતો સ્વ-જાતને છોતરુંફોતરું પળના પલકારામાં કરી મેલતો જોનારને જણાય. જોનારને જોણું થાય, થનારને શું થાય તે તો ફક્ત તે જ જાણે.

શરીર શોધ્યા વણ સાર નહીં સાંપડે – મહેતાજી મહામહેનતે કશું કહી ગયા છે પૂરવે તે સારને સરળ અ-સાર ગણી સમજી, અ-સાર શું તે સમજવા જાણવા હંમેશ તત્પર રહેતો તજ્જ્ઞ શરીર શું ને વળી સાર-અસાર શુંની પળોજણ પીંજણમાં પડ્યા વગર પૂરપાટ દોડ્યે જતા પટ વચાળ ઊભો રહી સ્વને સંશોધે ફંફોસે તો આખરે એના સંશોધનમાં શૂન્ય જ ભળે. શૂન્યનો સરવાળો માંડતો, નિજની બાદબાકીને બચત ગણતો, ગણતરીમાં જરી અમથું ગોથું ખાઈ ઊંધમૂંધ પછડાટ ખાઈ ગબડી પડે ઊંડે ખાડે તો ખાડાની ધાર શી ભેખડ ભીંસાય પિંડની આરપાર તે ઊંડી ચીસ નીકળી પડે પંડેથી પિંડ બારા. પડખેનું પરિસર ખાડે પડ્યા, ખાંડણીએ ખંડના ખમતીધરને ભાળી રહે ડોળા ફાડી ભળતાની જેમ. તાળી પાડે, આગળ ધપે, કાં તાબોટા પાડી ખાડે પડેલાને વધુ ખદેડે.

પરને પ્રમાણે તે પરજન. સ્વને સમજે તે સ્વજન. એવી સમજ સંગ્રહી બાવળશૂળમાં જાત પરોવી, પતાકાસમ પોતાને ફરફર ફેરવતો પરાનંદને નિજાનંદમાં પલટતો પલોટતો, પલક હરખાતો, પળ પોરસાતો, ફુદરડી સમ બસ ફરફર ફર્યા કરતો જણ તે પરાનંદે પરિતૃપ્ત થતો – સ્વને સ્વજન પ્રમાણી સુખની સુપુપ્ત ભ્રમણા શમણાનો ભાર પલકોથી ના ઝિલાતાં ઢળી જતી પલકે પળમાં પહોંચતો ઠેઠ સાતમા આસમાને, તો વિપળે વળી પાછો વળતો પદપટદાટ્યા અતલ પાતાળે.

અર્થથી અભડાઈ ચૂકેલ હરિજન અર્થઘુટનથી અકડાયેલો, અર્થે જ જકડાયેલો, અર્થમાં જડેલો, અર્થહીન હીન અર્થે આથડતો અથડાતો આદમી અર્થ શુંનો અર્થ શોધવા ક્યારેક પ્રાર્થે પાર્થને ચડાવ પહાણ, મારે અર્થ વીંધવો છે – પછી ચઢાવેલ બાણે અન્‌અર્થ વીંધાય. બાણે ચઢાવેલ પહાણ પછડાટ ખાઈ સ્વશિરે અફડાય ત્યારે લોહીલુહાણ થઈ જાતને ઘડીક લોહીમાં, ઘડીક કોઈમાં, તો વળી પાછી જાતને જોતો રહે જળમાં મૃગ શો.

## પ્રાણજીવન મહેતા

•

**પ્રા.ક્રિયા**

આજે વાર્તાલેખનના અલગ અલગ પ્રવાહો વહે છે. બધી મથામણે વાર્તા સિદ્ધ થઈ તે કેમ પારખી શકાય? આ પ્રશ્ન તો દરેક ભાવકચિત્તે ભિન્ન ભિન્ન રહેવાનો જ. છતાં વાર્તાલેખક પોતીકી રીતેભાતે વાર્તાવસ્તુને કથન દ્વારા સિદ્ધ કરવાને સતત શક્ય એવી મથામણ કરતો રહે છે. મથામણને અંતે વાર્તા કેટલી પમાઈ કે પછી વાર્તાવસ્તુનો કેટલો સુપેરે વાર્તાકથનમાં વિનિયોગ થયો તે સહુ ભાવકજન ઉપર જ નિર્ભર રહે છે. કારણ ભાવક એની સમક્ષ મુકાયેલ સામગ્રીને પોતીકી સૂઝસમજ પ્રમાણે પામે અને પછી એ વિશે કંઈ કશું કથે ત્યારે થાય. વાર્તાકારને ભાવકની વાર્તાને પામવા પરખવાની સજ્જતા-ક્ષમતાની પણ એટલી જ અપેક્ષા રહે જેટલી અપેક્ષા ભાવક વાર્તાકાર પાસેથી સેવે.

વાર્તાલેખનના અલગ અલગ પ્રવાહો કે તરાહો તે વાસ્તવથી અતિવાસ્તવ, તળપદ કે જનપદથી માંડી નગરજીવનલક્ષી કથનવસ્તુ સામગ્રી કે આગળ વિચારવસ્તુલક્ષીથી વિસ્તરી માત્ર વસ્તુવિચાર વિસ્તાર અને એનો પ્રસ્તાર એમ અનેકાનેક ખંડો-વિભાગોમાં વાર્તાવસ્તુની માંડણી, ગૂંથણી, ગૂંચ અને ઉકેલ અને એમ કરતાં કરતાં ઉઘાડ થતા રહે છે. આજનો સુજ્ઞ વાર્તાસર્જક વાર્તાને પોતપોતીકી રીતેભાતે, સૂઝસમજથી પોતીકા શબ્દે સ્વના સર્જનમાં સમાવી લેવાની ભાતભાતની પ્રયુક્તિઓ કરતો રહે છે. જે કંઈ અને જેવું કૈં જે રીતે એને કથવું છે તે સમગ્ર તે નિજ ભાતે કથવા યત્ન આદરે છે અને આખરે સ્વ-ને પર સમક્ષ, કહો ભાવકગણ સમક્ષ રજૂ કરવા યત્ન કરતો રહે છે. આ સમગ્ર પ્રક્રિયામાં કેટલું વિશેષ કે કેટલું વિશિષ્ટ પ્રગટ થાય છે એ તો સહુ જાગ્રત ભાવક પોતીકી સાહિત્યિક સૂઝબૂઝથી પામે, માણે અને આખરે પ્રમાણે પણ છે.

આટલું સહજ હવે હું મારી વાત થોડી માંડીને કહું તો અસ્થાને નહીં હોય. એટલું તો ખરું જ કે ઘણુંબધું આપણા એટલેસ્તો રોજિંદા જીવનમાં બનતું રહેતું હોય છે. અને આપણે રોજેરોજ રોજેરોજનું જરીતરી જીવી લઈએ છીએ. રોજનું જોઈએ, જોઈને જાણીએ,

અનુભવીએ અને પળભર મનભર માણી લઈએ પણ ખરા. ક્યારેક વાત વચન વિચારની પ્રક્રિયામાંથી પણ આપોઆપ અસાવધપણે પસાર થતા રહીએ. જે કંઈ મન-ત્વચા ઉપરે ભોંકાય, ભીંસાય કે ઝિલાય તે ક્યારેક તો સોંસરું ઊતરી જતું હોય અને ભીતરભીતર ઘૂમી ઘૂમરીઓ લઈ ઘટ્ટ થતું હોય પણ ખરું. આ તાણને પરિતાપતાણ સમજીવિચારી જીવાતા જીવનની વાત વાર્તાસ્વરૂપે કથવા કલમ ઉપાડીએ ત્યારે તો એમાંનું ઘણુંખરું બાદ થયેલું પરખાય. બાદ થઈ ગયું બધું તે શું – તે ઉકેલતાં ઉકેલતાં જે કંઈ થોડું ઘણું ઉકેલે કે ઉકેલાય તે ઉકેલવાના પ્રયત્ને થોડી વાત રચાય, આકાર લે અને વાર્તા ગૂંથાય. જે માંહે હતું તે સામગ્રીને ઘાટઘૂટ કેમનો આપવો એ પ્રશ્ન સર્જકનો હોય. સર્જક પોતાની વાતવસને ઘૂંટીને ઘાટ આપે, ઘસીને ચમકાર કે ચળકાટ અર્પે. શ્વસીને વાતવસ્તુને વાર્તામાં ધબકતી કરવાને મથે – એ બધું કેમ અને કેટલું કે કેવું અને પાછું શાને તે સઘળું સર્જકની કથન-સામર્થ્ય કે કહો કથનરીતિ ઉપર નિર્ભર રહે. કથનમાં સર્જકનું સર્જકત્વ ના ભળે, સામગ્રી એકરૂપરસ ના થઈ તો પછી વાત ફક્ત વાત જ રહે. એથી વિશેષ આગળ કશું જ ના નીપજે. આવી કંઈ સૂઝસમજથી વાર્તા લખવાનો યત્ન કર્યો.

કહું, મારી પાસે તળપદ-જનપદની કોઈ ભોંયભૂમિકા નહીં. નહીં તો એને સંલગ્ન એવી ભાષાની સૂઝ. એથી એવી કોઈ વાતવિગત લઈ વાર્તા લખવાને સાવ અસમર્થ. જે કંઈ જોયું જાણ્યું કે અનુભવ્યું નથી તે બાંરામાં હક્કદાવે કશું સિદ્ધ થઈ શકે નહીં. રોજિંદા જીવનમાંથી કે વળી અન્ય વાચનસામગ્રીથી અંજાઈ પ્રેરાઈ એના પ્રભાવ હેઠળ પ્રેમકથા-ગાથા વા વળી રોમાંચક પ્રસંગો મંડિત સામાન્ય વાત ઉપજાવી કાઢી વાર્તા સ્વરૂપે મૂકવાની ઝાઝી હોંશ કે હામ નહીં. તો ? તો પછી વિચાર્યું કઈ રીતે વાર્તા કથવી તે. વિચારતાં સૂઝ્યું કે કંઈ કશું ભિન્ન નહીં છતાં છિન્ન થઈ જતું વાસ્તવ, ભગ્ન થઈ રહેતું ભીતરમાંનું તમામેતમામ, તેને નિરૂપણને કોઈ માર્ગ ખરો કે નહિ ? એટલે વિચારતાં થયું, કોઈ એક વાતવસ્તુનું એકાદ અમથું બિન્દુ લઈ તેની આસપાસ કે આગળ પછવાડે જાતવાતને ઘૂંટવી. ઘૂંટીને ઘટ્ટ કરવી. ક્યાંક ક્યારેક મૂળ વાત બિન્દુથી થોડા અમથા આગળ વધવું થોડું, થોડું વળી પાછળ પણ હઠી જોયું જરી જરા આગળનું. અને એમ ગોળગોળ ફર્યા પણ કરવું વાતવસ્તુની આગળ પાછળ. પાછું જ્યાં શક્ય હોય ત્યાં વાતપરિવેશને અનુસરતો ભાષાપ્રપંચ રચવો. પ્રાપ્ત શબ્દ સમુચ્ચયમાંથી થોડું થોડું વિસ્તરતી વાતમાં ઠાલવી, ઉમેરી વાર્તાને આગળ વધારવા મથવું. કથાવસ્તુને ઉપક્રમે જરૂરી હોય તો વાત કહેતાં કહેતાં હાસ રચવો, ઉપહાસ કથવો, પરિહાસ ઉપજાવવો ને ઉપસાવવો પણ. ક્યાંક કલ્પન ઉમેરવું. જરૂરી હોય તો વાસ્તવને વટાવી જવું અને અતિ તરફ ગતિ કરવી. હા, એમાં જાતને પણ ના છોડવી પ્રયાસથી વિપ્રયાસ વળોટી જવો. આમને આમ રચાતી, ઘડાતી ને ઘૂંટાતી ઘટમાળમાં જરૂરી હોય ત્યાં રિક્ત ઉમેરવું અને શૂન્યને સતત શોધવું. સ્થાપિત મૂલ્યોનું અંકનખંડન કરવા સુધીની મથામણે – હા, મથામણે જ પહોંચવું.

મારા વાર્તાસંગ્રહ 'પ્રા.કથન'માં સંગ્રહિત વાર્તાઓના ઉપક્રમે કંઈક આટલું અહીં કહું. ખાલી ખુરશીઓના સભર ખાલીપણાની ખાલી ખાલી પણ સભર વાત સુલટાવીઉલટાવી

ખાલીને ઉપરતળે તળેઉપર કરી મેલી ખાલીપાને માંહે માંહે ખખડાવી જોવા યત્ન કરી જોયો. માણસના અંદર અને બહારના ખાલીપાને એકમેકમાં અથડાવી, સામસામે ટકરાવી એવા એ ખાલીપાને ખંખેરવાનો પ્રયત્ન કર્યો. 'લાખાફૂલણની લડાઈ' કે 'રા'નવઘણ' વાર્તાઓમાં અતીતને નજર સમક્ષ રાખી નજરને અતીતમાં ખોડી આજની વ્યતીત વ્યથા; વાત, ભાષા, પાત્રો, પ્રસંગો, ક્રિયા-પ્રક્રિયા દ્વારા રચિત પાત્રોની ઉપલકિયા ત્વચાને છેદીભેદી ઠેઠ ભીતર સુધી પહોંચાય તો પહોંચી જઈ વાતવસ્તુ જે હતી, ન હતી, જે છે એને તેમ મૂકવા મથ્યો અને વાર્તાઓ રચાઈ. તો શેઠ જૂથની વાર્તાઓ સંદર્ભે આ આટલું તે એ કે – આજથી થોડા અગાઉના સમયના શેઠનું માનસચિત્રણ, વાણોતરગણ સંગે એમનાં વાતવાણીવર્તન અને સંગે સંગે વાણોતરગણનું વિસંગતિકરણ ઉમેરી શેઠની કુશાગ્ર તેમ જ રૂઢિગત બુદ્ધિ, સમજ સામે વાણોતરોની મંદ, કુંઠિત સમજને સામસામે અફડાવી, કથાકથન વાતચીત સ્વરૂપે, પ્રસંગસંગરંગ જોડી ઉમેરી ઠઠ્ઠામજાક તો નહીં, પણ હાસ-ઉપહાસ ઉપજાવવાની મથામણ કરી જોઈ. એ જ રીતે 'નવલશા હીરજીની આજકાલ' બાબતે કહું. વસ્તુસામગ્રી તો આજના તત્કાલીન સમયની રહી. બે જ પાત્રો. શેઠ કહો તો તે અને તેમ અને વળી ચાકર કહો તો પણ તે જ. બંને પલાંઠવાળી એકબીજા સામે બેસી, એકબીજાને કેમ કેમ આંતરે, વળી કેમ કેમ છેતરે કે એકમેકને અને એક અન્યને કેટકેટલાં વેતરે તે સઘળું, સંવાદ, વિવાદ, ચાતુરીના ઓઠા હેઠળ વ્યંગ વિષાદરંગ ભેળવી વાર્તાને સહજપણે વિસ્તરવા દીધી.

તો કહું જરી આગળ. 'આ હું / તે હું', 'હું / ત્રીજો પુરુષ', 'સ્વ-છેદ' કે 'કાચબા અને હું' એ સર્વ વાર્તાઓમાં, એમની રચનારીતિમાં સ્વને છેદીભેદી, પરને સંવેદી સ્વ-પરને એકસ્વરૂપ કેમ પમાય તેની વાત કરવાનો યત્ન કરી જોયો છે. આ બધા વાર્તાપટમાં ખરે તો હું મને પામવા મથે છે અને એ મારી નરી મથામણ જ છે. આ હું મારાથી અળગો થઈ ને હું થઈ ચૂકે ત્યાં સુધી વાત વિસ્તારવાનો એક પ્રયત્ન કરી જોયો છે. હું મારાથી છેક અળગો થઈ, હું મારા વિશે કે પછી મારામાં રહેલો હું મારાથી વેગળો થઈ હું વિશે શુંનું શું વિચારે કે વળી કેમનું વર્તે અને પછી વિચારે કે વર્તે તો તે કેમ અને શાને તે મૂકી જોવા મથ્યો છું.

હા, રહી ગયું થોડું, અલ્પ. પણ જરી મહત્ત્વનું. 'અમારો સંબંધ' જૂથની વાર્તાઓ બાબતે પણ અહીં કહું કશું. ફક્ત એક કાલ્પનિક વાતતંતુને પકડી વાતને જે અલગ અલગ સ્તરે તરતી, વિસ્તરતી મૂકી છે તે વાર્તા તે 'અમારો સંબંધ', નથી માંહે વાદ કે સંવાદ. નથી કોઈ વાત આલાપ કે વાર્તાલાપ પણ. એ નથી પારંપરિક પ્રેમ, પ્રણયમંડિત કે ખંડિત કથા કે નથી વિલાપમિશ્રિત કોઈ વિશ્રંભકથા. આમ છે તો ફક્ત છે – જોડાત ! સંધાત ! તૂટતા અને ભાંગીને ભુક્કો થઈ જતા અને વળી પાછા વાતાવરણ કે વા ફેર ભળી જતા, ઓગળી જઈ એક રૂપથી અનેક રૂપમાં ફેરબદલ પામતા આવા... સંબંધોની આસપાસ મારી વાતને અપરંપરાગત શબ્દશૈલી સ્વરૂપે આલેખવાનો ઉપક્રમ કરી જોયો છે. આ સઘળી વાર્તાઓ માત્ર કલ્પનાની નિપજ છે. અહીં એક એવી વ્યક્તિ છે જેને કોઈ પરની સાથે સંવાદ રચવાને કોઈ યોગ નથી. એવી એ એક વ્યક્તિ, સ્વને પર ગણી, પરને સ્વ

સમજી મનભીતર અમુકતમુક સ્થિતિપરિસ્થિતિમાં શું સંવેદે છે તેનું સંવાદહીણું જાત સાથેનું સંવનન ભાવકવાચક સમક્ષ વાચકભાવકને સંબોધી એને સાથે સાથે રાખી, વળી એને ક્યારેક ક્યારેક ઉદ્દેશી કથવા મથે છે પોત વાત. કથકની વિફળ વ્યથાને, કથાને કોઈ સુજ્ઞ જન હોંકારો ભણે, હામ આપે એવું પણ એ ઇચ્છે ખરું અને આખર પોતે જ પોતામાં વીંટળાઈ જઈ, ગૂંચળું વળી જાતને સ્વકથિત વાતમાં ઉકેલવા યત્ન આવરતો રહે છે.

આગળ થોડી વાત પ્ર-પંચતંત્ર તથા 'શેઠની સ્વગતોક્તિ' બાબતે. પ્ર-પંચતંત્રની રચનારીતિમાં વિશિષ્ટ કંઈ કશું કર્યાનો ભાવ નથી. છતાં પશુપ્રાણીપંખીગણની વાતે માણસ સ્વભાવની અવળચંડાઈ આરોપી પ્ર-પંચની રીતેભાતે નિરૂપવાનો પ્રયાસ કરી જોયો છે. પંચતંત્ર તો સુબોધવચન બોધપાઠકથન સામગ્રીનો ખજાનો છે. એક સમયે કદાચ તે સર્વને માટે હિતોપકારક પણ હશે. પણ પ્રપંચતંત્ર થોડું વેગળું એટલા માટે કે જે કહેવું છે તે કેમ કહેવું અને એમાંનો બોધ-અવબોધ તારવવો તો તે કેમ કરી તારવવો – તે પ્રશ્ને. માણસ સ્વભાવ આમેય કંઈ અવળચંડો અને વધુ તો અળવીતરો. સરળ કથને કશું પણ કહ્યે તે અવળઅરથ હંમેશ ધારણ કરે. તેથી જો અવળકથન કરવા કારણે તે કથિત કથનને શંકાદૃષ્ટિએ પેખી, જોખી, પારખી, સૂંઘી, સમજી કદાચને પણ સવળબોધને પ્રાપ્ત કરવા મથે ખરો. એટલે જ પશુપંખીગણની આડશે શરૂઆતમાં પ્ર-પંચકથાઓ જરી ટૂંકા સ્વરૂપમાં આકાર પામી. વાદ, સંવાદ, વિવાદવાત રચાતી જાય. વાતવસ્તુ સંવાદમાં ગૂંથાતી જાય. કોયડો મંડાય, પછી ગૂંચવાય અને પાછો ક્યારેક ઉકેલાય, ક્યારેક તો કોકડું ગૂંચવાયેલું જ રહે આખર લગ. પ્ર-પંચકથનરીતિમાં પશુપંખીગણના હાવભાવ, હેતપ્રીત, શંકાકુશંકા અને વિશેષ તો એમનાં લક્ષણ, અપલક્ષણ એ સહુ પાસાંઓને ભાપાસંવાદમાં ગૂંથી મૂકી વાતનો વિસ્તાર કર્યો છે. તો વળી શેઠજૂથની વાત સંદર્ભે અલગપણે શેઠની સ્વગતોક્તિઓ આવી. એને આડપેદાશ ગણો તો તેમ. કારણ શેઠ સાવ નવરા પડ્યે તકિયે માથું ઢાળી અર્ધજાગતા અર્ધઊંઘતા, નસકોરાંનું પેટીવાજું વાગે તેની રાહ જોતાં જે કંઈ ગણગણ ગણગણે તે વીંઝણો ઢાળતા વાણોતર કાનોકાન સાંભળે તે સઘળું ઊભાઊભ કાન માંહે ઉતારી પછી અરધુંપરધું પાછું પોતીકું પણ ઉમેરી જે વાત માંડે કથે તે શેઠની સ્વગતોક્તિઓ થઈ કહેવાય. હમણાં હમણાં મુંબઈગામ વિશેના થોડા નિબંધો લખાયા છે તે બાબતે પણ કશું કહું. 'સાંબેલા સંગ વાજે મુંબઈ અંગ' નામે કેટલાક નિબંધો સામયિકોમાં આવ્યા અને અન્ય હજુ પ્રસિદ્ધ થાવામાં. મુંબઈમાં રહું અને રોજ મુંબઈને જોઉં. થોડું અમથું મુંબઈ અંગે જાણું અને એથીય અલ્પ મુંબઈને અનુભવું. પણ, જે જોઉં અને અનુભવું તે મુંબઈ ગામનું હંમેશનું અભિન્ન અંગ ચીતરવા મથું મનોમન – તે એ કે આ બૃહદ હદ વિનાના ગામમાં સહુ કોઈ સ્વપ્ન ઉઘાડી આંખે જુવે ચોવીસે તાસ, હરેફરે ચાર ચારો પૂળા ભરી ભરીને ચરે અને ક્યારેક તો વળી સ્વપ્ન જોતાં જોતાં હાયકારો હરે ને ક્યારેક હાશકારો પણ અનુભવે. ઓડકારે જાગે. વોયકારો કરતાં ભાગે ક્યાં તેની જાણ નહીં તેને ત્યાં. જાગીને જુવે તો મુંબઈગરાને ના તો જાત જડે, ના ભીંસ નડે અને ના તો એને ભીડ અડે. છતાં એકલપંડ એ મુંબઈગરો એકલવ્યના એકોતરમા કુળનો વંશજ અંગૂઠાહીણો તીરતમંચા વણ બસ નિશાન 

તાકે તાકે અને નિરંતર તાક્યા કરે સ્વ-ના અંતરને પરના અંતરથી – અંતર લગ. આ બધું આવું હંમેશનું હંમેશ ચાલ્યા કરે જેનો કોઈ અંત નહીં. મુંબઈગરાને મન હોય તો, એના મનમાં આવા ભાવ, અભાવ હંમેશના તરવરતા રહે, સતત તર્યા કરે ને પોતે માંહે ક્યાંક ગળાડૂબ જાત સમેત બૂડે તેની પણ તેને જાણ થાય નહીં. શ્વાસ રૂંધાયે પરપોટા તરે ઉપર, પરપોટા ભાળી ફોડવા મથે, ફોડી પોતાનું ફેર પોત પરખવાના ધખારા આરંભે. આમ તો સ્વની પણ એને આછી અમથી જાણપિછાણ નહીં. એવુંય સમજે ઘડી કે આવી જાણપિછાણની પળોજણ રાખવી એને પરવડે નહીં એટલે જ અંધારપછેડી ઓઢી જાતને જોયા કરે ઘડી, ખોયા કરે પળ. અને એટલે જ કદાચ એ સ્વથી સાવ અલિપ્ત જ રહે. ક્યારેક તો આ મુંબઈગરો પોતાનો પડછાયો જોઈ ભડકી ઊઠે ખાંધ ખોઈ ચૂકેલ આખલા જેમ અમથો એટલો બધો કે એ બહાવરો બહાદૂર બંદો જાત સમક્ષ તમંચો તાણી ભડાકો કરી ફૂંકી મેલે જાતપાતને અને પછી પોતાના પોતને રાખની પોટલીમાં બાંધી મેલી ફરે તડકેછાંયો ફંફોસતો. આવા રે આવા તે મુંબઈગરાની કથા નહીં, વ્યથા અલ્પાંશે – ભાષાની આડશે આલેખવાનો યત્ન કરું છું, એટલું જ કહું.

અંતે કહું. કવિતાઓ થાય છે. કદાચ થતી પણ રહેશે. કેમ અને કેવી નીપજે છે તેની વાત હમણાં નહીં જ કહું. કારણ પણ કહું – કદાચ ટૂંકમાં 'કાનોમાતર' કાવ્યસંગ્રહ પછી થયેલ કાવ્યરચનાઓના સંગ્રહો 'પ્રા.વચન' અને 'પ્રા.કૃત' બહાર પડવામાં છે. થોડું થોભી જોઉં તે કારણે. એ બંને કાવ્યસંગ્રહોના પ્રાગટ્ય પછી કંઈ કહેવાનું થશે તો કહીશ. ચોક્કસ.



સિતાંશુ યશશ્ચન્દ્ર

•

## ભાવક અપેક્ષાપૂર્તિ અને અપેક્ષાભંગ

ભાવક કોને કહેવાય ? ઝેક નવલકથાકાર મિલાન કુન્ડેરાની વિલક્ષણ કૃતિ *The Book of Laughter and Forgetting*ના આરમ્ભનું દૃશ્ય જોઈએ : 'In February 1948, the communist leader Klemant Gottwald stepped out on the balcony of a Baroque, Palace on Prague to harangue hundreds of thousands of citizens massed in Old Town Square. That was a great turning point in the history of Bohemia. A factual moment of the kind that comes only once or twice a milenium.

Gottwald was flanked by his comrades, with Clementis standing close to him. It was snowing and cold, and Gottwald was bareheaded. Bursting with solicitude, Clementis took off his fur hat and put it on Gottwald's head.

The propaganda section made hundreds of thousands of copies of the photograph taken on the balcony where Gottwald, in a fur and surrounded by his comrades, spoke to the people. On that balcony the history of communist Bohemia began. Every child knew the photograph, from seeing it on posters and in schoolbooks and museum.

Four years later Clementis was charged with treason and hanged. The Propoganda Section immediately made him vanish from history and, of-course from all photographs. Ever since, Gottwald has been alone on the balcony. Where Clementis stood, there is only a bare palace wall. Nothing remains of

Clementis but the fur hat on Gottwald's head.'(૧૯૪૮ની સાલના ફેબ્રુઆરી મહિનામાં સામ્યવાદી નેતા ક્લેમેન્ટ ગોટવાલ્ડ, જૂના નગરચોકમાં ટોળે મળેલા હજારો લોકોને બહેકાવતું ભાષણ કરવા, પ્રાગ શહેરના બારોક શૈલીના સ્થાપત્યવાળા મહેલના ઝરૂખામાં બહાર આવ્યા. બોહેમિયા પ્રદેશના ઇતિહાસને એ એક મહાન વળાંક આપનારી ઘડી હતી. હજાર વરસે એક કે બે વાર આવે એવી ભાગ્યનિયન્ત્રક ઘડી.

ગોટવાલ્ડના બેયે પડખે એના સાથીઓ ઊભા હતા; તેમાં ક્લેમેન્ટિસ એની પડખોપડખ ઊભો હતો. બરફ વરસતો હતો; ઠંડી ખૂબ હતી, ગોટવાલ્ડ ઉઘાડે માથે હતો. ફિકર-કાળજીથી ફાટફાટ થતા ક્લેમેન્ટિસે પોતાની ફરની ટોપી પોતાને માથેથી ઉતારી ગોટવાલ્ડના માથા પર મૂકી.

ફરની ટોપી પહેરેલો, પોતાના સાથીઓથી વીંટળાયેલો ગોટવાલ્ડ જ્યાંથી જનસમુદાયનું સમ્બોધન કરતો હતો એવા ઝરૂખાના ફોટોગ્રાફની હજારો નકલો તૈયાર કરીને સરકારી પ્રચાર વિભાગે વહેંચી. સામ્યવાદી બોહેમિયાનો ઇતિહાસ એ ઝરૂખામાં આરમ્ભાયો. પોસ્ટરોમાં, પાઠ્યપુસ્તકોમાં અને સંગ્રહસ્થાનમાં જોયેલા એ ફોટોગ્રાફને બોહેમિયાનું બચ્ચેબચ્ચું જાણતું થઈ ગયું.

ચાર વરસ બાદ ક્લેમેન્ટિસ પર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો ને એને ફાંસીએ દેવામાં આવ્યો. સરકારી પ્રચાર વિભાગે એને તત્કાળ ઇતિહાસમાંથી અદૃશ્ય કરી મૂક્યો, અને અલબત્ત, બધા જ ફોટોગ્રાફોમાંથી. એ પછી હંમેશાં ગોટવાલ્ડ પેલા ઝરૂખામાં એકલો દેખાય છે. ક્લેમેન્ટિસ જ્યાં ઊભો હતો ત્યાં મહેલની કોરી દીવાલ આવી ગઈ છે. ક્લેમેન્ટિસની કોઈ નિશાની બચી નથી; સિવાય કે ગોટવાલ્ડના માથા પરની ફરની ટોપી !)

ક્લેમેન્ટિસની આ ફર હેટને નવા ફોટોગ્રાફમાં પણ ક્લેમેન્ટિસની ફર હેટ તરીકે જે જોઈ શકે, એ જોનાર તે ભાવક.

અહીં વાત અતીતરાગની નથી. નોસ્ટાલ્જિયામાં એક પ્રકારની ઊંડી નિષ્ક્રિયતા રહેલી છે. આત્મરતિનો ફાળો પણ મોટો. એથી અલગ એક એવી સ્મૃતિ છે, જેને સામ્પ્રત સાથે જોડવા ઉપર પ્રતિબન્ધ હોય. પ્રતિબન્ધ-ભંગ કરનારને સજા થતી હોય. એવી સજા કરનારી સત્તા પોતાની ચોકી નિરન્તર સખત રાખતી હોય.

કાવ્યસાક્ષાત્કાર અને આવા સ્મરણ વચ્ચેનો, બાંધવો મુશ્કેલ એવો સમ્બન્ધ જે રમતવાતમાં બાંધી શકે છે, એ સાચો ભાવક છે. જે ચક્ષુગત છે તેની ચક્ષુગમ્યતાને સહેજે ઝાંખી પડવા દીધા વગર એનાં સ્મૃતિગત પરિમાણો પણ એવાં જ ચોખ્ખાં જોઈ વળવાની ક્ષમતા કંઈ જે-તે નથી. છતાં ભાવકને એ લીલયા ઉપલબ્ધ છે. એ અર્થમાં ભાવકની દૃષ્ટિ બહુકેન્દ્રી(મલ્ટિફોકલ) દૃષ્ટિ છે. કોઈ ઉત્તમ છબીકારે લીધેલા ફોટોગ્રાફમાં આપણે આઘેની અને પાસેની અનેક વસ્તુઓને તંતોતંત જોઈ શકીએ છીએ. ભાવકની નજર એવા છબીકારના કેમેરા જેવી હોય. સમયની સપાટી પર એ સામ્પ્રતને અને વિ-ગતને એક સરખી સ્પષ્ટતાથી, તંતોતંત પ્રત્યક્ષ કરી શકે છે. ચક્ષુગમ્ય કલ્પનની કાંગરીએ કાંગરી



એતદ્

અખંડ રાખીને ભાવક જે સ્મૃતિગત છે તેને કલ્પનની સીમામાં, ઇમેજના દાયરામાં, આણી શકે છે. કુન્ડેરાના કથાકલ્પનમાં ફરની ટોપી ગોટવાલ્ડના માથા ઉપર આબેહૂબ રહે છે; એ ચિત્ર અકબંધ રહે છે. છતાં પેલો અદૃશ્ય કરી દેવાયેલો ક્લેમેન્ટિસ, એ નવલકથા વાંચવાની સાચી રીત જે જાણે છે એ વાંચનારની નજર સામે, જાણે કે રાજ્યસત્તાએ પહેરાવેલા ફાંસીના દોરડાને તોડીને, ઉઘાડમથ્થો, પાછો હાજર થઈ જાય છે. પણ હવે એ પેલા મૂળ પોસ્ટરમાં હતો તેવો હોંસીલો જ નથી દેખાતો. સ્મૃતિનું પરિમાણ હવે ક્લેમેન્ટિસને એક સાથે હોંસીલો અને હણાયેલો બનાવી દે છે. નવા પોસ્ટરમાં ન દેખાતો એ માણસ સ્મરણસમૃદ્ધ છતાં શુદ્ધ એવા, એક અલગ પ્રકારના સાક્ષાત્કારનું કલ્પન બને છે. આવી સ્મૃતિના બે સન્દર્ભો, તે રાજકીય અને મનોવૈજ્ઞાનિક સન્દર્ભો. પોલિટિકલ અને સાઇકોલોજિકલ સત્તાના નિષેધોનો ભાવકની આ સ્મૃતિ ભંગ કરી શકે છે.

અહીં આપણને શૅક્સપિયરના *મેકબેથ* નાટકમાં મંચન પામતી એવી બાન્કોની ખુરશી યાદ આવે. *મેકબેથ* નાટકનો બાન્કો નામનો સરદાર, *ધ બુક ઑફ લાફ્ટર ઍન્ડ ફરગેટિંગ*ના ક્લેમેન્ટિસની માફક, રાજ્યસત્તાના દાવપેચમાં કપાઈ મર્યો છે. સરદારોની મિજબાનીના મેજ પર બાન્કો માટે એક ખુરશી મુકાઈ છે. કતલ થયેલો બાન્કો આવી શકતો નથી; એની ખુરશી ખાલી રહે છે. મેકબેથ, બાન્કોની જેણે હત્યા કરાવી છે તે, એ ખાલી ખુરશીમાં બાન્કોનું ભૂત જુએ છે. શૅક્સપિયરનો શ્રોતા-પ્રેક્ષક પણ એ ખુરશીને જુએ છે : પ્રકાશના વર્તુળમાં સ્પષ્ટ દેખાતી, ખાલીખમ ખુરશીને જુએ છે અને મેકબેથની સ્મૃતિમાંથી (ને પોતાની નાટ્યગત સ્મૃતિમાંથી) આવીને એ ખુરશી પર ગોઠવાતા બાન્કોને પણ એટલી જ સ્પષ્ટતાથી, સાંગોપાંગ, જુએ છે.

કુન્ડેરા અને શૅઇક્સપિયર દર્શાવી શક્યા છે કે અહીં જે સ્મૃતિની મીમાંસા કરી છે, તે અતીતરાગી સ્મૃતિથી અલગ છે. રાજ્યસત્તા તેમ જ મનોનિયન્ત્રક ચિત્તગત સત્તા, (તેમ જ ધનસત્તા, ધર્મસત્તા અને બીજી આન્તરિક અતિશાસન કરતી સત્તાઓ), જેને અદૃશ્ય કરી દેવા માગે તેને પ્રત્યક્ષ કરી આપવાનું સર્જકકર્મ ભાવક પોતાની રીતે કરે છે. શૅઇક્સપિયર એક મંચ-દૃશ્ય રચી આપે છે. જુદી જુદી શતાબ્દીઓના એના પ્રેક્ષકો એ કલ્પનની પ્રત્યક્ષ સપાટીની સીમાની અંદર માત્ર મેકબેથના ચિત્તની સ્મૃતિના બાન્કોને લાવીને બેસાડતા નથી; દરેક ઐતિહાસિક તબક્કાનો પ્રેક્ષક પોતાની કલાકીય સ્મૃતિનો પોતીકો બાન્કો શૅઇક્સપિયરની એ ખાલી ખુરશીમાં લાવી બેસાડે છે. એ રીતે દરેક યુગનો સાચો ભાવક પેલા ચારસો વરસ જૂના નાટકને પોતાનું સમકાલીન બનાવી લે છે, એને એક નવજીવન બક્ષે છે ! એ નવજીવનને અમરતાનું નામ ન આપતાં ઐતિહાસિકતાનું નામ આપીએ, એ વધારે યોગ્ય છે ! ભાવક એકી સપાટે કૃતિને અમર નથી કરી નાખતો. પોતાના અનુગામી, નવા ભાવકે કરવાનું કામ એ હંમેશાં બાકી રાખે છે. એટલે જ માતબર કૃતિઓ યુગેયુગે વંચાય છે, યુગેયુગે નવી બને છે. આ છે ભાવકની પ્રથમ મુદ્રા : સાક્ષાત્ અને સ્મૃતિને એ એવી રીતે સંલગ્ન કરી આપે છે કે એ સાયુજ્યમાંથી એક નવો સમ્ભવ રચાય. *કુમારસમ્ભવ* માત્ર કાલિદાસની નહીં, પ્રત્યેક સમર્થ ભાવકની કૃતિ છે.

જો બાન્કોની ખુરશી કે ક્લેમેન્ટિસની ફરની ટોપીનાં શબ્દરૂપો સાક્ષાત્ અને સ્મૃતિના સમ્બન્ધમાંથી પરિણમતું પ્રતીક ગણીએ, તો એનાથી જુદું એવું એક શબ્દરૂપ પણ તપાસવું જોઈએ. એ શબ્દરૂપ ભાવકની એક અળગી જ મુદ્રા સાથે સંકળાયું છે. એ મુદ્રામાં ભાવક સ્મૃતિની નહીં, વિસ્મૃતિની, પૂર્ણ અને શુદ્ધ વિસ્મૃતિની ક્ષમતાને આગળ કરે છે. એક કોરિયન કવિતાની સામે મુકાઈને, ભાવકની આ બીજી મુદ્રાને સમજવા યત્ન કરીએ. ૧૯૦૭માં જન્મેલા કોરિયન કવિ શિન સોક-જોન્ગ(Shin Sok-Jong)ની એ કૃતિનું શીર્ષક છે *Little Animals.*

*Nan and I*
*Liked to watch the sea from the hill.*
*Through the spare wood of chestnuts,*
*Pine,*
*Oak,*
*Elms,*
*The sea was bluer than the sky.*

*Nan and I*
*Liked to watch the sea, sitting like two little animals.*
*It was pleasant to watch the sea,*
*Sitting silent like animals,*
*Sitting silent like the sea.*

*As Nan and I,*
*Facing the sea,*
*Stepped the stairway of red coral and white marble,*
*Patting the Celadon Islands which floated like ducks,*
*I saw the leaves of elm scattering desperately like trembling hearts,*
*And clinging to Nan's hair.*

*Nan and I,*
*Sitting under the elms,*
*Were meek and meek little animals watching the sea.*

(Tr. Kim Jong-Gil)

નાનકડાં જનાવરો

નેન અને હું
ટેકરી ઉપરથી દરિયો જોવાનું પસંદ કરતાં.
આછેરાં જંગલમાં ઊગેલાં ચેસ્ટનટ,
પાઈન,
ઓક,
એલ્મનાં વૃક્ષો વચ્ચેથી દેખાતો
એ દરિયો આકાશથીયે વધારે ભૂરો લાગતો.

નેન અને હું
એ દરિયો જોવાનું પસંદ કરતાં, નાનકડાં બે જનાવર જેવાં.
દરિયાને જોવાનું બહુ ગમી જાય એવું હતું,
જનાવરો જેમ ચુપચાપ બેઠાં બેઠાં,
દરિયાની જેમ ચુપચાપ બેઠાં બેઠાં.

જ્યારે નેન અને હું
દરિયા તરફ મોઢું રાખી
રાતાં પરવાળાં અને સફેદ આરસનાં પગથિયાં પર ચાલતાં,
થબથબાવતાં પેલા સેલાડન ટાપુઓને, જે બતકનાં ટોળાં જેવા તરતા,
ત્યારે
એલ્મ વૃક્ષોનાં પાંદડાંને નિરાલંબ વિખેરાતાં હું જોઈ રહ્યો,
કંપતાં હૃદયો જેવાં,
નેનની કેશરાશિને વળગી પડતાં,
નેન અને હું
એલ્મનાં વૃક્ષો તળે
જનાવરો, રાંકડાં રાંકડાં, દરિયાને દેખ્યા કરતાં.

– 'સૂના ન લિયા, રૂપા ન લિયા, ન લિયા સંગ જવાહર હી,
ખાક ભભૂત કી બાંધ ગઠરિયાં, બાંધ ગઠરિયા મૈં તો ચલી.'

બધી જ સંસ્કૃતિ ગઠરિયાંનો બોજો માથેથી હેઠા ઉતારી, પંજાની પકડમાંથી છોડી દઈ, નેન અને હું ચાલી નીકળ્યાં, દરિયો જોવા, 'લાઇક લિટલ એનિમલ્સ'.

પ્રણયકાવ્ય અને પ્રકૃતિકાવ્ય, એ બન્ને સ્વરૂપો અનાયાસે એક સાથે સિદ્ધ કરતું શિન સોક જોન્ગનું આ કાવ્ય ભાવકનીયે એક અલગ મુદ્રા ઊભી કરે છે. 'Nan and I / Sitting under the elms / were meek and meek like little animals, watching the sea.'

નાનકડાં પ્રાણીઓ જેવાં, જાનવરો જેવાં, નેન અને હું, એલ્મનાં મોટ્ટાં વૃક્ષો નીચે બેઠાં બેઠાં, બસ દરિયો જોતાં'તાં.

એ શું શું જોતાં'તાં ? દરિયો તો નજર ઠેરવીને જોતાં'તાં પણ કેટલુંક બીજું પણ નજર સાથે સંકળાયું.

'I saw leaves of elms' – એલ્મ વૃક્ષનાં આ પાંદડાં કેવાં છે ?

'I saw leaves of elms scattering.'

Scattering ?

હા – 'Scattering desperately' –

desperately ?

હા – 'desperately like trembling hearts.'

કોનાં trembling hearts ? શા માટે 'ટ્રેમ્બલિંગ' ? શા માટે 'ડેસ્પરેટ' 'નેન એન્ડ આઇ'ની પરિસ્થિતિ શી છે ? કહે તો કવિ શેના ? કહે તો ભાવક શા માટે ?

ભાવક પણ 'નેન ઍન્ડ આઇ'ની જેમ જ, 'લાઇક લિટલ એનિમલ્સ' બને તો એ પણ કહી શકે કે શા માટે 'ટ્રેમ્બલિંગ', શા માટે, શા માટે 'ડેસ્પરેટ' છે.

એલ્મનાં પહોળાં પાંદડાં, કાંપી ઊઠેલાં હૃદયો જેવાં, વિખરાતાં દેખાય છે, એ શા માટે, તેનું કારણ પંક્તિઓના છેવટના શબ્દો સૂચવે છે : 'I saw leaves of elm scattering desparately / like trembling hearts / And clinging to Nan's hair.'

પ્રેયસીના કેશરાશિનો આધાર 'ડેસ્પરેટલી' શોધતાં 'કાંપતાં હૃદયો'નું આ કાવ્ય જે યુગલને પ્રસ્તુત કરે છે તે શું આપણું *ચકવાકમિથુન* છે ? એ ખંડકાવ્યનું સ્મરણ આ કાવ્યના આસ્વાદમાં અવરોધ રૂપ સાંસ્કૃતિક બોજ ગણાય ? તો મૂકો હેઠો. જુઓ આ સામેના દરિયાને.

હવે દરિયાને જોઈએ, 'નેન ઍન્ડ આઇ'ની નજરે, ત્યારે કાવ્યના ક્રિયાપદનો કાળ સ્પષ્ટ થાય : 'Nan and I liked to watch the sea from the hill.' – '[L]iked to watch' : ક્રિયાપદ ભૂતકાળનું રૂપ લઈને આવે છે ! આખુંયે કાવ્ય સ્મૃતિનું કાવ્ય છે.

અને તો પણ કાવ્યનાયક(હવે એકલો ?) બીજું બધું જ વીસરી જઈને, માત્ર એક-કાલસ્થ, એક-સ્થલ-સ્થિત, એક જ દૃશ્ય જુએ છે : નેન અને હું, જો, આ દરિયો જોઈએ છીએ. 'હું', આ કાવ્યમાં, બસ એટલું જ જોવા માગે છે. ન એથી આગળ, ન એથી પાછળ. સ્મૃતિનું કાવ્ય એ સ્મૃતિ સિવાય બીજા બધા વાસ્તવની પૂરી વિસ્મૃતિનું કાવ્ય બની રહે છે.

એટલે જ, જે સાક્ષાત્ થાય છે તેની સુરેખ વીગતો અંકાતી આવે છે. કોઈ કોરિયન ચિત્ર જોતા હોઈએ, એવી ઝીણી ઝીણી રેખાઓ અંકાતી આવે છે.

આવી રહેલા વિરહનો અંદાજ કદાચ આ યુગલને આવી ચૂક્યો છે. એટલે જ એ વિરહભર્યા ભવિષ્યને અને વિરહનું કારણ બનતા ભૂતકાળને પોતાની ચેતનાની સીમામાંથી દૂર રાખે છે. ને એ ચેતનાનું જ કલ્પન, ચિત્રકાર લઘુચિત્ર ચીતરતો હોય તેમ, અહીં આલેખાય છે.

પેલો પ્રતીક-નિર્માણ કરતો ઝેક નવલકથાકાર પોતાના શબ્દોએ આલેખેલા રૂપની સીમાની અંદર, રાજ્યસત્તાએ ભૂંસવા ધારેલા ભૂતકાળને લઈ આવે છે, જાળવે છે, ને ભાવકને બતાડે છે. જ્યારે આ કોરિયન કવિ કાવ્યગત શબ્દ રૂપની સીમાઓ પાર ભૂતકાળ કે ભવિષ્યકાળની એક પણ પગલી પડવા દેતો નથી. આમ, જાણે કે, સ્મૃતિનું કાવ્યશાસ્ત્ર અને વિસ્મૃતિનું કાવ્યશાસ્ત્ર, આ બે કૃતિઓ રચી આપે છે. એકનાં સંચલનોમાં પ્રતીક-નિર્મિતિની ગતિવિધિ વરતાય. બીજાનાં સંચલનોમાંથી કલ્પન-નિર્મિતિની ગતિવિધિ કળી શકાય.

કાવ્યકૃતિના આ બે સર્ગવિધિઓ, કવિની જ નહીં, ભાવકની સર્ગશક્તિનીયે બે મુદ્રાઓ આપણી સામે રજૂ કરે છે.

'નેન ઍન્ડ આઇ' બધું ભૂલી દરિયાને જુએ છે, એ જોવાની રીત કેવી છે ? પંક્તિ છે : 'Nan and I / liked to watch the sea, sitting like two animals.' Little Animals – એ શબ્દો કાવ્યના શીર્ષકમાં આવે છે ને એ રીતે આખા કાવ્ય માટે મહત્ત્વના બને છે. આ યુગલ 'નાનકડાં પ્રાણીઓ જેવાં' લપાઈને બેસીને, ચુપચાપ, દરિયો જોયા કરે છે.

એમ કરવા માટે એ ક્યાં જાય છે ? 'Nan and I / liked to watch the sea from the hill.' ગામ બહાર દરિયા પાસેની એક ટેકરી. પાઇન, ઑક, એલ્મનાં વૃક્ષોથી છવાયેલી. ગામથી, સંસ્કૃતિથી, વિરહનાં કારણોથી એક પ્રકારનું નિતાન્ત અન્તર સૂચવવા માટે કાવ્યમાં બીજી એક પ્રયુક્તિ, કલ્પન રૂપે, મુકાઈ છે. પંક્તિઓ છે : 'As Nan and I / Facing the sea / stepped the stairway of red coral and white marble...' લાલ પરવાળાંની, સફેદ આરસની બનેલી સીડી કેવી તાદૃશ બને છે ! એ સીડી ચઢીને ગયેલું આ યુગલ, ઘણું બધું પાછળ મૂકીને આવ્યું છે. જેનાથી એ અન્તર કેળવી શક્યું છે, તે છે માનવી સૃષ્ટિ, વિરહ પેદા કરનાર સૃષ્ટિ. એની સામે છે નિર્દોષ પ્રાણીસૃષ્ટિ, એટલે જ સામેના સેલાડન ટાપુઓ પણ માટી પથ્થરના નગર-સદૃશ્ય ભૂમિભાગો બની ન રહેતાં, પ્રાણીસૃષ્ટિનો અંશ બની જાય છે : 'The Celadon islands which floated like ducks.' નગર, એની કડવી સ્મૃતિ, હવે ભૂંસાતાં ચાલે છે. ટાપુ પણ બતક જેવા તરે છે. 'નેન ઍન્ડ આઇ' એ બતક જેવા ટાપુઓને થાબડી પણ લે છે. નગરની, સંસ્કૃતિની જાણે કે પૂર્ણ વિસ્મૃતિ થઈ છે. વિરહનાં કારણોવાળા ભૂતકાળને, વિરહના સમ્ભવવાળા ભવિષ્યને, આ દમ્પતી, નાનકડાં પ્રાણીઓ જેવું થઈ, ભૂલી જાય છે. એ તો ફક્ત દરિયો જુએ છે. બતક જુએ છે : 'વર્તમાન'ની સીમાઓમાં કશાને પ્રવેશવા દેતું નથી. અને છતાં, 'As Nan and I' (did this) 'I saw the leaves of elm scattering desperately like trembling hearts / And clinging to Nan's hair.'

'Nan and I' એ યુગલ કર્તાનામની જગ્યાએ કાવ્યમાં પહેલી વાર 'I' એ એકલુંઅટૂલું કર્તાનામ આ પંક્તિમાં આવ્યું. 'I' અને 'Nan' એ બે આ પંક્તિમાં, 'I saw... leaves... clinging to Nan's hair', એ રીતે અળગાં પડ્યાં. બંને સાથે રહીને દરિયો જોતા'તાં હવે 'I' એકલો નેનના કેશરાશિનો આધાર ગોતતાં એલ્મનાં પાંદડાં જુએ છે.

અને ત્યારે 'scattering', 'desperate', 'trembling' જેવાં વિશેષણો આવીને ઊભાં રહે છે. બસ, એટલું જ. એથી વધારે બીજા કશાને આ કેવળ કલ્પનના સ્મૃતિ-મુક્ત પ્રદેશમાં પ્રવેશ કરવાની છૂટ નથી.

ફરી પાછું કાવ્ય એકલા 'I'ની જગ્યાએ 'Nan and I'ના 'અવિભાજ્ય' યુગલની રટણા શરૂ કરે છે. બંને માટે છેલ્લી પંક્તિમાં એક જ વિશેષણ બે વાર યોજાય છે : 'Nan and I / sitting under the elms / were meek and meek little animals watching the sea.' શીર્ષકના 'Little Animals' એ શબ્દોમાં 'meek and meek' એ વિશેષણ કાવ્યાન્તે ઉમેરાય છે. જેને કાવ્યાન્ત સુધી ખાળી રાખ્યો હતો તે વિરહ જાણે કે કાવ્યાન્ત પછીની પહેલી જ, ન લખાયેલી પંક્તિ સુધી આવી પહોંચ્યો છે. એ પંક્તિ કાવ્યની બહાર છે, એ જ આ કાવ્યની વિરલ, કરુણ સૌન્દર્યનો મર્મ છે.

આ કાવ્યની સૃષ્ટિમાં તો બસ(કદાચ આખર વાર) નેન છે, હું છું, દરિયો છે !

ગ

ઝેક નવલકથાના પ્રાગ શહેરના બારોક શૈલીના મહેલના ઝરૂખામાં ભાષણ કરતા નેતાનું દૃશ્ય અને કોરિયન કવિતાના ભૂરા દરિયા પાસેની વૃક્ષો છાયેલી ટેકરીમાં લપાઈને બેસતા પ્રણયી યુગલનું દૃશ્ય : આ બે દૃશ્યો જોનારા ભાવકનીયે બે અલગ મુદ્રાઓ કેવી હોય, એનો અણસાર આપણે લીધો.

આ ઝાંખીને કંઈક વધારે સ્પષ્ટરેખ કરવાનાં સાધન સંસ્કૃત સાહિત્ય અને કાવ્યશાસ્ત્રના મર્મજ્ઞ અમેરિકન વિદ્વાન પ્રોફેસર શેલ્ડન પોલોકના એક મૂળગામી વિશ્લેષણમાંથી મળી શકે. પ્રોફેસર પોલોક ભારતીય કાવ્યશાસ્ત્ર અને પાશ્ચાત્ય કાવ્યશાસ્ત્ર વચ્ચેનો એક મૂળગામી ભેદ કવિશિક્ષા(અને સહૃદયશિક્ષા)ના બે પરમ્પરાઓમાં જોવા મળતા ભેદને આધારે તારવે છે.

કવિ અને સહૃદય ભાવક માટેની કેળવણી કેવી હોય, એ મુદ્દો ભારતીય તેમ જ પાશ્ચાત્ય પરમ્પરામાં ઘણો સારો એવો ચર્ચાયો છે. એ બે પરમ્પરાઓમાં આ મુદ્દે માત્ર ભિન્નતા જ નહીં, મૂળગામી વિરોધ જોવા મળે છે, એવું પ્રોફેસર પોલોકનું પ્રતિપાદન છે. એ લખે છે : 'In this, the world of Sanskrit education(vyutpatti) contrasts strongly with the Greek (and, later Roman) notion of Paideia' (આ સન્દર્ભે, સંસ્કૃત [કવિ] શિક્ષાનું વિશ્વ [અને તેની] વ્યુત્પત્તિ[ની વિભાવના]), ગ્રીક (અને, તે પછી, રોમન) [કવિશિક્ષાના વિશ્વ સાથે] [અને તેની] પાએડેઇઆના ખ્યાલ સાથે, પ્રબળપણે વિરોધાય છે.')

આ વિરોધની વિગતો પ્રો.પોલોક આ રીતે આપે છે : 'There is a triple science in India too - grammar, hermeneutics (Mimamsa) and logic. This is importantly similar to, and different from, the classical trivium of grammar, rhetoric and dialectic.' (ભારતમાં પણ [શિક્ષણના મૂળમાં] એક ત્રિવિધ વિજ્ઞાન રહેલું છે - વ્યાકરણ, મીમાંસા અને ન્યાય. પ્રશિષ્ટ [પાશ્ચાત્ય] ત્રિક, ગ્રામર, ર્‌હેટરિક અને ડાયલેક્ટિક સાથે

[એ ભારતીય શિક્ષા-ત્રિક] મહત્ત્વની સમાનતા ધરાવે છે અને ભિન્નતા ધરાવે છે.)

સમાનતા તો વ્યાકરણ અને ગ્રામર, ન્યાય અને ડાયલેક્ટિકની તુલના કરનાર કેટલેક અંશે જોઈ શકે. પણ પોલોક આ બે પરમ્પરાઓ વચ્ચેના મહત્ત્વનું ભેદનું વિશ્લેષણ, ઊંડી સૂઝ સાથે, કરે છે. એ લખે છે : 'And here is an additional point to establish historically and theorize in order to set some sense of Sanskrit distinctiveness. : The difference it has made to the making and reading of literature to focus on the scientific analysis of sentence meaning (Mimamsa) as opposed to the art of forensic persuation (rhetoric)' ('સંસ્કૃત [પરમ્પરાની] વિશિષ્ટતાનો કંઈક ખ્યાલ મેળવવા માટે જેને ઐતિહાસિક સ્તરે સ્થાપવો જોઈએ અને સૈદ્ધાંતિક સ્તરે વિભાજિત કરવો જોઈએ, એવો એક વધારાનો મુદ્દો આ રહ્યો : [પાશ્ચાત્ય પરમ્પરાએ પુરસ્કારેલી] વાગ્મિતાજન્ય સમજાવટની કલા (રહેટરિક)-ના વિરોધે વાક્યના અર્થના વૈજ્ઞાનિક વિશ્લેષણ (મીમાંસા) પર કેન્દ્રિત થઈને [ભારતીય પરમ્પરાએ] સાહિત્યની નિર્મિતિ અને તેના વાચન પરત્વેના [અભિગમમાં] નિપજાવેલો [ભારે] તફાવત.')

કાવ્યનું નિર્માણ અને કાવ્યનું ભાવન, એ બંને પરત્વે ભારે તફાવત પાડનાર પરિબળ રૂપે પોલોક મીમાંસા અને ર્‌હેટરિક વચ્ચેના ભેદને મૂકી આપે છે. આ ભેદ શો છે, એ પણ પોલોક સૂક્ષ્મતાથી અને સ્પષ્ટતાથી દર્શાવે છે. ભારતીય પરમ્પરા વાક્યના અર્થનું વૈજ્ઞાનિક એટલે કે શાસ્ત્રીય વિશ્લેષણ કરવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરે છે. 'वाक्यम् रसात्मकम् काव्यम्' કે 'रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यम्' જેવાં સૂત્રો પાછળ આવી મીમાંસાનો લાંબો ઇતિહાસ પડેલો છે. ર્‌હેટરિકની વિભાવના આથી જુદી છે . વાગ્મિતા વડે શ્રોતાની સમજાવટ કરવાની રીતનો અભ્યાસ, એટલે ર્‌હેટરિક. એમાં શબ્દ કે વાક્ય અને અર્થ વચ્ચેના વિવિધ સમ્બન્ધોના વિશ્લેષણને ઝાઝું સ્થાન નથી.

આને પરિણામે, પોલોક દર્શાવે છે તેમ, કાવ્ય કે સાહિત્ય વિષેની સમજણ જ ભારતીય પરમ્પરામાં જે રીતે કેળવાય છે તે પાશ્ચાત્ય પરમ્પરાથી બિલકુલ અલગ, બલ્કે વિરોધી છે. આ મુદ્દો સ્પષ્ટ કરતાં પોલોક લખે છે : 'Somewhere in this problematic may be located the source of the non-transitive interpretation of Kavya : Literature as verbal icon and not literature as exhortation' ('કાવ્યના 'અર્થપૂર્તિપરકતાથી મુક્ત' એવા અર્થઘટન આદિ સ્રોત કદાચ આ સમસ્યા-વિવરણમાં ક્યાંક મળી આવે : 'વાગ્મિતાજન્મ ઉશ્કેરણી' તરીકે સાહિત્ય નહીં, 'વાઙ્મય મૂર્તરૂપ' તરીકે સાહિત્ય.')

'Literature as verbal icon' અને 'Literature as exhortation' એ બે કાવ્યના અસ્તિત્વની બે મુખ્ય વૈકલ્પિક રીતિઓ છે. એ વિકલ્પોમાં ભાવકની પણ બે મુખ્ય વૈકલ્પિક અસ્તિત્વ-રીતિઓ સાથે સંકળાયેલી છે. સાહિત્ય કે કાવ્ય જ્યારે કેવળ વાઙ્મય મૂર્તરૂપ તરીકે પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરે ત્યારે ભાવક પણ પોતાનું ભાવકત્વ એ વર્બલ આઇકોનના સન્દર્ભે જ સિદ્ધ કરે, એટલું તો સ્પષ્ટ છે. આવી અસ્તિત્વ-રીતિના ફલિતાર્થો કૃતિ માટે જેટલા મહત્ત્વના છે, તેટલા જ ભાવક માટે પણ. કૃતિને વર્બલ આઇકોન રૂપે અનુભવનાર

ભાવક, કવિતાના વ્યવહાર-જગત સાથેના સમ્બન્ધો પરત્વે ઉદાસીન રહે, કવિતાની સ્વરૂપ-સિદ્ધિની પ્રક્રિયા પરત્વે સક્રિય રહે. બીજી તરફ, કાવ્યને વાગ્મિતાજન્ય ઉશ્કેરણી રૂપે સિદ્ધ કરનાર ભાવક કવિતાના વ્યવહાર-જગત સાથેના સમ્બન્ધો પરત્વે સજાગ રહે, કવિતાને સામાજિક પરિવર્તન સાથે, સુધારા અને ક્રાન્તિ સાથે, એક કે બીજી વિચારસરણી સાથે સાંકળવા ચાહે.

આજના ગુજરાતી ભાવકનું વ્યક્તિત્વ આ બે વિકલ્પો વચ્ચે વહેંચાયેલું હોય, એવું લાગે. કવિતા પાસે, ભાવક રૂપે, એ ક્યારે કઈ અપેક્ષા રાખે, એ કહેવું આથી જ મુશ્કેલ બને છે.

આધુનિક ગુજરાતી(બલ્કે ભારતીય) ભાવક આ પ્રકારના સ્કિત્ઝોફ્રેનિઆથી ગ્રસ્ત છે. ઘડીકમાં એ ગોટવાલ્ડના માથા ઉપરની ટોપીને ઓળખી કાઢ્યાનો આનન્દ અનુભવે છે. ઘડીકમાં એ શાન્ત, નમ્ર, મૂક સંસ્કૃતિમુક્ત પ્રાણી જેવો થઈ, વિગલિત વેદાન્તરે વર્બલ આઇકોનને માણ્યા કરે છે. દોઢસોએક વરસ જૂનો એનો આ વ્યાધિ હઠીલો છે. આ ક્રોનિક સ્કિત્ઝોફ્રેનિઆમાંથી એણે છૂટવું કઈ રીતે ? કેવળ એક કે માત્ર બીજી અસ્તિત્વરીતિ હવે એને માટે શક્ય નથી રહી. એ તો હવે છયે વિદ્યાઓ જાણી ચૂક્યો છે. પ્રત્યક્ષ કે પરોક્ષપણે હવે એ વ્યાકરણ અને ગ્રામર, ન્યાય અને ડાયલેક્ટિક, તેમ જ મીમાંસા અને ર્‌હેટરિકની બેવડી પરમ્પરામાં સામેલ થઈ ચૂક્યો છે. હા, કેટલાક સાવ અભણ લાગતા વાચકો/શ્રોતાઓ પણ નથી એમ નહીં. પણ ઝીણવટથી જોતાં એઓ પણ જણાય એવા અભણ નથી; અર્ધદગ્ધ છે. એમના ગૂંચવાડા તો પેલા છ-વિદ્યા-વાળાઓની પરોક્ષ-પ્રત્યક્ષ સંડોવણીની અવદશા કરતાંયે બદતર અવસ્થાના છે.

ગુજરાતી સાહિત્ય વિવેચનને, એના આરમ્ભથી જ, આ સમસ્યા નડ્યા કરી છે. કેવળ રૂપરચનાવાદી ગણાતા વિવેચક ક્યારે માનવીય પરિસ્થિતિના નામે સમાજની સમસ્યાઓની, વ્યક્તિ અને સમૂહના ટકરાવની, નિર્મુખ માનવીની વાત કરી બેસે એ કહેવાય નહીં. એ જ રીતે, સાહિત્ય સમાજના વાસ્તવને આલેખે, એનો આગ્રહ રાખનાર વિવેચક ક્યારે છન્દોવિધાન, હ્રસ્વ-દીર્ઘ સ્વરો, કાવ્યસ્વરૂપનું સૌષ્ઠવ વગેરે પર ઊતરી પડે, એનો ભરોસો નહીં. સૈદ્ધાન્તિક વિવેચન અને કૃતિનિષ્ઠ વિવેચન વચ્ચે સહોદર સમ્બન્ધ હોવો ઘટે; પણ બહુધા પિતરાઈ-પિતરાઈના તણાવો નજરે ચઢે છે.

સંસ્થાનવાદે ભારત પાસે વસૂલ કરેલી આ ખંડણી છે. શાસકે આપણી પાસે દૃષ્ટિની વિશદતા છીનવી લીધી છે. પ્રોફેસર ભીખુ પારેખ જેવા તેજસ્વી અને વેધક દૃષ્ટિસમ્પન્ન વિચારકે આથી જ *Decolonization of Imagination* જેવા પુસ્તકનું સમ્પાદન કરવાનું કામ ઉપાડ્યું.

આ વ્યાખ્યાનમાં આપણું લક્ષ્ય કવિ, કવિતા અને સહૃદયનાં(સર્જક, કૃતિ અને ભાવકનાં)અસ્તિત્વોની રીતિઓના વિકલ્પો વચ્ચેના સમ્બન્ધોને તપાસવાનું છે. એ નેમ પાર પડે, એ આડે આવતા અવરોધોમાં આજે મુખ્ય અવરોધ આપણે સન્દર્ભે તો આપણી
૬૬ કાવ્ય પરત્વેની સમજણ અને અપેક્ષામાં વ્યાપેલી આ અનવસ્થા છે. એ અંધાધૂંધીના મૂળમાં

આપણા સમગ્ર અર્વાચીન કાવ્યવિચારના પાયામાં રહેલી કેટલીક ગૂંચો છે. એ ગૂંચો અને અનવસ્થા પાછળના ઐતિહાસિક-સાંસ્કૃતિક સન્દર્ભને સમજવો જરૂરી બને છે.

ઘ

ડૉ.ભીખુ પારેખ અને ડૉ.યાન નેદેર્વીન પીટર્સ(Jan Nederveen Pieterse), એ બે સંપાદકોએ સંયુક્તપણે લખેલો *Shifting Imaginaries : Decolonization, Internal Decolonization, Postcoloniality* એ નિબન્ધ, આ પુસ્તકનો પહેલો નિબન્ધ છે. સંસ્થાનવાદ અને આધુનિકતા વચ્ચે કારણ-કાર્યનો સમ્બન્ધ છે એવી માન્યતા પ્રચલિત છે. હિંદ જેવાં સંસ્થાનોમાં બ્રિટન જેવી રાજ્યસત્તાએ આધુનિકતાનો પ્રવેશ કરાવ્યો, એવું વ્યાપકપણે ધારી લેવામાં આવે છે. આવા ખ્યાલોને ચકાસતાં ડૉ.પારેખ અને પીટર્સ લખે છે : '*If one probes deeper, the picture becomes more complex, and the prevailing* view needs radical revision. First, it is not entirely correct to say that colonial *rule introduced modern values... Second, values and institutions introduced* by colonial rule could not last or even be understood unless they were grafted onto their hospitable traditional analogues... Third, colonial rule did not represent as drastic a rupture in the history of colonial societies as is often made out.,' (જો તલાશ વધારે ઊંડી ચલાવીએ તો ચિત્ર વધારે સંકુલ બનતું જણાશે અને પ્રવર્તમાન અભિપ્રાય ધરમૂળથી બદલવાનું જરૂરી બનતું લાગશે. પહેલું તો એ, કે સંસ્થાનવાદી શાસને [શાસિત પ્રજામાં] આધુનિક મૂલ્યો દાખલ કર્યાં, એમ કહેવું એ બધી રીતે સાચું નથી... બીજું એ, કે જે મૂલ્યો અને [સાંસ્કૃતિક] વ્યવસ્થાઓને સંસ્થાનવાદી શાસને [શાસિત સંસ્કૃતિમાં] દાખલ કર્યાં હોય તે [મૂલ્યો અને વ્યવસ્થાઓ] જ્યાં સુધી [શાસિત સંસ્કૃતિની] પરમ્પરાનાં એ [મૂલ્યો-વ્યવસ્થાઓ]-ને આવકારવા તૈયાર એવા સમરૂપ [મૂલ્યો-વ્યવસ્થાઓ]-માં કલમી રીતે ચોંટાડી ઉગાડાય નહીં, ત્યાં સુધી [શાસિત સંસ્કૃતિમાં] ટકી શકતાં નથી, બલ્કે [ત્યાં] સમજીયે શકાતાં નથી... ત્રીજું એ, કે સંસ્થાનવાદી શાસન, શાસિત સમાજોના ઇતિહાસોમાં એટલો ભારે વિચ્છેદ નથી બનતું, જેટલું બન્યાનું ઘણી વાર દર્શાવવામાં આવે છે.')

ડૉ.પારેખ-ડૉ.પીટર્સના આ ત્રણે મુદ્દાઓ પશ્ચિમની સંસ્થાનવાદી સત્તાઓ સાથેના ભારતના સમ્બન્ધને સમજવામાં અને દલપત-નર્મદ પછીના ગુજરાતી સંસ્કારજગતમાં પ્રવૃત્ત એવા સાહિત્યના રસિક વાચકના સાહિત્ય સાથેના સમ્બન્ધને સમજવામાં, ઘણી સહાય કરે એવા છે.

પહેલા મુદ્દાના સન્દર્ભે પારેખ-પીટર્સ નોંધે છે કે '... colonial rule both introduced and arrested the flow of new rules and institutions, and also... it both changed and froze their traditional counterparts.' ('... સંસ્થાનવાદી શાસને નવાં મૂલ્યો 

અને નવી વ્યવસ્થાઓ [શાસિતોમાં] દાખલ કરી, તેમ જ આવતી અટકાવી; અને... [સંસ્થાનવાદી શાસને] એ [મૂલ્યો-વ્યવસ્થાઓનાં] પ્રતિરૂપો સમાન [શાસિત સંસ્કૃતિનાં] પરમ્પરાપ્રાપ્ત [મૂલ્યો-વ્યવસ્થાઓને] પરિવર્તિત કરી, તેમ જ યથાતથ સ્થગિત કરી દીધી.') ઝીણું વિચારનારા આ બે સંસ્કૃતિ-ચિન્તકો ચીંધી બતાવે છે તેમ, સંસ્થાનવાદી શાસનનો મુખ્ય હેતુ તો પોતાની હયાતી ટકાવી રાખવી, એટલો જ હતો. શાસિત સમાજમાં સુધારા દાખલ કરવા પાછળનો હેતુ એટલો જ હતો કે આ શાસકો પોતાના શાસનને સાંસ્કૃતિક ભૂમિકાએ આવશ્યક એવું શાસન ગણાવતા હતા. શાસિત સમાજનાં મૂલ્યો અને વ્યવસ્થાઓ ખામી ભરેલી છે, એવું દર્શાવવું અને એમાં પોતાના સુધારક મૂલ્યો અને વ્યવસ્થાઓ દાખલ કરી, શાસિતોનું કલ્યાણ કરવું, એ આ શાસકો પોતાના શાસનને વ્યાજબી ઠેરવવા માટે કરતા. પણ અમુક હદથી વધારે પરિવર્તન એ શાસિતોના પરમ્પરાગત મૂલ્યો-વ્યવસ્થાઓમાં નહોતા કરવા માગતા. એનાં બે કારણ. એક તો, અમુક હદથી વધારે પરિવર્તન કરવા જતાં શાસિતો વિફરીને શાસનને અસ્થિર બનાવે. બીજું એ, કે નવાં મૂલ્યો અને વ્યવસ્થાઓ જો એક હદથી આગળ વધીને શાસિત સમાજમાં ફેલાય, તો એ મૂલ્યો-વ્યવસ્થાઓ પોતે જ સંસ્થાનવાદના પાયામાં સુરંગ ચાંપે.

બીજા મુદ્દા સન્દર્ભે આ વિચારકો ઉમેરે છે, '*Colonial rule forced the colonial intellectuals to ask questions, about themselves, their society and their history which they had never asked before.*' ('સંસ્થાનવાદી શાસને સાંસ્થાનિક બૌદ્ધિકોને પોતાને વિશે, પોતાના સમાજ વિશે અને પોતાના ઇતિહાસ વિશે એવા સવાલો પૂછવાની ફરજ પાડી, જે સવાલો એમણે એ પહેલાં ક્યારેયે પોતાને પૂછ્યા નહોતા.') શાસકોનાં નવાં મૂલ્યો, નવી વ્યવસ્થાઓ શાસિત સમાજમાં પ્રવેશ પામે, એ માટે પ્રવેશમાર્ગ જરૂરી હતો. એ પ્રવેશમાર્ગ તે શાસિત પ્રજાના વિચારવંતોની આત્મસભાનતા. પોતાને પોતાની જાત વિશે નવા જ પ્રશ્નો પૂછતા આ વિચારવંતોની પોતાની જાત વિશેષની સભાનતા ઉત્કટ, તીવ્ર, ધારદાર બની ગઈ. છેલ્લાં દોઢસો-પોણા બસો વર્ષમાં સાહિત્યનો જે ભારતીય ભાવક જન્મ્યો-ઊછર્યો તેના વ્યક્તિત્વને સમજવા માટે ભીખુ પારેખે - યાન પીટર્સે નોંધેલી આપણા તાજેતરના ઇતિહાસની આ તીવ્ર આત્મસભાનતાને લક્ષ્યમાં લેવી પડે.

ત્રીજા મુદ્દા અંગે સ્પષ્ટતા કરતાં પારેખ-પીટર્સ લખે છે : '*No doubt European rule had an unprecedented reach and penetration, but it also had its inherent limitations, derived partly from the fact that the new rulers, intuitively perceived as radically and culturaly different, lacked accessibility and relative familiarity of their predecessors ... All this means that colonialism introduced no more than one more idiom, or new strand, in the complex mosaic of the societies subjected to it.*' (બેશક, યુરોપીઅન શાસનની પહોંચ અને તેની વેધકતા અપૂર્વ હતી. પણ એની કેટલીક જન્મજાત મર્યાદાઓ પણ હતી. એ મર્યાદાઓનાં મૂળ અંશતઃ એ હકીકતમાં હતાં કે આ નવા શાસકો પાસે એમના પુરોગામી [વિદેશી શાસકો] પાસે હતી

તેટલી પ્રવેશાનુકૂળતા નહોતી, અને એમના પ્રમાણમાં પરિચિતતા પણ ઓછી હતી... સરવાળે આનો અર્થ એ થયો કે સંસ્થાનવાદે શાસિત સમાજોના કપચીકામમાં એક નવી ભાત ઉમેરી, એક વધારે શૈલીલક્ષણ ઉમેર્યું.')

સંસ્થાનવાદની શાસન-પ્રક્રિયામાંથી પસાર થઈ, સ્વતન્ત્ર થયેલા કોઈ દેશની પ્રજાના ચિત્તને સંસ્થાનવાદની અસરોમાંથી મુક્ત કરવાનું કામ, એક રીતે જોતાં ધાર્યા કરતાં ખૂબ વધારે સંકુલ છે અને બીજી રીતે જોતાં માની લીધા કરતાં ઘણું ઓછું વ્યાપક છે, એમ આ બે મર્મગ્રાહી ચિન્તકો સૂચવે છે. સંકુલ એટલા માટે કે જે કશાને સંસ્થાનવાદી શાસને શાસિત પ્રજાના ચિત્તમાં દાખલ કર્યું છે, તે બધું જ શાસિત પ્રજાના પોતાના ચિત્તમાં ઝીણા વણાટકામે વણાઈ ગયું છે; શાસિત સમાજનાં પોતાનાં પરમ્પરાગત મૂલ્યો અને વ્યવસ્થાઓના એક અનુકૂળ અંશમાં એકાકાર થઈ ગયું છે. માત્ર ઉમેરણની નહીં, રસાયણની પ્રક્રિયા થઈ ચૂકી છે. પણ એનું વ્યાપન મર્યાદિત એટલા માટે કે શાસિત સમાજનો અલ્પાંશ જ આ સંસ્થાનવાદી શાસકોનાં જીવનમૂલ્યો અને જીવંત વ્યવસ્થાના સમ્પર્કમાં આવ્યો હોય છે ને એથીયે અલ્પ અંશ એનાથી પૂરો પ્રભાવિત થયો હોય છે.

ચ

આ વિશ્લેષણના સન્દર્ભે જ્યારે અર્વાચીન કાળના ભારતીય સાહિત્યરસિકના વ્યક્તિત્વનો વિચાર કરીએ, ત્યારે એના વ્યક્તિત્વનીયે સંકુલતાનો તેમ જ એક પ્રકારના છીછરાપણાનો ખ્યાલ સ્પષ્ટ થાય છે. *અભિજ્ઞાન શાકુન્તલ* અને *ગોલ્ડન ટ્રેઝરી*ના અને તે પછી રવીન્દ્રનાથ ઠાકુર અને પૉલ વાલેરીના સંયુક્ત પ્રભાવ હેઠળ કંઈક ઘડાયેલો, કંઈક મરડાયેલો ભાવક કાવ્યાનુભૂતિ વિશે એકાગ્ર બિંદુ વિનાનો, ફોકસ વગરનો, બની રહ્યો છે. તેમ છતાં એ ભાવકનું વ્યક્તિત્વઘડતર એટલા દીર્ઘ ઇતિહાસવાળું છે કે છેલ્લી દોઢ પોણા બે સદીઓમાં એમાં દાખલ થયેલાં કે દખલ દેતાં નવાં મૂલ્યો, એ ઇતિહાસને ધરમૂળથી પલટી ન શકે. વળી, ભારતીય ભાવકતાનાં મૂલ્યો અને એની વ્યવસ્થાઓ ભારતીય સમાજનાં અનેક સ્તરોમાં સાંસ્કૃતિક ઇતિહાસના લાંબા પટ દરમિયાન, ઝમી, ઝરી, ઊંડે સુધી પ્રસરી શક્યાં હતાં. જે શબ્દાલંકારો-અર્થાલંકારોની શોભા કાલિદાસ કે માઘના ભાવકો માણતા, એ જ શબ્દાલંકારો-અર્થાલંકારોની શોભા વજ્રસેનના, પદ્મનાભના અને દયારામના ભાવકો પણ માણતા. *ઋતુસંહાર* અને *વસન્તવિલાસ*, શતાબ્દીઓના, બલકે સહસ્રાબ્દથી અધિક સમયના અન્તરે અને બે વિભિન્ન ભાષાઓમાં લખાયેલાં કાવ્યો હોવા છતાં, એમનું પ્રકૃતિનિરૂપણ, એમનું શૃંગારઆલેખન, એમની કાવ્યશોભાનિર્મિતિ, એ બે કાવ્યોના કાલ-ભાષા-વિભિન્ન ભાવકોને એક સહોદરતા બક્ષી શકતાં. આ તો એક ઉદાહરણ થયું. આવાં અનેક આપી શકાય.

પાશ્ચાત્ય કાવ્યશાસ્ત્રનો પ્રભાવ ભારતીય ભાવકતાના એક ચોક્કસ સામાજિક સ્તર સુધી મર્યાદિત રહ્યો, એ હકીકત પણ અહીં મહત્ત્વની બને છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રના નામે

ઓળખાતી, પણ વાસ્તવમાં સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ એ ત્રિભાષાની ભારતીય કાવ્યશાસ્ત્રની પરમ્પરા સમગ્ર ભારતમાં, તેમ જ ભારતીય સમાજનાં અનેક સ્તરોમાં ઝમી, ઝરી, વિસ્તરી હતી. પ્રશિષ્ટ અને લોક વચ્ચેની આપલે નિરન્તર અને વ્યાપક હતી. એક વિકાસશીલ પરમ્પરાની અનેક વિવર્તોવાળી વ્યાપકતા ભારતીય ભાવકને અનેક ભાષાઓમાં અનેક સમયગાળાઓમાં, અનેક રીતે લખાતા કાવ્ય સાથે જોડી શકતી. ૧૯મી સદીના પૂર્વાર્ધમાં સ્થપાયેલી અંગ્રેજી શાળાઓ અને એની જોડીદાર એવી તત્સમકાલીન 'વર્નાક્યુલર' શાળાઓ દ્વારા સંસ્થાનવાદી શાસને આ પરમ્પરા સાથે એક ઐતિહાસિક મહત્ત્વનો વિચ્છેદ સ્થાપવાનો યત્ન કર્યો. તે પછીના દસકાઓમાં સ્થપાયેલી મુંબઈ વગેરે યુનિવર્સિટીઓએ આ વિચ્છેદને ઊંડો કરવાનું કામ કર્યું. પણ શાળા-મહાશાળામાં ભણનારાઓની(તેમાંયે, દશકાઓ સુધી, ભણનારી કન્યાઓ-સ્ત્રીઓની) સંખ્યા અતિમર્યાદિત રહી. સમાજનો મોટો ભાગ આ કેળવણીથી, કવિતાને માણવા-જાણવાની આ નવી પદ્ધતિથી, અજાણ રહ્યો. સહુથી વધારે મહત્ત્વની વાત તો એ બની કે ભણાવનારા જે ભણાવવા માગતા હતા, એથી કંઈક જુદું જ ભણતર એમની જ પાસે ભણનારાએ ભણી લીધું. માસ્તરના હાથમાં ને છોકરાંઓના હાથમાં એક જ ચોપડી હતી; છતાં માસ્તરે એને એક રીતે વાંચી તો એમના જ વિદ્યાર્થીઓએ સાવ અલગ રીતે વાંચી !

આમ છતાં, આજે ભારતીય ભાવકની આન્તરિક વિચ્છિન્નતા ચોંકાવનારી લાગે. આનું કારણ જેટલું સંસ્થાનવાદી પરિબળોમાં મળે, તેથી વધારે કદાચ અનુસંસ્થાનવાદી (પોસ્ટકોલોનિઅલ) અને નવસંસ્થાનવાદી(નિઓ-કોલોનિઅલ) પરિબળોમાં મળી આવે. ૧૮૨૦થી ૧૯૫૦ સુધીના ગાળામાં શાળા-મહાશાળાઓ અને બીજી અનેક નવી, રાજ્યપ્રેરિત સામાજિક-સાંસ્કૃતિક વ્યવસ્થાઓ વડે ભારતીય કલા-ભાવકનું આન્તરિક જગત વિચ્છિન્ન થયું, તેથી ઘણું વધારે ૧૯૫૦થી ૨૦૦૧ સુધીના દશકોના ફાલેલા જાહેર-સમૂહ-માધ્યમો વડે અને આન્તરરાષ્ટ્રીય વ્યાપારી-આર્થિક પરિબળો દ્વારા પ્રેરાયેલી સામાજિક-સાંસ્કૃતિક વ્યવસ્થાઓ વડે છિન્ન-વિચ્છિન્ન થયું. પરાણે દિલ્હીના જનાનખાનામાં ધકેલી દેવાયેલી દેવળદેવી અને ગણતરીપૂર્વક મુંબઈના ફિલ્મ સેટ પર અંગપ્રદર્શન કરી દુબઈ દોડતી નંબર વન વચ્ચેનો ભેદ ભૂલવા જેવો નથી.

હવે વર્બલ આઇકોન અને ફોરેન્સિક પર્સુએશનનાં બે વિશ્વો વચ્ચે જ ભારતીય ભાવક વહેંચાયેલો-વિભાજાયેલો નથી. હવે એને ત્રણ વિશ્વોમાં, ત્રણ વ્યક્તિત્વોમાં તોડી નાખતી મનોવ્યાધિ લાગુ પડી ચૂકી છે. એનું ત્રીજું વ્યક્તિત્વ કદાચ સહુથી વધારે આત્મઘાતી છે.

આવો વ્યાધિગ્રસ્ત ભાવક હવે કવિતા પાસે એક પળે રચનાસૌષ્ઠવની કૃતિભીતરી અપેક્ષા રાખે, બીજી પળે સામાજિક અન્યાયો સામેની જેહાદ રૂપે કવિતાને જોવા-જોવડાવવાનો આગ્રહ રાખે, તો ત્રીજી પળે એક લેખકની કેટલી ચોપડી ખપી, એક લોકસન્તની સભામાં કેટલા હજાર લોકો(ચવાણું ખાવા ને ચોપાઇઓ સાંભળવા) આવ્યા, એક ગીતકારની કેસેટો કયા ગાયકે ગાઈ ને કેટલી કમાણી કરાવી ગઈ – એનાં લેખાંજોખાં કરવા લાગે.

આ અવસ્થા ફક્ત કવિતાના ભાવક માટે નહીં, સંસ્કૃતિ સમગ્ર માટે જોખમી ગણાય. જે સંસ્કૃતિ આવી અનવસ્થા નભાવે, એને પોષે, એનાથી પોરસાય, એની રસકીય સ્વતન્ત્રતા જો આજે, તો રાજકીય સ્વતન્ત્રતા વળતે દિવસે ખતમ થઈ જાય. કેમ કે કોઈ પણ પ્રજા એકાંશ જીવનમાં સ્વતન્ત્ર, એકાંશ જીવનમાં પરતન્ત્ર અને એકાંશ જીવનમાં અતન્ત્ર, એવું જીવન જીવી ન શકે.

તો આજના ભારતીય ભાવકને, પાછો અ-ખંડ કઈ રીતે કરવો ? અંગ્રેજી ભાષાના ત્રણ શબ્દો, અંગ્રેજી શાસકોએ અને પાશ્ચાત્ય નવ-સંસ્થાનવાદે પેદા કરેલી આ અનવસ્થાનો અન્ત લાવવાને માર્ગે આપણે કોઈ નવા કુપથે ચઢી ન જઈએ, એ જોવામાં સહાય કરી શકે એ ત્રણ શબ્દો છે, ત્રુટક(fragmented, ફ્રેગમેન્ટેડ), એકત્ર(united, યુનાઇટેડ) અને એકશૈલ(monolithic, મોનોલિથિક). ભાવકના વ્યક્તિત્વને એકત્ર કરવાનો યત્ન, એ વ્યક્તિત્વને ત્રુટક અવસ્થામાંથી એકશૈલ જડત્વમાં લઈ ન જાય, એ જોવું જરૂરી છે. ત્રુટિત વ્યક્તિત્વ કરતાંયે મોનોલિથિક કે વિવર્તઅસહિષ્ણુ વ્યક્તિત્વ વ્યક્તિ તેમ જ પ્રજાના જીવનવિકાસમાં વધારે મોટો અવરોધ બની રહે. કવિતા સાથેનો વ્યક્તિ તેમ જ પ્રજાનો સમ્બન્ધ જીવનવિકાસનો નહીં તો શેનો ગણાય ?

એટલે જ ભાવકત્વની મીમાંસા ભારત સન્દર્ભે કરતી વખતે અલબત્ત સંસ્થાનવાદી અને અનુ-સંસ્થાનવાદી રાજ્યસત્તાઓએ ઉત્પન્ન કરેલી અનવસ્થાની ચર્ચા કરવી ઘટે; પણ એ અનવસ્થાનો ઉકેલ શો છે ?

ઉકેલ નથી તો જાહેર માધ્યમોની ઝાકઝમાળથી અંજાઈ જઈ, માણસનો અવાજ માઇક્રોફોનને હવાલે કરી દેવામાં. ઉકેલ નથી ઇતિહાસના વહેણમાંથી બહાર નીકળી કોઈ લોભામણા-આરામભર્યા તીરથઘાટે આસન જમાવીને બેસી જવામાં. ઉકેલ નથી વળી કોઈ પરાયા સત્તાધીશ કે ધનપતિએ આપણને ખોટના વેપારમાં લલચાવી ઘસડી જવા માટે સામે ધરેલી સોનાની પણિ-જાળમાં બાલિશપણે ઝંપલાવી દેવામાં. પ્રાચીન, આધુનિક અને પણ્ય, એ ત્રણ પાયાની ડગુમગુ ટિપોય બનાવી, એના પર બેસી જોવામાં તો ઉકેલ નથી જ નથી.

આપણો ઇતિહાસ જે સંકુલ અવસ્થાને અને અટપટાં પરિબળોને આજના તબક્કે આપણી જીવન-પરિસ્થિતિ રૂપે આપણી પાસે મૂકે છે, તે પરિસ્થિતિના પ્રત્યેક પાસાનો પૂરો ક્યાસ કાઢી, વિખરાયેલી જિંદગીને પાછી એકઠી કરવી એ જ કામ કરવાજોગ ગણાય. ભારતીય ભાવકને પાછો એકત્વયુક્ત કરવાનું કામ, એ વ્યાપક કામનો અંશ છે. સસ્તો સમન્વય, ભીરુ અતીતરાગ, નિર્બળ વિદેશજ-મોહ અને આત્મઘાતી પણ્ય-પ્રીતિ : આ ચારેથી ચીલો ચાતરી, આપણા પોતીકા ભવિષ્ય તરફનો માર્ગ ગોતવો રહ્યો.

ભાષા, સર્જક, કૃતિ અને ભાવક, એ ચારેના આન્તરસમ્બન્ધો તપાસવાના આ ઉપક્રમમાં એ ચારેમાંથી કોઈ એકની અગ્રેસરતાનો આગ્રહ ઝાઝો ખપમાં ન લાગે. એવી એકાંગીતાને પરિણામે સમાજવિજ્ઞાનનું ઉપકરણ બનીને અટકતી સંસ્કૃતિમીમાંસા ક્યારેક આપણી સાહિત્યચર્ચાનો કબજો લઈ લે છે. અથવા, એવી એકાંગીતા કાવ્ય અને કથામાં રૂપરચના

કઈ રીતે થઈ છે એ અંગેની છીછરી, તકનીકી વાતોમાં પરિણમે છે. કલાકૃતિની નિર્મિતિનું સમ્યગ્ દર્શન ભાષા, સર્જક, કૃતિ અને ભાવક – એ ચારેના આંતરસમ્બન્ધોની સમગ્રતાના દર્શનથી કંઈ ઓછું ન હોઈ શકે.

ભાષા-સર્જક-કૃતિ-ભાવકની ચતુષ્પરિમાણી (અભિ)વ્યક્તિતાને ત્રણ પ્રકારના વિશ્વોમાંથી કોઈ પણ એક વિશ્વમાં મૂકી જોવાનું શક્ય છે. એ વ્યક્તિતાનાં ત્રણ શક્ય વિશ્વોને સમાજશાસ્ત્રીય વિશ્વ(sociological universe), અને પ્રતિભાસશાસ્ત્રીય વિશ્વ(phenomenological universe) સંરચનાશાસ્ત્રીય વિશ્વ(structuralist universe), એ રીતે ઓળખાવી શકીએ. આ 'વિશ્વો' ભૌતિક ઉપસ્થિતિઓ નથી પણ સંજ્ઞાજનક, અર્થોત્પાદક વ્યવસ્થાઓ (semiotic orders, સેમિઓટિક ઑર્ડર્સ) છે. કહો કે એ જુદાં જુદાં લોકેશન્સ ઑફ લિટરેચર, સાહિત્યનાં સ્થાનકો, કવિતાનાં સરનામાં છે. દરેક લોકેશન કવિતાને, બલ્કે કળા માત્રને, એક આગવો અર્થ આપી શકે છે. આજે કલા કયું સરનામું પસંદ કરશે?

પ્રોફેસર પોલોકે સાહિત્યની સમજણની બે શક્યતાઓ તારવી બતાવી : વાઙ્મય રૂપે સાહિત્ય અને વાઙ્મય ઉદ્‌બોધન કે ઉશ્કેરણી રૂપે સાહિત્ય(લિટરેચર એઝ વર્બલ આઇકન અને લિટરેચર એઝ એક્ઝોર્ટેશન). કવિનું તેમ જ ભાવકનું ઘડતર કરતી જે કવિશિક્ષા ગ્રીક-રોમન પરમ્પરામાં માન્ય રખાઈ તે(ગ્રામર, ર્‌હેટરિક અને ડાયલેક્ટિક દ્વારા અપાતી કવિશિક્ષા) સાહિત્યને કેવળ ઉદ્‌બોધનની રીતિમાં જ નહીં, સમાજશાસ્ત્રીય વિશ્વમાં મૂકી આપે છે. વાગ્મિતા અને તર્ક(ર્‌હેટરિક અને ડાયલેક્ટિક)નાં સાધનો વાણી-ભાષાને, વક્તા-સર્જકને, શ્રોતા-ભાવકને અને ઉદ્‌બોધન-કૃતિને સામાજિક વ્યવસ્થાના હિત સાથે સાંકળે છે. એટલું જ નહી, એ ચારેની અને એમના આન્તર-સમ્બન્ધોથી બનેલી (અભિ)વ્યક્તિ-તાની સાર્થકતા કે અર્થમયતા પણ એ સેમિઓટિક ઑર્ડરની ભીતર, એ જ સંકેતશાસ્ત્રીય વ્યવસ્થાની ભીતર જ સિદ્ધ થઈ શકે છે. આ સરનામે રહેતી કવિતાનો અર્થ સમાજવિજ્ઞાન નક્કી કરે. આ સરનામું આપણને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ પાસેથી જાણવા મળ્યું, એમ પણ કોઈક કહી શકે.

પ્રો. પોલોકે દર્શાવેલી બીજા પ્રકારની કવિશિક્ષા વ્યાકરણ, મીમાંસા અને ન્યાય(ગ્રામર, હર્મેન્યૂટિક્સ અને લૉજિક) એ ત્રણ સાધનો વડે જે કવિ અને ભાવકનું ઘડતર કરે છે તેની સમક્ષ સાહિત્ય વર્બલ આઇકન રૂપે, વાઙ્મય મૂર્તિ રૂપે ઉપસ્થિત થાય છે. એ સાધનો અને એ ઘડતર ભાષા અને લેખનને, લેખક-સર્જકને, વાચક-ભાવકને અને સંરચિત કૃતિને, તેમ જ એ ચારેના આન્તર-સમ્બન્ધોથી બનેલી (અભિ)વ્યક્તિતા અર્થવત્તાને સંરચના-શાસ્ત્રીય વિશ્વમાં, એવા સેમિઓટિક ઑર્ડરમાં મૂકી આપે છે. આ સરનામે રહેતી કવિતાનો અર્થ ભાષાવિજ્ઞાન – ઉક્તિમીમાંસા પ્રમાણે કરવાનો થાય. આ સરનામું આપણને પ્રાચીન ભારતીય સંસ્કૃતિએ આપ્યું, એમ કોઈક કહે.

અર્વાચીન ગુજરાતી(બલ્કે ભારતીય) ભાવક આ બે વિશ્વ વચ્ચે કંઈક વહેંચાયેલો, કંઈક ગૂંચવાયેલો ભટકે છે. ડૉ.પારેખ-પીટર્સ દર્શાવી શક્યા છે તેમ, એ ગૂંચ ઉકેલવી સહેલી નથી, કેમ કે એ ગૂંચ પણ છે ને ગૂંથણી પણ છે.

આ સન્દર્ભે આપણે આગળ નોંધેલા ત્રીજા વિશ્વમાં, પ્રતિભાસમીમાંસાના વિશ્વ (ફિનોમિનોલોજિકલ યુનિવર્સ)માં ભાષા-સર્જક-કૃતિ-ભાવકની વ્યક્તિતાને મૂકી જોવાની શક્યતા ઊઘડે છે.

એ પદ્ધતિએ હવે આપણે એડમંડ હુસેર્લ, રોમન ઇન્ગાર્ડન અને વુલ્ફગાંગ આઇઝરની વિચારણાઓનો સન્દર્ભ તપાસીએ.

૭

એડમંડ હુસેર્લ(૧૮૫૯-૧૯૩૮)ની પ્રતિભાસમીમાંસા એ એક પ્રકારની જ્ઞાનમીમાંસા (epistemology, એપિસ્ટેમોલોજી) છે. જાણવું એટલે શું, સમજવું એટલે શું, એ પ્રશ્નોના ઉત્તર આત્મસભાન માનવો, આત્મસભાન સંસ્કૃતિઓ હંમેશાં શોધતાં આવ્યાં છે. અર્વાચીન યુગના આરમ્ભ પછી ત્રણેક દશકોના સંસ્થાનવાદી અનુભવો પછી ગુજરાતની સંસ્કૃતિ પણ એના સુધારકયુગીન 'જોસ્સા'થી આગળ વધી ગોવર્ધનરામ ત્રિપાઠી-આનન્દશંકર ધ્રુવ આદિના જ્ઞાનમીમાંસાપરક ગમ્ભીર પ્રયાસો સુધી આવી પહોંચી હતી. *હિન્દ સ્વરાજ*ના કર્તા ઈ.સ.૧૯૦૮માં સંસ્થાનવાદી શાસકોની સમક્ષ જ્ઞાનમીમાંસાને પડકારી શકે, એની ભૂમિકા જાણે કે તૈયાર થતી જતી હતી. આપણા એ સાંસ્કૃતિક વિશ્વના સન્દર્ભે હુસેર્લની આ પ્રતિભાસમીમાંસા આપણે માટે ઉપયોગી બને છે.

આ પ્રતિભાસમીમાંસાના પાયામાં બે સમજણો રહેલી છે : ૧.માણસનું પોતાની વૈયક્તિક ચેતનાનું જ્ઞાન એની પોતાની મનોસ્થિતિઓને સમજવા માટેની વિશ્વસનીય ભૂમિકા એને પૂરી પાડે છે. (શરત એ કે એ મનોસ્થિતિઓમાંની કઈ સ્થાયી, અન્તર્ગત છે અને કઈ અસ્થાયી, આગંતુક છે, તેનો વ્યતિરેક એ વ્યક્તિ કરી શકે.) અને ૨.મનોસ્થિતિઓની ગંતવ્ય-તા intentionality(ઇન્ટેન્શનાલિટી) એ મનોસ્થિતિઓને તેમનો સંકેતિત અર્થ પૂરો પાડે છે.

સાચું જ્ઞાન શક્ય બને એ માટે વ્યક્તિએ પોતાની મનોસ્થિતિમાંથી જે અન્તર્ગત છે, તેને જે આગન્તુક છે એનાથી અલગ તારવવું પડે. આગન્તુકથી અન્તર્ગતને અલગ તારવવાની આ પ્રક્રિયાને હુસેર્લ કૌંસમાં મૂકવાની પ્રક્રિયા(bracketing, બ્રેકેટિંગ)ને નામે ઓળખાવે છે.

હુસેર્લની આ બ્રેકેટિંગની વિભાવના સંસ્થાનવાદી પ્રભાવોમાંથી આપણાં મનોવલણોને મુક્ત કરવાની પ્રક્રિયામાં કેટલી બધી ઉપયોગી થાય, એ વિચારવું રહ્યું.

બ્રેકેટિંગની વિભાવનાને હુસેર્લ પ્રાતિભાસિક હ્રસ્વીકરણ(phenomenological reduction, ફિનોમિનોલોજિકલ રિડક્શન) તરીકે ઓળખાવે છે.

આ પ્રક્રિયા શી છે ? એ સમજાવતાં પ્રૉ.રોજર સ્ક્રૂટન લખે છે : 'All references to what is susceptible to doubt or mediated by reflection must be excluded from the description of every mental state, leaving the remnant of pure immediacy alone.' ('જે કંઈ પણ સંદેહાસ્પદ થઈ શકે એવું હોય કે જે કંઈ પણ વિચારપ્રક્રિયાઓ વડે

પરોક્ષ બનતું હોય, તે સર્વના બધા જ ઉલ્લેખો, પ્રત્યેક મનોમય સ્થિતિના વર્ણનમાંથી બહાર રાખવા જોઈએ, જેથી વિશુદ્ધ પ્રત્યક્ષતા જ કેવળ શેષ રહે.')

બ્રેકેટિંગ વડે આ રીતે પ્રાપ્ત થઈ શકતી 'વિશુદ્ધ પ્રત્યક્ષતા'માં હુસેર્લ પોતાની જ્ઞાનમીમાંસાના પેલા 'જાણવું એટલે શું ?' 'સમજવું એટલે શું ?' જેવા પ્રશ્નોના ઉત્તર શોધે છે.

હુસેર્લની પ્રતિભાસમીમાંસા જો આટલી જ હોત, તો એ આપણે સન્દર્ભે ઝાઝી ઉપયોગી ન નીવડત. કદાચ કોઈ કટ્ટરવાદી હ્રસ્વીકરણ તરફ આપણને ધકેલતું પરિબળ એવી અપૂર્ણ જ્ઞાનમીમાંસામાંથી ઊભું થાય, એ જોખમ એમાં તો હોત. પણ પ્રતિભાસમીમાંસાની બીજી એટલી જ મહત્ત્વની વિભાવના છે : ઇન્ટેન્શનાલિટી. હુસેર્લના પુરોગામી ચિન્તક, ફ્રાન્ઝ બ્રેન્ટાનો(Franz Brentano)(૧૮૩૮-૧૯૧૭)ની વિચારણામાં પણ મહત્ત્વ ધરાવતી આ સંજ્ઞાનાં મૂળ બ્રેન્ટાનો કરતાંયે ઊંડાં છે. બ્રેન્ટાનોએ ઇન્ટેન્શનાલિટી સંજ્ઞા મધ્યકાલીન યુરોપીય ચિન્તન-પરમ્પરામાંથી મેળવી હતી. હુસેર્લનો એ સંજ્ઞાનો વિનિયોગ બ્રેન્ટાનોનો પ્રભાવ સૂચવતો ગણાય.

ઇન્ટેન્શનાલિટીની વિભાવના પાશ્ચાત્ય દર્શનની એક મહત્ત્વની સમસ્યાના ઉકેલ રૂપે પ્રસ્તુત કરવામાં આવી હતી. એ સમસ્યા જ્ઞાનમીમાંસાગત સમસ્યા હતી. પ્લેટોથી આરમ્ભાતી આદર્શવાદી(આઇડિયાલિસ્ટ) દર્શનપરમ્પરામાં જ્ઞાનના વિષયને આદર્શ જ્ઞેય(આઇડિયાઝ) રૂપે સ્વીકારવામાં આવતો હતો. આ આઇડિયાઝ અમૂર્ત, સમ્પૂર્ણ, સ્થળનિરપેક્ષ, કાળનિરપેક્ષ(ઍબ્સ્ટ્રેક્ટ, પરફેક્ટ, યુનિવર્સલ અને ઇટર્નલ) – એવા ગણાતા. હવે બ્રેન્ટાનોએ(અને તે પછી હુસેર્લે) જ્ઞાનના વિષયને એ રીતે વૈયક્તિક જ્ઞાતાથી સ્વતન્ત્ર, અલગ, ક્વચિત્ અને અકસ્માત અનુસંધાયેલો માનવાનું ન સ્વીકારીને આઇડિયાલિસ્ટ પરમ્પરાથી જુદા પડવાનું પસંદ કર્યું. બ્રેન્ટાનો ભૌતિક વિજ્ઞાન(Science, સાયંસ)ની પદ્ધતિને અનુસરવા ઇચ્છતા હતા. તેથી એમણે જ્ઞાતા, બલ્કે પ્રથમ પુરુષ એકવચન(I, આઇ, હું)ની સભાન ચેતના(consciousness, કોન્શ્યસનેસ)માંથી ફલિત થતા જ્ઞાનવિષયને ઓળખવાનો યત્ન કર્યો – ન કે પેલા આદર્શવાદી પરમ્પરાના અમૂર્ત, સમ્પૂર્ણ, સ્થળનિરપેક્ષ, કાળનિરપેક્ષ જ્ઞેયને.

બ્રેન્ટાનો સમક્ષ હવે બે પ્રશ્નો ઉપસ્થિત થયા : ૧. મારી પોતાની સભાન ચેતનાની જ્ઞેય સામગ્રી જ્યારે મારી સમક્ષ(પ્રથમ પુરુષ એકવચન રૂપી જ્ઞાતા સમક્ષ) પ્રસ્તુત થાય છે, ત્યારે હું શેનું જ્ઞાન પ્રાપ્ત કરું છું ? કેવળ મારા પોતા વિષેનું, કેવળ મારી ચેતના વિષેનું, કોઈ મારી ચેતનાવિસ્તારની બહારની વ્યક્તિતા (entity, એન્ટીટી) વિષેનું ?
૨. બીજો પ્રશ્ન એ કે જ્ઞેયને જ્ઞાતાથી અલગ કઈ રીતે તારવવો ?

આ પ્રશ્નોના ઉત્તર રૂપે બ્રેન્ટાનોએ ઇન્ટેન્શનાલિટીની વિભાવનાનો પાશ્ચાત્ય પરમ્પરામાંથી સ્વીકાર કર્યો અને એનું સ્પષ્ટીકરણ કર્યું. બ્રેન્ટાનો એ વિભાવનાને આ રીતે સ્પષ્ટ કરે છે : પ્રત્યેક માનસિક સ્થિતિ કે ઘટનામાં કોઈ ને કોઈ સામગ્રી તરફ સંકેત હોય છે. બીજી રીતે કહી શકાય કે પ્રત્યેક માનસિક સ્થિતિ કોઈ ને કોઈ વિષય તરફ ખેંચાતી

હોય છે, લંબાતી હોય છે. વિષયને ચીંધતી હોય છે, પ્રત્યેક માનસિક સ્થિતિ આ રીતે કોઈ ને કોઈ વિષય તરફ ખેંચાતી-લંબાતી હોય છે, એટલે એ વિષયને એ મનોસ્થિતિનું લક્ષ્ય કે ગન્તવ્ય ગણી શકાય. એ લક્ષ્ય કે ગન્તવ્ય રૂપે મારી મનોસ્થિતિની અંદર જ મને મારા જ્ઞાનનો વિષય પ્રાપ્ત થાય છે. આ લક્ષ્ય કે ગન્તવ્ય રૂપી જ્ઞેયના ભાવને 'ગન્તવ્ય-તા' કે 'ઇન્ટેન્શનાલિટી' એ સંજ્ઞાથી બ્રેન્ટાનો ઓળખાવે છે.

ઇન્ટેન્શનાલિટીની આ વિભાવના આ રીતે આદર્શવાદથી ઊફરી ચાલે છે. ફર્સ્ટ પર્સન કે આઇ, અર્થાત્ 'હું' રૂપી જ્ઞાતા સ્વ-ચૈતન્યમાંથી આવેલી સામગ્રીની સામે મુકાય ત્યારે કોને જાણે છે, એ પ્રશ્નનો ઉત્તર આ વિભાવનામાં સૂચવાયો છે. ગન્તવ્યતાની આ વિભાવના આવા જ્ઞાતા અને આવા જ્ઞેય વચ્ચેનો સમ્બન્ધ શો, એ પ્રશ્નનો પણ ઉત્તર આપે છે.

આ વિભાવનાનું પ્રતિભાસમીમાંસા માટે તો ભારે મહત્ત્વ છે જ, પણ સાથે જ કલામીમાંસા માટે પણ એટલું જ મહત્ત્વ છે. ભાવક પોતાના ચૈતન્યમાંથી પ્રાપ્ત થતી કલાનુભવની સામગ્રીને કઈ રીતે જાણે છે અને એ જ્ઞાન એને પોતાના ચૈતન્યની બહારના એક કલાકૃતિ રૂપ ગન્તવ્ય તરફ કઈ રીતે ખેંચે છે, એ પ્રશ્નો પૂછવાનું હવે શક્ય બને છે.

સાહિત્યકૃતિના ભાવક સાથેના સમ્બન્ધને કેવળ સાન્નિધ્ય કે માત્ર સામના રૂપે જોવાનો ઉપક્રમ એક પ્રકારના સપાટ કાવ્યશાસ્ત્રમાં, છીછરી કાવ્યમીમાંસામાં પરિણમે. જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેના સમ્બન્ધો વિષેના મૂળગામી દાર્શનિક પ્રશ્નોને એવા સપાટ કાવ્યશાસ્ત્રમાં સ્થાન ન મળી શકે. સાહિત્યની અંગતતા વિષે રૂમાની વાતો કરતું કાવ્યશાસ્ત્ર તેમ જ સાહિત્યની લોકાભિમુખતા વિષે કૃતક વાસ્તવવાદી વાતો કરતું કાવ્યશાસ્ત્ર – આ બંનેની મર્યાદાઓ છતી થાય છે.

ગન્તવ્યતાની વિભાવનાને આધારે હુસેર્લ વાક્પ્રયોગોની મીમાંસા પ્રસ્તુત કરે છે. વાક્પ્રયોગનાં બે પાસાંને એ તારવી આપે છે : અભિવ્યક્તિ(expression, ઍક્સપ્રેશન) અને નિર્દેશન(indication, ઇન્ડિકેશન). અહીં આપણને અભિધા અને લક્ષણાની શબ્દશક્તિઓનું સહેજે સ્મરણ થાય. ઇન્ટેન્શનાલિટી દ્વારા સૂચવાતા જ્ઞેય પદાર્થનો લક્ષ્યાર્થ સાથેનો સમ્બન્ધ પણ આપણે જોઈ શકીએ. હુસેર્લની યોજનામાં 'અભિવ્યક્તિ/ઍક્સપ્રેશન' એ વાક્પ્રયોગોનું વક્તાનાં પ્રયોજનો સાથે જોડાયેલું પાસું છે. જ્યારે 'નિર્દેશન/ઇન્ડિકેશન' એ વાક્પ્રયોગોનું 'pointing out' કરતું, ચીંધી બતાડતું, અને એ રીતે પ્રયોગગત સંજ્ઞાની બહારના વિસ્તારની તરફ આપણને ખેંચતું પાસું છે.

હુસેર્લની મહત્ત્વની વિભાવના તે *pre-intentions*(પ્રી-ઇન્ટેન્શન્સ, પૂર્વ-સૂચિત-ગન્તવ્યો)ની વિભાવના. એ વિભાવના વાક્પ્રયોગો સાથે સંકળાયેલી, વાઙ્મય વ્યવહારના વિશ્લેષણમાંથી નીપજતી વિભાવના છે. 'Every originally constructive process is inspired by pre-intentions, which construct and collect the seeds of what is to come, as such, and bring it to fruition.'('પ્રત્યેક મૂળભૂત રીતે રચનાત્મક પ્રક્રિયા 

પૂર્વસૂચિત ગન્તવ્યો વડે દોરવાતી હોય છે. એવાં ગન્તવ્યો જે આવનારનાં બીજ રચે અને એકઠાં કરી આપે, તેમ જ એમને પાંગરીને ફળવતાં બનાવી આપે'). આ મત પ્રમાણે સર્જનાત્મક વાક્યોના સમૂહમાંનાં વાક્યો એકબીજા સાથેની આન્તર-પ્રક્રિયાઓ દ્વારા હવે જે આવનાર છે તેવા અનુભવ(ગન્તવ્ય જ્ઞેય)નું સૂચન કરી આપે છે અને સાથે જ એ આવનારા જ્ઞેયાર્થ માટેની એક અપેક્ષા પણ ઊભી કરી આપે છે. આવી અપેક્ષાને હુસેર્લ 'પ્રી-ઇન્ટેન્શન' એ સંજ્ઞા વડે ઓળખાવે છે. આપણને ભારતીય સ્ફોટવાદમાં આવતી વાક્યગત પદમાં અનુસ્યૂત અપેક્ષા, યોગ્યતા અને સન્નિધિના ત્રિકમાંની 'અપેક્ષા'ની વિભાવના 'પ્રી-ઇન્ટેન્શન'ના સન્દર્ભમાં સહેજે યાદ આવે.

સર્જનાત્મક વાક્યસમૂહમાં, કહો કે કાવ્યમાં, આ બીજ એકઠા કરવાથી આરમ્ભી ફલાગમ સુધીની પ્રક્રિયા(વાક્યગત સ્ફોટ અને કાવ્યપ્રબન્ધગત રસનિર્મિતિનું સ્મરણ કરાવે તેવી પ્રક્રિયા) હુસેર્લ ને એમને અનુસરતા રોમન ઇન્ગાર્ડન(Roman Ingarden) અને એ પછી આવતા વુલ્ફગાન્ગ આઇઝર(*Wolfgang Iser*) જેવા સાહિત્યમીમાંસકો કઈ રીતે આલેખે છે, તે હવે જોઈએ.

સાહિત્યવિવેચનના ક્ષેત્રે અમેરિકી નવ્ય વિવેચન(new criticism) અને યુરોપીય પ્રતિભાસમીમાંસામૂલક વિવેચન(phenomenological criticism) અન્તર્ગત વાચક પ્રતિભાવ સિદ્ધાન્ત(reader's response theory) – એ બેને સામસામે મૂકવાની ચેષ્ટા કોઈ કરે. પણ નવ્ય વિવેચન કેવળ કૃતિના પાઠના અભ્યાસમાં સીમિત થઈ જાય છે અને પ્રતિભાસમીમાંસા પર આધારિત વાચકપ્રતિભાવ સિદ્ધાન્ત કેવળ વાચકની મનોગત પ્રક્રિયાઓના અભ્યાસમાં સીમિત થઈ જાય છે એમ માનવું યોગ્ય નથી.

વુલ્ફગાન્ગ આઇઝર આવા સરલીકરણનો અસ્વીકાર કરતાં કહે છે : 'The literary work has two poles, which might be called artistic and aesthetic. The artistic refers to the text created by the author and the aesthetic to the realization accomplished by the reader.' ('સાહિત્યકૃતિના બે ધ્રુવ હોય છે, જેમને કલાપરક ધ્રુવ અને સૌન્દર્યશાસ્ત્રપરક ધ્રુવ કહી શકાય. કલાપરક ધ્રુવ સાહિત્યકાર લેખક વડે રચવામાં આવેલા પાઠ કે પ્રબન્ધનું સૂચન કરે છે અને સૌન્દર્યશાસ્ત્રપરક ધ્રુવ વાચક વડે સિદ્ધ કરાયેલા [એ પાઠના] વાસ્તવીકરણનું સૂચન કરે છે.')

આઇઝરે પ્રયોજેલો 'રિઅલાઇઝેશન' શબ્દ, મૂળ રોમન ઇન્ગાર્ડનની કલાવિચારણામાં પ્રાપ્ત થાય છે. હવે આઇઝર કલાકૃતિના 'લોકેશન'ને, એના સ્થાનકને નક્કી કરી આપવા માટે સર્જક અને ભાવક સાથેના કૃતિના સમ્બન્ધનું વિશ્લેષણ આપે છે, કૃતિ સર્જક-અન્તર્ગત છે ? કૃતિ ભાવક-અન્તર્ગત છે ? આઇઝર કહે છે : 'From this polarity, it follows that the literary work can not be completely identical with the text or with the realization of the text, but must lie halfway between the two.' (સાહિત્યકૃતિનાં આ બે ધ્રુવો હોય છે, એટલે ફલિત થાય છે કે સાહિત્યકૃતિ ન તો કૃતિપાઠ

કે કૃતિ-પ્રબન્ધ સાથે સર્વાંશે એકરૂપ છે, કે ન એ પાઠ/પ્રબન્ધના વાચકે સિદ્ધ કરેલા

વાસ્તવીકરણ સાથે સાહિત્યકૃતિ એ બેની અધવચ્ચે પોતાનું સ્થાનક ધરાવે છે.')

કૃતિનું સ્થાનક આ રીતે પાઠ અને વાચનની વચ્ચે રાખીને આઇઝર કૃતિનો એ બંને સાથેનો સમ્બન્ધ જાળવી રાખતા સાહિત્યવિવેચનનો પુરસ્કાર કરે છે. અમેરિકી ન્યૂ-ક્રિટિસિઝમના અતિરેક-વિકૃત પ્રયોગોથી તેમ જ વાચકે-વાચકે અવનવો કૃતિપાઠ કલ્પી અતન્ત્ર બનતા ભાવકનિષ્ઠ વિવેચનથી પોતે સૂચવેલા વિવેચનને એ આ રીતે જુદું તારવે છે.

પણ હવે પ્રશ્ન એ છે કે જેને આઇઝર સાહિત્યકૃતિ(લિટરરી વર્ક) કહે છે, એનો સમ્બન્ધ કૃતિપાઠ(ટેક્સ્ટ) સાથે તેમ જ વાચક(રીડર) સાથે કઈ રીતે જોડાય છે ?

વાચનની પ્રક્રિયા એટલે કે the reading process એવી સંજ્ઞા યોજીને તે આ વિવિધ સમ્બન્ધનું વિશ્લેષણ કરવાનું આરમ્ભે છે. વાચનને એક પ્રક્રિયા રૂપે જોવાનું પસંદ કરીને એક બીજી સંજ્ઞા સુધી પહોંચે છે. એ સંજ્ઞા છે કાર્ય(action, ઍક્શન). આ સંજ્ઞા પણ પ્રતિભાસમીમાંસાની એક મૂળભૂત સંજ્ઞા છે. બ્રેન્ટાનો તેમજ જ હુસેર્લની જ્ઞાનમીમાંસાના પાયામાં 'મેન્ટલ ઍક્શન'('માનસિક કાર્ય') એ સંજ્ઞા રહેલી છે. પોતાની ચેતના વડે પ્રસ્તુત કરાતી માનસિક સ્થિતિઓ('મેન્ટલ સ્ટેટ્સ')ને પ્રથમ પુરુષ એકવચન રૂપી 'હું'(I, આઈ) કઈ રીતે ઓળખી કે જાણી શકે છે, એ સવાલ પ્રતિભાસમીમાંસાની પાયાની સમસ્યા રજૂ કરે છે. જ્ઞાન વિષયક આ પ્રશ્નના ઉત્તરમાં બ્રેન્ટાનો અને હુસેર્લ 'ફિનોમિનોલોજિકલ રિડક્શન' કે 'બ્રેકેટિંગ'ની પ્રક્રિયા, તેમ જ 'ઇન્ટૅન્શનાલિટી'ની વિભાવના પ્રસ્તુત કરે છે. આ વિભાવનાનો સમાવેશ કરતું અને આ પ્રક્રિયાથી યુક્ત એવું જે કાર્ય 'હું' કરે, એ એનું 'મેન્ટલ એક્શન'('માનસિક કાર્ય') એમ હુસેર્લ સ્પષ્ટ કરે છે. આ મેન્ટલ એક્શન, 'હું' માટે પોતાની ચેતના વડે પ્રસ્તુત કરાયેલી મનોસ્થિતિઓને જાણવા માટે, ઓળખવા માટે આવશ્યક એવું કાર્ય ગણાય.

આઇઝરનો કાવ્યસિદ્ધાન્ત આ 'એક્શન'ની જ્ઞાનમીમાંસાગત સંજ્ઞાને પોતાના કાવ્યશાસ્ત્ર માટે ઉપયોગમાં લે છે. સાહિત્યકૃતિનો સમ્બન્ધ જ્યારે કૃતિ(ટેક્સ્ટ) સાથે તેમ જ વાચક(રીડર) બંને સાથે જોડાતો હોય ત્યારે 'બ્રેકેટિંગ' અથવા 'રિડક્શન'ની પ્રક્રિયા રૂપે, તેમ જ 'ઇન્ટેશનાલિટી'ના ગન્તવ્ય બોધ સહિત, એક 'એક્શન' કે કાર્ય જ એ વિવિધ જોડાણ સ્થાપી શકે.

*The Reading Process : A Phenomenological Approach* નામના નિબન્ધના આરમ્ભે આઇઝર આ મુદ્દો સ્પષ્ટ કરતાં લખે છે : 'The Phenomenological theory of art lays full stress on the idea that, in considering a literary work, one must take into account not only the actual text but also in equal measure the actions involved in responding to the text.' ('પ્રતિભાસમીમાંસાનો સિદ્ધાંત એ વિભાવના ઉપર પૂરો ભાર મૂકે છે કે સાહિત્યકૃતિને વિષે વિચારતાં આપણે માત્ર કૃતિના વાઙ્મય પાઠ/પ્રબન્ધને જ લક્ષ્યમાં લેવાનો નથી, પણ, એટલા જ પ્રમાણમાં, એ પાઠ/પ્રબન્ધનો પ્રતિભાવ આપવામાં જેની સામેલગીરી હોય છે એવા [વાચકના] [માનસિક] કાર્યને પણ લક્ષ્યમાં લેવાનું છે.')

અહીં આવતો 'action involved in responding to the text' 'એ વાક્યખંડમાંનો 'action' શબ્દ પૂરેપૂરો સમજવો એ જરૂરી છે. આ શબ્દ આઇઝરની કાવ્યમીમાંસાને બ્રેન્ટાનો-હુસેર્લની જ્ઞાનમીમાંસા સાથે સાંકળે છે, બલ્કે એમાં પ્રતિષ્ઠિત કરી, એનો મજબૂત પાયો નાખે છે. પાઠ/પ્રબન્ધનું વાચન વાચક જે જ્ઞાનમીમાંસાપ્રતિષ્ઠિત કાર્ય દ્વારા કરે છે, એ 'મેન્ટલ ઍક્શન'નું સ્વરૂપ હુસેર્લની 'પ્રી-ઇન્ટેન્શન્શ'ની વિભાવના વડે સ્પષ્ટ થાય છે. 'પૂર્વગન્તવ્ય'ની એ વિભાવના આપણે અગાઉ તપાસી, એને વધારે વિશદ કરતી ચર્ચા રોમન ઇન્ગાર્ડને ગન્તવ્યપરક વાક્ય સહ-રૂપ(intentional sentence co-relative, ઇન્ટેન્શનલ સેન્ટન્સ કો–રિલેટિવ)ની વિભાવના દ્વારા આગળ ચલાવી છે.

ઇન્ગાર્ડનની આ વિભાવના હુસેર્લની જ્ઞાનમીમાંસાને આઇઝર આદિની કાવ્યમીમાંસા સાથે જોડનારી મહત્ત્વની કડી બને છે. ઇન્ગાર્ડન દર્શાવે છે કે કોઈ પણ વાઙ્મય કૃતિનો પાઠ/પ્રબન્ધ(ટેક્સ્ટ) અનેક વાક્યોનો બનેલો હોય છે. હવે વાચક જેમ જેમ એ પાઠ/પ્રબન્ધને પોતાના વાચન વડે સક્રિય કરતો જાય, તેમ તેમ એ પાઠ/પ્રબન્ધનાં વાક્યો એક કે બીજી રીતે એકમેક સાથે જોડાતાં જાય. હવે એ વાક્યોનો જે ચોક્કસ પ્રકારે સમવાય થતો જાય, તે પ્ર-ક્રિયા વડે એ પાઠ/પ્રબન્ધ પોતાનું સ્વ-રૂપ પ્રાપ્ત કરતો જાય અને કાં તો કવિતા, કાં તો નાટક, કાં તો કથા, અથવા વિજ્ઞાન વિષયક લેખ, કે અન્ય કોઈ સ્વ-રૂપમાં ઓળખાતો જાય.

અહીં વાક્યો(સેન્ટન્સિઝ)ને સમગ્ર કૃતિસંકુલનાં ઘટકતત્ત્વો રૂપે જોવામાં આવ્યાં છે. એક પછી એક વાક્યો પોતપોતાની ગન્તવ્યતા સહિત, ઇન્ટેન્શનાલિટીપૂર્વક, પ્રસ્તુત થતા જાય, એકમેક સાથે જોડાતાં જાય, એ પ્રક્રિયાનું ચાલકબળ વાચક(રીડર)ની વાચનપ્રક્રિયા પૂરું પાડે. આમ action of reading(ઍક્શન ઑફ રીડીંગ)માં રહેલું મેન્ટલ ઍક્શન અહીં ઇન્ગાર્ડનની વાક્યમીમાંસાને અને વાચનમીમાંસાને હુસેર્લની જ્ઞાનમીમાંસા સાથે જોડે છે.

બીજી રીતે જોતાં, ઇન્ગાર્ડનની આ મીમાંસામાં દરેક વાક્ય પોતાનો અર્થ તેમ જ પોતાનાં ગન્તવ્યો લઈને આવે, અને અન્ય એવાં જ વાક્યો સાથે વાચન દરમિયાન એક કે બીજી રીતે જોડાતાં ચાલે, અને એ રીતે વાક્યોના સમાહાર રૂપે સમગ્ર વાઙ્મય કૃતિનું સ્વ-રૂપ વાચકને જ્ઞાન રૂપે ઉપલબ્ધ થાય, એવી મીમાંસા છે. તેમની આ મીમાંસા આપણને ભારતીય ભાષામીમાંસાની પરમ્પરામાંના અભિહિતાન્વયવાદનું સહેજે સ્મરણ કરાવે. જે મૂળથી જ જોડાયેલાં કે અન્વિત છે, તેવાં પદોનું પૂર્વ-સુનિશ્ચિત સ્વરૂપે જ પાઠમાં (ટેક્સ્ટમાં, ઉચ્ચાર રૂપે કે લેખન રૂપે) પ્રાગટ્ય થાય છે, એવો મત અન્વિતાભિધાનવાદમાં પ્રસ્તુત થાય છે. એથી અલગ પડીને અભિહિતાન્વયવાદમાં કહેવાયું છે કે જે સ્વતન્ત્ર ઘટક રૂપે, મૂળ એક પૂર્વનિશ્ચિત સમવાય વિના જ, અલગ અલગ પ્રગટ થાય છે, એવા અભિહિત અર્થાત્ કહેવાયેલા સાર્થ ઘટકોનો તે પછી એક કે બીજી રીતે અન્વય અર્થાત્ જોડાણ થતાં કથયિતવ્યની રચના થાય છે. રોમન ઇન્ગાર્ડનની પાઠમીમાંસા આ ભારતીય ભાષામીમાંસાનું સ્મરણ સહેજે કરાવે છે.



ઇન્ગાર્ડન દર્શાવે છે કે વાક્યોની વિવિધ ગન્તવ્યતા કે ઇન્ટેન્શનાલિટીના

આન્તરસમ્બન્ધો બંધાતાં, એ કાર્ય દ્વારા, છેવટે 'there arises a particular world' – 'એક વિશેષ વિશ્વ વાચક સમક્ષ ઊભું થાય છે.' આ વિશ્વવિશેષનો ઉદ્ભવ જે શક્ય બનાવે છે તેને ઇન્ગાર્ડન ગન્તવ્યપરક કાવ્ય સહ-રૂપો(intentional sentence co-relative) એ સંજ્ઞાથી ઓળખાવે છે.

આઇઝરની કાવ્યમીમાંસા આ તન્તુને આગળ વધારે છે. એ કહે છે : 'For this bringing to frution, the literary text needs the reader's imagination, which gives shape to the interaction of co-relatives foreshadowed in structure by sequence of sentences.' ([નાખેલાં બીજને] ફળ બનાવવાને માટે સાહિત્યિક કૃતિના પાઠને વાચકની કલ્પનાશક્તિની જરૂર પડે છે. [એ કલ્પના શક્તિ] વાક્યોની હારમાળા વડે જેની સંરચનાની આગોતરી ઝાંખી થઈ છે તેવા સહ-રૂપો વચ્ચેની આન્તર-પ્રક્રિયાને એક [ચોક્કસ] ઘાટ આપે છે.')

આ પ્રક્રિયાને સમજાવતાં તે ઉમેરે છે : 'The individual sentences not only work together to shade in what is to come; they also form an expectation in this regard.' ('જુદા જુદાં વાક્યો [હવે] એક સાથે કાર્યાન્વિત થઈને જે આવનાર છે તે [અર્થબોધ]ની ઝાંખી કરાવે છે; ઉપરાન્ત એ [વાક્યો] આ [અર્થબોધ] -ને વિષે એક અપેક્ષા પણ ઊભી કરે છે.')

એ રીતે 'As this structure is characteristic of all sentence co-relatives, the interaction of these co-relatives will not be fulfilment of the expectation, so much as a continual modification of it.' ('બધાં જ વાક્ય સહ-રૂપો અનુબંધો માટે આ સંરચના લાક્ષણિક હોવાને કારણે, આ સહ-રૂપો અનુબંધો વચ્ચેની આન્તર-પ્રક્રિયા વડે [પ્રારમ્ભિક] અપેક્ષાઓની કેવળ પૂર્તિ જ નહીં થાય, બલ્કે એ [અપેક્ષાઓ] નિરન્તર મઠારાતી પણ રહેશે.')

આઇઝરની કાવ્યમીમાંસા આવી 'કન્ટિન્યૂઅલ મોડીફીકેશન ઑફ એક્સ્પેક્ટેશન્સ' અર્થાત્ મૂળ અપેક્ષામાં નિરન્તર થતા આવતા વિવર્તોની વિભાવના વડે ઇન્ગાર્ડન અને હુસેર્લ-બ્રેન્ટાનોની જ્ઞાનમીમાંસા-ભાષામીમાંસામાં એક મહત્ત્વનું કાવ્યમીમાંસાપરક ઉમેરણ કરે છે.

કાવ્યનું વાચન ભાવકની કાવ્યારમ્ભે રોપાયેલી અપેક્ષાને કેવળ સંતોષતું નથી, વાચન દરમિયાન નિરન્તર એ અપેક્ષાને પલટતું આવે છે, એની સૂઝ આ કાવ્યમીમાંસાને ધ્યાનાર્હ બનાવે છે. કેવળ અપેક્ષાપૂર્તિ નહીં, અપેક્ષાપરિવર્તન, બલ્કે એક અર્થમાં અપેક્ષાભંગ પણ કાવ્યના સર્જનાત્મક વાચનનું લક્ષણ છે, એમ આઇઝરની કાવ્યમીમાંસા અહીં સૂચવે છે.

આઇઝર આ મુદ્દાને દૃઢાવતાં ઉમેરે છે : 'For this reason, expectations are scarcely ever fulfilled in truly literary texts.' ('આ કારણે, સાચી સાહિત્યિક કૃતિમાં [પાઠારમ્ભે રોપાયેલી] અપેક્ષાઓ ભાગ્યે જ સંતોષાતી હોય છે.)

અને, આજે જ્યારે ગુજરાતમાં ઝટ સમજાઈ જાય, વાચનમાં ઝાઝી મહેનત ન કરાવે, લોકો સુધી પહોંચે, એવી કૃતિઓને સાચી સર્જનાત્મક કૃતિઓ ગણવા આત્મઘાતી આગ્રહ

ફેલાતો જાય છે, ત્યારે આઇઝરની આ પછીનાં વાક્યોમાં વ્યક્ત થતી સ્પષ્ટતા આપણે ધ્યાન આપવા જેવી છે. આઇઝર લખે છે : 'The more a text confirms and expectations it has initially aroused, the more aware we become of its didactic purpose.' ('આરમ્ભમાં જ પોતે ઊભી કરેલી અપેક્ષાઓનું જેટલા પ્રમાણમાં એક વાઙ્મયકૃતિ સમર્થન કરતી ચાલે, તેટલા વધારે આપણે એ કૃતિનાં બોધાત્મક પ્રયોજનોથી સભાન થતા આવીએ છીએ.')

ભાવકના કૃતિ સાથેના સક્રિય સમ્બન્ધને આવી બોધક કૃતિઓ નહિવત્ કરી દે છે. પૂર્વનિર્ણીત અપેક્ષાઓને પૂર્વનિર્ણીત રીતે સંતોષતી આવી કૃતિઓ ભાવકને નિષ્ક્રિય બનાવી દે છે. આઇઝર આવી કૃતિઓને 'didactic purpose' વાળી, નીતિબોધ કરતી કૃતિઓ રૂપે જુએ છે, એ ઉપરાંત ચીલાચાલુ લાગણીઓના અપેક્ષિત આલેખન કરતી, જથાબંધ લખાતી અને નિષ્ક્રિયપણે વંચાતી, પદ્ય અને ગદ્યની, ચતુરાઈભરી કે લાગણીવેડામાં સપડાતી જે કાવ્યાભાસી કે કથાભાસી કૃતિઓ પણ આજે ગુજરાતમાં તીડોના ટોળા જેવી ફેલાતી જાય છે, તે પણ આઇઝરે દર્શાવેલા દોષથી યુક્ત છે.

ભાવકની સક્રિયતાને જોખમમાં મૂકતી આવી કૃતક-કલા અંગે તે જે કહે છે તેની સાથે આજનો ગુજરાતી ભાવક સંમત થશે : 'More often than not, the very clarity of such texts will make us want to free ourselves from their clutches.' (મોટે ભાગે તે આવી કૃતિઓની સરળતા જ આપણને એ કૃતિઓની ચુંગાલમાંથી પોતાની જાતને છોડાવવા માટે પ્રેરશે.')

૪

પ્રતિભાસમીમાંસાનાં સાધનોથી તપાસતાં ભાવકની સક્રિયતાનો પ્રશ્ન એના વ્યાપક સન્દર્ભમાં સમજી શકાય છે. વાચક અને લેખક વચ્ચેના સમ્બન્ધની મીમાંસા જુદા જુદા ક્ષેત્રના શાસિતો અને તે તે ક્ષેત્રના શાસકો વચ્ચેના સમ્બન્ધની સમજણ કેળવવામાં સહાય કરી શકે. શાસન જ્યારે એકકેન્દ્રી બની જાય ત્યારે રાજ્યનાં બીજાં તન્ત્રોને(લશ્કરી કે એક પક્ષીય શાસન હેઠળ) અથવા રાષ્ટ્રની આખી પ્રજાને(વિદેશી શાસન હેઠળ) અથવા સત્તાના સ્થાનકનો, લોકેશન ઑફ પાવરનો પ્રશ્ન પણ આ સન્દર્ભે સ્પષ્ટ થાય છે. જ્યારે શાસનસત્તાનું સ્થાનક એકસ્થાનનિબદ્ધ બને ત્યારે હ્રસ્વીકરણની એક વિચિત્ર પ્રક્રિયા આરમ્ભાય છે. શરૂઆતમાં તો શાસિત સમુદાયને સત્તાના સ્થાનકની બહાર ધકેલી દેવામાં આવે છે. એટલે એવું જણાય છે કે કેવળ શાસિત સમુદાયનું હ્રસ્વીકરણ થયું, એ સમુદાયને જ બ્રેકેટ ઑફ કરી દેવાયો. પણ આગળ જતા સમજાય છે કે શાસકનું પોતાનું સ્થાનક, સ્વ-નિર્મિત હ્રસ્વીકરણ થયું હોય તેમ, સમગ્ર સંરચનાના એક મર્યાદિત અંશમાં સંકોચાઈ જાય છે. શાસકના પ્રભાવનું ક્ષેત્ર જેમ જેમ ફેલાતું જાય છે તેમ તેમ શાસકની સભાનતાનું ક્ષેત્ર સંકોચાતું જાય છે. એની સત્તા(એનો પાવર) વિસ્તરે છે તે સાથે જ એની

સત્તા(એનું આત્મસભાન અસ્તિત્વ) સંકોચાય છતાં, અલબત્ત, સમગ્ર સંરચના પર(સામ્રાજ્ય પર, સંસ્થાનો પર, ન્યાય-વાણિજ્ય આદિની સંસ્થાઓ પર) એનું કઠોર શાસન પ્રભાવક બનતું ચાલે છે.

વાચક સાથે લેખકનો પણ આવો નાતો હોઈ શકે. એ પરિસ્થિતિમાં લેખક માટે ગ્રન્થકર્તા(author, ઑથર) એ નામ સર્વાંગે ઉચિત બને છે. કેમ કે હવે ગ્રન્થ(ટેક્સ્ટ, પાઠ) અંગેની સર્વ સત્તા કે ઑથોરિટી એ ઑથર રૂપી, ગ્રન્થસ્વામી/ગ્રન્થકર્તા રૂપી લેખક /રચયિતા પાસે કેન્દ્રિત થાય છે. વાચક એના શાસનનો કેવળ શાસિત બને છે. ગ્રન્થ/પ્રબન્ધ/પાઠ/ ટેક્સ્ટ એવા સ્થાનકે/લોકેશનમાં પહોંચી જાય છે, જે સ્થિતિસ્થાપકતા ગુમાવી બેઠેલું અને સંકોચાયેલું સ્થાનક બની જાય છે.

કેટલાક ધર્મ-પંથોના મૂળ ગ્રન્થોના ગ્રથન પાછળ આવી 'એક લેખક-એક અર્થઘટન'ની 'ઑથોરિટી'નો આગ્રહ પડેલો હોય છે. છેલ્લો અને એક માત્ર સાચો પયગંબર કોણ અને એક માત્ર 'પવિત્ર' પુસ્તક કયું, એ વિષે યહૂદી, ખ્રિસ્તી અને મુસ્લિમ સંસ્કૃતિઓ વચ્ચે વ્યાપક નરસંહારમાં પરિણમતાં ધર્મયુદ્ધો થયાનો ઈતિહાસ છે. 'મામેકં શરણં વ્રજ' એમ કહેતા પ્રભુ 'યથેચ્છસિ તથા કુરુ' એમ ગ્રન્થાન્તે કહે છે, એને જ આપણે 'સેવિંગ ગ્રેસ' કહીએ તો એ શબ્દોની અર્થબહુલતા સિદ્ધ થાય.

'ઑથર' રૂપી 'સાહિત્યસ્વામી' બનતા લેખક પાસે જે ભાષા હોય છે, એની ઝાંખી આ વ્યાખ્યાનના આરમ્ભે જોવા મળેલા મિલાન કુન્ડેરાના પ્રાગ શહેરમાં જૂના નગરચોકમાં હજારો લોકોને બહેકાવતું ભાષણ કરવા ઊંચી બાલ્કનીમાં આવેલા કલેમન્ટ ગોટવાલ્ડના મુખમાં હશે. એ જ વાણી એવા જ લાખોનું મનોરંજન કરી, એમને પોતાના જીવનના સાચા પ્રશ્નો પ્રત્યે ઉદાસીન બનાવી નાખનારા કથાકારો, મૌલવીઓ, પાદરીઓ પાસે તેમ જ ચમકદાર સંવાદો બોલતા સિલ્વર સ્ક્રીનના સુપર સ્ટારો પાસે પણ હોય છે. એ વાણીનો કદાચ સહુથી વધારે ભયંકર અને જોખમી પ્રયોગ તે કરોડો રૂપિયા/ડૉલર/દિનાર ખર્ચીને સમૂહમાધ્યમોમાં થતાં સંમોહક વિજ્ઞાપનોનો.

એ ભાષાથી રચાયેલો એક મહા-પ્રબન્ધ/મેગા-ટેક્સ્ટ એટલે આપણને ભરડો દઈને પડેલું અનુઆધુનિક ગ્લોબલ કલ્ચર, ભૂગોળવ્યાપી 'સંસ્કૃતિ.'

એ ભાષાનું માર્મિક વિશ્લેષણ ગેરાલ્ડ ગ્રાફે(Gerald Graff) *Determinacy / Indeterminacy* નામના નિબન્ધમાં કર્યું છે. એ માટે એમણે પહેલી નજરે નિર્દોષ લાગતા એક વાક્યખંડને પસંદ કર્યો છે. એ વાક્યખંડ, 'It goes without saying' ('કહેવાની જરૂર ન હોય કે'), જે સહજતાથી બોલાય છે, એ જાણીતું છે. ગ્રાફ નોંધે છે : 'We use phrases like "it goes without saying" or "I strongly believe" in hope of gaining credibility for what we are saying, but, ... the very expression by which we claim that credibility betrays how fragile and challengeable it is.' ('આપણે ''ઈટ ગોઝ વિધાઉટ સેયિંગ'' અથવા ''આઈ સ્ટ્રોંગલી બિલીવ'' જેવા વાક્યખંડો વાપરીએ છીએ. આપણે જે કહીએ છીએ એ પરત્વે વિશ્વસનીયતા મેળવવા માટે આપણે એમ કહીએ છીએ,

પણ... એ તરાહની જે અભિવ્યક્તિ વડે આપણે વિશ્વસનીયતાનો દાવો કરીએ છીએ એ પોતે જ એ વાતની ચાડી ખાય છે કે એ દાવો કેટલો પોકળ અને પડકારપાત્ર છે.')

આટલું નોંધ્યા પછી ગ્રાફ એક મહત્ત્વની વિભાવના રજૂ કરે છે. એ દર્શાવે છે કે આ પ્રકારના વાક્પ્રયોગોથી બનેલી સંરચના વાસ્તવના આધારે નહીં, વાણીના જ આધારે ટકી રહેલી હોય છે. ગ્રાફ લખે છે : 'Yet if "it goes without saying" is merely a rhetorical move, a "trope" of language, then the state of obviousness it declares is certified not by anything in the real world or the nature of things, but only by fiction-making power of language itself.' ('છતાં જે ''ઇટ ગોઝ વિધાઉટ સેયિંગ'' [જેવી ઉક્તિ] જો કેવળ વાગ્મિતાપરક ચાલ હોય, ભાષાગત 'અલંકાર' હોય, તો એ વડે જાહેર કરાયેલી [જે તે પરિસ્થિતિની] સ્વયમ્-સિદ્ધતા વાસ્તવ જગતના કોઈ અંશ વડે કે વસ્તુસ્થિતિ વડે પ્રમાણિત નથી થતી; પણ કેવળ ભાષાની પોતાની કથા-ઉત્પાદક શક્તિ વડે જ પ્રમાણિત થાય છે.')

આ વ્યાખ્યાનોના આરમ્ભે આપણે કાવ્યાલંકારની વિધાયક શક્તિનો પરિચય કેળવ્યો. ભાષાગત અલંકારરચના અને વાગ્મિતા અર્થાત્ ટ્રોપ ઑફ લેંગ્વેજ અને ર્‌હેટરિકના સન્દર્ભે વાગ્મિતાગત અલંકારની શ્રોતા/વાચકની સ્વતન્ત્રતા અંગે નિષેધક એવી શક્તિની ચર્ચા અહીં ગ્રાફ કરે છે. એ ઉમેરે છે : 'It is in the nature of language to disguise these fiction-making power with claims of truth or sincerity, but once we see the disguise, we can no longer accept the claims.' ('આ કથા-ઉત્પાદક શક્તિ ઉપર ઢાંકપિછોડો નાખવો એ તો ભાષાનો સ્વભાવ છે. સત્ય અને પ્રામાણિકતાને નામે એ આ કામ કરે છે. પણ એક વાર આપણે આ છદ્‌મવેશ ઓળખી લીધો, તે પછી આપણે એ દાવા સ્વીકારી શકીએ નહીં.')

ભાવકની સક્રિયતા એટલે શું, એ પ્રશ્નનો એક ઉત્તર ગ્રાફના આ ભાષા-વિશ્લેષણમાં, અલંકાર-વિશ્લેષણમાંથી મળી શકે. જ્યારે ટેક્સ્ટ પેલા સ્વામીત્વાકાંક્ષી 'ઑથર'ની વાગ્મિતાયુક્ત, હુકમનામારૂપ અથવા પ્રભુસમ્મિત ઉપદેશક વાણીની નીપજ હોય, ત્યારે વાચકે એ ભાષાપ્રપંચનો છદ્‌મવેશ ઓળખવો પડે, એ દાવાને પડકારવો પડે.

ભાવકના પ્રબન્ધ સાથેના અને પ્રભુતાલેખક(પ્રભુતા-આલેખક) ઑથર સાથેના આ સમ્બન્ધને ગ્રાફ વલણ વિરુદ્ધનું વાચન(reading against the grain, રીડીંગ અગેઇન્સ્ટ ધ ગ્રેઇન) એ રીતે ઓળખાવે છે. એને સમજાવતાં ગ્રાફ લખે છે : 'Note that we have been concerned with not only a certain theory of how texts mean, but also a certain method of readings texts. It is a method which does not take the text's apparent contexts and intentions at face value, but looks at the doubts they repress or leave unsaid and how this repressed or "absent" elements can undermind or undo what the text says. This method has been described as "reading against the grain." ' ('નોંધવું ઘટે કે અહીં આપણી નિસ્બત પ્રબન્ધના

અર્થઘટનના એક સિદ્ધાન્ત સાથે જ નહીં, પણ પ્રબન્ધના વાચનની એક વિશિષ્ટ પદ્ધતિ સાથે પણ છે. એ વાચન-પદ્ધતિ પ્રબન્ધના દેખીતા સન્દર્ભોને અને ગન્તવ્યોને જેમનાં તેમ સ્વીકારી નથી લેતી, પણ એણે જે સંશયોને દબાવી દીધા હોય અથવા વણકહ્યા રાખી મૂક્યા હોય, એ સંશયો તરફ પણ નજર લંબાવે છે. એ દબાવી દીધેલા કે 'અનુપસ્થિત' અંશો એ પ્રબન્ધના કથયિતવ્યને કઈ રીતે નકારી કાઢી શકે, એ પણ આ વાચન-પદ્ધતિ દર્શાવે છે. આ પદ્ધતિને ''રીડીંગ અગેઇન્સ્ટ ગ્રેઇન'' એ રીતે ઓળખાવાઈ છે.')

'વલણ વિરુદ્ધનું વાચન' પાઠને પડકારે છે, ઉથલાવે છે, એની પ્રભુસત્તાની પકડમાંથી છૂટી નીકળે છે. આ સન્દર્ભે ગ્રાફે યોજેલો એક શબ્દ અહીં આપણું ધ્યાન ખેંચે છે. એ શબ્દ છે : 'absent element' – અ-પ્રસ્તુત તેમ જ અન્-ઉપસ્થિતની ચર્ચા અલંકારમીમાંસા કરતી વખતે, સંસ્કૃત કાવ્યશાસ્ત્ર સન્દર્ભે આપણે આગલાં વ્યાખ્યાનોમાં કરી છે.

'અનુપસ્થિત'ની આ બે વિભાવનાઓ અહીં આ રીતે સહોપસ્થિત થાય છે. એક છે સંસ્કૃત અલંકારમીમાંસાએ રચેલી 'અપ્રસ્તુત' રૂપી અનુપસ્થિતની વિભાવના. બીજી છે ગ્રીક-રોમન વાગ્મિતાશાસ્ત્રના સન્દર્ભે, 'ટ્રોપ'ની ચર્ચા કરતાં, ગેરાલ્ડ ગ્રાફે 'રિપ્રેસ્ડ' કે 'દમિત/દલિત'ના અર્થમાં જે અનુપસ્થિત છે, તેની વિભાવના. આ વ્યાખ્યાનમાં ભાવક કૃતિની આરંભિક અપેક્ષાથી કૃતિના અન્તે એની અપેક્ષાપૂર્તિ સુધી પહોંચે, એ પ્રક્રિયાનો તેમ જ ક્યારેક એ અપેક્ષાના ભંગ સુધી પહોંચે, એ વૈકલ્પિક પ્રક્રિયાનો અભ્યાસ કર્યો છે.

અપેક્ષાથી અપેક્ષાપૂર્તિ સુધીની પ્રક્રિયા તો પ્રતિભાસમીમાંસાના પ્રભાવમાં થયેલી કાવ્યમીમાંસામાં સમજાવાઈ છે, એ આપણે જોયું. સંસ્કૃત અલંકારમીમાંસામાં આની સાથે તુલનાસમ્બન્ધે જેનો અભ્યાસ થઈ શકે તેવી, કદાચ વધારે ઊંડાણ ધરાવતી, ચર્ચા થઈ છે. એમાં રહેલી 'અનુપસ્થિત-ઉપસ્થિત' 'અપ્રસ્તુત-પ્રસ્તુત'ની વિભાવનાની ચર્ચા આપણે આગલાં વ્યાખ્યાનોમાં કરી.

પણ જ્યારે જે 'એબ્સંટ' છે, તે ' રિપ્રેસ્ડ' હોય, એટલે કે જે અનુપસ્થિત છે, અપ્રસ્તુત છે, તે દમિત/દલિત હોય, ત્યારે કૃતિમાં બીજક્ષેપ દ્વારા જે અપેક્ષા જન્મ પામી હોય તેની અપેક્ષાપૂર્તિમાં એ કૃતિનો ફલાગમ નથી, પણ એના અપેક્ષાભંગમાં, એ અપેક્ષાના બંધમાંથી મુક્તિ મેળવવામાં સાચો ફલાગમ છે.

એવી 'રિપ્રેસ્ડ' સંજ્ઞાના અનુવાદમાં 'દમિત' તેમ જ 'દલિત' એ બે સંજ્ઞાઓ મૂકી છે એ સહેતુક છે. માનવ વ્યક્તિ તેમ જ સમાજના જીવનને સમજવા માટે બે ધ્રુવ સમાન બે વિદ્યાશાખાઓ આજે ઉપલબ્ધ છે. એક છે સાયકોલોજી કે મનોવિજ્ઞાન; બીજી છે પૉલિટિકલ સાયન્સ કે રાજ્યવિદ્યા. જે સાહિત્યિક પ્રબન્ધમાં, એટલે કે લિટરરી ટેક્સ્ટમાં તેમ જ સંસ્કૃતિ રૂપી બૃહદ પ્રબન્ધમાં, એટલે કે કલ્ચર એઝ અ મેગા ટેક્સ્ટમાં, 'રિપ્રેસ્ડ' છે, એ બે વચ્ચે ઊંડો સમ્બન્ધ છે, આ સમ્બન્ધ જોઈ શકીએ તો જે 'રિપ્રેસ્ડ' છે તે 'દમિત' છે તેમ જ 'દલિત', એ સમજી શકાય. સાચો અને મોટા ગજાનો ભાવક કૃતિની સન્મુખ થાય ત્યારે 'વલણ વિરુદ્ધના વાચન' વડે કૃતિના દેખીતા ગન્તવ્યને, જો એ ગન્તવ્ય દમનકારી 

કે દલનકારી નીવડે એવું હોય તો ઉથલાવી-નકારીને એક નવા ગન્તવ્યને, નવી અપેક્ષાપૂર્તિને, નવી 'ટેક્સ્ટ'ને સર્જી લે છે.

કારયિત્રી પ્રતિભાથી સર્જાતા પ્રબન્ધનો જેટલો મહિમા થાય છે, તેટલો જ, કદાચ આજની માનસિક-રાજકીય પરિસ્થિતિમાં એથી એ વધારે મહિમા ભાવયિત્રી પ્રતિભા સર્જી શકે તેવા પ્રબન્ધનો કરીએ.

(લેખકના તાજેતરમાં પ્રગટ થનારા વિવેચનસંગ્રહ 'અસ્યાઃ સર્ગવિધૌ..'નું એક પ્રકરણ. મૂળે તો આ વ્યાખ્યાનો મુંબઈ યુનિવર્સિટીના આશ્રયે અપાયાં હતાં. અહીં સુધારીવધારીને.)

વિજય શાસ્ત્રી

•

## વિવેચન અને વૈયક્તિક રુચિ

વિવેચનવ્યાપારમાં આત્મલક્ષી વલણોની સક્રિયતાને અનિચ્છનીય ગણી શક્ય એટલી હદે બિનઅંગત, તટસ્થ અને વૈજ્ઞાનિક એવું માળખું તૈયાર કરવાનો આગ્રહ ધરાવનારી એક વિચારધારા પશ્ચિમમાં પાંગરી. નૉર્થ્રોપ ફ્રાય આ વિચારધારાના મુખ્ય હિમાયતી, પ્રવક્તા અને પ્રચારક રહ્યા. બીજી તરફ આત્મલક્ષિતાનો પરિહાર કરવાનું કાર્ય ભલે એક આદર્શ ગણાતું હોય છતાં કેટલાંક ચોક્કસ કારણોસર તે શક્ય નથી એટલું જ નહિ પણ જો શક્ય બને તો પણ તે ઇચ્છનીય નથી એવો એક મત પણ પૂર્વપક્ષની સામે પાંગર્યો. આઠમા દાયકામાં (૧૯૭૨)આ વિચારધારાના સમર્થક રહ્યા રોનાલ્ડ પિકૉક. તેમનો મુખ્ય સૂર એ રહ્યો છે કે આપણી પાસે વિવેચનના સિદ્ધાન્તો મર્યાદિત છે જ્યારે સાહિત્યિક-સર્જનાત્મક સાહિત્યનું વૈવિધ્ય અને વૈપુલ્ય પાર વિનાનું છે. મર્યાદિત વિભાવનાઓ વડે પ્રચંડ સર્જનાત્મક વૈવિધ્યની સાથે કામ પાડવું દુષ્કર છે.

કોઈ એક કે એકથી વધુ કૃતિની ગુણવત્તા વિશે સર્વસંમતિ પ્રવર્તતી હોય ત્યાં સુધી કોઈ પ્રશ્ન નથી પણ અભ્યાસી અને જેમની વિવેચકીય સજ્જતા વિશે કોઈ શંકા ના હોય (રિપીટ : અભ્યાસી અને જેમની વિવેચકીય સજ્જતા વિશે કોઈ શંકા ના હોય) એવા વિવેચકો વચ્ચે જ્યારે કોઈ કૃતિ વિશે સામસામેના છેડાના અથવા તો જુદા પડતા અભિપ્રાયો મળતા હોય ત્યારે કટોકટી ઉત્પન્ન થાય છે. ગુજરાતી સાહિત્યમાં 'સરસ્વતીચન્દ્ર' વિશે એક તરફ રામનારાયણ, વિષ્ણુપ્રસાદ, ઉમાશંકરાદિનાં મન્તવ્યો તો બીજી તરફ સુરેશ જોશીની વિવેચના આનું નિદર્શન છે. નજીકના જ ભૂતકાળ પર નજર નાખીએ તો લાભશંકર પુરોહિતે 'ફલશ્રુતિ' સંગ્રહમાં આપેલી વિગતો મુજબ –

સિતાંશુ યશશ્ચન્દ્રની 'જન્મીલું મરણ'* રચનાનાં ચિનુ મોદી, રાધેશ્યામ શર્મા, દિગીશ મહેતા, સુમન શાહ અને ચન્દ્રકાન્ત ટોપીવાળાનાં મૂલ્યાંકનો એકબીજાને મળતાં આવતાં નથી. 'તદ્દન નિષ્ફળ', 'લગભગ નિષ્ફળ', 'ઠીક ઠીક સફળ' અને 'સારી રીતે સફળ'

[1] આ રચનાને લગતી પહેલવહેલી આ પ્રકારની ચર્ચા હરિવલ્લભ ભાયાણીએ કરી હતી. (સં.)

એવા નોખા-નોખા અભિપ્રાયો પડ્યા છે.[1] આવા, એકથી વધુ જુદાં. જુદાં મૂલ્યાંકનો મળે ત્યારે કોને valid ગણવાં ? 'વસંતવિજય' વિશે પણ રમણભાઈ, નરસિંહરાવ, આનન્દશંકર, રામનારાયણ, મુકુન્દરાય પારાશર્ય, હરિવલ્લભ ભાયાણી અને નિરંજન ભગતનાં અર્થઘટનો પણ પરસ્પરથી જુદાં પડતા હોવાનું લાભશંકર પુરોહિતે જણાવ્યું છે. તો પશ્ચિમમાં પણ કાફકાની 'ધ કાસલ'નાં પ્રાપ્ત થતાં વિવિધ અર્થઘટનોને સુઝાન સોન્ટેગે 'સામૂહિક બળાત્કાર' કહીને ઓળખાવ્યાં હોવાની નોંધ લીધી છે. તે જ પ્રમાણે શેક્સપિયર વિશે પણ જ્હૉન રસ્કિન અને મેથ્યુ આર્નલ્ડના ભિન્નતા ધરાવતાં મંતવ્યો જાણીતાં છે.[2] આવી, કંઈક,

અરાજકતા સૂચવતી પરિસ્થિતિનો પ્રતિકાર, નૉર્થોપ ફ્રાયે પોતાના ગ્રન્થ 'ઍનેટૉમી ઑફ ક્રિટિસિઝમ'ની સુદીર્ઘ પ્રસ્તાવના રૂપે મૂકેલા 'પલેમિકલ ઇન્ટ્રોડક્શન' નામના સુદીર્ઘ નિબન્ધમાં કર્યો છે. ઉક્ત નિબન્ધમાં વિવેચનશક્તિને સર્જનશક્તિથી ભિન્ન કોટિની શક્તિ તરીકે તેઓ સ્થાપે છે. કોઈ કવિ પણ જ્યારે વિવેચનમાં પ્રવૃત્ત થાય ત્યારે તેની વિવેચનશક્તિ જ સક્રિય થતી હોય છે, નહિ કે સર્જનશક્તિ. દાન્તે પોતાના paradisoના પ્રથમ સર્ગ પર વિવેચન લખે ત્યાર 'કવિ' દાન્તે મટી વિવેચક બને છે. (જોકે દાન્તેને તત્કાલ પૂરતો વિવેચક ગણતા ફ્રાય ઇબ્સન અને વર્ડ્ઝવર્થને, સ્વકૃતિ વિશે તેઓ કશું કહે છે ત્યારે વિવેચક ગણવા તૈયાર થતા નથી ! ઇબ્સનના 'ઍમ્પરર ઍન્ડ ગૅલિલિયન' એ મારું મહાન નાટક છે એવા અભિપ્રાયને કોઈ ગણકારતું નથી એવો મત દર્શાવે છે તો વર્ડ્ઝવર્થની 'લિરિકલ બેલાડ્ઝ'ની પ્રસ્તાવનાને એક દસ્તાવેજ તરીકે અગત્યની ગણે છે પણ વિવેચન ગણવાનો ઇનકાર કરે છે !) વિવેચન એક સ્વાયત્ત માનવવિદ્યા છે એમ દૃઢતાપૂર્વક કહેવા પાછળની ફ્રાયની ભૂમિકામાં પણ તથ્ય છે. તેમના મતે વિવેચનની સ્વાયત્તતાને જોખમાવનારા ચતુર વિદ્વાનો પોતાના વિશિષ્ટ રસના વિષયને યેનકેનપ્રકારેણ સાહિત્ય સાથે કાર્યકારણના સમ્બન્ધથી જોડી દેતા હોય છે. માર્ક્સવાદીઓ, ફ્રૉઇડવાદીઓ, અસ્તિત્વવાદીઓ બધા જ, સાહિત્યને કેન્દ્રમાં રાખી કોઈ સૈદ્ધાન્તિક માળખું નીપજાવવાને બદલે પોતાના પ્રિય વાદ(જે સાહિત્યથી ઇતર હોય છે તે)ને સાહિત્ય સાથે જોડી આપે છે. આના પરિણામે કેટલાક સામાન્ય કક્ષાના સર્જકોને એકાએક મહત્ત્વ સાંપડે છે તો બીજા કેટલાક એટલે જ ઝાંખા પણ પડી જાય છે. સાચો વિવેચક ફક્ત સાહિત્યને જ કેન્દ્રમાં રાખશે. પોતાના સાહિત્યેતર મતો અને વિચારોનો તાળો સાહિત્યપદાર્થ સાથે મળતો જોઈ અલબત્ત તેને છૂપો સન્તોષ થશે પણ એ મતો તે બળાત્ વાચકો પર લાદશે નહીં. પણ ફ્રાયના મતે આ પ્રકારની મુદ્રા ધારણ કરવી દુષ્કર છે. કેમ કે પોતાના પ્રિય મતોથી વિવેચનને વણઆભડ્યું રાખવાનું કામ, વિવેચનને સારી રીતે સમજનારા પણ ભાગ્યે જ સિદ્ધ કરી શકે એવું છે ત્યારે અર્ધદગ્ધોની પાસે તો શી આશા રખાય ? ટૂંકમાં, વિવેચનની એકમાત્ર નિસબત સાહિત્યપદાર્થ જ છે તેને કેન્દ્રચ્યુત કરનારા કોઈ પણ વલણને સ્વીકારવા તેમની તૈયારી નથી.

પરિણામે વૈયક્તિક વલણોના પ્રદૂષણથી ચુસ્ત એવા વિવેચનની પ્રતિષ્ઠા વૈજ્ઞાનિકતાના પુરસ્કારથી જ થઈ શકે એમ તેઓ ચુસ્તપણે માને છે. સાહિત્ય વિશે વૈજ્ઞાનિક અને સૈદ્ધાન્તિક માળખું રચવાનું કામ વિવેચકનું છે. વૈજ્ઞાનિકતાની હાજરીથી દન્તકથા કરતાં ઇતિહાસ જુદો પડે છે. વિવેચક અલબત્ત બહારથી કોઈ સિદ્ધાન્તો લાવીને સાહિત્ય પર લાદતો નથી પણ સાહિત્યપદાર્થમાંથી જ નિયમો તારવે છે છતાં સાહિત્યથી તે સ્વાયત છે. વૈજ્ઞાનિક માળખાની ઉપસ્થિતિમાંથી આગંતુક, અતાર્કિક અને આકસ્મિકને ઓળખી શકાય છે; સાહિત્યેતર મૂલ્યોનાં નિર્ણયો, આક્રમણો સામે સલામતી રક્ષણનો પ્રબંધ કરી શકાય છે. વૈયક્તિક રુચિનાં અતન્ત્ર પ્રવર્તનો સામે સાવધ રહેવાની ચેતવણીનો સૂર નૉર્થ્રોપ ફ્રાયની આ વિચારભૂમિકામાં સંભળાય છે ત્યારે આ સદીના આઠમા દાયકામાં આ ભૂમિકાને એક અસંભવિત આદર્શ પુરવાર કરતી રોનાલ્ડ પિકૉકની વિચારણા તેના 'ક્રિટિસિઝમ ઍન્ડ પર્સનલ ટેસ્ટ' ગ્રન્થમાં પ્રાપ્ત થાય છે. અહીં તેના મુખ્ય અંશોના નિરૂપણનો આશય છે.

૨

સૌ પ્રથમ તેઓ વૈયક્તિક રુચિ અને વિવેચનસિદ્ધાન્તોને પરસ્પરનાં પૂરક અને પોષક ગણે છે. વિવેચનવિષયક તાત્ત્વિક સિદ્ધાન્તો અને અમૂર્ત નિયમોને રિચાર્ડ્ઝ જેવાઓ સ્વીકારતા નથી. તેઓનું જૂથ એમ માને છે કે 'You can't say what criticism is, you just take it as it comes,'[3] ટૂંકમાં પ્રત્યક્ષ વિવેચનના આ હિમાયતીઓ સાહિત્યના અપરોક્ષ અનુભવ પર જ મદાર રાખે છે – કોઈ પૂર્વનિશ્ચિત માળખા ઉપર નહિ. જોકે નવી લાગતી આ વાત સાવ નવી નથી કેમ કે છેક ગઈ (ઓગણસમી) સદીમાં ઇમેન્યૂએલ કાન્ટે પોતાના 'ક્રિટિક ઑફ જજમેન્ટ' ગ્રંથમાં આ બાબતનો સંકેત આપેલો. તેમણે રુચિકેળવણીને સાહિત્યકૃતિના અપરોક્ષ સમ્પર્કનું પરિણામ ગણતાં જણાવેલું કે –

By a principle of taste I mean a principle under the condition of which we could subsume the concept of an object and thus infer, by means of syllogism, that the object is beautiful. But that is absolutely impossible. For I must immediately feel pleasure in the representation of the object, and of that I can be persuaded by no grounds of proof whatever.'[4]

અંગત ગમાઅણગમા જ્યારે પ્રાચીન પ્રશિષ્ટ કૃતિઓ વિશેના હોય ત્યારે પણ તે 'અંગત' છે એવી નોંધ સાથે વ્યક્ત થવા જરૂરી છે પણ એ અણગમા કે રસાનુભવની ન્યૂનતાને કારણે પ્રશિષ્ટ તરીકે સ્થાપિત થઈ ચૂકેલી કૃતિઓની સાહિત્યિકતા/પ્રશિષ્ટતાને સમૂળી નકારવી રોનાલ્ડ પિકૉકના મતે જોખમી છે. તેના મતે યુગોના યુગો સુધી પ્રાણવાન રહેલી કૃતિઓને નકારવી એ બાલિશતા જ ગણાય. 'there is something slighly foolish about trying to kill horses that have been alive for ages'[5]

ધોરણો સ્થાપિત કરવાનો પ્રશ્ન પેચીદો છે કેમ કે પૂર્વનિશ્ચિત ધોરણોનો સમ્બન્ધ ચોક્કસપણે ભૂતકાળ સાથે હોય છે જ્યારે પ્રત્યેક નવો ઉન્મેષ કોઈક નવા ધોરણની અપેક્ષા 

ઊભી કરે છે. પરિણામે કોઈ સુનિશ્ચિત શરતોને બદલે સાહિત્યવિષયક વ્યાપક નિયમોથી જ ગાડું ગબડાવવું પડે છે. રોનાલ્ડ પિકૉકના મતે આ વ્યાપક નિયમોનું માળખું ઘણી વાર એટલું તો પાંગળું નીવડે છે કે મૂલ્યાંકનનું કામ યાંત્રિક અને એકવિધતામાં સરી પડે છે. ખરેખર એને કોઈ સિદ્ધાન્તમાળખાનું નામ આપી શકાય કે કેમ એ પણ શંકાસ્પદ છે કેમ કે ખરેખર તો આપણે જેને સિદ્ધાન્તો તરીકે ઓળખાવીએ છીએ એ તો આપણા ચિત્ત પર પડેલાં પ્રભાવો, પરિબળો અને છાપોથી વિશેષ કશું હોતું નથી. આપણે આપણી આવી અસરોને જ સિદ્ધાન્તો તરીકે ઠસાવતા હોઈએ એવું વારંવાર બને છે. આવાં પ્રાથમિક સ્વરૂપનાં નિરીક્ષણો અને તારણોથી કોઈ એક કૃતિ ઉપલક દૃષ્ટિએ મહત્ત્વ પ્રાપ્ત કરી લેતી હોય છે. ખરી કટોકટી તો અધિકારી વિવેચકો વચ્ચે જ્યારે કોઈ એક કૃતિનો સર્વાંગી અભ્યાસ થાય અને મતભેદો ઉત્પન્ન થાય ત્યારે સરજાતી હોય છે. કેમ કે સૂક્ષ્મ અને સર્વાંગી અભ્યાસ દરમિયાન જ જે તે કૃતિવિષયક માન્યતાઓ, તાત્ત્વિક ગૃહીતો અને શૈલીગત ભેદો સપાટી પર આવે છે અને આ તબક્કે જ અંગત અથવા વૈયક્તિક રુચિનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. અહીં સારી કલાકૃતિ કોને કહેવાય એ પ્રશ્ન નથી પણ કોઈ એક સારી ગણાયેલી કૃતિ પણ એક ભાવકને ગમે છે અને બીજાને નહીં એવું શા કારણે બને છે ? આવું બને ત્યારે અત્યાર સુધી 'સાર્વત્રિક' તરીકે ઓળખાવાયેલાં ધોરણોની સાર્વત્રિકતા ક્યાં અને કેમ અદૃશ્ય થઈ જાય છે ? અને તેમ છતાં જે તે ધોરણો 'સાર્વત્રિક' જ શા માટે ગણાવાં ચાલુ રહે છે ?

રુચિનો પ્રશ્ન ભાગ્યે જ તેના સાચા સ્વરૂપે આપણે જોયો છે. વિવેચન એટલે કૃતિને સારી કે નઠારી ઠરાવનારો વ્યાપાર. પરિણામે જ્યારે કોઈ મતભેદ ઉત્પન્ન થાય ત્યારે કોઈ એક પક્ષ ખોટો અથવા ઊણો ઠરે છે અથવા તો સાહિત્યેતર એવી બાબતોથી મૂલ્યાંકન થયું હોય છે. જોકે કેટલાક એમ કહે છે કે તમને કોઈ કૃતિ ગમતી ના હોય છતાં ઊંચી કોટિની હોઈ શકે છે. Brunetiereએ એક પ્રભાવવાદી વિવેચકને સમ્બોધીને ખરું જ કહેલું કે તમે ફક્ત તમને જે ગમતું હોય એની જ પ્રશંસા કરતા હો છો. હું એમ નથી કરતો. તેના આ વિધાનની સૂચકતા એ છે કે તેમાં ગમ્ભીર વિવેચનવ્યાપારમાંથી અંગત, વાહિયાત ગરબડિયા ગ્રન્થિઓને દૂર રાખવાનું કહેવાયું છે. આની સામે એમ પણ કહેવાયું છે કે ક્યાં તો વિવેચન બિનઅંગત અને તેથી શુદ્ધ હોય અથવા તો પક્ષિલ અને અશુદ્ધ-દૂષિત-હોય. આ બે સામસામે ધ્રુવો છે. રોનાલ્ડ પિકૉકના મતે અંગત વૃત્તિવલણોની ડખલ વગર સારાનરસાનો ભેદ કરવાની પદ્ધતિ શંકાસ્પદ છે. કેમ કે કશા અભિગ્રહો વગરનો પ્રતિભાવ એક અવરોધ બની રહે છે. કૃતિવિષયક પૂર્ણ જ્ઞાન તેનાથી અળપાય છે અને એવા પૂર્ણ જ્ઞાન વગર કોઈ પણ ભાવક કોઈ પણ કૃતિને 'સારી'નું લેબલ લગાડી જ કઈ રીતે શકે ? ખરેખર તો અંગત રુચિ અને તટસ્થ મૂલ્યાંકન વચ્ચેનો વિરોધ કૃતક અને આભાસી જ છે. કેટલાક સર્જકોને જ્યારે આપણે વધુ પસંદ કરીએ છીએ ત્યારે બીજા બધા જ અણગમતા હોય છે એમ માનવું જરૂરી નથી. ભાવકનાં વલણોની ચર્ચામાં વધુ ઊંડા ઊતરતાં પૂર્વે સર્જકોનાં વલણો વિશે પણ એક નૂકતેચીની કરવા જેવી છે કે ભાવકોની જેમ જ, બલકે કેટલાક કિસ્સાઓમાં તો

ભાવકો કરતાં પણ વધુ પ્રમાણમાં, સર્જકો અમુકતમુક ગમાઅણગમાઓ અને પસંદગીઓની ગ્રન્થિઓ ધરાવતા હોય છે. પિકૉકના શબ્દોમાં કહીએ તો 'Artists as a class have many more blind spots than ordinary people'.[૫] છતાં સર્જક-કલાકાર લેખે તેમણે ઉચ્ચ રુચિ સિદ્ધ કરી હોય છે એ પણ એક હકીકત છે. કલાકૃતિ પરત્વે ભિન્ન ભિન્ન ભાવકોની ગ્રહણશીલતા અને પ્રતિભાવોમાં પણ ભિન્નતા પ્રગટ થતી હોય છે. પોતાની રીતે ને પોતાના સ્થાને એ ભિન્નતાઓને યોગ્ય પણ ઠરાવી શકાય છે. રુચિની ઉદારતા હંમેશાં ઉચ્ચ રુચિનો પર્યાય નથી હોતી. બીજી તરફ કેટલાક એવા ભાવકો પણ હોય છે જેમની રુચિ બહુ મર્યાદિત ક્ષેત્રમાં જ રાચતી હોય અને એમાં કશું ખોટું પણ નથી. મર્યાદિત અને અમર્યાદિત રુચિક્ષેત્રો આખરે તો વ્યક્તિના ચારિત્ર્ય, વ્યક્તિત્વ, બૌદ્ધિકતા (અથવા તો જડતા !) પર આધારિત હોય છે. વૈયક્તિક રુચિની તપાસ આ રીતે કરવાનું પરમ્પરાને સૂઝ્યું નહોતું. હા, ડેવિડ હ્યૂમ જેવાએ પારમ્પરિક રીતે રુચિના પ્રશ્નને તપાસ્યો હતો તેના 'ઑફ ધ સ્ટાન્ડર્ડ્ઝ ઑફ ટેસ્ટ' નિબન્ધમાં તેણે રુચિની વિભાવનાને સદભિરુચિ તરીકે જ તપાસી છે અને તેના સિદ્ધાન્તોને સર્વકાલીનતા અને સાર્વત્રિકતાવાળા માનીને જ ચર્ચા કરી છે. એ સિદ્ધાન્તો ત્રિકાલાબાધિત હોઈ કાળબળ સામે તેમ જ ફેશનોના બદલાવ સામે ટકી રહેનારી કૃતિઓમાં પ્રતીત થતા જણાવ્યા છે. તત્ત્વજ્ઞાનીઓ પરસ્પર સાથે સમ્મત થતા હોય છે પણ સર્જકો નહીં. તેમની રુચિવિષયક માન્યતા એવી છે કે રુચિના સિદ્ધાન્તો કૃતિ પર બહારથી લાદી શકાતા નથી – તે સ્વયં કૃતિમાંથી જન્મે છે. પૂર્વગ્રહમુક્ત ચિત્ત વારંવાર વિવિધ કૃતિઓની તુલના દ્વારા આવાં ધોરણો નીપજાવે છે. અનેક કૃતિઓની તુલના થકી જે કંઈ શ્રેષ્ઠ હશે તે અનિવાર્ય સ્વરૂપે પ્રગટ થઈ રહે છે. ડેવિડ હ્યૂમના મતે વિવેચકની અધૂરપમાંથી વિભિન્નતા જન્મે છે કેમ કે રુચિના સર્વસામાન્ય સિદ્ધાન્તો માનવપ્રકૃતિ માટે સમાન જ હોય છે. જ્યારે જ્યારે તેમાં કંઈક વિચલનો કે તફાવતો જોવા મળ્યા છે ત્યારે વિવેચકીય સજ્જતાની ત્રુટિઓ કે વિકૃતિઓ તેના મૂળમાં કામ કરતી હ્યૂમને જણાઈ છે.

આમ છતાં હ્યૂમ રુચિની ભિન્નતા માટે બે બાબતોને સ્વીકારે છે. એક તો જે તે વ્યક્તિની મનોદશા અને બીજી ચોક્કસ યુગ અથવા સ્થળકાળની રીતિનીતિ. આ બે બાબતને લીધે ઉદ્ભવતી રુચિભિન્નતાને તે સ્વાભાવિક ગણે છે. આપત્તિરૂપ નથી ગણતા. જેમ કે યુવા ભાવકોને પ્રણયવિષયક અને વયસ્કોને તત્ત્વજ્ઞાન વિષયક કૃતિઓ વધુ પ્રિય હોય છે. કૉમિડી, ટ્રેજિડી પ્રત્યે પણ આ જ ન્યાયે પક્ષપાતો ધરાવનારા મળી રહે છે. હ્યૂમ અહીં એક સરસ વાત કરે છે કે કોઈ એક પ્રકારની કૃતિઓ માટેનો પક્ષપાત અન્ય પ્રકારની કૃતિઓ માટેના તિરસ્કારમાં પરિણમવો ન જોઈએ. બહુ સ્પષ્ટ શબ્દોમાં તે નોંધે છે કે

'It is plainly an error in a critic to confine his approbation to one species of style of writing and condemn all the rest.'[૬]

સામ્પ્રત વિવેચનની દશા સાવ ધૂંધળી છે. વસ્તુલક્ષી ધોરણોનો પ્રશ્ન પછીતમાં પડી ગયો છે. સૌ સૌની મનસ્વી રીતિનીતિઓ ધરાવે છે. દરેકને પોતપોતાનાં રુચિધોરણો ધરાવવાનો જાણે કે અધિકાર મળી ગયો છે. હ્યૂમનું ભૂત જુદી રીતે ધૂણતું થયું છે. એણે

રુચિવિષયક ઉચ્ચગ્રાહ સેવ્યો છતાં વૈયક્તિક અભિગમોને ભવિષ્યે સર્વસંમતિમાં ફેરવાય એ અપેક્ષાએ, આવકાર્યા. આજે વૈયક્તિક મતોની બોલબોલા છે પણ તેમાંથી ઉદ્‌ભવતી વૈચારિક અરાજકતા – chaos of voices –ને ટાળવા માટે કોઈ અવકાશ રહ્યો નથી. તે વખતે હ્યૂમનો સાર્વત્રિક મૂલ્યોનો સિદ્ધાન્ત રક્ષાકવચ બની રહે તેમ છે. રૉનાલ્ડ પિકૉક આ પરિસ્થિતિના નિદાનરૂપે જણાવે છે કે દરેક ભાવકે એકસરખી રીતે વાચનઆકલન કરવું જોઈએ એમ હું નથી કહેતો, એમ કહેવું ઍબ્સર્ડ છે. પણ વ્યક્તિએ કૃતિનું ભાવન, શક્ય હોય ત્યાં સુધી, આદર્શ રીતે કરવું જોઈએ. અન્યોએ સ્થાપેલા સિદ્ધાન્તો સાથે મેળ પડે એ રીતનો વિધાયક અભિગમ દાખવવો જોઈએ – સિવાય કે કોઈક કશી ખાસ ગ્રન્થિથી પીડાતું હોય તેની વાત જુદી છે.

આ પરિસ્થિતિમાંથી ઊપસે છે આદર્શ ભાવકનો ખ્યાલ. પ્રત્યેક ભાવકનું ચિત્ત સામૂહિકતા અને વૈયક્તિકતાનું સંમિશ્રણ ધરાવતું હોય છે. તેની લાગણી, વિચારો ને આવેગો આંશિક રીતે તેના સમાજના અન્ય સભ્યોનાં સગોત્ર હોય છે અને આંશિક રીતે આગવા, નિતાન્ત વૈયક્તિક હોય છે. આ અત્યન્ત સહજ પરિસ્થિતિને સિદ્ધાન્તોના ભાર હેઠળ કચડી નખાય છે. કેટલાક કહે છે કે ભાવકે ક્યાં તો સમ્પૂર્ણતયા તેના સમાજની રીતે વિચારવું જોઈએ યા સમ્પૂર્ણપણે મૌલિક રીતે વિચારવું જોઈએ. ચિત્તના, કાવ્યશાસ્ત્રના સિદ્ધાન્તો આધિભૌતિક છે, તે સાહિત્યિક માણસોએ રચેલા નથી. પણ સાહિત્યિક માનસ ધરાવનારાઓએ તેને પામવાના, પ્રાપ્ત કરવાના હોય છે. જીવવિજ્ઞાનનો નિયમ છે કે પ્રત્યેક સજીવ કોશ તેની જાતિથી અમુક રીતે જુદો હોવાનો. માનવચિત્તને પણ આ જ નિયમ લાગુ પડે છે. તેથી જ તો પ્રત્યેક માનવ 'પોતે' વિચારતો થાય એવી કેળવણી પર આપણે ભાર મૂકીએ છીએ. જુદાપણું જ્યારે અતિશય માત્રામાં પ્રવર્તે ત્યારે તે જુદાપણું મટી જઈ એક નવી જ, મૂળથી જુદી જ વસ્તુ થઈ ઊભું રહે છે. અને ત્યારે તેના મૂલ્યાંકન માટે પણ સાવ નવાં જ ઓજારો નીપજાવવાં રહે છે. જૂનાં ઓજારો અપ્રસ્તુત બની જાય છે.

રૉનાલ્ડ પિકૉક જે મુદ્દા પર ભાર મૂકવા ચાહે છે તે એ છે કે વૈયક્તિક રુચિભેદ એ પસંદગીનો એક પ્રકાર જ છે જેને પરિણામે કૃતિવિષયક નિર્ણયમાં ભિન્નતા ઉદ્‌ભવે છે. આવા રુચિભેદને કશાક સર્વસમ્મત નિરપેક્ષ નિર્ણય સુધી પહોંચવામાં નિષ્ફળતા સાંપડતી હોય તો પણ તેનું એક વિધાયક મૂલ્ય છે કેમ કે તે મૂળે કશીક સચેતનતાનો વાચક અને દ્યોતક છે.

ફરી જ્યૉર્જ સાન્તાયનાને યાદ કરીએ તો સૌન્દર્યસિદ્ધાન્તમાં સર્વસમ્મતિ નીપજ્યાનું મૂળ તો પ્રકૃતિ અને પરિવેશની સમાનતામાં રહેલું છે. તેથી એકને માટે જે સુન્દર હોય તે બીજાને માટે પણ હોય જ હોય એમ કહેવું વધારે પડતું છે. સાન્તાયનાને મતે કલ્પનોત્થ કૃતિનું સૌન્દર્ય તેના ભાવકો પર નિર્ભર છે. વૈયક્તિક ચેતનાનાં પ્રવર્તનોને જો આપણે માન્યતા આપીએ તો ફરી પાછા વૈયક્તિક રુચિભેદને લીધે ઉદ્‌ભવતી અરાજકતાના પ્રશ્ન પર આવીને ઊભા રહેવાય ! પણ સાન્તાયનાનો મત સહેજ જુદો છે. વિવેચનના સિદ્ધાન્તો તેમના મતે એક સાર્વત્રિક, નિરપેક્ષ મૂલ્યો અને બીજી તરફ સમ્પૂર્ણપણે વૈયક્તિક રસરુચિની

અન્તરિયાળ-મધ્યમાં-અસ્તિત્વ ધરાવે છે. બંને ધ્રુવોને તેઓ સરખી અગત્યના ગણે છે. સાહિત્યપદાર્થ ભાષા જેવા સામાજિક માધ્યમનો વિનિયોગ કરતો હોઈ અભિપ્રાયોની સર્વસમ્મતિની અપેક્ષા રહેવાની જ. વાસ્તવિક માનવજીવનમાં પણ વ્યક્તિત્વોની, ચરિત્રોની અને માનવીઓની વિલક્ષણતાઓ અસ્તિત્વ ધરાવતી હોય જ છે અને એને અવગણી શકાતી નથી(જો તેમની ઉપેક્ષા કરીએ તો જુદી વાત છે). તે જ ન્યાયે નિતાંત-પરાઅંગત – Ultra personal અભિવ્યક્તિમાં રાચતી કૃતિઓને પણ without feeling it in our bones પૂરેપૂરી સ્પર્શીએ – પામીએ નહિ તો તે બિનસંક્રમણશીલ જ રહી જાય છે.

આ સંજોગોમાં સર્વસમ્મતિ અને વૈયક્તિક મતભેદમાં પ્રગટતી રુચિ વચ્ચેના સમ્બન્ધનો ફેરવિચાર જરૂરી બને છે. બાહ્ય રીતે પરસ્પરવિરોધી લાગતા આ બે ધ્રુવોને તથ્યપૂર્ણ – valid – લેખવા આવશ્યક છે. સર્વસમ્મતિવાળો મત આપણને સામાજિકતાથી ગ્રસીને વૈચારિક અરાજકતાઓ સામે રક્ષણ આપશે અને જ્યારે વૈયક્તિક રુચિજન્ય નિર્ણયો પણ ચોક્કસપણે કેટલાંક તથ્યો ધરાવતા હોવાથી તેનો વિરોધ કરવામાં ક્યાં તો અણસમજ કામ કરતી હશે ક્યાં તો દ્વેષબુદ્ધિ ! રોનાલ્ડ પિકૉક આ આખા પ્રશ્ન માટે નવી ભૂમિકા સૂચવે છે. તેમના મતે સાહિત્ય બે કાર્યો કરતું હોય છે. એક છે જાહેર, સામાજિક દાયિત્વ બજાવવાનું – કેમ કે એક વ્યાપક પ્રજાકીય ચેતના સાહિત્યમાં અભિવ્યક્તિ પામતી હોય છે. બીજી તરફ સાહિત્યપદાર્થ તેના સર્જકની પરાઅંગત ચેતનાનું પણ પ્રવર્તન હોય છે. સાચા સહૃદયને પક્ષે આ બંને શક્તિઓ કૃતિવાચનવેળા ભાગ ભજવતી અનુભવાતી હોય છે. સાહિત્યવિવેચન શું છે અને અથવા શું હોવું ઘટે તેની પળોજણમાં સાહિત્યપદાર્થ પોતે શું છે એ પ્રશ્ન કેન્દ્રચ્યુત થઈ જાય છે. તે (સાહિત્યપદાર્થ) ભાવકચિત્તમાં કઈ રીતે અસ્તિત્વ ધરાવે છે, ભાવકની ચેતનાને કઈ રીતે સ્પર્શે છે એ તમામ બાબતો પરિઘ પર આવી જતી હોય છે. પરિણામે સાહિત્યપદાર્થ વિશેની આપણી પ્રતીતિઓમાં ચોક્કસપણે હ્રસ્વતા અને હ્રાસ ઉત્પન્ન થાય છે. સરેરાશ ભાવકને રાજી કરવા સાહિત્ય કૃતિને પણ સરેરાશતામાં વેતરી કાઢવી કોઈ પણ રીતે યોગ્ય નથી. સર્જક અને ભાવક ઉભય પક્ષે વિલક્ષણતા, અન્યોથી જુદાપણાની સ્થિતિ હોવાની, એ સ્વીકારવું રહ્યું.

### સંદર્ભ


૧. ફલશ્રુતિ : લાભશંકર પુરોહિત, ૧૩૨-૧૩૩
૨. વધુ વીગતો માટે જુઓ 'અત્રતત્ર' : વિજય શાસ્ત્રી, ૨૦-૨૧
૩. Criticism and Personal Taste : Ronald Peacock, 4
૪. Critique of Judgement : trans. J.H.Bernard, 127-128
૫. Criticism and Personal Taste : Ronald Peacock, 5
૬. એજન : ૭
૭. એજન : ૯


(પાટણ મુકામે ૨૦૦૧ના ડિસેમ્બરમાં યોજાયેલા ગુ.સા.પ.ના ૪૧મા અધિવેશન પ્રસંગે આપેલું વક્તવ્ય)



## જયંત પારેખ

•

### સ્વગત

આજે આપણે પ્રાણજીવન મહેતાનાં પુસ્તકો જ પ્રગટ કરવા ભેગા થયા નથી, સાહિત્યનો મહિમા કરવા ને સર્જકતાનો ઉત્સવ ઊજવવા પણ ભેગા થયા છીએ, સાક્ષરોની નિરક્ષરતાનો ને સાક્ષરોની રાક્ષસતાનો પ્રતિકાર કરવા પણ ભેગા થયા છીએ. સાક્ષરાઃ વિપરીતાઃ રાક્ષસાઃ ભવન્તિ – આ હકીકતનો આપણે વારંવાર પ્રત્યક્ષ અનુભવ કર્યો છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તો એનો ગોઝારો ઓછાયો પણ આપણને સહુને ઘેરી વળ્યો છે – All about us flourishes the new illiteraracy, the illiteracy of those who can read short words of hatred and fawdriness but cannot grasp the meaning of language when it is in a condition of beauty or of truth (જ્યોર્જ સ્ટાઇનર). સૌન્દર્ય ને સત્યના તેજોમય રૂપને ભાષામાં વિલસતું નિહાળી શકે નહીં, ઓળખી પારખી શકે નહીં એવી નિરક્ષરતા the illiteracy of the literateનો, એવી રાક્ષસતા – the barbarism of the civilizedનો પ્રતિકાર કરવા પણ ભેગા થયા છીએ. આવા ઉત્સવનું આયોજન કરવા માટે નૌશિલ મહેતા ને એમની મિત્રમંડળી, ઇમેજ પબ્લિકેશન તેમ જ ફાર્બસ ગુજરાતી સભાને હું ખૂબ ખૂબ અભિનન્દન આપું છું ને પ્રાણજીવન મહેતા તેજે ઝળહળતી અનેક કૃતિઓ રચવાની ક્ષમતા પ્રાપ્ત કરે એવી પ્રાર્થના કરું છું.

પ્રાણજીવન મહેતાને હું ચારેક દાયકાથી ઓળખું છું, એમણે કવિતા લખવાનું શરૂ કર્યું ત્યારથી લગભગ ઓળખું છું – હમણાં હમણાં 'એતદ્'ના સમ્પાદન નિમિત્તે અમારે સતત મળવાનું બન્યું છે. એમની એક પછી એક રચનાઓ – કવિતા, નવલિકા, નિબન્ધ, પ્રવાસવર્ણન વગેરે જુદા જુદા સ્વરૂપની રચનાઓ સાથે બેસીને વાંચવાવિચારવાનું,

તપાસવાનું બન્યું છે. એ દરમિયાન એમને વિશેની મારી કેટલીક પ્રતીતિ વધુ ને વધુ સ્પષ્ટ ને મક્કમ બની છે. સાહિત્યકાર તરીકેની એમની સિદ્ધિઅસિદ્ધિ વિશે, વિશિષ્ટતામર્યાદા વિશે માંડીને વાત કરવાનું આજે બને તેમ નથી. એક પરીખે – પ્રબોધ પરીખે ગણીગણીને મિનિટો આપી છે એટલે બીજા પારેખે – જયંત પારેખે એને તોળીતોળીને પૂરેપૂરી મૂલ્યવતી બનાવવી જ જોઈએ ને ! એટલે હું કેટલાંક કલ્પન યોજીને જ વાત કરીશ. એમાંથી એમનાં મૂલ્યાંકન વિશેનાં કેટલાંક ઈંગિત આપોઆપ ઊપસી આવશે. એ ઉકેલવાનું કામ આજે તો તમારે જ કરવાનું રહેશે.

પ્રાણજીવનના નામમાં જ કદાચ એમનાં વ્યક્તિત્વ ને કાર્યનાં ઈંગિત મળી આવે છે. આમ તો બીજા એક પ્રાણજીવનના નામમાં એક મિત્રે આવો અર્થ કર્યો હતો – ડબલ વિલન. હું એનો આવો અર્થ કરું છું – ડબલ લાઈફ. પ્રાણથી ભર્યું ભર્યું જીવન, જીવનથી ભર્યો ભર્યો પ્રાણ. એ ખરેખર મધઈજોડી છે.

એટલા નરમ કે તરત ઓગળી જાય, એટલા રસદાર કે આપણને પણ રસમય બનાવી દે.

સાહિત્યકાર તરીકે એમનો વિચાર કરું છું ત્યારે થાય છે કે એ પર્વતના ઢાળ પરથી ગબડતો પથ્થર નથી. ઢાળ પરથી પથ્થર ગબડે છે ત્યારે એનો પોતાના પર કોઈ અંકુશ હોતો નથી, એને પોતાની ગતિ જેવું કાંઈ હોતું નથી. એ નિરંકુશ ગબડ્યા જ કરે છે. ગબડતો જાય, કાદવકીચડથી ખરડાતો જાય, ઘસાતો જાય, ખીણમાં પહોંચતાં પહોંચતાં હતો ન હતો થઈ જાય.

એ પ્રવાહમાં તણાતું લાકડાનું ઢીમચું પણ નથી. લાકડાનું ઢીમચું તો પોતાનું વજન ગુમાવીને આમતેમ તણાતું જાય, પાણી પીપીને ફૂલતું જાય, ફુગાતું જાય ને કોહવાતું જાય, ક્યારેક ખાડાખાંચામાં અટવાઈ જાય ત્યારે કેટલાક દેડકાને લાગ મળી જાય ને એના પર સવાર થઈને, પેટ ફુલાવીફુલાવીને ‘અમે અહીંયા છીએ’, ‘અમે અહીંયા છીએ’ એવો દેકારો, ગોકીરો ને રીડિયારમણ કરી મૂકે.

પ્રાણજીવન આવા પ્રવાહપતિત નથી. બીજા ગબડાવે તેમ ગબડતા નથી, તાણે તેમ તણાતા નથી.

એ લોકસાહિત્યનો પેલો જાણીતો ઘોડો નથી. એ ઘોડાને ક્યાં પોતાની કોઈ ગતિ હોય છે ? ‘એ તો હલે પણ હાલે નહીં’ – આવી ગતિહીનતા પ્રાણજીવન મહેતાની નથી જ નથી.

એ એક્વેરિયમની માછલી પણ નથી. એક્વેરિયમની માછલીને ક્યાં પોતાની કોઈ મંઝિલ હોય છે ?

વેંતવેંતમાં જ ગાઉ ગાઉ માપવા
અને ન ક્યાંય પહોંચવું
– આવી અગતિ પ્રાણજીવન મહેતાની નથી જ નથી.

પ્રાણજીવન મહેતા તો એક ગ્રહ છે. એ ગ્રહને પોતાની એક આગવી ધરી છે. ધ્રુવ કેન્દ્રની આસપાસ એ પ્રદક્ષિણા કરે છે, એને પોતાની એક આગવી ભ્રમણકક્ષા છે. કેન્દ્રની 

સાથેના જીવન્ત સમ્બન્ધથી આ ભ્રમણકક્ષા વિસ્તરતી રહે છે, એની વ્યાપવૃદ્ધિ થતી રહે છે. આગવી ધરી ને આગવી ભ્રમણકક્ષાને બળે ગ્રહ પોતે પરિવર્તન પામે છે, આસપાસ સર્વત્ર પરિવર્તન આણે છે. આવું ગમે તે સાહિત્યકાર માટે કહી શકાય એમ નથી.

કોઈ પણ ભાષામાં આગવી ભ્રમણકક્ષા, વિસ્તરતી ભ્રમણકક્ષા સિદ્ધ કરી શકે એવા સાહિત્યકારો જૂજ જ હોય છે. કેટલાક ઉલ્કાની જેમ ખરી પડે છે ખરા. પરંતુ જરાક તો જરાક વાર પૂરતા પણ ઝળહળતું તેજ રેલાવી દે છે. પ્રાણજીવન મહેતા પોતાની ધરી નષ્ટભ્રષ્ટ ન થાય, પોતાની ભ્રમણકક્ષા સતત વિસ્તરતી રહે એ માટે જે મથામણ કરે છે એ જોઈજાણીને ખરેખર આનન્દ થાય એવું છે.

પોતાની આસપાસ, જગતમાં કે સાહિત્યમાં જે કાંઈ બને છે એનાથી એ અજાણ રહેતા નથી, અભાન રહેતા નથી; પરંતુ અળગા રહે છે. આગવી ધરી એટલે આવી અળગા રહેવાની શક્તિ, અળગા રહીને માર્ગ પામવાની શક્તિ, એ મર્મને વધુ ને વધુ પ્રભાવશાળી રીતે વ્યક્ત કરવાની લગની. એનાં રસિક પરિણામ આપણે એમની અનેક નવલિકામાં જાણ્યાંમાણ્યાં છે, હવે આ કાવ્યો ને પ્રપંચતંત્રમાં જાણીમાણી શકીશું. નિઃશંક.

એ અળગા રહી શકે છે, અલિપ્ત રહી શકે છે એટલે જ સસ્તાં લોકરંજનમાં રાચ્યા કરતાં ગીતગઝલના જીવલેણ કળણમાં પગ પડી ન જાય એની સતત સાવધાની રાખે છે, અછાંદસની આભાસી મોકળાશથી પોતાને ઉગારી લે છે. એથી જ કદાચ કોઈ એમને 'મારો પ્રિય કવિ' કહીને એમને વિશે ભાષણો આપતા નથી.

એ નમ્રતાથી કહે છે કે 'મારી પાસે તળપદજનપદની કોઈ ભોંયભૂમિકા' નથી; ગામઠી કે નાગરી તથ્યપરસ્તીની ખખામાં એ પડતા નથી. એમને સમજાઈ ગયું છે કે Art has no right to exist if, content to reproduce reality, it uselessly duplicates it. It's mission is to conjure up imaginary worlds(હોઝે ઓર્તેગા ય ગાસેત). કલ્પનાલોકની રચનામાં બાહ્ય હકીકત-તથ્ય એને એ સ્વરૂપે રજૂ નથી થતું પરંતુ એમાં સર્વત્ર વિલસી રહેવું યથાર્થ પણ એકસાથે અશેષ સ્વરૂપે રજૂ થાય છે. આવી કલ્પનાલોકની રચના કરવી એ જ એમની આગવી ધરી. 'ખાલી ખુરશીઓ' નામની એમની નવલિકામાં આપણને આવા કલ્પનાલોકની પ્રત્યક્ષ અનુભૂતિ થાય છે. એમાં પ્રાણજીવન મહેતાની ભાષાનો ચમત્કાર તો જુઓ – એ જે લોકની રચના કરે છે એમાં શિષ્ટાચારના કણેકણમાં વ્યાપેલો આડમ્બર, ઉલ્લાસના કણકણમાં વ્યાપેલો વિષાદ, મેળાવડાના કણકણમાં વ્યાપેલો ખાલીપો, સભરતાના કણકણમાં વ્યાપેલી શૂન્યતા – આ બધું એકસાથે પ્રગટ થાય છે, તથ્ય ને મર્મના બંને ધ્રુવને આવરી લે છે. to conjure up imaginary worlds – કલ્પનાલોકની રચના થાય ત્યારે જ સર્જકના ત્રીજા નેત્રની પ્રસાદી પ્રાપ્ત થાય. actual ને factual, real ને virtual, imaginary ને fantastic – આ બધાનો એક સંકુલ પ્રાપ્ત થાય.

પ્રાણજીવન મહેતાની રચનાઓમાંથી માનવી નિયતિ વિશેની એક પ્રતીતિનો, એક ઊંડી વેદનાનો સૂર સતત ગુંજી રહે છે. એનાં મૂળ આઘાત ને ઉપેક્ષામાં, વિચ્છિન્નતા ને અભાવમાં, એકલતા ને ખાલીપામાં રહેલાં જોઈ શકાય છે. 'સમુદ્રમંથન'માં એ કહે છે –

જળમાં જળ જનમજળ ઝંખે
અજળસજળ જળ જનમન ઝળાહળ
તળિયે તરંગ તરતા વહેતા
કાંઠે વિહંગરંગ વહેતા પેખી
પેસી પરપોટે પળવિપળ
નિજ કોરી કૂખ કદા ડંખે.

વેદનાને એ નર્મમર્મ, હાસઉપહાસ, વ્યંગકટાક્ષથી વિશિષ્ટ પુટ ચડાવે છે. 'ખાલી ખુરશીઓ'માં એ ઉત્સવની સામગ્રીને ખાલીપાની સામગ્રીમાં, ઉલ્લાસની સામગ્રીને વિષાદની સામગ્રીમાં, હાસ્યની સામગ્રીને કરુણની સામગ્રીમાં ફેરવી નાખે છે ને વસ્તુનાં પ્રમાણપરિમાણ અસ્તવ્યસ્ત કરી નાખે છે. 'હું / મારી વિશે [પિંડ/પિંડ સમેત]'માં કહે છે –

હાથમાં કણસતી કલમ રહી
કાગળમાં વણસતી વય વહી/રહી ગઈ
હું સમજું તો એટલું સમજું
પડતર જમીનને પોલાણ ના સંભવે
મિત્રો મારા, સંભવ ના હોય
શેકેલ દાણાને અંકુર ફૂટવાના.

આ કાવ્યમાં જ અન્તે કહે છે –

હું જ રથ / હું જ રહ્યો રથી
થાક્યો મારું / માટી વિશે કથી/વ્યથી
આ જ ઇતિ
આ જ માટી
રતિગતિમતિ ઇતિ-હાસ/હ્રાસ

ઉપહાસ ને વ્યંગનો પુટ પામીને વેદના બેધારી વેધકતા ધારણ કરે છે, શબલિત બને છે.

આ પુટ પરિપક્વ ને તેજસ્વી બને છે ભાષાના વિશિષ્ટ વિનિયોગથી. એને શબ્દરમત કહી શકાય, શબ્દલીલા પણ કહી શકાય. એ છે એમની આગવી ભ્રમણકક્ષા. આ રમત સાર્થક ને લક્ષ્યવેધી બને છે ત્યારે આપોઆપ લીલાને સ્વરૂપે પ્રગટ થાય છે. પ્રાણજીવન મહેતાની આ રમત વ્યાપક ને વિપુલ તો છે જ, નિરાળી પણ છે. એમાં શબ્દની પાછળ શબ્દ માત્ર અર્થના બળથી જ નથી આકર્ષાતો, બીજાં અનેક બળથી આકર્ષાય છે. એકસરખા વર્ણ, એકસરખા ધ્વનિ, એકસરખા અર્થના બળથી. એટલું જ નહીં, વિરોધી ધ્વનિ કે વિરોધી અર્થ, નકારવાચક પૂર્વગઉપસર્ગ કે શબ્દના દૃશ્ય આકારના બળથી પણ આકર્ષાય છે. એમાં પ્રાણજીવન મહેતાની આગવી ભ્રમણકક્ષા અંકાય છે. ક્યારેક થાય છે કે જેમ્સ 

જોય્સની જેમ એ એક શબ્દના અંશને બીજા શબ્દના અંશ સાથે જોડીને ચોંકાવી દે એવો શબ્દ બનાવે તો કેવું ! સેમ્યુઅલ બેકેટની જેમ એક જ શબ્દના જુદી જુદી ભાષામાં થતા જુદા જુદા અર્થને - punning across the languageને ખપમાં લે તો કેવું ! એમની આ રમતમાં નરી યદૃચ્છા, નર્યો અકસ્માત જ કારણભૂત નથી નીવડતાં, હેતુપૂર્વકની યોજના ને નિર્વ્યાજ હૈયાઉકલત પણ પ્રવૃત્ત થાય છે. જુદે જુદે સમયે લખેલાં કાવ્ય એમણે ગુચ્છમાં ગોઠવ્યાં છે એમાં એની અસરકારકતા પણ પુરવાર થાય છે. 'સમુદ્રમંથન'માં આવી જ યદૃચ્છા કે યોજનાને લીધે સમુદ્રનું જળ કેટકેટલાં રૂપે પ્રત્યક્ષ થાય છે – દીપ ને ભભૂત, વેદી ને કેદી, ઘૃત ને ઋત, પળ ને ગન્ધ એટલું જ નહીં કથા ને ભાષા ને અર્થ પણ. આમ જળથી જળાજળ ને છેક અજળ સુધી કવિની દૃષ્ટિ ફરી વળે છે –

રહે કદા અજળવત્ વ્યાપૃત

એમ કહીને કવિ અનાયાસ કહી દે છે –

જળને જળ રહે સંવેદી.

જળ જળ રહેતું નથી, સમુદ્ર સમુદ્ર રહેતો નથી. જળ, સમુદ્ર, કીડી, ઊંટ, વગેરે પ્રાણજીવન મહેતાની કવિતામાં અનેકાનેક અનુભૂતિના એક વિશાળ સંકુલની વ્યંજના નિષ્પન્ન કરી શકે પામે છે, એમાંથી એકદમ અકળ, તદ્દન અનનુભૂત એવાં તત્ત્વનાં, આદિજળના સંસ્કાર જાગે છે, પ્રતીક કે મિથની રચના તરફની ગતિ વરતાય છે –

સમુદ્રવશાત્
સમુદ્ર સમુદ્ર થયો.

સંજોગોવશાત્
સમુદ્ર સમુદ્ર કહેવાયો.

યથાવશાત્
સમુદ્ર
સમુદ્ર રહ્યો.

કથાવશાત્
સમુદ્ર
સમુદ્ર ન રહ્યો.

'દીકરા મ.ને / લાજુ જતાં' એ ગુચ્છમાં શોક ને ચિન્તન ઉત્કટ ઊર્મિથી એવાં રસાઈ જાય છે કે શોકપ્રશસ્તિ – elegy – કાઠું કાઢે છે, નિરાળું પરિમાણ દાખવે છે –

હું મૂક, મૂઢ, વાચાવિહીન અર્થશૂન્ય
તાકી રહું તને, મને, શૂન્યાવકાશને
મથું મારી વારતાપરી પેખવા પણે પણે

અને જોઉં તો
મ. દીકરા, તારી અક્ષકૂખમાં તરવરે ફરફરે.

કવિતા, નવલિકા ને એમ કરતાં કરતાં આ રમત નિબન્ધ, પ્રવાસવર્ણનમાં પ્રવૃત્ત થવા માંડી છે. 'સાંબેલા સંગ વાજે મુંબઈ અંગ'માં એનાં હૃદ્ય, ઉત્તેજક પરિણામ પ્રગટ થાય છે. મુંબઈ વિશેના નિબન્ધ વાંચતા લાગે છે કે એમને આ રમત હજીયે શક્યતાભરી લાગે છે, પોતાની બાની, વિશિષ્ટ ઇબારત હજીયે તાગવા જેવી લાગે છે એટલે એકદમ શિરીષ પંચાલની જેમ એમને પોરો ખાવાનું કહેવાનું મન થતું નથી. એવી આશા રહે છે કે શક્યતા તાગવાની પ્રક્રિયા એ પૂરી સાવધાનીથી પાર પાડશે, એને લઢણમાં, એકવિધતામાં સરી પડતાં અટકાવશે, એની unpredictability – અનનુભૂતનો સાક્ષાત્કાર કરાવવાની ક્ષમતા અળપાઈ નહીં જવા દે, ગુજરાતી ભાષાની ગુંજાયશ વધુ ને વધુ પ્રગટાવશે.

પ્રાણજીવન મહેતાનો પહેલો કાવ્યસંગ્રહ 'કાનોમાતર' ૧૯૭૯માં પ્રગટ થયો હતો. એના પ્રત્યે બહુ ઓછાએ ધ્યાન આપ્યું હતું. એ વર્ષોમાં બીજાની બોલબોલા હતી એટલે ? પ્રકાશનમાં ઉતાવળ ને અણસમજ થઈ હશે એટલે ? કોણ જાણે ! ગુજરાતી સાહિત્યની કેટલીક કૃતિઓને શકવર્તી કહીને બિરદાવવામાં આવી હતી છતાં એ જન્મતાં જ મરેલી – stillborn – પુરવાર થઈ હતી એનો હું સાક્ષી છું. સાધારણ કૃતિ પર વારી જાય ને વારી જવા જેવી કૃતિનો કે કર્તાનો અઢી અઢી હજાર પાનાંમાંયે પ્રશંસા કે નિન્દા, પૂરતો ઉલ્લેખ પણ ન કરે, એના નામનો ઉચ્ચાર કરવામાંયે અનિષ્ટ સમજે, 'ત્રાહિ મામ્', 'ત્રાહિ મામ્' પોકારે એવા મરજાદી મહાબ્રાહ્મણો મેં જોયા છે. એટલે શકવર્તી શબ્દનો ઉપયોગ કરતાં હું ખંચકાઉં છું. પ્રાણજીવન મહેતાની રચનાઓને શકવર્તી કહેવાની જરૂર પણ નથી. એ શકવર્તી છે કે નહીં એ તો હવે જાણીમાણીને નક્કી કરવાનું છે. એટલે હું સહુ કોઈને પહેલાં તો ચીવટથી, બારીકાઈથી, રસિકતાથી એને શરણે જવાનું સૂચન કરું છું.

નીલ સમુદ્રને
માણસ ગટગટાવી ગયો
એક ઘૂંટમાં
રાતા સમુદ્રને
પછી સૂર્યે સળગાવ્યો,

ભૂરો સમુદ્ર
મારામાં
ભળી ગયો,

અન્તે
શ્વેત સમુદ્રને
રણ ભરખી ગયું.

– પ્રાણજીવન મહેતાની આવી અનેક રચનાઓમાં એટલી તાજગી, એટલી ઉત્કટતા છે. આપણને એકસાથે મુગ્ધ ને સ્તબ્ધ, ક્ષુબ્ધ ને વિક્ષુબ્ધ કરી દે એટલી શક્તિ છે. એ શક્તિને ઝીલવાનું, પારખવાનું, માણવાનું સાહસ વ્યર્થ નહીં નીવડે એની હું ખાતરી આપું છું.

'પ્રા.કૃત' ને 'પ્રા.વચન' એ બે કાવ્યસંગ્રહ ને 'પ્ર.પંચતંત્ર' – નીતિકથાનો સંગ્રહ આ ત્રણ પુસ્તકોના પ્રકાશન નિમિત્તે ૮-૯-૨૦૦૨ ને રવિવારે, યોજાયેલા 'પ્રાણજીવન મહેતા પૃથ્વી પર' એ કાર્યક્રમમાં રજૂ કરેલું વક્તવ્ય. કાવ્યનાં દૃષ્ટાન્ત 'પ્રા.કૃત'માંથી આપ્યાં છે.



## ગુજરાતી સાહિત્ય પરિષદ

આશ્રમ માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૯

તરફથી

**બે જાહેર વિનંતિ**

૧. પરિષદના રા.વિ.પાઠક સભાગૃહ પ્રેક્ષાગૃહ ને રંગમંચને અસરકારક બનાવવાના આશયથી ઑક્ટોબર-નવેમ્બર ૨૦૦૨થી 'શબ્દરંગ' નામે ૨૫૦ સહૃદય ભાવકોનું મંડળ સ્થપાશે. આ મંડળ વાચિક આંગિક અભિનય, સંગીત, નૃત્ય તેમ જ ફિલ્મવીડિયો જેવાં માધ્યમોને સાંકળીને શબ્દ ને અર્થ એ બંનેની વ્યાપક સંભાવનાનો તાગ કાઢી શકે એવા કાર્યક્રમો સાહિત્ય તેમ જ કલાના રસિકોના સહયોગથી પાર પાડશે.

વાર્ષિક સભ્યપદ : રૂ.૫૦૦/- એક જ પરિવારના બે લોકો માટે સંયુક્ત સભ્યપદ રૂ.૭૦૦/- સભ્યપદ મેળવવા ટૂંકા બાયોડેટા સાથે સંયોજક દૃશ્યશ્રાવ્ય કેન્દ્રને પરિષદને સરનામે પત્ર લખવો.

૨. બ્રિટનની ગુજરાતી લિટરરી એકેડેમીએ ૨૫ વર્ષ પૂરાં કર્યાં છે. સંમેલન, સેમિનાર, તાલીમવ્યવસ્થા, ભાષાશિક્ષણ, પાઠ્યપુસ્તકો તેમ જ અનુક્રમિક પરીક્ષાનાં કાર્ય એકેડેમીએ સતત કર્યાં છે; હવે લંડનના ઉપનગર વેમ્બલીમાં £ ૩,૬૦,૦૦૦ની કિંમતનું મકાન ખરીદવાની તૈયારી કરી છે ને ભંડોળ માટે ટહેલ નાખી છે. પરિષદ યથાશક્તિ ફાળો આપીને પ્રારંભ કરવાની છે. આ ઉપરાંત રાજેન્દ્ર શાહ સાથે મળીને કુલ ૨૦ જાણીતા સાહિત્યકારોએ પરિષદ વતી ગુજરાતી પ્રજાને ઉદારતાથી સાથ આપવાની હૃદયથી અપીલ કરી છે.

ફાળો 'ગુજરાતી સાહિત્ય પરિષદ A/C ગુજરાતી લિટરરી એકેડેમી, યુ.કે. મકાનભંડોળ' એ નામે ચેક કે ડી.ડી.થી મોકલવો.



## શિરીષ પંચાલ

•

### અને છેલ્લે

ગુજરાતી વિવેચનની અને સાથે સાથે ભારતની અન્ય ભાષાઓના સાહિત્યવિવેચનની એક મર્યાદા તો સ્પષ્ટ છે જ. આપણી ભાષાઓનાં સાહિત્યવિવેચન વચ્ચે આદાનપ્રદાનનો લગભગ અભાવ પ્રવર્તે છે. જો એકબીજાના સર્જનને જાણીને ચેતનાની ક્ષિતિજો વિસ્તારવાની ઇચ્છા પણ થતી ન હોય તો વિવેચનની વાત જ ક્યાં કરવી ? વળી અન્ય વિદ્યાશાખાના વિદ્વાનો, થોડા રડ્યાખડ્યા અપવાદોને બાદ કરતાં, સાહિત્યના, કળાના પરિચયમાં આવતા નથી. એને પરિણામે એમની વિદ્યાશાખાઓમાં થઈ રહેલી ગતિવિધિઓનો લાભ સાહિત્યવિચારને – કળાવિચારને મળી શકતો નથી, પરિણામે વિવેચન ગતાનુગતિકતામાં સરી પડે છે. આ બધી ઊણપો તરફ અગાઉ કહેવાઈ ગયું હોવા છતાં વારે વારે કહેવાનું મન થાય છે. અત્યારે આંખો સામે પડેલા ‘ધ નોર્ટન એન્થોલોજી ઑફ થિયરી એન્ડ ક્રિટીસીઝમ’ ગ્રંથે હૃદયને આનંદ-ઉમંગથી એકાએક છલકાવી દીધું અને સાથે સાથે વિષાદયોગ પણ જાગ્યો. ગુજરાતી-ભારતીય વિવેચનની મર્યાદા તરત જ સાલવા લાગી. જ્યોર્જિઆઝ(ઈ.સ.પૂ.૪૮૩-૩૭૬)થી માંડીને સ્ટુઆર્ટ મોલથ્રોપ(૧૯૫૭) સુધીના લગભગ ૧૪૦ જેટલા વિદ્વાનોના એક કરતાં વધારે લેખોને આવરી લેતા આ સંપાદને અત્યાર સુધીનાં બધાં જ સંપાદનોમાં એક વિશિષ્ટ ભાત પાડી છે. એક અનુક્રમણિકા લેખકોની સાલવારી પ્રમાણે અને બીજી અનુક્રમણિકા વિષયવાર(દા.ત.સાંસ્કૃતિક વિવેચન, વિઘટન અને અનુસંરચનાવાદ વગેરે) ગોઠવી છે. છ વિભાગ પાડીને ગ્રંથના અંતે સેંકડો ગ્રંથોને આવરી લેતી વ્યાપક ગ્રંથસૂચિ આપી છે, એ ગ્રંથસૂચિમાંય વિભાગો પાડેલા છે, દા.ત.માર્ક્સવાદ. આ વાદની થોડી સ્પષ્ટતા કર્યા પછી એમાં થયેલી કામગીરીની નોંધ લઈને સંદર્ભયાદી આપી છે.

એ વાત સાચી કે અહીં યુરોપને મહત્ત્વ આપવામાં આવ્યું છે, એટલું જ નહિ – પરંપરાગત સાહિત્યવિચાર કરતાં આધુનિક સાહિત્યવિચારને – અનુઆધુનિકને વધુ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, વળી એક જમાનામાં સાહિત્યના ઇતિહાસના અંગ તરીકે વિવેચનની ગણના થતી હતી – પરંતુ સાંપ્રત સમયમાં સાહિત્યનો ઇતિહાસ વિવેચનના ઇતિહાસનો ભાગ બની ગયું છે. એ ઉપરાંત ઘણા બધાને એમ પણ લાગવાનો સંભવ છે કે સર્જનાત્મકતા કરતાં વિવચેનસિદ્ધાંતોનું વિશેષ ગૌરવ કરવામાં આવે છે. બીજા શબ્દોમાં આ આખોય પ્રકલ્પ સિદ્ધાંતનિષ્ઠ છે, અહીં સાહિત્ય કૃતિ કે કૃતિઓમાંથી ઊભી થતી સાહિત્ય વિશેની સૂઝને મહત્ત્વ આપવામાં આવ્યું નથી. આમ છતાં સાહિત્યવિચારણાને નિમિત્તે એક બહુકેન્દ્રી અભિગમ આપણી સામે મૂકવામાં આવ્યો છે, અહીં આપણને અપરિચિત એવું વિચારજગત પણ મળી આવશે – જેથી યુરોપના સાંપ્રત વિચારજગતનો પણ આપણને પરિચય થાય. બીજી બાજુએ અહીં કોઈ એક વિચારધારાના પ્રચારને બદલે પરસ્પરવિરુદ્ધ વિચારણાઓને સામેલ કરવામાં આવી છે. આમ તો એમ.એચ.અબ્રામ્સના 'મીરર એન્ડ લેમ્પ'ના સમયથી ચાલી આવેલી પરંપરા – સર્જક, કૃતિ, ભાવક અને કૃતિગતવિશ્વ-ના સંદર્ભે જુદી જુદી વિચારધારાઓનો અહીં અમુક અંશે તો સ્વીકાર છે જ, પરંતુ આધુનિતાવાદ પછી કેટલુંક બદલાયું છે, વિવિધ સાંસ્કૃતિક અભિગમોના સન્દર્ભમાં જ્યારે સાહિત્યનો વિચાર કરવામાં આવ્યો ત્યારે કેટલુંક જગત બહાર રહી ગયું હોય એમ લાગ્યું. એટલે સંપાદકોએ કેટલાંક નવાં ક્ષેત્રોને અહીં આવરી લીધાં છે; સાથે સાથે અહીં જમાનાઓથી ચાલી આવેલા પ્રશ્નોને વિસારે પાડ્યા નથી – પણ નવા સંદર્ભમાં એમનો વિચાર કરી શકાય એ માટેનો એક સંદર્ભ ઊભો કરવામાં આવ્યો છે.

આમેય નવી વિચારધારા પ્રમાણે હવે કૃતિને સર્જકની વૈયક્તિક સરજત માનવામાં આવતી નથી, એ એક સામાજિક-સાંસ્કૃતિક સરજત છે, અને એ ભૂમિકા પર જઈને એને નવેસરથી ઉકેલવી જોઈએ, એવા આગ્રહ, હઠાગ્રહ થવા માંડ્યા છે.

અહીં આ ગ્રંથની અન્ય વિગતોમાં ઊતરવાને અવકાશ નથી, પણ આટલી બધી બહુકેન્દ્રી ભૂમિકાએ(સાંસ્કૃતિક અભ્યાસ, વિઘટનવાદ-અનુસંરચનાવાદ, નારીવાદ, રૂપરચનાવાદ, ગે એન્ડ લેસ્બિયન દૃષ્ટિકોણ, માર્ક્સવાદ, નવઇતિહાસવાદ, ફિનોમિનોલોજી અને હર્મેન્યૂટિક્સ, અનુસંસ્થાનવાદી વિચારણા, મનોવિશ્લેષણ, નૃવંશશાસ્ત્રીય અભિગમ, ભાવક-પ્રતિભાવ આધારિત વિચાર, સંકેતવિજ્ઞાન, સ્વરૂપવાદી અભિગમ, લોકપ્રિય સંસ્કૃતિ, પ્રશિષ્ટતાવાદ, પુનરુત્થાન કાળ, રંગદર્શિતાવાદ, સૌન્દર્યશાસ્ત્ર વગેરે) એક ગ્રંથમાં અધિકારી વિદ્વાનો જવલ્લે જ ભેગા થતા હોય છે. એ રીતે પણ ગ્રંથ જોવા જેવો – વસાવવા જેવો છે. એ વિશે વિગતવાર ચર્ચા ફરી ક્યારેક.

સંપાદન : વિન્સેન્ટ લેઇચ, વિલિયમ કેઇન, લૌરી ફિન્કે, બાર્બરા જ્હૉન મેક્ગોવન, જેફ્રી વિલિયમ્સ; ૨૦૦૧, ડબલ્યુ.ડબલ્યુ નોર્ટન ઍન્ડ કંપની લિ; ન્યૂયોર્ક-લંડન, પૃષ્ઠ સંખ્યા ૨૬૨૪; મૂલ્ય આશરે રૂ.૯૦૦/-

# વીસમી સદીનું ગુજરાત



સંપાદન

શિરીષ પંચાલ • બકુલ ટેલર • જયદેવ શુક્લ

વીસમી સદીમાંથી એકવીસમી સદીમાં આપણો પ્રવેશ ઘણી બધી રીતે સૂચક છે. આ માત્ર એક સદીમાંથી બીજી સદીમાં જવાની વાત નથી, પણ બે હજાર વર્ષના એક સંસ્કૃતિચક્રમાંથી બીજા સંસ્કૃતિચક્રમાં જવાની વાત છે. આ નૂતન પ્રવેશની ઐતિહાસિક ક્ષણોમાં ગુજરાતની પ્રજા સમક્ષ અમે 'વીસમી સદીનું ગુજરાત' ગ્રંથ ધરતાં આનંદ અનુભવીએ છીએ.

આ પ્રકારનો ગ્રંથ એક રીતે જોવા જઈએ તો મહત્ત્વાકાંક્ષી ગ્રંથ છે. અહીં વીસમી સદીના ગુજરાતનાં વિવિધ પાસાં વિશે અધિકારી વિદ્વાનો પાસેથી ખાસ આ ગ્રંથ માટે જ લેખો તૈયાર કરાવ્યા છે. આ ગ્રંથમાં ઘનશ્યામ શાહ(સમાજજીવન), સોનલ શુક્લ(સ્ત્રીના પ્રશ્નો), અચ્યુત યાજ્ઞિક(દલિતપીડિતોની સમસ્યાઓ), હિંમત ઝવેરી(એકવીસમી સદીના સંદર્ભે આપણો સમાજ), રમેશ શાહ(અર્થકારણ), રાજુ પુરોહિત(ટેકનોલોજી), સુરેન્દ્ર પંડ્યા-યજ્ઞેશ દવે(પર્યાવરણ), નગીનદાસ સંઘવી(રાજકારણ), ડંકેશ ઓઝા(શિક્ષણ), હર્ષદ કાપડિયા-વીરચંદ ધરમશી(બદલાતી જીવનશૈલી), શિરીષ પંચાલ(સાહિત્ય), સનત્ ભટ્ટ(શાસ્ત્રીય સંગીત), તુષાર શુક્લ(સુગમ સંગીત), વિશ્વાસ સોનવણે(પુરાતત્ત્વ), ગુલામમોહમ્મદ શેખ(દૃશ્યકળા), મિકી દેસાઈ(સ્થાપત્ય), બકુલ ટેલર(રંગભૂમિ, સિનેમા), માલતી પરીખ(નૃત્ય), ભગવતીકુમાર શર્મા(પત્રકારત્વ)-ના લેખો સમાવાયા છે.

આ ગ્રંથનું અનેકરંગી મુખપૃષ્ઠ જાણીતા કળાકાર જ્યોતિ ભટ્ટે તૈયાર કર્યું છે.

ડબલ ક્રાઉન સાઇઝનાં લગભગ ૪૦૦ પૃષ્ઠોનો આ ગ્રંથ અમેરિકન બાંધણીમાં પ્રગટ થશે, જેમાં ૧૦૦થી વધુ તસવીરો, ચિત્રો, રેખાંકનોને સમાવાયાં છે.

દીપાવલીના દિવસોમાં પ્રસિદ્ધ થનારા આ ગ્રંથની કિંમત રૂ.૪૦૦/- રહેશે. ડિસેમ્બર ૨૦૦૨ના અંત સુધીમાં નામ નોંધાવનારાઓને આ ગ્રંથ માત્ર રૂપિયા ૩૨૫/- (રવાનગી ખર્ચ સહિત)માં આપી શકીશું.

અમારા આ વિદ્યાકાર્યમાં આપનો ઉષ્માપૂર્ણ અને ઉદાર સહયોગ મળશે એવી આશા.

સંપર્ક

•

**સંવાદ પ્રકાશન**

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી જૂના પાદરા રોડ વડોદરા-૩૯૦ ૦૦૭

ફોન : ૦૨૬૫-૩૧ ૨૭ ૪૭

અનુક્રમ



•


પ્રકાશન તારીખ : ૫-૧૦-૨૦૦૨

# એતદ્

અંક : ૪ ઓક્ટોબર-ડિસેમ્બર ૨૦૦૧

સંપાદકો :
રસિક શાહ   જયંત પારેખ   શિરીષ પંચાલ



ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક : સુરેશ જોષી
એતદ્ : ૧૫૨
વર્ષ : ૨૨ અંક : ૪ ઑક્ટોબર-ડિસેમ્બર ૨૦૦૧

વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- ($ 5) / (£ 35)
આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- ($ 50) / (£ 35)
શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- ($ 100) / (£ 70)
(રકમ 'ETAD'ને નામે જયંત પારેખને સરનામે જ ચેકડેથી, મનીઑર્ડરથી કે ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણાય છે.)

લવાજમ ભરવાનું એક માત્ર સ્થળ

જયંત પારેખ
૮/ વિક્રમ જ્યોતિ (ટેલિકોમ ફેક્ટરી સામે)
વી.એન. પૂરવ માર્ગ
મુંબઈ-૪૦૦ ૦૮૮

સમ્પાદન, વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહાર જયંત પારેખને સરનામે જ કરવા

લેસર ટાઇપસેટીંગ
યુયુત્સુ પંચાલ, વડોદરા. ફોન. ૨૩૧ ૨૭ ૪૭

મુદ્રણસ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

સેમ્યુઅલ બેકેટનું નાટક 'એન્ડગેઇમ'

# શેષપર્વ

•

અનુવાદ : જયંત પારેખ

પાત્રો

હેમ [Hamm] ક્લોવ [Clov] નેગ [Nagg] નેલ [Nell]



સેમ્યુઅલ બેકેટ

અનુવાદ : જયંત પારેખ

•

**એન્ડગેઈમ**

[સજાવટ વિનાનો રૂમ.

ભૂખરો પ્રકાશ.

જમણી ને ડાબી બાજુ પાછળ, એકદમ ઊંચે, પડદા બંધ કરેલી બે નાની બારી. જમણી બાજુ પાછળ, બારણું. બારણા નજીક ભીંત તરફ ફેરવીને લટકાવેલું ચિત્ર.

ડાબી બાજુ આગળ, એકબીજાની અડોઅડ, જૂની ચાદરથી ઢાંકેલી બે કચરાપેટી. કેન્દ્રમાં, નાનાં પૈડાંની આરામખુરશીમાં જૂની ચાદર ઢાંકેલો હેમ. બારણા પાસે, હેમને સ્થિર આંખે જોતો નિશ્ચલ ક્લોવ. પળવાર બધું ચિત્રવત્.

ક્લોવ જાય છે ને ડાબી બારી નીચે ઊભો રહે છે. અક્કડ, ખોડંગાતી ચાલ. એ ઊંચે ડાબી બારી સામે જુએ છે. એ ફરે છે ને જમણી બારી સામે જુએ છે. એ જાય છે ને જમણી બારી નીચે ઊભો રહે છે. એ ઊંચે જમણી બારી સામે જુએ છે. એ ફરે છે ને ડાબી બારી સામે જુએ છે. એ બહાર જાય છે, તરત એક નાની સીડી ઊંચકીને અંદર આવે છે, એને સામે લઈ જાય છે ને ડાબી બારી નીચે ગોઠવે છે, એની ઉપર ચડે છે, પડદો ઉઘાડે છે. એ નીચે ઊતરે છે, જમણી બારી તરફ (દાખલા તરીકે) છ પગલાં ભરે છે, સીડી લેવા પાછો વળે છે, એને ઊંચકીને સામે લઈ જાય છે ને જમણી બારી નીચે ગોઠવે છે, એની ઉપર ચડે છે, પડદો ઉઘાડે છે. એ નીચે ઊતરે છે, ડાબી બારી તરફ ત્રણ પગલાં ભરે છે, સીડી લેવા પાછો વળે છે, એને ઊંચકીને સામે લઈ જાય છે ને ડાબી બારી નીચે ગોઠવે છે,

એની ઉપર ચડે છે, બારી બહાર જુએ છે. ક્ષણિક હાસ્ય. એ નીચે ઊતરે છે, જમણી બારી તરફ એક પગલું ભરે છે, સીડી લેવા પાછો વળે છે, એને ઊંચકીને સામે લઈ જાય છે ને જમણી બારી નીચે ગોઠવે છે, એની ઉપર ચડે છે, બારી બહાર જુએ છે. ક્ષણિક હાસ્ય. એ નીચે ઊતરે છે, સીડી ઊંચકીને કચરાપેટી તરફ જાય છે, અટકે છે, ફરે છે, સીડી પાછી લઈ જાય છે ને જમણી બારી નીચે ગોઠવે છે, કચરાપેટી પાસે જાય છે, બંનેને ઢાંકેલી ચાદર દૂર કરે છે, એના હાથમાં સંકેલી લે છે. એ એક ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે ને એની અંદર જુએ છે. ક્ષણિક હાસ્ય. એ ઢાંકણું બંધ કરે છે. એ બીજી પેટીનું ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે ને એની અંદર જુએ છે. ક્ષણિક હાસ્ય. એ ઢાંકણું બંધ કરે છે. એ હેમ પાસે જાય છે, એને ઢાંકેલી ચાદર દૂર કરે છે, એના હાથમાં સંકેલી લે છે. માથે અક્કડ તૉક, ચહેરા પર લોહીના ડાઘવાળો મોટો રૂમાલ, ગળે લટકતી વ્હિસલ, ગોઠણ પર ધાબળો, પગમાં જાડાં મોજાં સાથે ડ્રેસિંગ ગાઉનમાં જ હેમ ઊંઘી ગયો જણાય છે. ક્લોવ એને પગથી માથા સુધી જુએ છે. ક્ષણિક હાસ્ય. એ બારણા પાસે જાય છે, અટકે છે, પ્રેક્ષકગૃહ તરફ ફરે છે.]

ક્લોવ : (અનિમેષ નજરે, એકધારા સ્વરે) ખતમ, એ ખતમ થઈ છે, એ લગભગ ખતમ થઈ છે, એ લગભગ ખતમ થવી જ જોઈએ. (વિરામ.) કણ પર કણ, એક પછી એક, ને એક દિવસ અચાનક એક ઢગલો થાય છે, નાનો સરખો ઢગલો, અશક્ય ઢગલો. (વિરામ.) મને ક્યારેય સજા નહીં થઈ શકે. (વિરામ.) હવે હું મારા રસોડામાં જાઉં, દસ ફૂટ બાય દસ ફૂટ બાય દસ ફૂટ. ને એ મને વ્હિસલ મારે એની રાહ જોઉં. (વિરામ.) મજાનાં માપ, મજાનાં પ્રમાણ. હું ટેબલ પર નીચો નમું ને ભીંત સામે જોઉં ને એ મને વ્હિસલ મારે એની રાહ જોઉં.

[એ પળ વાર નિશ્ચલ ઊભો રહે છે, પછી બહાર જાય છે. એ તરત અંદર આવે છે, જમણી બારી પાસે જાય છે, સીડી ઊંચકે છે ને એને બહાર લઈ જાય છે. (વિરામ.) હેમ સળવળે છે. એ રૂમાલ ઢાંકેલો રહેવા દઈ બગાસું ખાય છે. એ એના ચહેરા પરથી રૂમાલ દૂર કરે છે. ખૂબ લાલ ચહેરો. કાળાં ચશ્માં.]

હેમ : હવે મારે – (એ બગાસું ખાય છે.) – રમવાનું. (એ રૂમાલ પહોળો કરીને એની સામે ધરે છે.) ચુસ્ત જોડીદાર ! (એ એનાં ચશ્માં ઉતારે છે; એની આંખો, એનો ચહેરો, એનાં ચશ્માં લૂછે છે. ચશ્માં પાછા પહેરે છે, રૂમાલ સંકેલે છે. ને એને એના ડ્રેસિંગ ગાઉનના ઉપરના ખીસામાં કુશળતાથી ગોઠવે છે. એ એનું ગળું ખોંખારે છે, એની આંગળીનાં ટેરવાં ભેગાં કરે છે.) મારી દુર્દશા કરતાંયે વધારે ભવ્ય– (એ બગાસું ખાય છે.) – દુર્દશા હોઈ શકે ખરી ? કદાચ. પહેલાંના સમયમાં. પણ અત્યારે ? (વિરામ.) મારા બાપુની ? (વિરામ.) મારી બાની ? (વિરામ.) મારા... કૂતરાની ? (વિરામ.) અરે, હું માનવા તૈયાર છું કે આવાં પ્રાણી જેટલી યાતના સહન કરી શકે છે એટલી એ બધાં સહન કરે છે. પણ એનો અર્થ એ થાય

કે એમની યાતના મારી યાતનાની બરોબરી કરે છે ? કદાચ. (વિરામ.) ના, બધું જ સ્વયં – (એ બગાસું ખાય છે) – સંપૂર્ણ છે. (ગર્વથી) માણસ જેટલો વધારે મોટો હોય છે એટલો જ વધારે ભર્યો ભર્યો હોય છે. (વિરામ. ગમગીનીથી) ને એટલો જ વધારે ખાલી ખાલી હોય છે. (એ સૂંઘે છે.) ક્લોવ ! (વિરામ.)ના, એકલો. (વિરામ.) કેવાં સ્વપ્ન ! કેવાં જંગલ ! (વિરામ.) બસ હવે, એનો અંત આવે, આશરામાંય અંત આવે એ સમય થઈ ગયો છે. (વિરામ.) ને છતાં હું અચકાઉં છું, હું અંત... અંત લાવતાં અચકાઉં છું. હા, એ જ મુશ્કેલી છે, એનો અંત આવે એ સમય થઇ ગયો છે ને છતાં હું અંત – (એ બગાસું ખાય છે.) – અંત લાવતાં અચકાઉં છું. (એ બગાસું ખાય છે.) અરે ભગવાન, હું થાકી ગયો છું. મને પથારીમાં જ જંપ વળશે. (એ વ્હિસલ મારે છે. ક્લોવ તરત અંદર આવે છે. એ ખુરશીની બાજુમાં અટકે છે.) તું હવા બગાડે છે. (વિરામ.) મને તૈયાર કર. હું સૂઈ જાઉં છું.

ક્લોવ : મેં તમને હમણાં તો ઉઠાડ્યા છે.

હેમ : તે એનું શું ?

ક્લોવ : પાંચ પાંચ મિનિટે હું તમને ઉઠાડવાનું ને સુવડાવવાનું ન કરી શકું. મારે ઘણું કરવાનું છે.
(વિરામ.)

હેમ : તેં ક્યારેય મારી આંખો જોઈ હતી ?

ક્લોવ : ના.

હેમ : હું ઊંઘતો હતો ત્યારે મારાં ચશ્માં ઉતારવાની ને મારી આંખો જોવાની જિજ્ઞાસા તને ક્યારેય થઈ નહોતી ?

ક્લોવ : પોપચાં ઊંચાં કરીને ?

હેમ : આ એકાદ દિવસમાં હું તને એ દેખાડીશ. (વિરામ.) એમ જણાય છે કે એ સાવ સફેદ પડી ગઈ છે. (વિરામ.) કેટલા વાગ્યા છે ?

ક્લોવ : હંમેશના જેટલા.

હેમ : (જમણી બારી તરફ ઇશારો.) તેં જોયું છે ?

ક્લોવ : હા.

હેમ : શું ?

ક્લોવ : શૂન્ય.

હેમ : વરસાદ આવવો જોઈએ.

ક્લોવ : વરસાદ નહીં આવે.
(વિરામ.)

હેમ : એ સિવાય તને કેમ લાગે છે ?

ક્લોવ : હું ફરિયાદ નથી કરતો.

હેમ : તને કુદરતી લાગે છે ?

ક્લોવ : (તરત ચિડાઈ જતાં) હું તમને કહું છું હું ફરિયાદ નથી કરતો.

હેમ : મને જરા કુદરત વિરુદ્ધનું લાગે છે. (વિરામ.) ક્લોવ !

ક્લોવ : જી.

હેમ : તને બહુ તો નથી થયું ને ?

ક્લોવ : હા. (વિરામ.) શાનું ?

હેમ : આ... આ... નું.

ક્લોવ : મને હંમેશાં થયું છે. (વિરામ.) તમને ?

હેમ : (ગમગીનીથી.) તો એને બદલવાનું કોઈ કારણ નથી ?

ક્લોવ : એનો અંત આવે. (વિરામ.) આખી જિંદગી સુધી એના એ જ સવાલ, એના એ જ જવાબ.

હેમ : મને તૈયાર કર. (ક્લોવ હાલતો નથી.) જા, ચાદર લઈ આવ. (ક્લોવ હાલતો નથી.) ક્લોવ !

ક્લોવ : જી.

હેમ : હું તને જરાય વધારે ખાવાનું નહીં આપું.

ક્લોવ : તો આપણે મરી જઈશું.

હેમ : હું તને મરી જતાં અટકાવે એટલું જ ખાવાનું આપીશ. તું આખો વખત ભૂખ્યો જ રહીશ.

ક્લોવ : તો આપણે નહીં મરી જઈએ. (વિરામ.) હું જાઉં ને ચાદર લઈ આવું. (એ બારણા તરફ જાય છે.)

હેમ : ના. (ક્લોવ અટકે છે.) હું તને રોજનું એક બિસ્કીટ આપીશ. (વિરામ.) દોઢ. (વિરામ.) તું મારી સાથે શા માટે રહે છે ?

ક્લોવ : તમે મને શા માટે રાખો છો ?

હેમ : બીજું કોઈ જ નથી.

ક્લોવ : બીજે ક્યાંય જ નથી.
(વિરામ.)

હેમ : તેમ છતાં તું મને મૂકીને જાય છે.

ક્લોવ : હું કોશિશ કરું છું.

હેમ : તું મને ચાહતો નથી.

ક્લોવ : ના.

હેમ : એક વેળા તું મને ચાહતો હતો.

ક્લોવ : એક વેળા !

હેમ : મેં તને બેહદ દુઃખ નથી દીધું ?

ક્લોવ : હા.

હેમ : (નિરાંત થતાં) હાશ, તારે લીધે મને ફાળ પડી હતી. (વિરામ. ભાવહીનતાથી) મને ક્ષમા કર. (વિરામ. વધારે મોટેથી) મેં કહ્યું, મને ક્ષમા કર.

ક્લોવ : મેં એ સાંભળ્યું. (વિરામ.) તમને લોહી નીકળ્યું છે ?

હેમ : ઓછું. (વિરામ.) મારા પેઇનકિલરનો સમય નથી થયો ?

ક્લોવ : ના.

(વિરામ.)

હેમ : તારી આંખો કેમ છે ?

ક્લોવ : ખરાબ.

હેમ : તારા પગ કેમ છે ?

ક્લોવ : ખરાબ.

હેમ : પણ તું ખસી શકે છે.

ક્લોવ : હા.

હેમ : (ઝનૂનથી.) તો ખસ ! (ક્લોવ પાછળની ભીંત પાસે જાય છે, એના કપાળ ને હાથથી એના પર નમે છે.) તું ક્યાં છે ?

ક્લોવ : અહીંયાં.

હેમ : પાછો આવ. (ક્લોવ ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જાય છે.) તું ક્યાં છે ?

ક્લોવ : અહીંયાં.

હેમ : તું શા માટે મને નથી મારી નાખતો ?

ક્લોવ : મને કોઠારના તાળાનો નંબર ખબર નથી.

(વિરામ.)

હેમ : જા, બાઇસિકલનાં બે પૈડાં લઈ આવ.

ક્લોવ : બાઇસિકલનું એકેય પૈડું નથી.

હેમ : તારી બાઇસિકલનું તેં શું કર્યું છે ?

ક્લોવ : મારી પાસે ક્યારેય બાઇસિકલ નહોતી.

હેમ : એ અશક્ય છે.

ક્લોવ : જ્યારે હજી બાઇસિકલો હતી ત્યારે એક લેવા માટે હું રડ્યો હતો. હું તમારા પગમાં આળોટ્યો હતો. તમે મને કહ્યું હતું કે જહન્નમમાં જા. હવે એકેય નથી.

હેમ : ને તારા રોન ? જ્યારે તું મારા આશ્રિતોની તપાસ કરવા જતો ત્યારે. હંમેશાં પગે ચાલીને ?

ક્લોવ : ક્યારેક ઘોડા પર. (એક પેટીનું ઢાંકણું ઊંચું થાય છે ને નેગના હાથ ધાર પકડતા દેખાય છે... પછી એનું માથું બહાર આવે છે. નાઇટકેપ. ખૂબ સફેદ ચહેરો. નેગ બગાસું ખાય છે, પછી સાંભળે છે.) હું તમને મૂકીને જાઉં, મારે ઘણું કરવાનું છે.

હેમ : તારા રસોડામાં ?

ક્લોવ : હા.

હેમ : અહીંયાંની બહાર મૃત્યુ છે. (વિરામ.) બહુ સારુ, જા ભાગ. (ક્લોવ બહાર જાય છે. વિરામ.) આપણે ગતિ કરીએ છીએ.

નેગ : મારું બાઉલું !

હેમ : હતભાગી પૂર્વજ !

નેગ : મારું બાઉલું !

હેમ : આ ઘરઘૂસિયાં ઘરડાં ! જરાય શરમ નથી રહી ! ઠાંસ, ઠાંસ ને ઠાંસ, એમને એક એ જ સૂઝે છે. (એ વ્હિસલ મારે છે. ક્લોવ અંદર આવે છે. એ ખુરશીની બાજુમાં અટકે છે.) કેમ ! મેં વિચાર્યું કે તું મને મૂકીને જાય છે.

ક્લોવ : અરે, હમણાં ને હમણાં નહીં, હમણાં ને હમણાં નહીં.

નેગ : મારું બાઉલું !

હેમ : એમને એમનું બાઉલું આપ !

ક્લોવ : એકેય બાઉલું નથી.

હેમ : (નૅગને) તમે એ સાંભળો છો ? એકેય બાઉલું નથી. તમને ક્યારેય બાઉલું નહીં મળે.

નેગ : મને મારું બાઉલું જોઈએ છે !

હેમ : એમને એક બિસ્કીટ આપ. (ક્લોવ બહાર જાય છે.) દુષ્ટ વ્યભિચારી ! તમારા ટાંટિયા કેમ છે ?

નેગ : મારા ટાંટિયાની ચિંતા રહેવા દે.
(ક્લોવ બિસ્કીટ લઈને અંદર આવે છે.)

ક્લોવ : હું પાછો આવ્યો છું, બિસ્કીટ લઈને.
(એ નેગને બિસ્કીટ આપે છે. નેગ એને આંગળીઓથી અડે છે, એને સૂંઘે છે.)

નેગ : (ખિન્નતાથી) એ શું છે ?

ક્લોવ : સ્પ્રાટ્સ મીડિયમ.

નેગ : (ખિન્નતાથી) એ કઠણ છે ! મને નહીં ફાવે !

હેમ : એમને પૂરી દે.
(ક્લોવ નેગને પાછો ધકેલી દે છે, ઢાંકણું બંધ કરે છે.)

ક્લોવ : (ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જતાં) ઉંમરને ભાન હોય તો કેવું !

હેમ : એમની ઉપર બેસ !

ક્લોવ : હું બેસી શકતો નથી.

હેમ : સાચું. ને હું ઊભો થઈ શકતો નથી.

ક્લોવ : એ તો એવું છે.

હેમ : માણસે માણસે ખાસિયત નિરાળી. (વિરામ.) એકેય ફોન નથી ? (વિરામ.) આપણે હસવાનું નથી ?

ક્લોવ : (વિચાર કર્યા પછી) મને એવું લાગતું નથી.

હેમ : (વિચાર કર્યા પછી) મને પણ નહીં. (વિરામ.) ક્લોવ !

ક્લોવ : જી.

હેમ : આપણને કુદરત ભૂલી ગઈ છે.

ક્લોવ : કોઈ કુદરત નથી !

હેમ : કોઈ કુદરત નથી ? તું અતિશયોક્તિ કરે છે.

ક્લોવ : આસપાસમાં.

હેમ : પણ આપણે શ્વાસ લઈએ છીએ, આપણે પરિવર્તન પામીએ છીએ. આપણે આપણા વાળ, આપણા દાંત, આપણું યૌવન, આપણા આદર્શ ગુમાવીએ છીએ !

ક્લોવ : તો એ આપણને નથી ભૂલી ગઈ.

હેમ : પણ તું કહે છે કોઈ નથી.

ક્લોવ : (ખેદથી) કોઈ પણ જીવતા માણસે ક્યારેય આપણી જેમ આવો કુટિલ વિચાર કર્યો નહોતો.

હેમ : આપણે કરી શકીએ તે આપણે કરીએ છીએ.

ક્લોવ : આપણે ન કરવું જોઈએ.
(વિરામ.)

હેમ : તારું જરા ઠેકાણે તો છે ને ?

ક્લોવ : તસુભર.
(વિરામ.)

હેમ : આ ધીમી ગતિ છે. (વિરામ.) મારા પેઇનકિલરનો સમય નથી થયો ?

ક્લોવ : ના. (વિરામ.) હું તમને મૂકીને જાઉં, મારે ઘણું કરવાનું છે.

હેમ : તારા રસોડામાં ?

ક્લોવ : હા.

હેમ : શું ? હું જાણવા માગું છું.

ક્લોવ : હું ભીંત સામે જોઉં છું.

હેમ : ભીંત સામે ! ને તારી ભીંત પર તું શું જુએ છે ? અક્ષરો, અક્ષરો ? નાગાં શરીર ?

ક્લોવ : હું મારું અજવાળું – 'તારું' અજવાળું અલોપ થતું જોઉં છું.

હેમ : અજવાળું અલોપ થતું ! એ સાંભળો. કેમ, એ અહીંયાં પણ અલોપ થઈ શકે છે. મારી સામે એક વાર નજર કર ને પછી પાછો આવ ને મને કહે કે 'તારા' અજવાળા વિશે તું શું વિચારે છે ?
(વિરામ.)

ક્લોવ : તમારે મને આમ ન કહેવું જોઈએ.
(વિરામ.)

હેમ : (ભાવહીનતાથી) મને ક્ષમા કર. (વિરામ. વધારે મોટેથી.) મેં કહ્યું, મને ક્ષમા કર.

ક્લોવ : મેં એ સાંભળ્યું.

(નૅગની પેટીનું ઢાંકણું ઊંચું થાય છે. એના હાથ ધાર પકડતા દેખાય છે. પછી એનું માથું બહાર આવે છે. એના મોંમાં બિસ્કીટ. એ સાંભળે છે.)

હેમ : તારાં બી ઊગ્યાં ?

ક્લોવ : ના.

હેમ : એમને ફણગા ફૂટ્યા કે નહીં એ જોવા તેં એમની આજુબાજુ ખોતર્યું ?

ક્લોવ : એમને ફણગા ફૂટ્યા નથી.

હેમ : હજી કદાચ એ ખૂબ વહેલું છે.

ક્લોવ : જો ફણગા ફૂટવાના હોત તો એમને ફણગા ફૂટ્યા હોત. (ઝનૂનથી.) એમને ક્યારેય ફણગા નહીં ફૂટે.

(વિરામ. નૅગ બિસ્કીટ એના હાથમાં લે છે.)

હેમ : આમાં બહુ રમૂજ પડતી નથી. (વિરામ.) પણ દિવસને અંતે હંમેશાં આ રીતે જ બને છે. ખરું ને, ક્લોવ ?

ક્લોવ : હંમેશાં.

હેમ : દિવસનો અંત બીજા કોઈ દિવસના જેવો જ છે, ખરું ને, ક્લોવ ?

ક્લોવ : એવો દેખાય છે.

(વિરામ.)

હેમ : (વિષાદથી) શું બની રહ્યું છે ? શું બની રહ્યું છે ?

ક્લોવ : કાંઈક એનાં ક્રમ પ્રમાણે ગતિ કરે છે.

(વિરામ.)

હેમ : બહુ સારું, જા ભાગ. (એ એની ખુરશીમાં પાછળ નમે છે, નિશ્ચલ પડી રહે છે. ક્લોવ હાલતો નથી, ભારે ઊંહકાર કરતો નિશ્વાસ નાખે છે. હેમ બેઠો થઈ જાય છે.) મેં વિચાર્યુ કે મેં તને જા, ભાગ કહી દીધું છે.

ક્લોવ : હું કોશિશ કરું છું. (એ બારણા પાસે જાય છે, અટકે છે.) છેક મને જણવામાં આવ્યો ત્યારથી.

(ક્લોવ બહાર જાય છે.)

હેમ : આપણે ગતિ કરીએ છીએ.

(એ એની ખુરશીમાં પાછળ નમે છે, નિશ્ચલ પડી રહે છે. નૅગ બીજી પેટીના ઢાંકણા પર ટકોરા મારે છે. વિરામ. એ જોરથી ટકોરા મારે છે. ઢાંકણું ઊંચું થાય છે ને નેલના હાથ ધાર પકડતા દેખાય છે. પછી એનું માથું બહાર આવે છે. લેઇસકૅપ. ખૂબ સફેદ ચહેરો.)

નેલ : શું છે, ગુલુગુલુ ? (વિરામ.) પ્રેમ કરવાનો સમય ?

નૅગ : તું ઊંઘી ગઈ હતી ?

નેલ : અરે ના !

નૅગ : મને ચુંબન કર.

નેલ : આપણે નથી કરી શકતાં.

નૅગ : કોશિશ કર.

(બંનેનાં માથાં એકબીજા તરફ ખેંચાય છે, ભેગાં થવામાં ફાવતાં નથી, પાછાં જુદાં પડે છે.)

નેલ : રોજ ને રોજ આ ફારસ શા માટે ?

(વિરામ.)

નૅગ : મારો દાંત પડી ગયો.

નેલ : ક્યારે ?

નૅગ : એ ગઈ કાલે હતો.

નેલ : (શોકપ્રશસ્તિની રીતે) અરે, ગઈ કાલે ! (બંને દુઃખભર્યાં એકબીજા તરફ ફરે છે.)

નૅગ : તું મને જોઈ શકે છે ?

નેલ : માંડમાંડ. ને તું ?

નૅગ : શું ?

નેલ : તું મને જોઈ શકે છે ?



૧. એલિસ ડ્રૂમો અને જેમ્સ ગ્રીન અનુક્રમે નેલ અને નૅગની તથા એલ્વિન ઍપ્સ્ટેઇન અને પિટર ઈવાન્સ અનુક્રમે હેમ અને ક્લોવની ભૂમિકામાં, ભજવણી ૧૯૮૪, (ન્યૂયોર્ક)

નૅગ : માંડમાંડ.

નેલ : તો તો ઘણું સારું, તો તો ઘણું સારું.

નૅગ : એમ ન કહે. (વિરામ.) આપણું જોવાનું નિષ્ફળ નીવડ્યું છે.

નેલ : હા.

(વિરામ. બંને એકબીજાથી અવળાં ફરે છે.)

નૅગ : તું મને સાંભળી શકે છે ?

નેલ : ના. ને તું ?

નૅગ : હા. (વિરામ.) આપણું સાંભળવાનું નિષ્ફળ નીવડ્યું નથી.

નેલ : આપણું શું ?

નૅગ : આપણું સાંભળવાનું.

નેલ : ના. (વિરામ.) તારે મને બીજું કાંઈ કહેવાનું છે ?

નૅગ : તને યાદ છે –

નેલ : ના.

નૅગ : આપણી ડબલ સવારી કડડભૂસ થઈ ને આપણાં ટાંટિયા ભાંગી ગયા.

(બંને ખૂબ મન મૂકીને હસે છે.)

નેલ : એ આર્ડેનમાં બન્યું.

(બંને ઓછું મન મૂકીને હસે છે.)

નૅગ : સેદાંને રસ્તે. (બંને હજી ઓછું મન મૂકીને હસે છે.) તું ઠંડી થઈ ગઈ છે ?

નેલ : હા, ઠીકરું થઈ ગઈ છું. ને તું ?

નૅગ : હું ઠીંગરાઈ જાઉં છું. (વિરામ.) તારે અંદર જવું છે ?

નેલ : હા.

નૅગ : તો અંદર જા. (નેલ હાલતી નથી.) તું શા માટે અંદર નથી જતી ?

નેલ : મને ખબર નથી.

(વિરામ.)

નૅગ : એણે તારું ભૂંસું બદલ્યું છે ?

નેલ : એ ભૂંસું નથી. (વિરામ.) નૅગ, તું જરા ચોક્કસ ન થઈ શકે ?

નૅગ : તો તારી રેતી. એ મહત્ત્વનું નથી.

નેલ : એ મહત્ત્વનું છે.

(વિરામ.)

નૅગ : એક વેળા એ ભૂંસું હતું.

નેલ : એક વેળા !

નૅગ : ને હવે એ રેતી છે. (વિરામ.) દરિયાકાંઠાની. (વિરામ. અધીરતાથી) હવે એ દરિયાકાંઠેથી ભરી આવે છે એ રેતી છે.

નેલ : હવે એ રેતી છે.

નેગ : એણે તારી બદલી છે ?

નેલ : ના.

નેગ : મારી પણ નહીં. (વિરામ.) હું એ નહીં ચલાવી લઉં. (વિરામ. બિસ્કીટ ઊંચું કરી) તારે જરીક જોઈએ છે ?

નેલ : ના. (વિરામ.) શું ?

નેગ : બિસ્કીટ. મેં તારે માટે અડધું રાખ્યું છે. (એ બિસ્કીટ સામે જુએ છે. ગર્વથી) પોણું. તારે માટે. અહીંયાં. (એ બિસ્કીટ આગળ ધરે છે.) ના ? (વિરામ.) તને ઠીક નથી લાગતું ?

હેમ : ચૂપ, ચૂપ, તમે મને જાગતો જ રાખો છો. (વિરામ.) હળવેથી વાત કરો. (વિરામ.) જો હું ઊંઘી શક્યો હોત તો મેં પ્રેમ કર્યો હોત. હું અરણ્યોમાં ભમ્યો હોત. મારી આંખોએ આકાશ, પૃથ્વી ... નિહાળ્યાં હોત. હું દોડ્યે ગયો હોત, દોડ્યે ગયો હોત, – એમણે મને પકડી લીધો ન હોત. (વિરામ.) કુદરત ! (વિરામ.) મારા માથામાં કાંઈક ટપક્યા કરે છે. (વિરામ.) હૃદય, મારા માથામાં હૃદય. (વિરામ.)

નેગ : (હળવેથી) તું એને સાંભળે છે ? એના માથામાં હૃદય ! (એ સાવચેતીથી ખદખદ હસે છે.)

નેલ : નેગ, એવી વાતની મશ્કરી ન કરવી જોઈએ. તારે એમની શા માટે હંમેશાં મશ્કરી કરવી જોઈએ ?

નેગ : આટલે મોટેથી નહીં !

નેલ : (એનો અવાજ ધીમો કર્યા વિના) દુઃખથી વધારે રમૂજભર્યું કાંઈ જ નથી, તારી એ વાત કબૂલ, પણ –

નેગ : (આઘાત પામી) અરે !

નેલ : હા, હા, દુનિયામાં એ વધુમાં વધુ હાસ્યાસ્પદ છે. ને આપણે હસીએ છીએ, શરૂઆતમાં આપણે સ્વેચ્છાએ હસીએ છીએ. પણ એ હંમેશાં એનું એ જ હોય છે. હા, એ પેલી રમૂજી વાર્તા જેવું છે – આપણે એ એટલી બધી વાર સાંભળી છે, આપણને એ હજીયે રમૂજભરી લાગે છે પણ આપણે જરાય હસતા નથી (વિરામ.) તારે મને બીજું કાંઈ કહેવાનું છે ?

નેગ : ના.

નેલ : તને પૂરેપૂરી ખાતરી છે ? (વિરામ.) તો હું તને મૂકીને જાઉં.

નેગ : તારે તારું બિસ્કીટ નથી જોઈતું ? (વિરામ.) હું એ તારે માટે રાખીશ. (વિરામ.) મેં વિચાર્યું કે તું મને મૂકીને જાય છે.

નેલ : હું તને મૂકીને જાઉં છું.

નેગ : તું જાય એ પહેલાં મને ખંજવાળી શકીશ ?

નેલ : ના. (વિરામ.) ક્યાં ?

નેગ : પાછળ.

નેલ : ના. (વિરામ.) ધારની સાથે ઘસી લે.

નેગ : એ એકદમ નીચે છે. પોલાણમાં ?

નેલ : કયું પોલાણ ?

નેગ : પોલાણ ! (વિરામ.) તું નહીં ખંજવાળી શકે ? (વિરામ.) તેં મને ગઈ કાલે ત્યાં ખંજવાળ્યું હતું.

નેલ : (શોકપ્રશસ્તિની રીતે) અરે, ગઈ કાલે !

નેગ : તું નહીં ખંજવાળી શકે ? (વિરામ.) હું તને ખંજવાળું તો તને ગમશે ? (વિરામ.) તું પાછી રડવા માંડી છે ?

નેલ : હું કોશિશ કરતી હતી.
(વિરામ.)

હેમ : એ કદાચ કોઈક નસ હોય.
(વિરામ.)

નેગ : એ બોલ્યો તે શું હતું ?

નેલ : કદાચ એ કોઈક નાની નસ હોય.

નેગ : એનો શું અર્થ થાય છે ? (વિરામ.) એનો કોઈ જ અર્થ થતો નથી. (વિરામ.) હું તને દરજીની વાર્તા કહું ?

નેલ : ના. (વિરામ.) શા માટે ?

નેગ : તને ખુશ કરવા.

નેલ : એ રમૂજભરી નથી.

નેગ : એ તને હંમેશાં હસાવતી. (વિરામ.) પહેલી વાર મને થયું હતું કે તું મરી જઈશ.

નેલ : એ લેઇક કોમોમાં બન્યું હતું. (વિરામ.) એપ્રિલ મહિનાની એક બપોરે. (વિરામ.) તું માની શકીશ ?

નેગ : શું ?

નેલ : કે આપણે એક વાર લેઇક કોમોમાં બોટિંગ કરવા ગયાં હતાં.(વિરામ.) એપ્રિલ મહિનાની એક બપોરે.

નેગ : આપણે આગલે દિવસે એન્ગેઇજ થયાં હતાં.

નેલ : એન્ગેઇજ !

નેગ : તું એટલી બેફામ બની હતી કે આપણી બોટ ઊંધી વળી ગઈ હતી. કાયદેસર તો આપણે ડૂબી જ ગયાં હોત.

નેલ : એનું કારણ એ કે મને સુખી લાગ્યું હતું.

નેગ : (દુભાઈને) એ નહોતું, એ નહોતું, મારી વાર્તા હતી; બીજું કાંઈ જ નહીં. સુખી ! તને હજીયે એનાથી હસવું નથી આવતું ? હું એ કહું છું ત્યારે દરેક વાર. સુખી !

નેલ : એ ઊંડું, ઊંડું હતું. ને છેક તળિયા સુધી જોઈ શકાતું હતું. એટલું સફેદ. એટલું સ્વચ્છ.

નૅગ : ચાલ, હું એ ફરીથી કહું. (કથાકારનો અવાજ.) એક ઇંગ્લેન્ડવાસીને ન્યૂ ઇયરના ઉત્સવના દિવસો માટે એક પટાપટાળા પાટલૂનની ઊભાઊભ જરૂર પડે છે. એ એના દરજી પાસે જાય છે ને એ એનાં માપ લે છે. (દરજીનો અવાજ.) 'એ તો થયું, ચાર દિવસ પછી પાછા આવજો, હું એ તૈયાર રાખીશ.' સરસ, ચાર દિવસ પછી. (દરજીનો અવાજ.) 'એટલો દિલગીર છું, અઠવાડિયા પછી પાછા આવજો, મેં બેઠકમાં ગરબડ કરી છે.' સરસ, કાંઈ વાંધો નહીં, ઘાટીલી બેઠક ખૂબ પજવી શકે છે. એક અઠવાડિયા પછી. (દરજીનો અવાજ.) 'હું ગજબ દિલગીર છું, દસ દિવસ પછી પાછા આવજો, મેં પાયજાના પેળિયાનો ખીમો કરી નાખ્યો છે.' સરસ, એનો ઉપાય થઈ શકતો નથી, તસતસતો પેળિયો હંમેશાં સતાવે છે. દસ દિવસ પછી. (દરજીનો અવાજ.) 'હું ભયંકર દિલગીર છું, પખવાડિયા પછી પાછા આવજો, મેં ગાજપટ્ટી ફાડી નાખી છે.' સરસ, અણીની પળે ચુસ્ત ગાજપટ્ટી આકરી લાગે છે. (વિરામ. હંમેશનો અવાજ.) આટલી ખરાબ રીતે મેં એ ક્યારેય કહી નથી. (વિરામ.ગમગીન.) આ વાર્તા હું વધારે ને વધારે ખરાબ રીતે જ કહું છું. (વિરામ. કથાકારનો અવાજ.) ભલે એ ટૂંકામાં કહી દઉં, બ્લૂબેલ ફૂલવા માંડ્યાં છે ને એ ગાજમાં ડખડખ કરે છે. (ઘરાકનો અવાજ.) ભગવાન તમને નરકમાં નાખે, સાહેબ, ના, આ અશ્લીલ છે, ક્યાંક તો હદ હોય છે ! છ દિવસમાં, સાંભળો છો ને, છ દિવસમાં ભગવાને દુનિયા બનાવી ! હા સાહેબ, જરાય કમ નહીં, સાહેબ, દુનિયા ! ને ત્રણ મહિનામાં મને એક પાટલૂન બનાવી દેવાની તમારામાં એક ટીપુંય ત્રેવડ નથી ! (દરજીનો અવાજ. બદનક્ષી થઈ હોય તેમ) પણ મારા વહાલા સાહેબ, મારા વહાલા સાહેબ, આ- (તિરસ્કારભર્યો ઇશારો, ઘૃણાથી) - દુનિયા સામે જુઓ ને આ – ( લાડભર્યો ઇશારો, ગર્વથી)– મારા પાટલૂન સામે જુઓ !'

(વિરામ. એ નેલ સામે જુએ છે. એ નિર્વિકાર રહી છે, એની આંખો કાંઈ જોતી નથી. નૅગ મોટેથી કૃત્રિમ હાસ્ય કરે છે, અચાનક અટકાવે છે, નેલ તરફ ઝડપથી એનું માથું ફેરવે છે, પાછો એનું હાસ્ય શરૂ છે.)

હેમ : શાંતિ.

(નૅગ ચોંકે છે, એનું હાસ્ય અટકાવે છે.)

નેલ : છેક તળિયા સુધી જોઈ શકાતું હતું.

હેમ : (આક્રોશથી) તમે ખતમ કરી નથી ? તમે ક્યારેય ખતમ નહીં કરો. (એકાએક ઉત્કટ આક્રોશથી) આ ક્યારેય ખતમ નહીં થાય ? (નૅગ એની પેટીમાં અદૃશ્ય થાય છે, એની પાછળ ઢાંકણું બંધ કરે છે, નેલ હાલતી નથી. ઉન્માદથી) એક પ્યાદાના બદલામાં મારો રાજા. (એ વ્હિસલ મારે છે. ક્લોવ અંદર આવે છે.) આ ઉકરડો ઉઠાવી લે ! ફગાવી દે એને દરિયામાં !

(ક્લોવ પેટી પાસે જાય છે, અટકે છે.)

નેલ : એટલું સફેદ !

હેમ : શું ? એ શાનો બકવાસ કરે છે ?

(ક્લોવ વાંકો વળે છે, નેલનો હાથ પકડે છે, એની નાડી જુએ છે.)

નેલ : (ક્લોવને) ભાગ અહીંયાંથી.

(ક્લોવ એનો હાથ મૂકી દે છે, એને પેટીમાં પાછી ધકેલે છે, ઢાંકણું બંધ કરે છે.)

ક્લોવ : (ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જતાં) એમને નાડી જ નથી.

હેમ : એ શાનો લવારો કરતી હતી ?

ક્લોવ : એમણે મને કહ્યું ભાગ અહીંયાંથી. ભાગી જા બહાર.

હેમ : નીચ દખલખોર ! આટલું જ ?

ક્લોવ : ના.

હેમ : બીજું શું ?

ક્લોવ : હું સમજ્યો નહીં.

હેમ : એને પૂરી દીધી ?

ક્લોવ : હા.

હેમ : ઢાંકણાંના પેચ મારી દે. (ક્લોવ બારણા તરફ જાય છે.) પૂરતો સમય છે. (ક્લોવ અટકે છે.) મારો ગુસ્સો ઊતરે છે. મારે પી પી કરવી છે.

ક્લોવ : (તત્પરતાથી) હું જાઉં ને કેથિટર લઈ આવું.

(એ બારણા તરફ જાય છે.)

હેમ : પૂરતો વખત છે. (ક્લોવ અટકે છે.) મને મારું પેઈનકિલર આપ.

ક્લોવ : એ ખૂબ વહેલું છે. (વિરામ.) તમારા ટૉનિક પછી તરત એ ખૂબ વહેલું છે, એ કામ નહીં કરે.

હેમ : એ સવારે તમને ટટ્ટાર કરે છે ને સાંજે તમને ઢીલા પાડે છે. જો એનાથી અવળી રીતે ન કરે તો. (વિરામ.) પેલો બુઢ્ઢો ડૉક્ટર, એ મરી ગયો છે, કુદરતી રીતે ?

ક્લોવ : એ બુઢ્ઢો નહોતો.

હેમ : પણ એ મરી ગયો છે ?

ક્લોવ : કુદરતી રીતે. (વિરામ.) એ 'તમે' 'મને' પૂછો છો ?

(વિરામ.)

હેમ : મને નાનોસરખો આંટો ફેરવવા લઈ જા. (ક્લોવ ખુરશીની પાછળ જાય છે ને એને આગળ ધકેલે છે.) એટલું બધું ઝડપથી નહીં. (ક્લોવ ખુરશી ધકેલે છે.) દુનિયાની બરાબર ગોળ ગોળ. (ક્લોવ ખુરશી ધકેલે છે.) ભીંતને બાઝ, પછી પાછો કેન્દ્રમાં, (ક્લોવ ખુરશી ધકેલે છે) હું બરાબર કેન્દ્રમાં હતો, ખરું ને ?

ક્લોવ : (ધકેલતાં) હા.

હેમ : આપણને રીતસરની વ્હીલચેરની જરૂર પડશે. મોટાં પૈડાંની. બાઈસિકલનાં પૈડાંની.

(વિરામ.) તું બાઝે છે ને ?

ક્લોવ : (ધકેલતાં) હા.

હેમ : (ભીંત ફંફોસતાં) જુઠ્ઠું છે ! તું મને શા માટે જુઠ્ઠું કહે છે ?

ક્લોવ : (ભીંતની વધારે નજીક ખેંચતાં) અહીંયાં ! અહીંયાં !

હેમ : ઊભો રહે. (ક્લોવ પાછળની ભીંતની નજીક ખુરશી અટકાવે છે, હેમ એનો હાથ ભીંત પર મૂકે છે.) મારી ભીંત ! (વિરામ.) એની પેલી બાજુ ... બીજું નરક છે. (વિરામ. ઝનૂનથી.) હજી પાસે ! હજી પાસે ! લગોલગ !

ક્લોવ : તમારો હાથ આઘો લ્યો. (હેમ એનો હાથ પાછો ખેંચે છે. ક્લોવ ખુરશી ભીંત સાથે ભટકાવે છે.) અહીંયાં !

(હેમ ભીંત તરફ નમે છે, એના કાન એના પર માંડે છે.)

હેમ : તું સાંભળે છે ? (એ એના વેઢાથી ભીંત પર ટકોરા મારે છે.) તું સાંભળે છે ? પોકળ ઈંટો ! (એ પાછો ટકોરા મારે છે.) એ બધી પોકળ છે ! (વિરામ. એ સીધો થાય છે. ઝનૂનથી.) બસ હવે. પાછો !

ક્લોવ : આપણે આંટો પૂરો કર્યો નથી.

હેમ : પાછો મારી જગ્યાએ ! (ક્લોવ ખુરશી પાછી વચ્ચોવચ ધકેલે છે.) એ મારી જગ્યા છે ?

ક્લોવ : હા, એ તમારી જગ્યા છે.

હેમ : હું બરાબર કેન્દ્રમાં છું.

ક્લોવ : હું એ માપી લઉં.

હેમ : વત્તો કે ઓછો ? વત્તો કે ઓછો ?

ક્લોવ : (ખુરશી જરાક હલાવતાં) અહીંયાં !

હેમ : હું વત્તો કે ઓછો કેન્દ્રમાં છું.

ક્લોવ : હું એમ જ કહું.

હેમ : તું એમ જ કહે ! મને બરાબર કેન્દ્રમાં મૂક.

ક્લોવ : હું જાઉં ને ટેઈપ લઈ આવું.

હેમ : આશરે ! આશરે ! (ક્લોવ ખુરશી જરાક હલાવે છે.) ધમ્ દઈને નાખ કેન્દ્રમાં !

ક્લોવ : અહીંયા !

(વિરામ.)

હેમ : મને જરા વધારે દૂર ડાબી તરફ લાગે છે. (ક્લોવ ખુરશી જરાક હલાવે છે.)હવે મને જરા વધારે દૂર જમણી તરફ લાગે છે. (ક્લોવ ખુરશી જરાક હલાવે છે.) મને જરા વધારે દૂર આગળ તરફ લાગે છે. (ક્લોવ ખુરશી જરાક હલાવે છે.) હવે મને જરા વધારે દૂર પાછળ તરફ લાગે છે. (ક્લોવ ખુરશી જરાક હલાવે છે.) ત્યાં (એટલે કે ખુરશીની પાછળ)ન ઊભો રહે. તારે લીધે મને ધ્રુજારી આવે છે. (ક્લોવ ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જાય છે.)

ક્લોવ : જો હું એમને મારી નાખી શક્યો હોત તો હું સુખેથી મર્યો હોત.
(વિરામ.)

હેમ : આબોહવા કેવી છે ?

ક્લોવ : હંમેશના જેવી.

હેમ : પૃથ્વી સામે જો.

ક્લોવ : મેં જોયું છે.

હેમ : દૂરબીનથી.

ક્લોવ : દૂરબીનની કોઈ જરૂર નથી.

હેમ : એની સામે દૂરબીનથી જો.

ક્લોવ : હું જાઉં ને દૂરબીન લઈ આવું.
(ક્લોવ બહાર જાય છે.)

હેમ : દૂરબીનની કોઈ જરૂર નથી!
(ક્લોવ ટેલિસ્કોપ લઈને અંદર આવે છે.)

ક્લોવ : હું પાછો આવ્યો છું, દૂરબીન લઈને. (એ જમણી બારી પાસે જાય છે, ઊંચે એની સામે જુએ છે.) મારે ઘોડીની જરૂર છે.

હેમ : શા માટે ? તું સંકોચાઈ ગયો છે ? (ક્લોવ ટેલિસ્કોપ લઈને બહાર જાય છે.) મને એ ગમતું નથી, મને એ ગમતું નથી.
(ક્લોવ સીડી લઈને, પણ ટેલિસ્કોપ વિના, અંદર આવે છે)

ક્લોવ : હું પાછો આવ્યો છું, ઘોડી લઈને. (એ સીડી જમણી બારી નીચે ગોઠવે છે, એની ઉપર ચડે છે, જુએ છે કે એની પાસે ટેલિસ્કોપ નથી, નીચે ઊતરે છે.) મારે દૂરબીનની જરૂર છે.
(એ બારણા તરફ જાય છે.)

હેમ : (ઝનૂનથી) પણ તારી પાસે દૂરબીન છે!

ક્લોવ : (ઝનૂનથી) ના, મારી પાસે દૂરબીન નથી.
(ક્લોવ બહાર જાય છે.)

હેમ : આ જીવલેણ છે.
(ક્લોવ ટેલિસ્કોપ લઈને અંદર આવે છે, એ સીડી તરફ જાય છે.)

ક્લોવ : બધું જીવંત બનવા માંડ્યું છે. (એ સીડી ઉપર ચડે છે, ટેલિસ્કોપ ઊંચું કરે છે, એને પડવા દે છે.) મેં એ હેતુપૂર્વક કર્યું. (એ નીચે ઊતરે છે, ટેલિસ્કોપ ઉપાડી લે છે, પ્રેક્ષકગૃહ તરફ ફેરવે છે.) હું જોઉં છું માનવમેદની... આનંદની સમાધિમાં.. લીન. (વિરામ.) આને જ હું મેગ્નિફાયર કહું છું (વિરામ.) કેમ ? આપણે હસવાનું નથી ?

હેમ : (વિચાર કર્યા પછી) મારે નહીં.

ક્લોવ : (વિચાર કર્યા પછી) મારે પણ નહીં. (એ સીડી ઉપર ચડે છે, ટેલિસ્કોપ બહારની

બાજુ ફેરવે છે.) ચાલો, જોઈએ. (એ ટેલિસ્કોપ હલાવતાં હલાવતાં જુએ છે.) શૂન્ય... (એ જુએ છે.) ...શૂન્ય. (એ જુએ છે.) ...ને શૂન્ય.

હેમ : કાંઈ જ સળવળતું નથી. બધું જ –

ક્લોવ : શૂન્ -

હેમ : (ઝનૂનથી) તને બોલાવવામાં આવે નહીં ત્યાં સુધી ઊભો રહે. (હંમેશનો અવાજ.) બધું જ ... બધું જ ... બધું જ શું છે ? (ઝનૂનથી.) બધું જ શું છે ?

ક્લોવ : બધું જ શું છે ? એક જ શબ્દમાં ? તમે એ જ જાણવા માગો છો ? પળ વાર. (એ ટેલિસ્કોપ બહારની બાજુ ફેરવે છે, જુએ છે, ટેલિસ્કોપ નીચું નમાવે છે, હેમ તરફ ફેરવે છે.) લાશ બન્યું છે. (વિરામ.) કેમ, સંતોષ ?

હેમ : દરિયા સામે જો.

ક્લોવ : એ ને એ જ છે.

હેમ : મહાસાગર સામે જો !

(ક્લોવ નીચે ઊતરે છે, ડાબી બારી તરફ કેટલાંક પગલાં ભરે છે, સીડી લેવા પાછો જાય છે, એને ઊંચકીને સામે લઈ જાય છે ને ડાબી બારી નીચે ગોઠવે છે, એની ઉપર ચડે છે, ટેલિસ્કોપ બારી તરફ ફેરવે છે, ઘણી વાર સુધી જુએ છે, એ ચોંકે છે, ટેલિસ્કોપ નીચું નમાવે છે, એને તપાસે છે, ફરીથી બહાર બાજુ ફેરવે છે.)

ક્લોવ : એના જેવું ક્યારેય કાંઈ પણ જોયું નથી !

હેમ : (આતુર) શું ? સઢ ? માછલીની પાંખ ? ધુમાડો ?

ક્લોવ : (જોતાં જોતાં) અજવાળું ડૂબી ગયું છે.

હેમ : (નિરાંત થતાં) હાશ ! આપણને બધાને એ ખબર હતી.

ક્લોવ : (જોતાં જોતાં) એક ટશર બચી હતી.

હેમ : પાયામાં.

ક્લોવ : (જોતાં જોતાં) હા.

હેમ : ને હવે ?

ક્લોવ : બધું જ ગયું.

હેમ : એકેય ગલ નથી ?

ક્લોવ : (જોતાં જોતાં) એકેય !

હેમ : ને ક્ષિતિજ ? ક્ષિતિજમાં કાંઈ જ નથી ?

ક્લોવ : (ટેલિસ્કોપ નીચું નમાવતાં, હેમ તરફ ફેરવતાં, આક્રોશથી) ભગવાનના સોગંદ, ક્ષિતિજમાં શું હોઈ શકત.

(વિરામ.)

હેમ : મોજાં, મોજાં કેવાં છે ?

ક્લોવ : મોજાં ? (એ ટેલિસ્કોપ મોજાં તરફ ફેરવે છે.) સીસું !

હેમ : ને સૂર્ય ?

ક્લોવ : (જોતાં જોતાં) શૂન્ય.

હેમ : પણ એ ડૂબતો હોવો જોઈએ.

ક્લોવ : (જોતાં જોતાં) નખ્ખોદ જાય સૂરજનું.

હેમ : તો ક્યારની રાત પડી છે ?

ક્લોવ : (જોતાં જોતાં) ના.

હેમ : તો એ શું છે ?

ક્લોવ : (જોતાંજોતાં) ભૂખરો. (ટેલિસ્કોપ નીચું નમાવતાં, હેમ તરફ ફરતાં, વધારે મોટેથી) ભૂખરો ! (વિરામ. હજી વધારે મોટેથી.) ભૂખરો !
(વિરામ. એ નીચે ઊતરે છે, પાછળથી હેમ પાસે આવે છે, એના કાનમાં કાંઈક કહે છે.)

હેમ : (ચોંકતાં) ભૂખરો ! મેં એમ સાંભળ્યું કે ભૂખરો ?

ક્લોવ : આછો કાળો. એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી.

હેમ : તું અતિશયોક્તિ કરે છે. (વિરામ.) ત્યાં ન ઊભો રહે. તારે લીધે મને ધ્રુજારી આવે છે.
( ક્લોવ ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જાય છે.)

ક્લોવ : રોજ ને રોજ આ ફારસ શા માટે ?

હેમ : નિત્યક્રમ. કોઈને ક્યારેય ખબર પડતી નથી. (વિરામ.) ગઈ કાલે મેં મારી છાતીમાં જોયું. ત્યાં એક મોટું ઘારું હતું.

ક્લોવ : હત્ ! તમે તમારું હૃદય જોયું.

હેમ : ના, એ દૂઝતું હતું. (વિરામ. વિષાદથી.) ક્લોવ !

ક્લોવ : જી.

હેમ : શું બની રહ્યું છે !

ક્લોવ : કાંઈક એના ક્રમ પ્રમાણે ગતિ કરે છે.
(વિરામ.)

હેમ : ક્લોવ !

ક્લોવ : (અધીરતાથી) શું છે ?

હેમ : આપણો કોઈક અર્થ તો નથી ... નથી થવા માંડ્યો ને ?

ક્લોવ : કોઈક અર્થ થાય ! તમારો ને મારો કોઈક અર્થ થાય ! (ક્ષણિક હાસ્ય.) વાહ, આ તો કમાલ છે !

હેમ : મને નવાઈ લાગે છે. (વિરામ.) કલ્પના કર કે એક વિચારશીલ જીવ પૃથ્વીમાં પાછો આવ્યો હોત, ને જો એણે લાંબા સમય સુધી આપણું નિરીક્ષણ કર્યું હોત તો એના મગજમાં કાયદેસર રીતે જાતજાતના વિચાર ન આવ્યા હોત ? (વિચારશીલ જીવનો અવાજ.) વાહ, સરસ, હવે હું જોઉં છું એ શું છે, હવે હું સમજું છું એ શામાં પરોવાયા છે ! (ક્લોવ ચોંકે છે, ટેલિસ્કોપ પડતું મૂકે છે ને

બંને હાથે એનું પેટ ખંજવાળવા માંડે છે. હંમેશનો અવાજ.)ને એટલી લાંબી કલ્પના કર્યા વિના, આપણે પોતે... (ઊર્મિવશ)... આપણે પોતે... કોઈક નિશ્ચિત પળે... (ઝનૂનથી)... એ બધું તદ્દન અકારણ નહીં જ હોય એવું વિચારવા...

ક્લોવ : (વિષાદથી એને ખંજવાળતાં) મને ચાંચડ વળગ્યો છે !

હેમ : ચાંચડ ! હજી ચાંચડ છે !

ક્લોવ : એક વળગ્યો છે મને. (ખંજવાળતાં) જો એ સાવો ન હોય તો.

હેમ : (ખૂબ બેચેન) પણ એમાથી માનવજાત પાછી નવેસરથી શરૂ થાય ! ભગવાનની કૃપા ખાતર, એને પકડી લે.

ક્લોવ : હું જાઉં ને પાવડર લઈ આવું.
(ક્લોવ બહાર જાય છે.)

હેમ : ચાંચડ ! આ તો ભયાનક છે ! કેવો દિવસ !
(ક્લોવ દવા છાંટવાનો ડબ્બો લઈને આવે છે.)

ક્લોવ : હું ફરીથી પાછો આવ્યો છું, જંતુનાશક દવા લઈને.

હેમ : દે એને, દે !
(ક્લોવ એના પાટલૂનનો ઉપલો ભાગ ઢીલો કરે છે, એને આગળ ખેંચે છે ને બાકોરાંમાં પાવડર છાંટે છે. એ વાંકો વળે છે, જુએ છે, રાહ જુએ છે, ચોંકે છે, બેબાકળો બનીને વધારે પાવડર છાંટે છે, વાંકો વળે છે, જુએ છે, રાહ જુએ છે.)

ક્લોવ : હરામજાદો !

હેમ : તેં એને પૂરો કર્યો ?

ક્લોવ : એવું દેખાય છે. (એ ડબ્બો પડતો મૂકે છે ને પાટલૂન સરખું કરે છે.) જો એ કૂતરાની જેમ સલવાઈ ન ગયો હોય તો.

હેમ : સલવાઈ ગયો ! તારે લપાઈ ગયો કહેવું છે. જો એ કૂતરાની જેમ 'લપાઈ' ન ગયો હોય તો.

ક્લોવ : એમ ? લપાઈ ગયો કહે છે ? સલવાઈ ગયો નથી કહેતા ?

હેમ : તારું ભેજું ચલાવ, નથી ચલાવી શકતો ? જો એ સલવાઈ ગયો હોત તો આપણને કૂતરી બનાવી દીધા હોત.

ક્લોવ : હાશ. (વિરામ.) તમારી પી પીનું શું ?

હેમ : મેં પકડી રાખી છે.

ક્લોવ : વાહ, આનું નામ ઝિંદાદિલી, આનું નામ ઝિંદાદિલી !
(વિરામ.)

હેમ : (ઉત્સાહથી) ચાલ, અહીંયાંથી ચાલી જઈએ, આપણે બંને ! દક્ષિણમાં ! તું તરાપો બનાવી શકીશ ને પ્રવાહ આપણને દૂર ખેંચી જશે, ખૂબ દૂર , બીજાં.... બાઉલાંવાળાંના દેશમાં.

ક્લોવ : ભગવાન અટકાવે !

હેમ : એકલો. હું એકલો બેસી જઈશ. તરતોતરત તરાપો તૈયાર કરવા માંડ. આવતી કાલે હું સદાને માટે વિદાય થઈ ગયો હોઈશ.

ક્લોવં: (ઉતાવળે બારણા તરફ જતાં) હમણાં ને હમણાં શરૂ કરી દઉં.

હેમ : ઊભો રહે. (ક્લોવ અટકે છે.) ત્યાં મઘરા હશે, તને લાગે છે ?

ક્લોવ: મઘરા ? મને ખબર નથી. જો ત્યાં હોય તો ત્યાં હશે.
(એ બારણા તરફ જાય છે.)

હેમ : ઊભો રહે. (ક્લોવ અટકે છે.) હજી મારા પેઇનકિલરનો સમય નથી થયો ?

ક્લોવ: (ઝનૂનથી) ના.
(એ બારણા તરફ જાય છે.)

હેમ : ઊભો રહે ! (ક્લોવ અટકે છે.) તારી આંખો કેમ છે ?

ક્લોવ: ખરાબ.

હેમ : પણ તું જોઈ શકે છે.

ક્લોવ: મને મન હોય એ બધું.

હેમ : તારા પગ કેમ છે ?

ક્લોવ: ખરાબ.

હેમ : પણ તું ચાલી શકે છે.

ક્લોવ: હું જાઉં છું.... ને આવું છું.

હેમ : મારા ઘરમાં. (વિરામ. પયગંબરી લહેજતથી) એક દિવસ તું આંધળો બનીશ, મારી જેમ, ત્યાં અંધકારમાં તું સદાય બેઠો રહીશ, મારી જેમ, શૂન્યમાં એક કણ બનીને. એક દિવસ તું તને પોતાને કહીશ : હું થાકી ગયો છું, હું બેસી જાઉં ને તું જઈશ ને બેસી જઈશ. પછી તું કહીશ મને ભૂખ લાગી છે, હું ઊભો થાઉં ને કાંઈક ખાવાનું લઈ આવું. પણ તું ઊભો નહીં થાય. તું કહીશ : મારે બેસી જવાનું નહોતું, પણ હું બેસી જ ગયો છું તો જરા વધારે વાર બેસું, પછી હું ઊભો થાઉં ને કાંઈક ખાવાનું લઈ આવુ. પણ તું ઊભો નહીં થાય ને કાંઈક ખાવાનું નહીં લાવે. (વિરામ.) તું જરા વાર ભીંત સામે જોઈશ, પછી તું કહીશ : હું મારી આંખ બંધ કરું, કદાચ મને જરા ઊંઘ આવે, પછી મને જરા સારું લાગે, ને તું એ બંધ કરીશ. ને જ્યારે તું એ પાછી ઉઘાડીશ ત્યારે ત્યાં કોઈ ભીંત નહીં હોય. (વિરામ.) તારી ચારે કોર અનંત શૂન્યતા હશે, તમામ યુગોના તમામ કબરમાંથી પાછા બેઠા થયેલા તમામ મૃતાત્માઓ એ નહીં જ ભરી દે, ને ઘાસના વિસ્તારની વચ્ચોવચ તું રેતીના એક કણની જેમ પડ્યો હશે. (વિરામ.) હા, એક દિવસ તને ખબર પડશે એ શું છે, તું મારા જેવો બન્યો હશે, સિવાય કે તારી સાથે કોઈ જ નહીં હોય કારણ કે તેં કોઈના પર દયા નહીં રાખી હોય ને કારણ કે તારા પર દયા રાખે એવું કોઈ રહ્યું નહીં હોય.
(વિરામ.)

ક્લૉવ: એ નક્કી નથી. (વિરામ.) ને એક વાત તમે ભૂલી જાઓ છો.

હેમ : એમ ?

ક્લૉવ: હું બેસી શકતો નથી.

હેમ : (અધીરતાથી) કેમ, તો તું સૂઈ જઈશ, જહન્નમમાં જાય ! અથવા તો તું સ્થિર થઈ જઈશ, એકદમ અટકી જઈશ ને નિશ્ચલ ઊભો રહીશ, તું હમણાં જેમ ઊભો છે એમ. એક દિવસ તું કહીશ : હું થાકી ગયો છું, હું અટકી જાઉં. સ્થિતિનું શું મહત્ત્વ છે ?

ક્લૉવ: તો તમને બધાને એવું મન છે કે હું તમને મૂકીને જાઉં.

હેમ : કુદરતી રીતે.

ક્લૉવ: તો હું તમને મૂકીને જઈશ.

હેમ : તું અમને મૂકીને નથી જઈ શકતો.

ક્લૉવ: તો હું તમને મૂકીને નહીં જાઉં.
(વિરામ.)

હેમ : તું અમને શા માટે ખતમ નથી કરતો ? (વિરામ.) જો તું મને ખતમ કરવાનું વચન આપીશ તો હું તને કોઠારના તાળાનો નંબર કહીશ.

ક્લૉવ: હું તમને ખતમ નથી કરી શક્યો.

હેમ : તો તું અમને ખતમ નહીં કરે.
(વિરામ.)

ક્લૉવ: હું તમને મૂકીને જાઉં, મારે ઘણું કરવાનું છે.

હેમ : તને યાદ છે તું જ્યારે અહીંયાં આવ્યો ત્યારે ?

ક્લૉવ: ના, ખૂબ નાનો હતો, તમે મને કહ્યું હતું.

હેમ : તારા બાપુ તને યાદ છે ?

ક્લૉવ: (કંટાળાથી) એનો એ જ જવાબ. (વિરામ.) તમે મને આ સવાલો અબજો વાર પૂછ્યા છે.

હેમ : મને જૂના સવાલો પ્રિય છે. (ઉત્કટ ભાવથી) વાહ, જૂના સવાલો, જૂના જવાબો, એમના જેવું કાંઈ જ નથી. (વિરામ.) એ તો હું તારો બાપુ હતો.

ક્લૉવ: હા. (એ હેમ સામે એકીટશે જુએ છે.) તમે મારા એ હતા.

હેમ : મારું મકાન તારું ઘર.

ક્લૉવ: હા. (એ એની આસપાસ જુએ છે.) આ મારું એ હતું.

હેમ : (ગર્વથી) પણ મારા (પોતાના તરફ ઇશારો) કોઈ બાપુ નહીં. પણ હેમનું (ચારે બાજુ તરફ ઇશારો) કોઈ ઘર નહીં.
(વિરામ.)

ક્લૉવ: હું તમને મૂકીને જાઉં.

હેમ : એક વાતનો તેં ક્યારેય વિચાર કર્યો છે ?

ક્લોવ : ક્યારેય નહીં.

હેમ : કે અહીંયાં આપણે એક દરમાં છીએ. (વિરામ.) પણ ટેકરીઓની પેલી પાર ? હં ?કદાચ હજી લીલુંછમ છે. હં ? (વિરામ.) ફલોરા ! પોમોના ! (આનંદ-સમાધિમાં.) સેરીઝ ! (વિરામ.) કદાચ તારે બહુ દૂર જવાની જરૂર નહીં પડે.

ક્લોવ : હું બહુ દૂર નહીં જઈ શકતો. (વિરામ.) હું તમને મૂકીને જાઉં.

હેમ : મારો કૂતરો તૈયાર છે ?

ક્લોવ : એનો એક પગ ખૂટે છે.

હેમ : એ રેશમી છે ?

ક્લોવ : એ એક જાતનો પૉમરેનિયન છે.

હેમ : જા, એને લઈ આવ.

ક્લોવ : એનો એક પગ ખૂટે છે.

હેમ : જા, એને લઈ આવ. (ક્લોવ બહાર જાય છે.) આપણે ગતિ કરી રહ્યા છીએ.

ક્લોવ : તમારા કૂતરા અહીંયાં છે.
(એ હેમને કૂતરો આપે છે, એ એને પંપાળે છે, લાડ કરે છે.)

હેમ : એ સફેદ છે, ખરું ને ?

ક્લોવ : લગભગ.

હેમ : લગભગ, એનો શું અર્થ થાય ? એ સફેદ છે કે એ નથી ?

ક્લોવ : એ નથી.

હેમ : તું લિંગ ભૂલી ગયો છે.

ક્લોવ : (ત્રાસી જઈ) પણ એ પૂરો નથી થયો ? લિંગનો વારો અંતે આવે છે. (વિરામ.)

હેમ : તેં એને રિબન નથી પહેરાવી.

ક્લોવ : (ગુસ્સાથી) પણ હું કહું છું, એ પૂરો નથી થયો ! તમે પહેલાં કૂતરાને પૂરો કરો છો ને પછી એને રિબન પહેરાવો છો.
(વિરામ.)

હેમ : એ ઊભો રહી શકે છે ?

ક્લોવ : મને ખબર નથી.

હેમ : કોશિશ કર. (એ ક્લોવને કૂતરો આપે છે, એ એને જમીન પર મૂકે છે.) કેમ ?

ક્લોવ : ઊભા રહો.
(એ ગોઠણભેર બેસે છે ને કૂતરાને એના ત્રણ પગે ઊભો રાખવાની કોશિશ કરે છે, નિષ્ફળ નીવડે છે, એને પડતો મૂકે છે. કૂતરો એક પડખે પડી જાય છે.)

હેમ : (અધીરતાથી) કેમ ?

ક્લોવ : એ ઊભો છે.

હેમ : (કૂતરો ફંફોસતાં) ક્યાં ? એ ક્યાં છે ?
(ક્લોવ કૂતરાને ઊભા રહેવાની સ્થિતિમાં ધરી રાખે છે.)

ક્લોવ : ત્યાં.
(એ હેમનો હાથ પકડે છે ને એને કૂતરાના માથા તરફ લઈ જાય છે.)

હેમ : (કૂતરાને માથે હાથ.) એ મારી સામે એકીટશે જુએ છે ?

ક્લોવ : હા.

હેમ : (ગર્વથી) જાણે એ મને કહે છે મને ફરવા લઈ જાઓ.

ક્લોવ : જો તમને ગમે તો.

હેમ : (ગર્વથી) અથવા જાણે એ મને કહે છે એક હાડકું આપો. (એ એનો હાથ પાછો ખેંચે છે.) એને એમનો એમ રહેવા દે, જાણે ત્યાં ઊભો ઊભો મને કાલાવાલા કરે છે.
(ક્લોવ સીધો થાય છે. કૂતરો એક પડખે પડી જાય છે.)

ક્લોવ : હું તમને મૂકીને જાઉં.

હેમ : તને તારાં દૃશ્યો દેખાયાં ?

ક્લોવ : ઓછાં.

હેમ : મધર પેગની દીવી બળે છે ?

ક્લોવ : દીવી ! કોઈનીય દીવી કેવી રીતે બળી શકી હોય ?

હેમ : બુઝાઈ ગઈ છે !

ક્લોવ : કુદરતી રીતે એ બુઝાઈ ગઈ છે. જો એ બળતી ન હોય તો એ બુઝાઈ ગઈ છે.

હેમ : ના, હું મધર પેગની વાત કરું છું.

ક્લોવ : પણ એ કુદરતી રીતે બુઝાઈ ગઈ છે ! (વિરામ.) આજે તમને શું થાય છે ?

હેમ : હું મારા ક્રમ પ્રમાણે ગતિ કરું છું. (વિરામ.) એને દફનાવી ?

ક્લોવ : દફનાવી ! એને કોણે દફનાવી હોત ?

હેમ : તેં.

ક્લોવ : મેં ? લોકોને દફનાવ્યા સિવાય પણ મારે ઘણું કરવાનું નથી ?

હેમ : પણ તું મને દફનાવીશ.

ક્લોવ : ના, હું તમને નહીં દફનાવું.
(વિરામ.)

હેમ : એક વેળા એ ઘાટીલી હતી, ખેતરાઉ ફૂલ જેવી. (કામુકતાનું સ્મરણ કરતી નજર)ને પુરુષોનું એને ખૂબ આકર્ષણ !

ક્લોવ : આપણે પણ ઘાટીલા હતા - એક વેળા, એક વેળા, ઘાટીલા ન હોઈએ એવું ભાગ્યે જ બને.
(વિરામ.)

હેમ : જા, ગલ લઈ આવ.

(ક્લોવ બારણા પાસે જાય છે, અટકે છે.)

ક્લોવ : આ કર, તે કર, ને હું એ કરું છું. હું ક્યારેય નકાર કરતો નથી. શા માટે ?

હૅમ : કરવાની તારામાં શક્તિ નથી.

ક્લોવ : જોતજોતાંમાં હું એ કાંઈ નહીં કરું.

હૅમ : કાંઈ પણ કરવાની તારામાં શક્તિ નહીં રહે. (ક્લોવ બહાર જાય છે.) અરે, આ પામર જીવો, આ પામર જીવો – એમને બધું સમજાવવું પડે છે.

(ક્લોવ ગલ લઈને અંદર આવે છે.)

ક્લોવ : તમારો ગલ અહીંયાં છે. ઘુસાડી દો.

(એ હેમને ગલ આપે છે, એ એને હોડીના વાંસડાની જેમ પકડે છે ને ખુરશી હંકારવાની કોશિશ કરે છે.)

હૅમ : હું હાલ્યો ?

ક્લોવ : ના.

(હેમ ગલ ફેંકી દે છે.)

હૅમ : જા, તેલનો ડબ્બો લઈ આવ.

ક્લોવ : શા માટે ?

હૅમ : ગરગડીને તેલ પાવા.

ક્લોવ : મેં ગઈ કાલે પાયું.

હૅમ : ગઈ કાલે ? એનો શું અર્થ થાય છે ? ગઈ કાલે !

ક્લોવ : (ઝનૂનથી) એનો અર્થ થાય છે કે આજના ભયંકર ગોઝારા દિવસ પહેલાંનો, દૂરદૂરનો, એ ભયંકર ગોઝારો દિવસ. તને મને શીખવ્યા છે એ જ શબ્દો હું વાપરું છું. જો હવે એનો ક્યારેય કાંઈ અર્થ ન થતો હોય તો મને બીજા શીખવો. નહીં તો મને મૂંગા રહેવા દો.

(વિરામ.)

હૅમ : એક વેળા હું એક પાગલને ઓળખતો હતો. એ વિચારતો કે દુનિયાનો અંત આવ્યો હતો. એ ચિત્રકાર – ને નકશીગર હતો. મને એની ખૂબ માયા હતી. હું રોજ પાગલખાનામાં જતો ને એને મળતો. હું એનો હાથ પકડતો ને એને બારી પાસે ખેંચી જતો. જો ! ત્યાં ! પેલાં બધાં ઘઉંનાં ડૂંડા ! ને ત્યાં ! જો ! મછવાના કાફલાના સઢ ! પેલી બધી રમણીયતા ! (વિરામ.) એ એનો હાથ પાછો ખેંચી લેતો ને પાછો એના ખૂણામાં ભરાઈ જતો. ભયત્રસ્ત. એણે નરી રાખ જોઈ હતી. (વિરામ.) એને એકલાને બાકી રાખ્યો હતો. (વિરામ.) ભૂલી ગયા હતા. (વિરામ.) એમ દેખાય છે કે આ કિસ્સો... એટલો બધો.... એટલો બધો અસાધારણ નથી... નહોતો.

ક્લોવ : પાગલ ? એ ક્યારે બન્યું ?

હૅમ : અરે, ખૂબ પહેલાં, ખૂબ પહેલાં, તું જીવલોકમાં નહોતો.

ક્લોવ : ભગવાન એ દિવસોની રક્ષા કરે.
(વિરામ. હેમ એની તોક ઊંચી કરે છે.)

હેમ : મને એની ખૂબ માયા હતી. (વિરામ. એ તોંક પાછી પહેરે છે.) એ ચિત્રકાર-ને નકશીગર હતો.

ક્લોવ : ત્યાં એટલી બધી ભયાનક વસ્તુઓ હોય છે.

હેમ : ના, ના, ત્યાં હવે એટલી બધી ભયાનક વસ્તુઓ નથી. (વિરામ.) ક્લોવ !

ક્લોવ : જી.

હેમ : તું વિચાર નથી કરતો કે આ ઘણું લાંબું ચાલ્યું છે ?

ક્લોવ : હા ! (વિરામ.) શું ?

હેમ : આ... આ...બધું.

ક્લોવ : મેં હંમેશાં એવો વિચાર કર્યો છે. (વિરામ.) તમે નહીં ?

હેમ : (ગમગીનીથી) તો એ બીજા કોઈ પણ દિવસ જેવો જ દિવસ છે.

ક્લોવ : એ જેટલું લાંબું ટકે ત્યાં સુધી. (વિરામ.) આખી જિંદગી સુધી એની એ જ નિરર્થકતા.
(વિરામ.)

હેમ : હું તને મૂકીને નથી જઈ શકતો.

ક્લોવ : મને ખબર છે. ને તમે મારી પાછળ પાછળ નથી આવી શકતા.

હેમ : જો તું મને મૂકીને જાય તો મને કેવી રીતે ખબર પડશે ?

ક્લોવ : (ઝડપથી) કેમ, તમે મને માત્ર વ્હિસલ મારો છો ને જો હું દોડતો નથી આવતો તો એનો અર્થ એ થાય છે કે હું તમને મૂકીને ગયો છું.
(વિરામ.)

હેમ : તું નહીં આવે ને મને ચૂમી ભરીને અલવિદા નહીં કરે ?

ક્લોવ : અરે, હું એવો વિચાર નથી કરતો.
(વિરામ.)

હેમ : પણ તું તારા રસોડામાં બસ મરી જ ગયો હોય.

ક્લોવ : પરિણામ એનું એ જ આવશે.

હેમ : હા, પણ તું તારા રસોડામાં બસ મરી જ ગયો હોય તો મને કેવી રીતે ખબર પડશે.

ક્લોવ : કેમ... વહેલો કે મોડો હું ગંધાવા માંડીશ.

હેમ : તું ક્યારનો ગંધાય છે. આખી જગ્યા મડદાંથી ગંધાય છે.

ક્લોવ : આખુંય વિશ્વ.

હેમ : (ગુસ્સાથી) જહન્નમમાં જાય વિશ્વ. (વિરામ.) કાંઈક શોધી કાઢ.

ક્લોવ : શું ?

હેમ : વિચાર, વિચાર કર. (ગુસ્સાથી) ફળદ્રૂપ વિચાર.

ક્લોવ : એમ, સરસ ! (એ આમથી તેમ પગલાં ભરવા માંડે છે, આંખો જમીન પર સ્થિર, એના હાથ પીઠ પાછળ, એ અટકે છે.) મારા પગની પીડા ! એ અકલ્પ્ય છે ! જોતજોતાંમાં મારામાં કોઈ વિચાર કરવાની શક્તિ જ નહીં રહે.

હેમ : તારામાં મને મૂકીને જવાની શક્તિ જ નહીં રહે. (ક્લોવ પાછા પગલાં ભરે છે.) તું શું કરે છે ?

ક્લોવ : વિચાર કરું છું. (એ પગલાં ભરે છે.) વાહ !

હેમ : કેવું ભેજું છે ! (વિરામ.) કેમ ?

ક્લોવ : ઊભા રહો. (એ ધ્યાન ધરે છે. બહુ પ્રતીતિ નથી થઈ.) હા.... (વિરામ. વધારે પ્રતીતિ થઈ.) હા ! (એ માથું ઊંચું કરે છે.) મને એ સૂઝ્યો. હું અલાર્મ મૂકું. (વિરામ.)

હેમ : કદાચ આ મારો ફળદ્રૂપ દિવસ નથી. પણ નિખાલસ રીતે –

ક્લોવ : તમે મને વ્હિસલ મારો છો. હું આવતો નથી. અલાર્મ વાગે છે. હું ચાલી ગયો છું. એ વાગતો નથી. હું મરી ગયો છું.
(વિરામ.)

હેમ : એ ચાલે છે ? (વિરામ. અધીરતાથી) અલાર્મ, એ ચાલે છે ?

ક્લોવ : એ શા માટે ચાલતો ન હોય ?

હેમ : કારણ કે એ એટલું બધું ચાલ્યો છે.

ક્લોવ : પણ એ ભાગ્યે જ કાંઈ ચાલ્યો છે.

હેમ : (ગુસ્સાથી) તો કારણ કે એ એટલું ઓછું ચાલ્યો છે !

ક્લોવ : હું જાઉં ને જોઉં. (ક્લોવ બહાર જાય છે. બહારથી અલાર્મની ક્ષણિક ઘંટડી. ક્લોવ અલાર્મ ક્લોક લઈને અંદર આવે છે. એ એને હેમના કાન પાસે ધરે છે. ને અલાર્મ ચાલુ કરે છે. બંને એ વાગી રહે ત્યાં સુધી સાંભળે છે. (વિરામ.) મડદાં બેઠાં કરી દે એવી જોરદાર ! તમે એ સાંભળી ?

હેમ : ઝાંખી ઝાંખી !

ક્લોવ : અંત ભયાનક છે.

હેમ : હું મધ્ય પસંદ કરું છું. (વિરામ.) હજી મારા પેઇનકિલરનો સમય નથી થયો ?

ક્લોવ : ના. (એ બારણા પાસે જાય છે, ફરે છે.) હું તમને મૂકીને જાઉં છું.

હેમ : મારી વાર્તાનો સમય થયો છે. તું મારી વાર્તા સાંભળવા માંગે છે ?

ક્લોવ : ના.

હેમ : મારા બાપુને પૂછ એ મારી વાર્તા સાંભળવા માગે છે ?
(ક્લોવ પેટી પાસે જાય છે, નેગનું ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે, અંદર જુએ છે.)

ક્લોવ : એ ઊંઘી ગયા છે.

હેમ : એમને જગાડ.



૨. રોજર બ્લિન અને ઝ્યાં માર્ટિન અનુક્રમે હેમ અને ક્લૉવની ભૂમિકામા,
ભજવણી એપ્રિલ, ૧૯૫૭(પારીસ)

(ક્લૉવ વાંકો વળે છે, અલાર્મથી નેગને જગાડે છે. અસ્પષ્ટ શબ્દો. ક્લૉવ સીધો થાય છે.)

ક્લૉવ : એમને તમારી વાર્તા સાંભળવી નથી.

હેમ : હું એમને બૉનબૉન આપીશ.
(ક્લૉવ વાંકો વળે છે, અલાર્મથી નેગને જગાડે છે. અસ્પષ્ટ શબ્દો. ક્લૉવ સીધો થાય છે.)

ક્લૉવ : એમને શૂગરપ્લમ જોઈએ છે.

હેમ : એમને શૂગરપ્લમ મળશે.
(ક્લૉવ વાંકો વળે છે, અલાર્મથી નેગને જગાડે છે. અસ્પષ્ટ શબ્દો. ક્લૉવ સીધો થાય છે.)

ક્લૉવ : સોદો નક્કી. (એ બારણા તરફ જાય છે. નેગનો હાથ ધાર પકડતો દેખાય છે. પછી માથું બહાર આવે છે. ક્લૉવ બારણા પાસે પહોંચે છે, ફરે છે.) તમે આવતી જિંદગીમાં માનો છો ?



૩ પેટ્રિક મેગી અને જેક મૅકગોવરન અનુક્રમે હેમ અને ક્લોવની ભૂમિકામા,
ભજવણી ૧૯૬૪, (લડન)

હેમ : મારી હંમેશાં એ જ હતી. (ક્લોવ બહાર જાય છે.) આ વખતે બરાબર ચીત કર્યો !

નેગ : હું સાંભળું છું.

હેમ : બદમાશ ! તમે મને શા માટે પેદા કર્યો ?

નેગ : મને ખબર નહોતી.

હેમ : શુ ? તમને શુ ખબર નહોતી ?

નેગ · કે એ તું નીકળીશ. (વિરામ.) તુ મને શૂગરપ્લમ આપીશ ?

હેમ શ્રવણ પછી.

નેગ : સોગંદ ?

હેમ : હા.

નેગ : શાના ?

હેમ · મારી આબરુના.

નેગ . બે.

હેમ : એક.

નેગ : એક મારે માટે ને એક -

હેમ : એક ! ચૂપ ! (વિરામ.) હુ ક્યાં હતો ? (વિરામ. ગમગીનીથી) ખતમ થઈ ગઈ. આપણે ખતમ થઈ ગયા. (વિરામ.) લગભગ ખતમ થઈ ગયાં. (વિરામ.) હવે કોઈ જ વાણી નહી હોય. (વિરામ.) મારા માથામાં કાંઈક ટપક્યા કરે છે, છેક

બ્રહ્મરન્ધ્રની ઘડીથી. (નૅગનો દબાયેલો આનંદ.)ટપક, ટપક, હંમેશાં એના એ જ બિન્દુએ. (વિરામ.) એ કદાચ કોઈક નસ હોય. (વિરામ.) કોઈક ધોરી નસ. (વિરામ. વધારે જીવંત) એ બહુ થયું, હવે વાર્તાનો સમય છે, હું ક્યાં હતો ? (વિરામ. કથનનો સૂર.) એ માણસ મારા તરફ આવ્યો, એને પેટે સરકતો. ફિક્કો, અજબ ફિક્કો ને પાતળો, એવું લાગ્યું કે એ અણી પર - (વિરામ. હંમેશનો અવાજ.) ના., એ ભાગ તો મેં કહી દીધો છે.(વિરામ. કથનનો સૂર.) મેં શાંતિથી મારી પાઇપ – મીરશમ - ભરી ને એને ....ચાલો, આપણે કહીએ કે... વેસ્ટાથી ચેતાવી, બેચાર દમ માર્યા. હાશ ! (વિરામ.) કેમ, 'તારે' શું જોઈએ છે ? (વિરામ.) એ કાતિલ ઠંડીનો દિવસ હતો, મને યાદ છે, થર્મોમિટરમાં શૂન્ય દેખાતું હતું, પણ એ નાતાલની પહેલાંનો દિવસ હતો. એ જોતાં એમાં કાંઈ જ... અસાધારણ નહોતું. મોસમને છાજે એવી આબોહવા, વર્ષમાં એકાદ વાર. (વિરામ.) કેમ, કયા પ્રતિકૂળ પવનો તને મારે પંથ ખેંચી લાવે છે ? ધૂળ ને આંસુની સેળભેળથી કાળો કાળો એનો ચહેરો એણે મારી સામે ઊંચો કર્યો. (વિરામ. હંમેશનો અવાજ.) એમાં એ ચાલવું જોઈએ. (કથનનો સૂર.) ના, ના, મારી સામે ન જો, મારી સામે ન જો. એણે એની આંખો ઢાળી દીધી ને કાંઈક ગણગણ કરી. હું માનું છું, ક્ષમાયાચના. (વિરામ.) હું ખૂબ કામમાં છું, તને ખબર છે, ઉત્સવ પહેલાંની આખરી સજાવટ, એ કેવી હોય છે તે તને ખબર છે. (વિરામ. જબરદસ્તીથી.) ચાલ હવે, આ આક્રમણનો ઉદ્દેશ શું છે ? (વિરામ.) એ જ્વલંત પ્રકાશનો દિવસ હતો, મને યાદ છે. હીલિયોમિટરમાં પચાસ દેખાતું હતું, પણ સૂર્ય ક્યારનો નીચે... નીચે મૃત્યુલોકમાં ડૂબી રહ્યો હતો. (હંમેશનો અવાજ.) એ, મજાની રજૂઆત. (કથનનો સૂર.) ચાલ હવે, ચાલ, તારી અરજી પેશ કર ને મને ફરી પાછો વેણ જાળવવા દે. (વિરામ. હંમેશનો અવાજ.) આ છે ભાષાની કમાલ...વાહ, કેમ...(કથનનો સૂર.) એ જ પળે એણે સાહસ કર્યું. એ મારું નાનું બાળક છે, એ બોલ્યો. ત્યત્ય, નાનું બાળક, એ તો ખરાબ કહેવાય. એ બોલ્યો, મારો નાનો દીકરો, જાણે લિંગનું મહત્ત્વ હોય. એ ક્યાંથી આવ્યો ? એણે દરનું નામ દીધું. ખાસ્સો અડધો દિવસ, ઘોડા પર. તું છાનો ઈશારો શાનો કરે છે ? કે એ જગ્યાએ હજી કોઈ વસે છે ? ના, ના, કોઈ જીવ નથી, સિવાય કે એ ને એનું બાળક – એ હયાત હતો એમ માનીએ તો. સરસ. મેં અખાતની પેલી પાર, કોવમાંની હાલત વિશે પૂછપરછ કરી. કોઈ આદમી નથી. સરસ. ને તું અપેક્ષા રાખે છે કે તું તારા નાના બાળકને ત્યાં, સાવ એકલું ને બદલામાં જીવતું પાછળ મૂકી આવ્યો છે એમ હું માની લઉં ? ચાલ હવે. (વિરામ.) એ સૂસવાતા તોફાનનો દિવસ હતો, મને યાદ છે, એનિમૉમિટરમાં એકસો દેખાતું હતું. પવન સૂકાં દેવદારને ઉખેડી નાખતો હતો ને ઉશેટી જતો હતો. (વિરામ. હંમેશનો અવાજ.) એ, જરાક શિથિલ. (કથનનો સૂર.) ચાલ હવે, બહાદુર, કહી દે, તારે

મારી પાસેથી શું જોઈએ ? મારે મારું નાતાલવૃક્ષ ખડું કરવું છે. (વિરામ.) ભલે, એ ટૂંકાવી દઉં, આખરે એ બહાર આવ્યું કે એને મારી પાસેથી શું જોઈતું હતું– એના બારકસ માટે પાંઉ ! પાંઉ ? પણ મારી પાસે પાંઉ જ નથી, એ મને માફક નથી આવતું. સરસ. તો કદાચ થોડાક ઘઉં ? (વિરામ. હંમેશનો અવાજ.) એમાં એ ચાલવું જોઈએ. (કથનનો સૂર.) ઘઉં, હા, મારી પાસે ઘઉં છે, એ સાચું છે, મારા ધાન્યના ભંડારમાં. પણ તારું ભેજું ચલાવ, હું તને થોડાક, રતલ, દોઢ રતલ ઘઉં આપું, એ તું પાછો તારા બાળક પાસે લઈ જાય ને એને – જો એ હજી જીવતો હોય તો – મજાની એક તપેલી – (નૅગ પ્રતિક્રિયા દાખવે છે.) – મજાની દોઢ તપેલી પોષણથી ભરપૂર પોરિજ બનાવી દે. સરસ. એના નાના અમથા ગાલમાં સુરખી ભરાય – કદાચ. ને પછી ? (વિરામ.) મેં સહિષ્ણુતા ગુમાવી. (ઝનૂનથી) તારું ભેજું ચલાવ, નથી ચલાવી શકતો, તારું ભેજું ચલાવ, તું પૃથ્વીમાં છે, એનો કોઈ જ ઇલાજ નથી ! (વિરામ.) એ કારમી શુષ્કતાનો દિવસ હતો, મને યાદ છે, હાઇગ્રૉમિટરમાં શૂન્ય દેખાતું હતું. મારા કટિશૂળ માટે આદર્શ આબોહવા. (વિરામ. ઝનૂનથી.) પણ ભગવાનના સોગંદ, તું કંઈ કલ્પના કરે છે ? કે વસંતમાં પૃથ્વી જાગી ઊઠશે ? કે તમામ નદી કે સમુદ્ર પાછા માછલાંથી ઉભરાવા માંડશે ? કે હજી તારા જેવા જડભરતો માટે સ્વર્ગમાં મૅન્ના છે ? (વિરામ.) ધીમે ધીમે હું સ્વસ્થ થયો, ઓછામાં ઓછું, રસ્તામાં એને કેટલો સમય લાગ્યો એટલું પૂછવા પૂરતો. પૂરા ત્રણ દિવસ. સરસ. એ એના બાળકને કઈ હાલતમાં મૂકી આવ્યો હતો ? ઊંઘમાં લીન. (જબરદસ્તીથી) પણ ક્યારનો કઈ ઊંઘમાં લીન, કઈ ઊંઘમાં લીન ? (વિરામ.) ભલે, એ ટૂંકાવી દઉં, આખરે મેં એને મારી નોકરીમાં રાખવાની તૈયારી બતાવી. એણે એક તારને ઝણઝણાવ્યો હતો. ને ત્યારે મેં ક્યારની કલ્પના કરી હતી કે હું આ દુનિયામાં બહુ લાંબું રહેવાનો નહોતો.(એ હસે છે. વિરામ.) કેમ ? (વિરામ.) કેમ ? અહીંયાં જો તું કાળજી રાખે તો શાંતિથી ને ચેનથી, મજાનું કુદરતી રીતે મૃત્યુ પામે. (વિરામ.) કેમ ? (વિરામ.) અંતે એણે મને પૂછ્યું, હું એના બાળકને – જો એ હજી જીવતો હોય તો એને પણ રાખવાનું મંજૂર કરું ? (વિરામ.) હું આ પળની જ રાહ જોતો હતો. (વિરામ.) હું એના બાળકને રાખવાનું મંજૂર કરું ....(વિરામ.) હું હજી એને જોઈ શકું છું, મારી ઇચ્છાઓની અવગણનામાં એને ઘૂંટણિયે પડી, એની હથેળી જમીને ટેકવી, એની ઉન્માદી આંખે મારી સામે ટગરટગર જોતો. (વિરામ. હંમેશનો અવાજ.) મેં આ વાર્તા થોડી જ વારમાં ખતમ કરી દીધી હોય. (વિરામ.) જો હું બીજાં પાત્ર ન લાવું તો. (વિરામ.) પણ મને એ ક્યાં જડે ? (વિરામ.) હું એમને ક્યાં શોધું ? (વિરામ. એ વ્હિસલ મારે છે. ક્લોવ અંદર આવે છે.) ચાલો, આપણે ભગવાનને પ્રાર્થના કરીએ.

નૅગ : મારું શૂગરપ્લમ !

ક્લોવ: રસોડામાં ઉંદર છે !

હેમ : ઉંદર ! હજી ઉંદરો છે ?

ક્લોવ: રસોડામાં એક છે.

હેમ : ને તેં એને નાબૂદ નથી કર્યો ?

ક્લોવ: અડધો, તમે અમને ખલેલ પહોંચાડી.

હેમ : એ નહીં ભાગી શકે ?

ક્લોવ: ના.

હેમ : તું એને પછી ખતમ કરજે. ચાલો, આપણે ભગવાનને પ્રાર્થના કરીએ.

ક્લોવ: પાછી !

નેગ : મારું શૂગરપ્લમ !

હેમ : પહેલાં ભગવાન ! (વિરામ.) તું બરાબર છે ?

ક્લોવ: (અધીન થઈ) આપણે શરૂ કરીએ.

હેમ : (નેગને) ને તમે ?

નેગ : (એના હાથ જોડીને, એની આંખ બંધ કરીને, બડબડ કરે) અવર ફાધર વિચ આર્ટ-

હેમ : શાંતિ! શાંતિથી ! તમારી રીતભાત ક્યાં ગઈ ? (વિરામ.) આપણે શરૂ કરીએ. (પ્રાર્થનાની મુદ્રામાં. શાંતિ. એની મુદ્રા છોડીને, નાહિંમત થઈ) કેમ ?

ક્લોવ: (એની મુદ્રા છોડીને)કઈ આશા ? ને તમે ?

હેમ : આશા જાય જહન્નમમાં ! (નેગને) ને તમે ?

નેગ : ઊભો રહે ! (વિરામ. એની મુદ્રા છોડીને) કાંઈ નથી કરવાનું !

હેમ : હરામજાદો ! એ હયાત જ નથી !

ક્લોવ: હજી સુધી નથી.

નેગ : મારું શૂગરપ્લમ.

હેમ : એકેય શૂગરપ્લમ નથી.
(વિરામ.)

નેગ : એ કુદરતી છે. બધું છતાં હું તારો બાપ છું. એ સાચું છે કે જો હું એ ન બન્યો હોત તો બીજો કોઈ એ બન્યો હોત. પણ એ કાંઈ દોષ નથી. (વિરામ.) દાખલા તરીકે ટર્કિશ ડિલાઈટ, હવે એનું કોઈ અસ્તિત્વ નથી, આપણને બધાને એ ખબર છે, દુનિયામાં મને એનાથી વધારે પ્રિય બીજું કોઈ નથી. ને એક દિવસ એ ઉપકારના બદલામાં હું તારી પાસે કેટલુંક માગીશ ને તું મને એનું વચન આપીશ. દરેકે સમયની સાથે જીવવું જોઈએ. (વિરામ.) તું જ્યારે ખૂબ નાનો હતો ને અંધારામાં ગભરાતો ત્યારે તું કોને બૂમ પાડતો ? તારી બાને ? ના મને. અમે તને રડવા દેતાં. પછી અમને શાંતિથી ઊંઘ આવે એટલા માટે તને કાન સાંભળે નહીં એટલો આઘે મૂકી આવતાં. (વિરામ.) હું ભરઊંઘમાં, એક રાજા જેટલો

સુખી હતો ત્યારે તેં મને જગાડ્યો, હું તને સાંભળું એ માટે. એ અનિવાર્ય નહોતું, હું તને સાંભળું એની તને ખબર જરૂર નહોતી. એ ઉપરાંત મેં તને સાંભળ્યો નહોતો. (વિરામ.) હું આશા રાખું છું એક દિવસ આવશે જ્યારે હું તને સાંભળું એની, તું મારો અવાજ, કોઈનોય અવાજ સાંભળે એની તને ખરેખર જરૂર પડશે. (વિરામ.) હા, જ્યારે તું ખૂબ નાનો હતો ને અંધારામાં ગભરાતો ને હું તારી એકમાત્ર આશા હતો ત્યારે તું મને જેવી બૂમ પાડતો એવી સાંભળવા માટે હું આશા રાખું છું હું ત્યાં સુધી જીવતો રહીશ. (વિરામ. નેગ નેલની પેટીના ઢાંકણા પર ટકોરા મારે છે. વિરામ.) નેલ ! (વિરામ. એ જોરથી ટકોરા મારે છે. વિરામ. જોરથી.) નેલ !

(વિરામ. નેગ પાછો એની પેટીમાં સરી પડે છે; એની પાછળ ઢાંકણું બંધ કરે છે. વિરામ.)

હેમ : અમારા રંગરાગનો અંત આવ્યો છે હવે. (એ કૂતરો ફંફોસે છે.) કૂતરો ચાલી ગયો છે.

ક્લોવ : એ સાચો કૂતરો નથી, એ જઈ શકતો નથી.

હેમ : (ફંફોસતાં) એ ત્યાં નથી.

ક્લોવ : એ આડો પડ્યો છે.

હેમ : એ મને આપી દે. (ક્લોવ કૂતરો ઉપાડે છે ને હેમને આપે છે. હેમ એને એના હાથમાં તેડે છે. વિરામ. હેમ કૂતરો ફેંકી દે છે.) ગંદો જનાવર ! (ક્લોવ જમીન પર પડેલી વસ્તુઓ ઉપાડવા માંડે છે.) તું શું કરે છે ?

ક્લોવ : બધું વ્યવસ્થા પ્રમાણે ગોઠવું છું .(એ સીધો થાય છે. ઉત્સાહથી) હું બધું સાફ કરવાનો છું.

(એ પાછો ઉપાડવા માંડે છે.)

હેમ : વ્યવસ્થા !

ક્લોવ : (સીધો થતાં) મને વ્યવસ્થા પ્રિય છે. એ મારું સ્વપ્ન છે. એક દુનિયા જ્યાં બધું શાંત ને સ્થિર હોય ને એકેએક વસ્તુ એની આખરી જગ્યાએ, આખરી ધૂળ નીચે પડી હોય.

(એ પાછો ઉપાડવા માંડે છે.)

હેમ : (ખૂબ આક્રોશથી) ભગવાનના સોગંદ, તું શું કરે છે એનું તને કાંઈ ભાન છે ?

ક્લોવ : (સીધો થતાં) થોડીક વ્યવસ્થા પેદા કરવા મારાથી બનતું બધું કરું છું.

હેમ : પડતું મૂક !

(ક્લોવ એણે ઉપાડી છે એ બધી વસ્તુઓ પડતી મૂકે છે.)

ક્લોવ : અંતે તો ત્યાં કે બીજે ક્યાંક.

(એ બારણા તરફ જાય છે.)

હેમ : (તરત ચિડાઈ જતાં) તારા પગને શું નડે છે ?

ક્લોવ : મારા પગને ?

હેમ : ઠપ ! ઠપ ! ઠપ !

ક્લોવ : મેં મારાં બૂટ પહેર્યાં હોવાં જોઈએ.

હેમ : તારાં સ્લિપર તને ડંખતાં હતાં ?
(વિરામ.)

ક્લોવ : હું તમને મૂકીને જાઉં.

હેમ : ના !

ક્લોવ : મને અહીંયાં રાખે એવું શું છે ?

હેમ : સંવાદ. (વિરામ.) મેં મારી વાર્તામાં ગતિ કરી છે. (વિરામ.) મેં એમાં ઠીક ઠીક ગતિ કરી છે. (વિરામ.આળો થઈ) મને પૂછ મેં ક્યાં સુધી કરી છે.

ક્લોવ : અરે, યાદ આવ્યું, તમારી વાર્તા ?

હેમ : (આશ્ચર્યથી) મારી વાર્તા ?

ક્લોવ : તમે તમને પોતાને તમારા બધા... દિવસે કહ્યા કરો છો એ.

હેમ : એમ, મારું વૃત્તાંત, એમ કહેવું છે ને ?

ક્લોવ : એ જ.

હેમ : (ગુસ્સાથી) ચાલ્યા કર, નથી ચાલી શકતો, ચાલ્યા કર !

ક્લોવ : તમે એમાં ગતિ કરી છે, આશા રાખું છું.

હેમ : (નમ્રતાથી) અરે, ઘણી વધારે નહીં, ઘણી વધારે નહીં. (એ નિશ્વાસ નાખે છે.) ક્યારેક એવા દિવસો આવે છે, પ્રેરણા નથી મળતી. (વિરામ.) એમાં તમે કાંઈ જ નથી કરી શકતા, એ મળે એની કેવળ રાહ જોયા કરો છો. (વિરામ.) કોઈ જબરદસ્તી નહીં, કોઈ જબરદસ્તી નહીં. એ જીવલેણ છે. (વિરામ.) એમ છતાં મેં એમાં જરાક ગતિ કરી છે. (વિરામ.) ખબર છે, ટેકનિક. (વિરામ. તરત ચિડાઈ જતાં) હું કહું છું, તેમ છતાં મેં એમાં જરાક ગતિ કરી છે.

ક્લોવ : (પ્રશંસાથી) એમ, મનાય નહીં ! બધાની ઉપરવટ જઈ તમે એમાં ગતિ કરી શક્યા છો !

હેમ : (નમ્રતાથી) અરે, ઘણી વધારે નહીં, ખબર છે, ઘણી વધારે નહીં. પણ તથાપિ કાંઈ નહીં કરતાં વધારે સારી.

ક્લોવ : કાંઈ નહીં કરતાં વધારે સારી ! એ શક્ય છે ?

હેમ : એમાં શું શું બને છે એ હું તને કહું, એ આવે છે, એને પેટે સરકતો-

ક્લોવ : કોણ ?

હેમ : શું ?

ક્લોવ : એ તમે કોને કહો છો ?

હેમ : હું કોને કહું છું ! બીજા કોઈકને.

ક્લોવ : એમ, એને ! મને ખાતરી નહોતી.

હેમ : એને પેટે સરકતો, એના બારકસ માટે પાંઉની યાચના કરતો. એને માળીની નોકરીની દરખાસ્ત થાય છે. પહેલાં તો – (ક્લોવ એકાએક હસી પડે છે.) એમાં એટલું રમૂજભર્યું શું છે ?

ક્લોવ : માળીની નોકરી !

હેમ : તને એનાથી ગલગલિયાં થાય છે ?

ક્લોવ : એ જ હોવું જોઈએ.

હેમ : એ પાંઉ નહીં હોય ?

ક્લોવ : કે બારકસ.

હેમ : આખી વાત હાસ્યાસ્પદ છે, એ તારી વાત કબૂલ. આપણે બંને ભેગા મળીને મજાનું અટ્ટહાસ્ય કરીએ તો કેવું ?

ક્લોવ : (વિચાર કર્યા પછી) આજે હું પાછો અટ્ટહાસ્ય નહીં કરી શકું.

હેમ : (વિચાર કર્યા પછી) હું પણ નહીં.(વિરામ.) તો હું આગળ ચલાવું. કૃતજ્ઞતાથી સ્વીકારતાં પહેલાં એ પૂછે છે કે એ એના દીકરાને એની સાથે રાખે ?

ક્લોવ : ઉંમર કેટલી ?

હેમ : અરે, એકદમ નાની.

ક્લોવ : એ ઝાડ ચડી ગયો હોત.

હેમ : બધાં નાનાંમોટાં કામ.

ક્લોવ : ને પછી એ મોટો થયો હોત.

હેમ : એકદમ બનવાજોગ.
(વિરામ.)

ક્લોવ : ચાલ્યા કર, નથી ચાલી શકતો, ચાલ્યા કર.

હેમ : બસ એટલું જ. હું ત્યાં અટક્યો.

ક્લોવ : એમાં શું શું બને છે એ તમે જોઈ શકો છો ?

હેમ : વત્તું કે ઓછું.

ક્લોવ : જોતજોતાંમાં એ જ અંત નહીં હોય ?

હેમ : મને ડર છે કે એ જ હશે.

ક્લોવ : છટ્ ! તમે બીજો ઉપજાવી કાઢશો.

હેમ : મને ખબર નથી. (વિરામ.) ઊલટું હું જાણે નિચોવાઈ ગયો છું. (વિરામ.) સર્જનનો પ્રબલ પરિશ્રમ. (વિરામ.) જો હું મને દરિયો ઘસડી જઈ શક્યો હોત ! મેં મારા માથા નીચે રેતીનું ઓશીકું બનાવ્યું હોત ને ભરતી ચડી આવી હોત.

ક્લોવ : હવે કાંઈ ભરતી જ નથી.

હેમ : જા, જો કે એ મરી ગઈ છે ?
(ક્લોવ પેટી પાસે જાય છે, નેલની પેટીનું ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે, અંદર જુએ છે. વિરામ.)

ક્લોવ : એમ દેખાય છે.
(એ ઢાંકણું બંધ કરે છે, સીધો થાય છે. હેમ એની તૉક ઊંચી કરે છે. વિરામ. એ પાછી એ પહેરી લે છે.)

હેમ : (એનો હાથ એની તૉક પાસે) ને નેગ ?
(ક્લોવ નેગની પેટીનું ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે, અંદર જુએ છે. વિરામ.)

ક્લોવ : એમ દેખાતું નથી.

હેમ : (એની તૉક પડતી મૂકતાં) એ શું કરે છે ?
(ક્લોવ નેગની પેટીનું ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વળે છે, અંદર જુએ છે. વિરામ.)

ક્લોવ : એ રડે છે.
(એ ઢાંકણું બંધ કરે છે, સીધો થાય છે.)

હેમ : તો એ જીવે છે. (વિરામ.) તને ક્યારેય સુખની એક પળ મળી છે ?

ક્લોવ : મારી જાણ પ્રમાણે નહીં.
(વિરામ.)

હેમ : મને બારી નીચે લઈ જા. (ક્લોવ ખુરશી તરફ જાય છે. ) મારે મારા ચહેરા પર પ્રકાશનો અનુભવ કરવો છે. (ક્લોવ ખુરશી ધકેલે છે.) તને યાદ છે, શરૂઆતમાં જ્યારે તું મને આંટો ફેરવવા લઈ જતો ? તું ખુરશી ખૂબ ઊંચી પકડતો ? ને પગલે પગલે તું મને લગભગ ઉથલાવી દેતો. (વૃદ્ધત્વના કંપથી)વાહ, ખૂબ મોજમજા, આપણે બંનેએ ખૂબ મોજમજા કરી. (ગમગીનીથી)પછી તો આપણે એને રસ્તે ચડી ગયા. (ક્લોવ જમણી બારી નીચે ખુરશી અટકાવે છે. ) ત્યાં ક્યારના ? (વિરામ. એ એનું માથું પાછળ એક તરફ નમાવે છે. ) પ્રકાશ છે ?

ક્લોવ : અંધકાર નથી.

હેમ : (ગુસ્સાથી ) હું તને પૂછું છું પ્રકાશ છે ?

ક્લોવ : હા.
(વિરામ.)

હેમ : પડદો બંધ નથી ?

ક્લોવ : ના.

હેમ : એ કઈ બારી છે ?

ક્લોવ : પૃથ્વીની.

હેમ : મને એ ખબર હતી. (ગુસ્સાથી) પણ ત્યાં કોઈ જ પ્રકાશ નથી ! બીજી ! (ક્લોવ ડાબી બારી તરફ ખુરશી ધકેલે છે.) પૃથ્વીની ! (ક્લોવ ડાબી બારી નીચે ખુરશી અટકાવે છે. હેમ એનું માથું પાછળ એક તરફ નમાવે છે. ) હું એને જ પ્રકાશ કહું છું ! (વિરામ.) સૂર્યના પ્રકાશના કિરણ જેવો અનુભવ થાય છે. (વિરામ.) ના ?

ક્લોવ : ના.

હેમ : મારા ચહેરા પર મને જેનો અનુભવ થાય છે એ સૂર્યના પ્રકાશનું કિરણ નથી ?

ક્લોવ : ના.

(વિરામ.)

હેમ : હું ખૂબ સફેદ છું ? (વિરામ. ગુસ્સાથી) હું તને પૂછું હું ખૂબ સફેદ છું !

ક્લોવ : હંમેશનાં કરતાં જરાય વધારે નહીં.

(વિરામ.)

હેમ : બારી ઉઘાડ.

ક્લોવ : શા માટે ?

હેમ : મારે દરિયો સાંભળવો છે.

ક્લોવ : તમને એ સંભળાશે નહીં.

હેમ : જો તું બારી ઉઘાડે તો પણ ?

ક્લોવ : ના.

હેમ : તો એ ઉઘાડવી એ લાભદાયક નહીં થાય ?

ક્લોવ : ના.

હેમ : (ઝનૂનથી) તો એ ઉઘાડ ! (ક્લોવ સીડી ઉપર ચડે છે, બારી ઉઘાડે છે. વિરામ.) તેં એ ઉઘાડી છે ?

ક્લોવ : હા.

(વિરામ.)

હેમ : તું સોગંદ ખાય છે તેં એ ઉઘાડી છે !

ક્લોવ : હા.

(વિરામ.)

હેમ : કેમ...! (વિરામ.) એ ખૂબ શાંત હોવો જોઈએ. (વિરામ. ઝનૂનથી ) હું તને પૂછું છું એ ખૂબ શાંત છે ?

ક્લોવ : હા.

હેમ : એ કારણે કે એકેય દરિયાખેડુ નથી. (વિરામ.) તેં એકાએક ખાસ વાતચીત કરી નથી. તને સારું નથી લાગતું ?

ક્લોવ : હું ઠંડો છું.

હેમ : આપણે કયા મહિનામાં છીએ ? (વિરામ.) બારી બંધ કર, આપણે પાછા જઈએ છીએ. (ક્લોવ બારી બંધ કરે છે, નીચે ઊતરે છે, ખુરશી પાછી એની જગ્યાએ ધકેલે છે, એની પાછળ માથું નમાવીને ઊભો રહે છે.) ત્યાં ન ઊભો રહે, તારે લીધે મને ધ્રુજારી આવે છે. (ક્લોવ ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જાય છે.) બાપુ ! (વિરામ. વધારે મોટેથી ) બાપુ ! (વિરામ.) જા, જો કે એમણે મને સાંભળ્યો ?

(ક્લોવ નેગની પેટી પાસે જાય છે, ઢાંકણું ઊંચું કરે છે, વાંકો વાળે છે. અસ્પષ્ટ

શબ્દો. ક્લોવ સીધો થાય છે.)

ક્લોવ : હા.

હેમ : બંને વાર.

(ક્લોવ વાંકો વળે છે. અસ્પષ્ટ શબ્દો. ક્લોવ સીધો થાય છે.)

ક્લોવ : ફક્ત એક વાર.

હેમ : પહેલી વાર કે બીજી વાર ?

(ક્લોવ વાંકો વળે છે. અસ્પષ્ટ શબ્દો. ક્લોવ સીધો થાય છે.)

ક્લોવ : એમને ખબર નથી.

હેમ : એ બીજી વાર હોવું જોઈએ.

ક્લોવ : આપણને ક્યારેય ખબર નહીં પડે.

(એ ઢાંકણું બંધ કરે છે.)

હેમ : એ હજી રડે છે ?

ક્લોવ : ના.

હેમ : મરેલાં ઝડપથી ચાલી જાય છે. (વિરામ.) એ શું કરે છે ?

ક્લોવ : એનું બિસ્કીટ ચૂસે છે.

હેમ : જિંદગી ચાલ્યે જાય છે. (ક્લોવ ખુરશીની બાજુમાં એની જગ્યાએ પાછો જાય છે.) મને એક ધાબળો આપ. હું થીજી જાઉં છું.

ક્લોવ : એકેય ધાબળો નથી.

(વિરામ.)

હેમ : મને ચુંબન કર. (વિરામ.) તું મને ચુંબન નહીં કરે ?

ક્લોવ : ના.

હેમ : કપાળે.

ક્લોવ : હું તમને ક્યાંય ચુંબન નહીં કરું.

(વિરામ.)

હેમ : (એનો હાથ સામે ધરતાં ) મને તારો હાથ તો આપ. (વિરામ.) તું મને તારો હાથ નહીં આપે ?

ક્લોવ : હું તમને સ્પર્શ નહીં કરું.

(વિરામ.)

હેમ : મને કૂતરો આપ. (ક્લોવ કૂતરો શોધવા ચારે બાજુ જુએ છે.) ના!

ક્લોવ : તમારે તમારો કૂતરો નથી જોઈતો ?

હેમ : ના.

ક્લોવ : તો હું તમને મૂકીને જાઉં.

હેમ : (માથું નમાવી, અન્યમનસ્કતાથી) એ બરાબર છે.

(ક્લોવ બારણા પાસે જાય છે, અટકે છે.)

ક્લોવ : જો હું પેલા ઉંદરને નહીં મારી નાખું તો એ મરી જશે.

હેમ : (માથું નમાવી, અન્યમનસ્કતાથી) એ બરાબર છે. (ક્લોવ બહાર જાય છે વિરામ.) હવે મારે રમવાનું. ( એ એનો રૂમાલ બહાર કાઢે છે, ઉકેલે છે, પહોળો કરીને એની સામે ધરે છે.) આપણે ગતિ કરીએ છીએ. (વિરામ.) તમે રડો છો ને કોઈ પણ કારણ વિના, હસવું ન પડે એટલા માટે તમે રડો છો ને થોડો થોડો.... શોક કરવા માંડો છો. ( એ રૂમાલ સંકેલે છે, એના ખીસામાં પાછો મૂકે છે, એનું માથું ઊંચું કરે છે.) એ બધાનો જેમને જેમને મેં મદદ કરી હોત. (વિરામ.) મદદ કરી હોત. (વિરામ.) બચાવી લીધા હોત. (વિરામ.) બચાવી લીધા હોત. (વિરામ.) એમની સાથે આખી જગ્યા પેટે સરકતી હતી. (વિરામ. ઝનૂનથી)તમારું ભેજું ચલાવો, નથી ચલાવી શકતા, તમારું ભેજું ચલાવો, તમે પૃથ્વીમાં છો, એનો કોઈ ઇલાજ નથી ! (વિરામ.) અહીંયાંથી બહાર ભાગી જાઓ, ને એકબીજાને ચાહો ! તમારા પડોશીને તમારા જેટલા જ ચાહો !(વિરામ. વધારે શાંત. ) જ્યારે એમને પાંઉ નહોતાં જોઈતાં ત્યારે એમને બાઉ જોઈતાં હતાં. (વિરામ.ઝનૂનથી) મારી નજરમાંથી દૂર હટો ને માંડી દો પાછી ઇશ્કબાજી !(વિરામ.) એવું બધું. એવું બધું. (વિરામ.) એક સાચો કૂતરોય નથી ! (વધારે શાંત.) આરંભમાં જ અંત છે ને છતાં તમે આગળ ચાલ્યા જ કરો છો. કદાચ હું મારી વાર્તા આગળ ચલાવી શકું, એનો અંત લાવી શકું ને બીજીનો આરંભ કરી શકું. (વિરામ.) કદાચ હું મને જમીન પર ફેંકી દઈ શકું. (એ એને એની બેઠક પરથી માંડમાંડ બહાર ધકેલે છે, પાછો અંદર ફસડાય છે.) મારા નખ તિરાડોમાં ઘુસાડું ને મારાં આંગળાંથી મને આગળ ઘસડું.(વિરામ.) એ જ અંત હશે ને એ શાનાથી આવી શક્યો એની નવાઈ ને એ શાનાથી ... (એ અચકાય છે.) ...એ આવતાં શા માટે આટલી બધી વાર લાગી એની નવાઈ હું પામ્યા જ કરીશ. (વિરામ.) ત્યાં મારા આશરાની અંદર શાંતિ ને ... (એ અચકાય છે.) ... સ્થિરતા વચ્ચે હું એકલો પડ્યો હોઈશ. જો હું મારું મૌન જાળવી શકું ને સ્થિર બેસી શકું તો અવાજ ને ગતિ સમાપ્ત થઈ જશે, સમાપ્ત ને નષ્ટ. (વિરામ.) મેં મારા બાપુને બૂમ પાડી હશે ને મેં મારા ... (એ અચકાય છે) ... મારા દીકરાને બૂમ પાડી હશે. ને એમણે જો પહેલી વાર કે બીજી વાર મને નહીં સાંભળ્યો હોય તો બીજી વાર કે ત્રીજી વાર પણ. (વિરામ.) હું મને કહીશ, એ પાછો આવશે. (વિરામ.) ને પછી ? (વિરામ.) એ ન આવી શક્યો, એ એટલો બધો દૂર ચાલી ગયો છે. (વિરામ.) ને પછી ? (વિરામ. ખૂબ અજંપાથી) બધી જ જાતની કપોલકલ્પના ! કે મારી ચોકી કરવામાં આવે છે ! ઉંદર ! ઘોડી ! શ્વાસ રૂંધેલા ને પછી...(એ ઉચ્છ્વાસ કાઢે છે.) પછી પ્રલાપ, પ્રલાપ, શબ્દો, અંધારામાં સાથે રહેવા માટે ને સાથે ગુસપુસ કરવા માટે પોતાને એકમાંથી બે, ત્રણ, કે અનેક બાળકો બનાવી દે એવા કોઈક એકલવાયા બાળક જેવા શબ્દો. (વિરામ.) પળ ઉપર પળ, પેલા પ્રાચીન ગ્રીસવાસીના...(એ

અચકાય છે.)...બાજરીના કણની જેમ નીચે ટપક્યે જતી, ને એ ઢગલો થતી થતી જિંદગી બને એની આખી જિંદગી રાહ જુઓ. (વિરામ. એ આગળ બોલવા માટે મોઢું ઉઘાડે છે, માંડી વાળે છે.) ભલે, ચાલો આપણે એ આટોપી લઈએ! (એ વ્હિસલ મારે છે. ક્લોવ અલાર્મ ક્લૉક લઈને અંદર આવે છે. એ ખુરશીની બાજુમાં અટકે છે.) શું ? નથી ગયો નથી મર્યો ?

ક્લોવ : ફક્ત ભાવથી.

હેમ : શું ?

ક્લોવ : બંને.

હેમ : મારી પાસેથી ગયો તો તું મર્યો.

ક્લોવ : ને એનાથી ઊલટું.

હેમ : અહીંયાંની બહાર મૃત્યુ છે. (વિરામ.) ને ઉંદર !

ક્લોવ : એ છટકી ગયો છે.

હેમ : એ દૂર નહીં જઈ શકે.(વિરામ. વ્યગ્ર.) હં ?

ક્લોવ : એને દૂર જવાની જરૂર નથી.
(વિરામ.)

હેમ : મારા પેઇનકિલરનો સમય નથી થયો ?

ક્લોવ : હા.

હેમ : હાશ ! આખરે ! મને એ આપ ! જલદી !
(વિરામ.)

ક્લોવ : એકેય પેઇનકિલર નથી.
(વિરામ.)

હેમ : (ભયત્રસ્ત.) સરસ...(વિરામ.) એકેય પેઇનકિલર નથી !

ક્લોવ : એકેય પેઇનકિલર નથી. હવે તમને ક્યારેય કોઈ પેઇનકિલર નહીં મળે.
(વિરામ.)

હેમ : પણ નાની ગોળ ડબ્બી. એ ભરેલી હતી.

ક્લોવ : હા. પણ હવે એ ખાલી છે.
(વિરામ. ક્લોવ રૂમમાં આમતેમ હાલવા માંડે છે, એ અલાર્મ ક્લૉક મૂકવાની જગ્યા શોધે છે.)

હેમ : (હળવેથી) હું શું કરીશ ? (વિરામ. ચીસ પાડતાં ) હું શું કરીશ ?
(ક્લોવ ચિત્ર જુએ છે, એને ઉતારી લે છે, એને ભીંત તરફ અવળું ફેરવી જમીન પર ઊભું રાખે છે, એની જગ્યાએ અલાર્મ ક્લૉક લટકાવે છે.) તું શું કરે છે ?

ક્લોવ : સંકેલવાનું.

હેમ : પૃથ્વી સામે જો.

ક્લોવ : પાછી !

હેમ : એ તને ક્યારની બૂમ પાડે છે.

ક્લોવ : તમારે ગળે સોજો આવ્યો છે ? (વિરામ.) તમારે ગોળી ચૂસવી છે ? (વિરામ.) ના ? (વિરામ.) અફસોસ.

(ક્લોવ ગુંજન કરતો કરતો જમણી બારી તરફ જાય છે, એની સામે અટકે છે, ઊંચું જુએ છે.)

હેમ : ગા નહીં.

ક્લોવ : (હેમ તરફ ફરતાં) હવે ગાવાનોય હક નથી ?

હેમ : ના.

ક્લોવ : તો એનો અંત કેવી રીતે આવશે ?

હેમ : તારે એનો અંત લાવવો છે ?

ક્લોવ : મારે ગાવું છે.

હેમ : હું તને નહીં રોકી શકું.

(વિરામ. ક્લોવ જમણી બારી તરફ જાય છે.)

ક્લોવ : મેં પેલી ઘોડીનું શું કર્યું ? ( એ ચારે બાજુ સીડી શોધે છે.) તમે પેલી ઘોડી નથી જોઈ ? ( એને એ દેખાય છે.) વાહ, અણીની પળે. ( એ ડાબી બારી તરફ જાય છે.) ક્યારેક મને વહેમ પડે છે કે મારું મગજ બરાબર છે ? પછી એ ઊડી જાય છે ને હું પહેલાં જેટલો વિશદ બનું છું. (એ સીડી ઉપર ચડે છે, બારી બહાર જુએ છે.) ક્રાઇસ્ટ, એ જળબંબાકાર છે ! (એ જુએ છે.) એ કેવી રીતે હોઈ શકે ? (એ નેજવું કરીને એનું માથું આગળ કરે છે.) વરસાદ પડ્યો નથી. (એ કાચ લૂછે છે, જુએ છે. વિરામ.) વાહ, હું કેવો જડભરત છું ! હું ઊંધી બાજુ છું. (એ નીચે ઊતરે છે, જમણી બારી તરફ કેટલાંક પગલાં ભરે છે.) જળબંબાકાર ! (એ સીડી લેવા પાછો જાય છે.) હું કેવો જડભરત છું ! (એ સીડી ઊંચકીને જમણી બારી તરફ જાય છે.) ક્યારેક મને વહેમ પડે છે કે મારું સાનભાન બરાબર છે ? પછી એ ઊડી જાય છે ને હું હંમેશ જેટલો બુદ્ધિશાળી બનું છું. (એ જમણી બારી નીચે સીડી ગોઠવે છે, એની ઉપર ચડે છે, એ બારી બહાર જુએ છે. એ હેમ તરફ ફરે છે.) તમે કોઈ ખાસ અંગ પસંદ કરો છો ? કે નર્યું સર્વાંગ ?

હેમ : સર્વાંગ.

ક્લોવ : સર્વાંગીણ દેખાવ. જરા એક પળ.

(એ બારી બહાર જુએ છે. વિરામ.)

હેમ : ક્લોવ.

ક્લોવ : (તલ્લીન) હું.

હેમ : તને ખબર છે એ શું છે ?

ક્લોવ : (તલ્લીન) હં.

હેમ : હું ક્યારેય ત્યાં નહોતો. (વિરામ.) ક્લોવ !

ક્લોવ: (હેમ તરફ ફરતાં, ખૂબ ગુસ્સે થઈ) એ શું છે ?

હેમ : હું ક્યારેય ત્યાં નહોતો.

ક્લોવ: તમે નસીબદાર.
(એ બારી બહાર જુએ છે.)

હેમ : ગેરહાજર, હંમેશાં. એ બધું મારા વિના બન્યું. મને ખબર નથી શું બન્યું છે. (વિરામ.) તને ખબર છે શું બન્યું છે ? ( વિરામ.) ક્લોવ !

ક્લોવ: (હેમ તરફ ગુસ્સે થઈ) હું આ ઉકરડા સામે જોઉં એમ તમે કહો છો ? હા કે ના ?

હેમ : પહેલાં મને જવાબ આપ.

ક્લોવ: શું ?

હેમ : તને ખબર છે શું બન્યું છે ?

ક્લોવ: ક્યારે ? ક્યાં ?

હેમ : (ઝનૂનથી) ક્યારે ! શું બન્યું છે ! તારું ભેજું ચલાવ, નથી ચલાવી શકતો ! શું બન્યું છે ?

ક્લોવ: ક્રાઈસ્ટના સોગંદ, એનું મહત્ત્વ છે ?
(એ બારી બહાર જુએ છે.)

હેમ : મને ખબર નથી.
(વિરામ. ક્લોવ હેમ તરફ ફરે છે.)

ક્લોવ: (કઠોરતાથી) જ્યારે મધર પેગે તમારી પાસે એમની દીવી માટે તેલ માગ્યું ને તમે એને કહી દીધું કે જહન્નમમાં જા ત્યારે તમને ખબર હતી કે એ પછી શું બની રહ્યું હતું, નહીં ? (વિરામ.) તમને ખબર છે એ – મધર પેગ શાનાથી મરી ગઈ ? અંધારાથી.

હેમ : (નરમાશથી) મારી પાસે જરાય નહોતું.

ક્લોવ: (કઠોરતાથી) હા, તમારી પાસે હતું.
(વિરામ.)

હેમ : તારી પાસે દૂરબીન છે ?

ક્લોવ: ના, એ જેમ છે તેમ પૂરી સ્પષ્ટ છે.

હેમ : જા, લઈ આવ.
(વિરામ. ક્લોવ એની આંખો ઊંચી કરે છે, એની મુઠ્ઠીઓ વીંઝે છે. એ સમતુલા ગુમાવે છે, જોરથી સીડી પકડી લે છે. એ નીચે ઊતરવા માંડે છે, અટકે છે.)

ક્લોવ: હું એક વાત ક્યારેય સમજીશ નહીં. (એ નીચે ઊતરે છે.) હું હંમેશાં શા માટે તમારો હુકમ પાળું છું. તમે મને એનો ખુલાસો કરી શકશો.

હેમ : ના...કદાચ એ કરુણા છે. (વિરામ.) કોઈક ઊંડી કરુણા. (વિરામ.) અરે, તું એ સહેલાઈથી સમજશે નહીં, તું એ સહેલાઈથી સમજશે નહીં.
(વિરામ. ક્લોવ ટેલિસ્કોપ શોધવા માટે રૂમમાં આમતેમ હાલવા માંડે છે.)

ક્લોવ : આપણાં આચરણથી હું થાકી ગયો છું, ખૂબ થાકી ગયો છું. (એ શોધે છે.) તમે એના પર તો નથી બેઠા ?

(એ ખુરશી ધકેલે છે, એ જે જગ્યાએ જ્યાં હતી ત્યાં એ જુએ છે, પાછો શોધવા માંડે છે.)

હેમ : (વિષાદથી) મને ત્યાં મૂકીને ન જા.(ક્લોવ ગુસ્સે થઈ ખુરશીને એની જગ્યાએ પાછી લઈ જાય છે.) હું બરાબર કેન્દ્રમાં છું ?

ક્લોવ : માઇક્રોસ્કોપની જરૂર પડે આ – (એ ટેલિસ્કોપ જુએ છે.) શોધવા માટે. વાહ, અણીની પળે.

(એ ટેલિસ્કોપ ઉપાડે છે, સીડી ઉપર ચડે છે, ટેલિસ્કોપ બારી તરફ ફેરવે છે.)

હેમ : મને કૂતરો આપ.

ક્લોવ : (જોતાં જોતાં) ચૂપ !

હેમ : (ગુસ્સાથી) મને કૂતરો આપ.

(ક્લોવ ટેલિસ્કોપ પડવા દે છે, બંને હાથે જોરથી એનું માથું પકડે છે. વિરામ. એ ભયંકર ઝડપથી નીચે ઊતરે છે, કૂતરો શોધે છે, એને જુએ છે, ઉપાડે છે, ઝડપથી હેમ તરફ જાય છે ને ઝનૂનથી એના માથામાં એનાથી મારે છે.)

ક્લોવ : આ તમારો કૂતરો તમારે માટે !

(કૂતરો જમીન પર પડે છે. વિરામ.)

હેમ : એણે મને માર્યો !

ક્લોવ : તમે મને પાગલ બનાવી દો છો, હું પાગલ છું !

હેમ : જો તારે મને મારવો જ હોય તો મને કુહાડીથી માર.(વિરામ.)અથવા ગલથી, મને ગલથી માર. કૂતરાથી નહીં. ગલથી. અથવા કુહાડીથી.

(ક્લોવ કૂતરો ઉપાડે છે ને હેમને આપે છે. હેમ એને એના હાથમાં તેડે છે.)

ક્લોવ : (કાલાવાલા કરતાં) ચાલો, આપણે રમવાનું બંધ કરીએ !

હેમ : ક્યારેય નહીં !(વિરામ.) મને મારા કૉફિનમાં સુવડાવી દે.

ક્લોવ : એકેય કૉફિન નથી.

હેમ : તો ભલે એનો અંત આવે.(ક્લોવ સીડી તરફ જાય છે.) ધમ્ દઈને !(ક્લોવ સીડી ઉપર ચડે છે, પાછો નીચે ઊતરે છે, ટેલિસ્કોપ શોધે છે, એને જુએ છે, ઊંચકે છે, સીડી ઉપર ચડે છે, ટેલિસ્કોપ ઊંચું કરે છે.) અંધકારથી ! ને મારા પર ? કોઈએ ક્યારેય મારા પર દયા રાખી છે ?

ક્લોવ : (ટેલિસ્કોપ નીચું કરતાં, હેમ તરફ ફરતાં) શું ? (વિરામ.) તમે મારો ઉલ્લેખ કરી રહ્યા છો ?

હેમ : (ગુસ્સાથી) જનાન્તિકે, વાનર ! તેં પહેલાં ક્યારેય જનાન્તિકે નથી સાંભળ્યું ? (વિરામ.) હું મારી અંતિમ સ્વગતોક્તિ માટે કમ્મર કસું છું.

ક્લોવ : હું તમને ચેતવું છું. હુકમ છે એટલે જ હું આ ગંદવાડ સામે જોવાનો છું. પણ

આ છેલ્લી જ વાર છે. (એ ટેલિસ્કોપ બહાર બાજુ ફેરવે છે.) ચાલો, આપણે જોઈએ. (એ ટેલિસ્કોપ હલાવે છે.) કાંઈ જ નહીં...કાંઈ જ નહીં ... સરસ...સરસ...કાંઈ જ નહીં ... સર – (એ ચોંકે છે, ટેલિસ્કોપ નીચું નમાવે છે, એને તપાસે છે, પાછો બહાર બાજુ ફેરવે છે. (વિરામ.) એનું કમનસીબ!

હેમ : વધારે સંકુલતા (ક્લોવ નીચે ઊતરે છે.) હું વિશ્વાસ રાખું, પ્રપંચમાં પ્રપંચ નથી.

(ક્લોવ સીડી બારીની વધારે નજીક હલાવે છે, એની ઉપર ચડે છે, ટેલિસ્કોપ બહાર બાજુ ફેરવે છે.)

ક્લોવ : (ભય પામી) નાના છોકરા જેવો દેખાય છે !

હેમ : (કટાક્ષથી) નાનો....છોકરો !

ક્લોવ : હું જાઉં ને જાઉં.(એ નીચે ઊતરે છે, ટેલિસ્કોપ પડવા દે છે, બારણા તરફ જાય છે, ફરે છે.) હું ગલ લઈ જાઉં.

(એ ગલ શોધે છે, જુએ છે, ઉપાડે છે, બારણા તરફ ઉતાવળે જાય છે.)

હેમ : ના.

(ક્લોવ અટકે છે.)

ક્લોવ : ના ? ભવિષ્યનો જન્મદાતા ?

હેમ : જો એ હયાત હોય તો એ ત્યાં મરી જશે અથવા એ અહીંયાં આવશે. ને જો એ નહીં...

(વિરામ.)

ક્લોવ : તમને મારામાં વિશ્વાસ નથી ? તમે એમ વિચારો છો કે હું કલ્પના કરું છું ?

(વિરામ.)

હેમ : એ જ અંત છે, ક્લોવ, આપણે અંત પાસે આવી ગયા છીએ. હવે મને તારી જરાય જરૂર નથી.

(વિરામ.)

ક્લોવ : તમે નસીબદાર.

(એ બારણા તરફ જાય છે.)

હેમ : તું જાય એ પહેલાં ... (ક્લોવ બારણા નજીક અટકે છે) ... કાંઈક કહે.

ક્લોવ : કાંઈ જ કહેવાનું નથી.

હેમ : બેચાર શબ્દ ... મારા હૃદયમાં ... મમળાવવા.

ક્લોવ : તમારા હૃદયમાં !

હેમ : હા. (વિરામ. જબરદસ્તીથી ) હા. (વિરામ.) અંતે બીજા બધા માટે પડછાયા, ગણગણ, તમામ વિપત્તિથી અંત આવશે. (વિરામ.) ક્લોવ... એણે મારી સાથે ક્યારેય વાત ન કરી. પછી અંતે, એ ચાલી ગયો એ પહેલાં, મેં એને કહ્યું નહોતું તો પણ એણે મારી સાથે વાત કરી. એણે કહ્યું...

ક્લોવ : (નિરાશાથી) આહ....!
હેમ : તારા હૃદયમાંથી... કાંઈક.
ક્લોવ : મારા હૃદયમાંથી !
હૅમ : તારા હૃદયમાંથી ... બેચાર શબ્દ.
(વિરામ.)
ક્લોવ : (પ્રેક્ષકગૃહ તરફ એકીટશે, એકધારા સ્વરે) એમણે મને કહ્યું, આ પ્રેમ છે, હા, હા, કોઈ શંકા નથી, હવે તું જો એ કેટલું-
હેમ : સ્પષ્ટ ઉચ્ચાર કર !
ક્લોવ : (પ્રેક્ષકગૃહ તરફ ફરી એકીટશે એકધારા સ્વરે ) એ કેટલું સહેલું છે. એમણે મને કહ્યું, આ મૈત્રી છે, હા, હા, કોઈ સવાલ નથી, તમને એ મળી છે. એમણે મને કહ્યું, આ એ જ જગ્યા છે, ઊભો રહે, તારું માથું ઊંચું કર ને એ સમસ્ત સૌન્દર્ય સામે, સમસ્ત વ્યવસ્થા સામે જો ! એમણે મને કહ્યું, ચાલ હવે, તું જંગલી પ્રાણી નથી, આ બધા વિશે વિચાર કર ને તું જોઈશ કે બધું કેટલું સ્પષ્ટ ને કેટલું સરળ બની જાય છે ! એમણે મને કહ્યું, એ બધાની, એમના ઘાથી મરવા પડેલા એ બધાની કેટલી કુશળતાથી સંભાળ રાખે છે.
હેમ : બસ હવે !
ક્લોવ : (પ્રેક્ષકગૃહ તરફ ફરી એકીટશે એકધારા સ્વરે) હું મનોમન કહું છું – જો તને મન હોય કે એક દિવસ એ બધા તને સજા કરતાં કંટાળી જાય તો ક્લોવ, તારે ક્યારેક વધારે સારી રીતે રહેવાનું શીખવું જ જોઈએ. હું મનોમન કહું છું – જો તને મન હોય કે એક દિવસ એ બધા તને જવા દે તો ક્લોવ, તારે ક્યારેક ત્યાં વધારે સારી રીતે રહેવાનું શીખવું જ જોઈએ. પણ નવી ટેવ પાડવા માટે લાગે છે કે હું ખૂબ વૃદ્ધ થઈ ગયો છું ને ખૂબ દૂર ચાલી ગયો છું. સરસ, એનો ક્યારેય અંત આવશે નહીં, હું ક્યારેય જઈશ નહીં.(વિરામ.) પછી એક દિવસ એકાએક એનો અંત આવે છે, એ પરિવર્તન પામે છે, હું સમજતો નથી, એ મરી જાય છે અથવા હું, હું એ પણ સમજતો નથી. ઊંઘવું, જાગવું, સવાર, સાંજ – શેષ શબ્દોને હું પૂછું છું. એમને કાંઈ જ કહેવાનું નથી. (વિરામ.) હું ભોંયરાનું બારણું ઉઘાડું છું ને જાઉં છું. હું એટલો વાંકો વળી ગયો છું, જો હું મારી આંખ ઉઘાડું છું તો હું ફક્ત મારા પગ જોઉં છું, ને મારા બંને પગની વચ્ચે કાળી મેશની નાની અમથી રેખા જોઉં છું. હું મનોમન કહું છું કે પૃથ્વી બુઝાઈ ગઈ છે, જોકે મેં એને ક્યારેય ચેતવેલી જોઈ નહોતી. (વિરામ.) આ તો સરળ છે.(વિરામ.) જ્યારે હું પડી જઈશ ત્યારે હું સુખ માટે આંસુ સારીશ.
(વિરામ. એ બારણા તરફ જાય છે.)
હેમ : ક્લોવ ! (ક્લોવ ફર્યા વિના અટકે છે.) કાંઈ જ નહીં. (ક્લોવ આગળ જાય છે.) ક્લોવ !
(ક્લોવ ફર્યા વિના અટકે છે.)

ક્લોવ : અમે આને જ 'બહાર જાય છે' કહીએ છીએ.

હેમ : હું તારો ઋણી છું, ક્લોવ, તારી તમામ સેવા માટે.

ક્લોવ : (ફરતાં, તીવ્રતાથી) અરે, માફ કરજો, ઋણી તો હું છું તમારો.

હેમ : ઋણી તો આપણે છીએ એકબીજાના. (વિરામ, ક્લોવ બારણા તરફ જાય છે.) એક બીજી વાત. (ક્લોવ અટકે છે.) આખરી મહેરબાની. (ક્લોવ બહાર જાય છે.) મને ચાદરથી ઢાંકી દે.(લાંબો વિરામ.) ના ? સરસ. (વિરામ.) હવે મારે રમવાનું. (વિરામ. કંટાળાથી) અસલથી હારેલી આખરી રમત અસલની, રમી લે ને હારી જા ને હારવાનો જ અંત લાવી દે. (વિરામ. વધુ જીવંત) ચાલ, જોવા દે. (વિરામ.) અરે હા ! (એ ગલને હોડીના વાંસડાની જેમ પકડીને ખુરશી હંકારવાની કોશિશ કરે છે. ક્લોવ અંદર આવે છે. પનામા હૅટ, ટ્વીડ કોટ, હાથમાં રેઈનકોટ, છત્રી, બૅગ. એ બારણા પાસે અટકે છે ને ત્યાં જ હૅમ પર સ્થિર આંખે, નિર્વિકાર ને નિશ્ચલ ઊભો રહે છે. હૅમ કોશિશ છોડી દે છે.) સરસ. (વિરામ.) નાખી દે. (એ ગલ ફેંકી દે છે,) કૂતરો ફેંકવા જાય છે, માંડી વાળે છે.) નિરાંત રાખ. (વિરામ.) અને હવે ? (વિરામ.) હૅટ ઊંચી કર. (એ એની તૉક ઊંચી કરે છે.) આપણા... કૂલાને શાંતિ. (વિરામ.) ને પાછી પહેર. (એં એની તૉક પાછી પહેરે છે.) ફિટુસ. (વિરામ. એ એનાં ચશ્માં ઉતારે છે) લૂછી નાખ. (એ એનો રૂમાલ બહાર કાઢે છે ને એને ઉખેળ્યા વિના એનાં ચશ્માં લૂછે છે.) ને પાછાં પહેર. (એ એનાં ચશ્માં પહેરે છે, રૂમાલ એના ખીસામાં પાછો મૂકે છે.) અમે આવીએ છીએ. આવા કેટલાક બીજા તરફડાટ ને હું બૂમ પાડીશ. (વિરામ.) કેટલીક કવિતા. (વિરામ.) તેં પ્રાર્થના કરી – (વિરામ. એ એને સુધારે છે.) તેં રાત માટે વિલાપ કર્યો; એ આવે છે – (વિરામ. એ એને સુધારે છે.) ને એ ઊતરે છે : હવે અંધકારમાં વિલાપ કર. (એ કાવ્યપઠન કરતો હોય એમ ફરીથી બોલે છે.) તેં રાત માટે વિલાપ કર્યો ને એ ઊતરે છે : હવે અંધકારમાં વિલાપ કર. (વિરામ.) એ, સરસ રચના. (વિરામ.) ને હવે ? (વિરામ.) કાંઈ જ નહીં માટેની પળો, હંમેશાની જેમ જ હમણાં, સમય ક્યારેય નહોતો ને સમય પૂરો થાય છે, લેણદેણ બંધ ને વાર્તાનો અંત. (વિરામ. કથનનો સૂર.) જો એ એના બાળકને સાથે રાખી શક્યો હોત... (વિરામ.) હું એ જ પળની રાહ જોતો હતો. (વિરામ.) તું એને નથી તજી દેવા માગતો ? જ્યારે તું કરમાતો હોય ત્યારે તું એને ખીલવા દેવા માગે છે ? છેલ્લી પહેલાંની છેલ્લી અબજો પળોએ આશ્વાસન આપવા માટે રાખવા માગે છે ? (વિરામ.) એને ભાન થતું નથી, એને ખબર છે કેવળ ભૂખની, ને ટાઢની, ને એના શિરમોર મૃત્યુની. પણ તને ? તને તો ખબર હોવી જ જોઈએ પૃથ્વી કેવી છે, હમણાં હમણાં. અરે, મેં એની જવાબદારી પહેલાં એનો વિચાર કર્યો. (વિરામ. હંમેશનો અવાજ.) ભલે, આપણે છીએ, હું છું, એ બસ છે. (એ વ્હિસલ એને હોઠે મૂકે

છે, અચકાય છે, એને પડતી મૂકે છે. વિરામ.) હા, સાચેસાચ ! (એ વ્હિસલ મારે છે. વિરામ. વધારે મોટેથી. વિરામ.) સરસ. (વિરામ.) બાપુ ! (વિરામ. વધારે મોટેથી) બાપુ ! (વિરામ.) સરસ. (વિરામ.) અમે આવીએ છીએ. (વિરામ.) ને અંત શાનાથી ? (વિરામ.) નાખી દે. (એ કૂતરો ફેંકી દે છે. એ ગળામાંથી વ્હિસલ તોડી નાખે છે.) મારાં અભિનંદન. (એ વ્હિસલ પ્રેક્ષકગૃહમાં ફેંકે છે. વિરામ. એ સૂંઘે છે. હળવેથી) ક્લોવ ! (લાંબો વિરામ.) ના ? સરસ. (એ રૂમાલ બહાર કાઢે છે.) આપણે અત્યારે એ રીતે એ રમીએ છીએ એટલે... (એ રૂમાલ ઉખેળે છે)... ચાલ, આપણે એ રીતે જ રમીએ... (એ ઉખેળે છે.) ... ને એના વિશે કાંઈ જ વાત ન કરીએ... (એ ઉખેળે છે.)... કાંઈ જ વાત ન કરીએ. (એ રૂમાલ પહોળો કરીને એની સામે ધરે છે.) ચુસ્ત જોડીદાર ! (વિરામ.) તું... રહી જાય છે.

(વિરામ. એ એનો ચહેરો રૂમાલથી ઢાંકે છે, એના હાથ ખુરશીના હાથા પર નીચા નમાવે છે, નિશ્ચલ બેઠો રહે છે.

પળ વાર બધું ચિત્રવત્.)

- પડદો -



૪. બેકેટ, ૧૯૭૩માં



## શિરીષ પંચાલ

•

## અને છેલ્લે

છેલ્લાં દોઢસો વર્ષોના ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વના આપણે સાક્ષી છીએ, એમાં અનેક પ્રકારના વારાફેરા આવી ગયા, કેટલાંય સામયિકો શરૂ થયાં, બંધ થયાં, ક્યારેક બંધ થયેલાં પુનર્જીવિત થયાં, ક્યારેક બે સામયિકો એકબીજામાં ભળી ગયાં, કેટલાંકનાં કાયાકલ્પ થયા. આમ છતાં સામયિકના વાચક કે ગ્રાહક તથા એ સામયિકના લેખકો વચ્ચે સેતુરૂપ કામગીરી એને બજાવવાની હોય છે એ તો કોઈ પણ સ્થળે, કોઈ પણ સમયે સ્વીકારવી પડે છે. આપણી સામે ભૂતકાળમાં કયાં સામયિકો હતાં અને આજે કયા પ્રકારનાં સામયિકો છે એને આધારે પણ આ વાત કરી શકાય. પરંતુ જ્યાં સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં સામયિકોની એક એક સૂચિ (જેટજેટલી રીતે સૂચિ થઈ શકે એટએટલી રીતે) ન થાય ત્યાં સુધી તો આપણા સાહિત્યનો ઇતિહાસ પણ અધૂરો રહે, બીજા તબક્કે એ સામયિકોમાંથી ચયન કરીને સંપાદનગ્રંથો તૈયાર થયેલા હોવા જોઈએ. અત્યારે (ગુજરાતીમાં) કુમાર, વીસમી સદી, વસંત, ગ્રંથ જેવાં સામયિકો વિશે કામ ચાલી રહ્યું છે એ જાણમાં છે. કદાચ ખૂણે બેસીને બીજાઓ પણ આવું કાંતણકામ કરી રહ્યા હશે. આવા સેતુકર્મનો એક આદર્શ પણ ઊભો કરી શકાય. પણ આવા આદર્શોને બાજુ પર રાખીને વિચારીએ તો કેટલાંક પરિબળો પર આ બધાનો આધાર હોય છે; સામયિકો જુદાજુદા પ્રકારનાં હોય તો સેતુકર્મ જુદી જુદી રીતે થાય. દા.ત.

૧. માત્ર સર્જનાત્મક કૃતિઓ પ્રગટ કરતાં સામયિકો (તેમાંય કોઈ માત્ર કાવ્યકૃતિઓ, કોઈ માત્ર કથાસાહિત્ય પ્રગટ કરતાં હોય)

૨. માત્ર વિવેચનસામગ્રી પ્રગટ કરતાં સામયિક

૩. સર્જન-વિવેચન બંનેને આવરી લેતાં સામયિક (ઘણું કરીને સાહિત્યિક)

૪. સાહિત્ય અને અન્ય વિદ્યાશાખાઓને આવરી લેતાં સામયિક

૫. આવી પડેલી સામગ્રીમાંથી ચયન કરીને પ્રગટ થતાં સામયિક

૬. વિશેષાંકો, વિશેષાંગો માટે યોજનાબદ્ધ રીતે મંગાવવામાં આવતી સામગ્રીને પ્રગટ કરતાં સામયિક(પરદેશોમાં ક્યાંક ક્યાંક એવી સૂચના આપવામાં આવે છે કે વગર આમન્ત્રણે લેખો મોકલવા નહિ).

આવાં સામયિક કસીકસીને ટકોરાબંધ સામગ્રી પીરસે છે, પીએમએલએ નામના સામયિકના અંદરના પાને લખવામાં આવતું હતું કે આ સામયિક બાળવિવેચકોનું ક્રીડાંગણ નથી, તો કેટલાંક સામયિક વધુ પડતી ઉદાર રુચિ ધરાવતાં હોય છે.

આ ઉપરાંત જે તે સમયની વિશિષ્ટ આબોહવા, એ સમયના પ્રશ્નો અને એ સમયની જરૂરિયાતોને પણ ધ્યાનમાં રાખવાં પડે. દલપતરામ એ સમયે (૧૮૫૫) કહી શક્યા હતા :

જે જે સજ્જન જગતમાં પઢશે બુદ્ધિપ્રકાશ
તો તેની દલપત કહે પ્રભુ પૂરી કર આશ.

એ સમયે માત્ર નર્મદ જ સુધારાદિત્ય બનીને ઘૂમતો ન હતો, દલપતરામ પણ ઘૂમતા રહ્યા હતા. જાદુના પ્રયોગોને મંત્રતંત્ર સાથે સંબંધ નથી એમ સમજાવવાની ત્યારે ખાસ જરૂર હતી(કદાચ આજે પણ છે). હવે આજે એ બાબતો માટે બીજાં પ્રકારનાં પત્રોનો ઉપયોગ કરી શકાય છે.

સંપાદકીય દૃષ્ટિકોણ બહુ મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. કેટલીક વખત એવી દલીલ કરવામાં આવે છે કે સંપાદકે તટસ્થ રહેવાનું હોય છે. પરંતુ આપણા સૌનો અનુભવ છે અને વાસ્તવિકતા પણ છે કે સંપાદક ભાગ્યે જ તટસ્થ રહી શકે છે. એનેય વ્યવહારુ સમસ્યાઓનો સામનો કરવો પડે છે. એવે વખતે માનવસહજ નબળાઈઓનો તે ભોગ બની બેસે છે. 'બુદ્ધિપ્રકાશ' સામયિકના દોઢસો વર્ષના ઇતિહાસમાં સેતુકર્મની તરાહો બદલાતી ગઈ છે. સંપાદકો બદલાતા ગયા, સાહિત્યની વિભાવનાઓ બદલાતી ગઈ, ભાવકોની રુચિમાં પરિવર્તનો આવ્યાં : આ બધાનો ઇતિહાસ આપણી સામે હોય તો એ અન્ય સામયિકોના સંદર્ભે ખાસ્સો કામ લાગે.

કેટલીક વાર સમયના સાવ નાના પટમાંય સંપાદકીય દૃષ્ટિકોણમાં આમૂલ પરિવર્તન આવી શકે. આના લાક્ષણિક દૃષ્ટાંત તરીકે 'ક્ષિતિજ'ને ટાંકી શકાય. શરૂઆતનાં બે વર્ષોમાં આ સામયિક વિનોબાપ્રેરિત ભૂદાનપ્રવૃત્તિનું વાહક હતું. આ બે વરસોમાં પણ પહેલાં બે વરસમાંથી બીજું વરસ વળી સંપાદકીય દૃષ્ટિએ જુદું પડી ગયું હતું. સુરેશ જોષીના સંપર્કમાં આવ્યા પછી પ્રબોધ ચોકસીએ એને જુદું રૂપ આપવાનો ગંભીર પ્રયત્ન કર્યો હતો, પછી તો આધુનિક સાહિત્યવિચારની સાથે સાથે ઇતર કળાઓના જગતને અહીં સ્થાન મળતું થયું.

ક્યારેક આપણને પ્રશ્ન થશે કે પંડિતયુગનાં સામયિકોમાં સર્જનાત્મક કૃતિઓની કક્ષા નબળી શા માટે જોવા મળી ? બીજી બાજુએ એ સામયિકોમાં વૈચારિક આબોહવા ખૂબ જ ગંભીરતાથી પ્રગટાવવામાં આવી હતી, એમાં માત્ર સાહિત્ય આવતું ન હતું, અનેક

વિદ્યાશાખાઓને સ્થાન મળતું હતું. એના દ્વારા એના વાચકોનું ઘડતર થયું, એના ઉત્તમ પરિણામ ગાંધીયુગમાં જોવા મળ્યાં.

ધારો કે કોઈ આપણને ભાવકોની રુચિઘડતરનું કાર્ય સૌથી વધારે કોણે કર્યું એવો પ્રશ્ન પૂછે તો એનો ઉત્તર આપવા ઝાઝો વિચાર કરવો ન પડે. હોઠ પર 'કુમાર'નું જ નામ આવે. 'વીસમી સદી'ના સંપાદક હાજી મહંમદ શિવજી અલ્લારખિયાએ રવિશંકર રાવળને અને પાછળથી બચુભાઈ રાવતને કેળવ્યા. એ સમયે ગુજરાતમાં કળા માટેનું કોઈ અનુકૂળ વાતાવરણ ન હતું. આ શૂન્યાવકાશ 'કુમાર' દ્વારા પૂરો કરવા માટે ભવ્ય, પ્રશંસનીય પુરુપાર્થ કરવા આવ્યો. આ સામયિકમાં પ્રગટ થયેલી ચિત્રકૃતિઓ, શિલ્પ-સાહિત્યકૃતિઓ, છબિઓની યાદી તપાસીશું તો આપણને માત્ર વૈવિધ્ય જ નહીં; ઉત્તમતાનો પણ ખ્યાલ આવશે.

આપણા સંપાદકો જાહેરમાં પોતાને નડતા પ્રશ્નો વિશે જ્યારે રજૂઆતો કરે છે ત્યારે કેટલીક વાર એમાં બૌદ્ધિક અપ્રામાણિકતા, નિખાલસતાનો અભાવ હોય છે. ખરેખર તો પૂરેપૂરી મોકળાશથી ચર્ચાવિચારણાઓ થાય તો જ જરા જુદા પ્રકારનું જીવંત વાતાવરણ ઊભું થાય.

૨૮-૨-૦૩

---

## ક્ષિતિજ સંશોધન પ્રકાશનનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| *સુરેશ જોષી સંચય* | સં. જયંત પારેખ<br>શિરીષ પંચાલ | રૂ.૧૦૦/- |
| *શોધ નવી દિશાઓની* | સં. જયંત પારેખ<br>શિરીષ પંચાલ | રૂ.૪૦/- |
| *કાવ્યવિવેચનની સમસ્યાઓ* | શિરીષ પંચાલ | રૂ.૪૫/- |
| *કાવ્યબાની* | નીતિન મહેતા | રૂ.૧૫૦/- |



અનુક્રમ



આવરણ :
પારીસની એક કાફેમાં બેઠેલા બેકેટ

•

પ્રકાશન તારીખ :
૨૫-૩-૨૦૦૩

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક : સુરેશ જોષી
સંપાદક : રસિક શાહ   જયંત પારેખ

એતદ્ : ૧૫૩-૧૫૪
વર્ષ : ૨૩ અંક : ૧-૨ જાન્યુઆરી-જૂન ૨૦૦૨

વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- ($ 5) (£ 3.5)
આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- ($ 50) (£ 35)
શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- ($ 100) (£ 70)
(રકમ Etad ને નામે રોકડ/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.
'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)

સંપાદન અને વ્યવસ્થા અંગેનો વ્યવહાર

એતદ્
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે,
વી. એન. પૂરવ માર્ગ, દેવનાર,
મુંબઈ-૪૦૦ ૦૮૮.

મુદ્રણ
મંજુલ ગ્રાફિક્સ, મુંબઈ.



આ અંકમાં
મધુરાયની નવલકથા 'કિમ્બલ રેવન્સવુડ'નાં
બે નાટ્યરૂપ



ડિઝાઇન : નૌશિલ મહેતા

આવરણ ચિત્રો : અતુલ ડોડિયા સર્જિત 'મનગમતી કન્યાની શોધમાં'ના 'બૅકડ્રૉપ્સ' :
પ્રમુખ ચિત્ર – 'મુંબઈના રસ્તા'
અન્ય ચિત્રો, ડાબેથી – 'યોગેશનું ઘર', 'ભાવનાનું ઘર', 'હોટેલ રૂમ',
'સરલાનું ઘર', 'ઝંખનાની અગાશી', 'કૉફી શૉપ'.

પ્રકાશન તારીખ : ૨૭.૪.૨૦૦૪

'યોગેશ પટેલનું વેવિશાળ'

ભજવતાં પહેલાં લેખકની લેખિત પરવાનગી લેવી. પરવાનગી મેળવવાનું સરનામું :

madhuthaker@hotmail.com

અભિનેતા એક : લેખક

અભિનેતા બે : યોગેશ

અભિનેતા ત્રણ : શંકરલાલ / મગનલાલ

અભિનેતા ચાર : દેવુભાઈ

અભિનેતા પાંચ : જિતુ / ટેક્સીવાળો/ કુલી / વ્હીલરવાળો / ગઢવી

અભિનેતા પાંચ : જસુભાઈ / જ્યોતિષી / એજન્ટ / લાલભાઈ / મહેતા / સ્પેશ્યલિસ્ટ / શુકલાજી

અભિનેતા છ : ખોડીદાસ / ખુશાલદાસ / પટાવાળા

અભિનેતા સાત : છાપાંવાળો / બેલબોય / મન્વંતરરાય / જીવણલાલ / મનસુખભાઈ

અભિનેતા આઠ : ગોવિંદ /વસંત / ગોધુભાઈ / રોશનલાલ

અભિનેતા નવ : ઋષિ

અભિનેતા દસ : સત્યમ્

અભિનેત્રી એક : પેગી / સુમિયે / ઇલેના

અભિનેત્રી બે : કાંતાબેન / મમ્મી / મિસિસ શુક્લાજી

અભિનેત્રી ત્રણ : ભદ્રાબેન

અભિનેત્રી ૪-૧૮ : અંજલિ / વિશાખા / કીર્તિ / હંસા / મમતા / પદ્મા / પ્રગતિ / રોહિણી / નદિંની / ભાવના / ઝંખના/ ફાલ્ગુની / સરલા / ચંદ્રિકા

અભિનેત્રી ૧૯ : રાશિવર્ણન / એરપોર્ટ એનાઉન્સમેન્ટ

આ નાટક યુવાન અભિનેતા-અભિનેત્રીઓની મંડળી હસતાંરમતાં રજૂ કરે; આમાંનાં લઘુ દૃશ્યો ઊપસે ને આથમે તથા પાત્ર કરનાર છોકરા-છોકરીઓ કેલાઇડોસ્કોપની જેમ ભેગાં થાય અને વિખેરાય, નવાં નવાં સંયોજન યોજાય.

પાત્રોની આ ગોઠવણમાં અનુકૂળતા મુજબ ફેરફાર કરી શકાય; યોગેશનું પાત્ર એક જ અભિનેતા ભજવે અથવા જુદાં જુદાં દૃશ્યોમાં અલગ અલગ અભિનેતાઓ ભજવે; કન્યાઓનાં પાત્રો એક જ અભિનેત્રી અથવા ૧૪ અલગ અલગ અભિનેત્રીઓ રજૂ કરે.

રાશિવર્ણન નેપથ્યમાંથી બોલાય, અથવા કન્યાઓ જાતે બોલે; અથવા અલગ અલગ વ્યક્તિઓ બોલે; અથવા વર્ણન સદંતર રદ કરી શકાય.પાત્રો દ્વારા કહેવાતી મંચસૂચનાઓ ઓછીવત્તી કરી શકાય. આ નાટકમાં એનઆરઆઈની હાંસી કરવાની નથી.

# યોગેશ પટેલનું વેવિશાળ

## મધુ રાય

### અંક પહેલો

લેખક : શિકાગોના ઓહેર એરપોર્ટ ઉપર એક માણસ કાર્સન પિયરી સ્કોટના બારની દીવારકદ કાચની બારીઓમાંથી બરફ છવાયેલાં મકાનોનાં છાપરાં, વિમાનો, અને ગંજાવર એરપોર્ટની ચાલુ દોડધામ વિસ્મયથી તાકતો બેઠો છે. તે માણસના હાથમાં બીયરનો ગ્લાસ છે. તે માણસ બીયરનો ઘૂંટડો ભરે છે. તે માણસ હું છું. અમદાવાદનો એક ગુજરાતી લેખક. નવલકથાકાર, કથાકાર. – અચાનક અનેક પ્રવાસીઓથી શરાબખાનાનો ખંડ ભરાઈ જાય છે. ભીડ થાય છે : સ્ત્રીઓ, પુરુષો, બાળકો, ટૂરિસ્ટો, બિઝનેસમેન, ટીનએઈજર્સ. ભીડ થાય છે. ભીડ થાય ત્યારે ત્યારે હું વ્યાકુળ બનું છું. મારે મારી વાર્તા કહેવાની છે. પણ તે કોઈ કલ્પિત વાર્તાના અસ્તરમાં સંતાડીને કહેવી છે. અને મારું પાત્ર બીજાના મહોરા પાછળ છુપાવીને કહેવી છે. અને હું આસપાસ નજર કરું છું. – વાહ ! આ છોકરો ગુજરાતી છે. સૂટ, બૂટ, ટાઈ ! એરટિકિટ તપાસી કોટના અંદરના ખિસ્સામાં પાસપોર્ટની સાથે ગોઠવી મૂકે છે. ગોલ્ડ કફલિંકને ફૂંક મારીને રૂમાલથી પોલિશ કરે છે. કફલિંક પર તેનો મોનોગ્રામ છે : વાય/એસ/પી. લગેજના લેબલ ઉપર એડ્રેસ છે : વાય એસ પટેલ, ગુરુકૃપા, શ્રીધર સોસાએટી, અમદાવાદ ૧૪, ઇન્ડિયા. સરસ ! – આ છોકરો, વાય એસ પટેલ; મોટા ભાગે ટૂંક સમય માટે ઇન્ડિયા જાય છે. કદાચ એના ફાધરે પેપરમાં એડ આપી દીધી હશે; ગ્રીન કાર્ડ ધરાવે છે; કાસ્ટ નો બાર. વેલસેટલ્ડ. ફન લવિંગ. કેવી જાતની ફન અને કેવું લવિંગ એ અધ્યાહાર. પટેલ છે; લાખોની ડાવરી મેળવશે; સરસ કોડીલી કન્યા લાવશે, આ વાય એસ પટેલ. વાય...વાય એટલે માનો કે યોગેશ. – યોગેશ શંકરલાલ પટેલ. શંકરલાલ પટેલનો સેકન્ડ નમ્બરનો સન યોગેશ શિકાગોમાં એમબીએનો સ્ટડી કરે છે. કેડઝી સ્ટ્રીટ ઉપર રૂમમેઇટની સાથે એપાર્ટમેન્ટ શેર કરે છે. કિમ્બલ રેવન્સવૂડ ટ્રેઇન લઈને ડાઉનટાઉન લૂપ ઉપર કામ કરવા જાય છે. અચાનક ફાધરનો ફેક્સ આવ્યો છે. બે વીકની લીવ લઈને ઇન્ડિયા જાય છે. બે વીકમાં છોકરી પસંદ કરી, લગ્ન કરી પાછા જોબ જોઇન કરવાની છે. – આ છોકરો, યોગેશ, એને હું મારી વાર્તાનો નાયક બનાવીશ. મારા સ્થાને તે મારા તકદીરનો માર ખાશે અને મેં નથી કરી તે મજાઓ કરશે. અને એમ મારા પાત્ર વિના મારી વાત મારાથી કહી શકાશે. એમાં મારી લાલસા, મારી ધગશ, મારું ઝનૂન હશે; મારા લાગણીવેડાની હાંસી હશે, સ્લાઇટ રોમાન્સ, થોડીક હ્યૂમર, દેશદાઝ,

સમાજસુધારો, જ્યોતિષ, વિમેન્સ લિબરેશન. અને ઝરમર ઝરમર વિનોદ, જવાનીનું જોશ. સ્ટોરી છે.

*યોગેશને થોડા કાગળ આપે છે. યોગેશ એક લઈ બાકીના બીજાંને વહેંચે છે. સૌ વાંચી ખિસ્સામાં મૂકે છે.*

યોગેશ : શંકરભઈ ઝેડ પટેલનો સેકન્ડ નમ્બરનો સન યોગેશ શિકાગોમાં એમબીએનો સ્ટડી કરે છે. સમરમાં ફુલટાઇમ અને બાકી પાર્ટટાઇમ જોબમાં રેગ્યુલર ડોલર બચાવી બ્લેકમાં ફાધરને ઇન્ડિયા મોકલે છે.

શંકરલાલ : શંકરભઈ ઝવેરભઈ પટેલ. મૂળ કડીના. ત્રણ પેઢીથી અમેડાબાડમાં સેટલ છીએ. દાણાબજારમાં હોલસેલ વહેપાર ચાલે છે.

લેખક : યોગેશે મોકલેલા બ્લેકના પૈસામાંથી શંકરલાલે સોસાયટીમાં બંગલો બનાવ્યો છે.

શંકરલાલ : અને મોટા સન જિતુને સ્કૂટર અપાવ્યું છે.

જિતુ : જિતુ મોટો છે, હાઇટબોડી ! યોગેશ જેવો ખેંખલી નથી. નોનમેટ્રિક ! મિલમાં સર્વિસ કરતો હતો. જિતુ. લિટલ બિટ તમાકુની આદત.

યોગેશ : યોગેશ નાનો; પણ બ્રાઇટ.

શંકરલાલ : એટલે શંકરલાલ ખાધેપીધે સુખી હતા.

□

લેખક : યોગેશ શિકાગોમાં વિન્ડીબર્ગર રેસ્ટોરાંમાં કામ કરે છે; ત્યાં સાથે કામ કરતી માર્ગારેટ વિલિયમ્સ યાને પેગીએ એક વાર તેને લિફ્ટ આપી. યોગેશે થેંક યૂ કહીને હાથ મિલાવ્યો. આ પહેલાં તેણે કોઈ છોકરીને હાથ લગાડેલો નહીં. પેગીએ તેનો હાથ દબાવી પકડી રાખ્યો. યોગેશને તે બહુ ફાઇન લાગેલું. પછી બહુ ફાઇન રીતે સ્ટેર કરીને પૂછ્યું –

પેગી : You're not gay, are you?

યોગેશ : N-No.

પેગી : Peggy kissed him on the lips.

યોગેશ : Boyho-boy! — અને પછી તો પેગી અને યોગેશ ડેઇટ ઉપર જતાં. આજે હેવી ડેઇટ હતી. બોયોબોય!

□

જસુભાઈ : યોગેશ! – સડનલી ડોરમાંથી બાજુવાળા જસુભાઈએ બૂમ પાડી. – યોગેશ?

યોગેશ : ઓહ! જસુભાઈ! આહ...ઓ, અ...સોરી. આજે તમારે મૂવ થવાનું છે. રાઇટ ! હું સાવ ભૂલી ગયેલો.

પેગી : Hi, Yogesh.

જસુભાઈ : જસુભાઈ ડોરમાંથી આઘા ખસી જાય છે.

યોગેશ : Hi, Peggy...This is Jasubhai, my neighbor. Jasubhai, this is Peggy. We work together.

જસુભાઈ : રાઇટ! – જસુભાઈ યોગેશના ફાધરના સબંધી હતા. તેમણે એરોગ્રામ

લખીને શંકરલાલને ડીટેઇલ આપી દીધી કે –

□

શંકરલાલ : તમારો બાબો યોગેશ અમેરિકન છોકરીના પંજામાં ફસાયો છે. – તરત શંકરલાલે ફેમિલી એસ્ટ્રોલોજર બ્રહ્મકુમાર જોશીને બતાવ્યું.

જ્યોતિષી : આ વરસમાં યોગેશને મેરેજનો સોલિડ ચાન્સ છે.

□

શંકરલાલ : એટલે શંકરલાલ દેવુભાઈને મળવા ગયા. – દેવુભઈ છે?

કાંતાબેન : ના. હજી હોફિસે છે. – દેવુભાઈનાં વાઇફ કાંતાબેને કહ્યું.

દેવુભાઈ : દેવુભાઈ શંકરલાલના કઝિન બ્રધર હતા. બહુ પૈસાપાત્ર હતા. કાંઈ પણ મોટું કામ શંકરલાલ દેવુભાઈને પૂછીને કરતા. દેવુભાઈને બે બંગલા હતા, ત્રણ ગાડીઓ હતી, ચાર ફેક્ટરીઓ હતી અને એક રખાત હતી. શંકરલાલના ફેમિલી ઉપર એમનો ભાવ હતો.

શંકરલાલ : પણ... દેવુભાઈનાં વાઇફ કાંતાબેનની વાત કાંઈ ઓર હતી.

કાંતાબેન : દિવસની હોફિસે નહીં હોય તો રાતની હોફિસે હશે.

શંકરલાલ : એટલે ?

કાંતાબેન : હશે પેલી ચુડેલની પાસે.

શંકરલાલ : દેવુભાઈ કોઈ વાણિયાણી પાછણ ઘાઘરીઘેલા છે એવી વાતો ઊડતી હતી.

કાંતાબેન : જુવો શંકરલાલ, તમે પેલી વાણિયાણી ચુડેલનો પત્તો લાવી આપો ને, તો હું તમારા મોટા દીકરાને પણ અમેરિકા જવાના પૈસા આલીશ.

શંકરલાલ : કાંતાબેનના ફાધર લાલભાઈ તમાકુ બજારના રાજા હતા.

કાંતાબેન : તેમને સત્તર ફેક્ટરીઓ હતી અને કેન્યા ને કેલિફોર્નિયા ને કેનેડામાં મેન્યુફેક્ચરિંગ પ્લાન્ટ હતા. – પચાસ હજાર કેશ આપીશ.

□

યોગેશ : ફાધરનો ફેક્સ તાર જેવો ટૂંકો હતો :

*સ્લાઇડ : MOTHER SERIOUSLY ILL(.) COME SOON(.)*

લેખક : યોગેશે બે વીકની રજા લીધી, ભાવ કસીને એરટિકિટ લીધી. ઇન્ડિયામાં બ્લેક માર્કેટમાં વેચવા માટે ઘડિયાળો, કેમેરા, સોનાની ચેન વગેરે લીધાં; એમાંથી એરનો ખર્ચ નીકળશે અને અમદાવાદમાં મોજમજા થશે.

યોગેશ : મમ્મીને મળવાનું બહુ મન થઈ ગયું હતું યોગેશને. તેણે પેગીને મધરની ઇલ્નેસની વાત કરી. – જવું પડે એમ છે.

પેગી : O...! I hope, your mom feels better soon. Bring me a peacock or something.

યોગેશ : Sure thing.

પેગી : Peggy gave him her picture. – And think of me at the Taj Mahal.

યોગેશ : Well...

□

લેખક : ન્યૂ યોર્ક એરપોર્ટ ઉપરથી યોગેશે પેગીને ફોન કર્યો.

યોગેશ : Peggy, how are you?

પેગી : Do you miss me?

યોગેશ : Sure thing. I'm looking your photo right now.

પેગી : I miss you too, my Happy Indian!

યોગેશ : Your laugh's making me turned on.

પેગી : Can I call you in India, Yogesh?

યોગેશ : My Papa house has no phone. I give my uncle's number. – યોગેશે પેગીને દેવુભાઈની ઓફિસનો નંબર આપ્યો.

□

શંકરલાલ : શંકરલાલ સહાર એરપોર્ટ ઉપર યોગેશને લેવા ગયેલા.

કાંતાબેન : કાંતાબેનના ફાધર લાલભાઈએ લાગવગ લગાડીને કસ્ટમમાંથી માલ નીકળી આવે તેની વ્યવસ્થા કરી આપેલી.

એજન્ટ : તે માટે એમણે એક એજન્ટ શંકરલાલની સાથે મોકલેલો. – દેવુભાઈની મિસ્ટ્રેસનો પત્તો તમે લગાડવાના છો, એમ?

શંકરલાલ : મારે અમુક સોર્સિસ છે.

એજન્ટ : શું નામ છે તે ચુડેલનું ?

શંકરલાલ : અનિલા; અનિલા કામદાર.

એજન્ટ : અનિલા; અનિલા કામદાર. અનિલા; અનિલા કામદાર. હંહં. રોજ ઘરનું ખાઈને કંટાળો આવે તો કોઈ વાર હોટલમાં ખાઈ આવીએ તે તો સમજ્યા. પણ દેવુભાઈ તો એની પાછળ ધંધો ખોવા બેઠા છે. સ્ટૂપિડ કહેવાય.

શંકરલાલ : દેખીતું છે.

યોગેશ : પપ્પા ! મમ્મી કેમ છે ?

શંકરલાલ : મમ્મી ઓર્રાઇટ છે. ચાલ, રસ્તામાં વાત કરીએ છીએ.

*એક કટિંગ કાઢીને આપે છે.*

યોગેશ : અરે ! આ તો મારો ફોટો છે !

શંકરલાલ : છાપામાં એડ આલી છે. તારાં મેરેજ લેવાનાં છે. બહુ થયું હવે તમારું તોફાન.

યોગેશ : યા-હ ?

શંકરલાલ : જો બધું ફિક્સ છે. ગોર, મંડપ, હોલ, બેન્ડ, તારીખ –ટોટલ બધું નક્કી છે. એડનો રિસ્પોન્સ સારો છે. હવે તું પસંદ કરી લે એટલે વાતનો કેડો આવે. દસ દિવસ છે.

યોગેશ : બોયોબોય !

શંકરલાલ : શું ?...

એજન્ટ : તમારો માલ બધો ક્લિયર થઈ ગયો છે. હવે ટેક્સી કરીને બોમ્બે સેન્ટ્રલ તો

પહોંચી જશો ને, શંકરલાલ ?

શંકરલાલ : યસ યસ ...અરે ટેક્સી... ટેક્સી !

ટેક્સીવાળો : હાં સેઠ, બોમ્બે સેન્ટ્રલ ?

□

શંકરલાલ : હા, હા ! ...અરે એ કુલી... એ કુલી...!

કુલી : હાં સેઠ ! ગુજરાત મેલ ? ફર્સ્ટ ક્લાસ ?

શંકરલાલ : હા, હા !...

યોગેશ : તમે બેસો. હું કાંઈક મેગેઝીન બાય કરી આવું.

વ્હીલરવાળો : બો...લો, અભિયા...ન ! ચિત્રલેખા...! ફિલ્મફેઅઅઅર ! બોલો સેઠ, અભિયા...ન ! ચિત્રલેખા...! ફિલ્મફેઅઅઅર !

યોગેશ : પેલી ઈંગ્લિસ બુક આપો !

વ્હીલરવાળો : અભિયા...ન ! ચિત્રલેખા...! ફિલ્મફેઅઅઅર ! આ લો, સેઠ ! પંચોતેર રૂપિયા ! પં...ચોતેર રૂપિયા ! એસ્ટ્રોલોજીની કિતાબ, ફ...ક્ત પંચોતેર રૂપિયા.

યોગેશ : બોયોબોય !

□

શંકરલાલ : શું લાયા બાય કરીને ?

યોગેશ : ઈંગ્લિસ બુક છે.

શંકરલાલ : જસુભઈનો લેટર આયોતો. પરદેશ ગયા એટલે જે માઇન્ડમાં આવે તે કરવાનું ? અહીંયાં બાપો મજૂરી કરીને ઘર ચલાવે છે ને સાહેબ ગોરી છોડીઓ ઉપર ડોલર ફૂંકે છે ?

યોગેશ : એસ્ક્યૂસમી ?

શંકરલાલ : ખબરદાર ! નહી નાખો ગોરીના નામનું, કહી દીધું ! કોઈ વાર ઘરનું ખાવાનું ન ભાવે ને માણસ હોટલમાં જઈ આવે તે સમજ્યા, શું કહ્યું ? ફર્ગેટ ગોરી છોડી.

યોગેશ : ઓકીડોકી !

શંકરલાલ : હવે ઇન્ડિયાની છોકરી લઈને અમેરિકા જવાનું છે; નહીં તો ઇન્ડિયાની બહાર જવા નહીં મળે. કહી દીધું.

યોગેશ : *(સ્વગત)* એમાં આટલા પિશોફ કેમ થઈ જાઓ છો !

શંકરલાલ : ચાલો, હવે સૂઇ જાઓ.

*યોગેશ 'સૂવા'નો અભિનય કરે છે.*

*સ્લાઇડ : SELECT YOUR WIFE ASTROLOGICALLY.*

□

*સપના જેવું વાતાવરણ; યોગેશ ચકિત થઈને વાંચે છે; આંટા મારતાં સ્વગત બોલે છે.*

યોગેશ : નો કિડિંગ ! છોકરી બાર વેરાઇટીમાં અવેઇલેબલ છે ? આપણે તો એમ કે

ગુડ ટાઇમ આપે તે છોકરી ! બોય ! આ તો બાર જાતની ગુડ ટાઇમ ગર્લ્સો અવેઇલેબલ છે ! પણ એક જ સિલેક્સન કરવાનું છે. ને બારે બાર વેરાઇટિઝો ડાયનામાઇટ છે. આપણે વેપારીના દીકરા ! બારે બાર સેમ્પલ તપાસીને બેસ્ટ માલ પસંદ કરવો, રાઇટ ?

લેખક : રાઇટ !

યોગેશ : રોજ બે છોકરીના ઇન્ટરવ્યૂ. અઠવાડિયામાં સિલેક્સન ! બોયોબોય !

લેખક : પેગીનું શું ?

યોગેશ : કોઈ વાર હોટલમાં જમી લેવાનું. – યોગેશ પેગીનો ફોટો કાઢીને જુવે છે. – ઓહ, પેગી ! પેગી. So pretty. She...turns me on.

□

શંકરલાલ : ઊઠ ! ઊઠ !... કુલી !... કુલી !

□

યોગેશ : રિક્ષા !... રિક્ષા !

□

ઋષિ : યોગેશ અંકલ ! યોગેશ અંકલ !

યોગેશ : *(ચાગલું)* અરે ઋષિ બેટુ ! તું તો બહુ મોટો થઈ ગયો !

ઋષિ : યોગેશ અંકલ ! આઇ એમ સિક્સ યર્સ ઓલ્ડ !

મમ્મી : આવ ! દીકરા ! અરે, ચા મૂકો યોગેશ માટે.

*દુખણાં લે છે.*

ઋષિ : બા, દૂધની બોટલ લાવવાની છે.

યોગેશ : હું લઈ આવું, બૂથ હજી ત્યાં જ છે ને ?

ઋષિ : યોગેશ અંકલ, હું આવું ?

યોગેશ : હા ચાલ ! મને મિલ્ક બૂથ બતાવ !

□

ઋષિ : ઋષિ યોગેશનો ભત્રીજો હતો. – અંકલ ! આમ સૂટ પહેરીને દૂધની લાઇનમાં ઊભા રહેશો ?

*બંને લાઇનમાં ઊભે છે; લાઇનમાં એક આકર્ષક છોકરી પણ છે; યોગેશને જોઈને તે હસે છે. યોગેશ સામું સ્માઇલ આપે છે.*

ઋષિ : અંકલ, તે છોકરી બ્રાન્ડ ન્યૂ નથી.

યોગેશ : પાર્ડન ?

ઋષિ : આફ્રિકાથી આવી છે. તેનો તો આફ્રિકન બોય ફ્રેન્ડ છે કમ્પાલામાં.

યોગેશ : અરે ઋષિ !

□

લેખક : ગોરી ગર્લફ્રેન્ડવાળા રાસ્કલ ભત્રીજાને જોઈને કદરદાન દેવુભાઈ ઊભા થઈ ગયા –

દેવુભાઈ : વેલ્કમ, વેલ્કમ, મિસ્ટર યોગેશ !

યોગેશ : હાવાયા.

દેવુભાઈ : આ તારી રિસ્પોન્સ ફાઇલ. તારાં લોટોફ માગાં આવ્યાં છે. કન્યાઓના ફોટોગ્રાફ છે. અને – માર્જિનમાં મારી કોમેન્ટ છે.

યોગેશ : 25K, 50K, 75K, 100K...: What's this?

દેવુભાઈ : ડાવરીનો એસ્ટિમેઇટ !

યોગેશ : Dowry? I ain't gonna take no dowry! And I'm gonna interview twelve girls only, one from each રાશિ !

દેવુભાઈ : As you please! વરરાજા !

યોગેશ : So! How're ya gonna arrange all this?

દેવુભાઈ : Complete arrangements gonna already made.

લેખક : શાંતિથી છોકરીઓના ઇન્ટરવ્યૂ થાય તે માટે શાનદાર કામા હોટેલમાં દેવુભાઈએ એક રૂમ બુક કરાવેલો યોગેશ માટે.

યોગેશ : હોટેલના રૂમમાં ? હું કાંઈ બિઝનેસનો સોદો કરવા આવ્યો છું ?

દેવુભાઈ : લાઇફનો સોદો ! ટાઇમ ઓછો છે આપણી પાસે. રોજની બે કન્યા જોવાની ને ?

યોગેશ : સ્ટાર્ટિંગ વિથ મેષ અને વૃષભ.

દેવુભાઈ : That's gonna be Anjali and Vibha. કાલે સવારથી કામ શરૂ. રાઇટ ? મારી મારુતિ વાપરજે. ચોવીસ કલાક ડ્રાઇવર સેવા આપશે.

યોગેશ : Thanks a hellofa bunch.

□

મગનલાલ : ડ્રાઇવર મગનલાલ, શર !

યોગેશ : ગુડ ! કામા હોટેલ લઇ લો !

*બંને 'કાર'માં ગોઠવાય છે.*

મગનલાલ : સાહેબ, અમેરિકામાં મોટર મિકેનિક આમ કેવીક કમાણી કરે ?

યોગેશ : શું ?

મગનલાલ : સાહેબ, અમેરિકામાં મોટર મિકેનિક આમ કેવીક કમાણી કરે ?

યોગેશ : કોણ ? ...દસ પંદર ડોલર કલાકના, કેમ ?

મગનલાલ : એમ ? તો તો અમેરિકામાં જલસા, હેં ને ?

યોગેશ : શું ?

મગનલાલ : એમ ? તો તો અમેરિકામાં જલસા, હેં ને ?

યોગેશ : યાહ યાહ !

મગનલાલ : સાહેબ, તમે મને સ્પોન્શર કરો તો સાહેબ, જાઓ, પંદર ડોલરમાંથી ૨૦ ટકા તમારા.

યોગેશ : શું ? કયા પંદર ડોલર ?

મગનલાલ : મોટર મિકેનિક તરીકે મને જે કમાણી થાય તેના ૨૦ ટકા તમારા. મને સ્પોન્શર કરો તેનું કમિશન.

યોગેશ : આ... એ બધું બહુ કોમ્પ્લિકેટેડ છે, મગનલાલ !
મગનલાલ : પણ તમે ટ્રાઈ તો કરસો ને ?

*યોગેશ ચૂપ રહે છે. ફાઈલ જુએ છે. થોડી વારે –*

મગનલાલ : હમણાં આપણે આ ન્યૂઝ બ્રોડકાસ્ટ નહીં કરીએ. ઓકે, સાહેબ ?
યોગેશ : શું ? કેવા ન્યૂઝ ?
મગનલાલ : તમે મને અમેરિકામાં સ્પોન્શર કરો છો તે હમણાં બ્રોડકાસ્ટ નહીં કરીએ.
યોગેશ : વોટ ?
મગનલાલ : તમે મને અમેરિકામાં સ્પોન્શર –

□

યોગેશ : એક મિનિટ ! મગનલાલ – ગાડી રોકો ! ...હેય ગોવિંદ !
ગોવિંદ : હેય, યોગેશ ! હેય હેય હેય ! ક્યારે આવ્યો તું ?
યોગેશ : હેય ! ભાભી કેમ છે ? કાંઈ છોકરાં થયાં ?
બંને : બે દોસ્તારોએ ઊછળીઊછળીને વાતો કરી. અને આખરે યોગેશે પોતાના મનની મૂંઝવણ ગોવિંદને જણાવી –
યોગેશ : સનોફાગન, સાલું છોકરીને પૂછવું શું ?
ગોવિંદ : સ્ટાર્ટિંગમાં તો હું અભિયાસ કરો છો; રસોઈ આવડે છે; સિનેમાનો શોખ છે ? ...અને હોટલના રૂમમાં જ બેઠાં રહેવું એવો કોઈ લો નથી. ફરવા જવાય. ગાર્ડનમાં; ડ્રાઈવઈન મૂવીમાં. વાતવાતમાં છોકરીને હાથ લગાડીએ તોય ઓબ્જેક્સન નથી. તમને અમેરિકાની લાઈફ ફાવે ? નોર્મલ સવાલ.
યોગેશ : અને એ સવાલોના કર્રેક્ટ જવાબ શું ?
ગોવિંદ : એ સાલો ઓડ પાર્ટ છે. છોકરી એટલે એક જાતની બહુ વિચિત્ર વસ્તુ છે. ...અને અલ્ટિમેઇટલી બધું પ્યોર લક્ક ઉપર છે.
યોગેશ : આ... છોકરી ધારો કે બ્રાન્ડ ન્યૂ છે કે નહીં તેની કેમ ખબર પડે ?
ગોવિંદ : એ તો ભાઈ પડે તો તરત પડે ને નહીંતર મરતાં સુધી ન પડે. જનરલી પૂછી લેવું, તમારે કાંઈ એફેર છે, ફ્રેન્ડમાં કોણ કોણ છે, લાઈક ધેટ ...સાચું પૂછો તો યોગેશભઈ, છોકરી થોડીક અનુભવી હોય તેમાં વધુ મજા છે... કેમ શરમાઈ ગયો ?
યોગેશ : એક અમેરિકન છોકરી મળી છે, યાર, શિકાગોમાં !

□

પેગી : I had many boyfriends before you, Yogesh. But you're a pure person!

□

યોગેશ : અને પેગીની ખાસ મજા શું છે કે પરણવાની વાત જ નથી કરતી. એક્કદમ અનુભવી છે. અને લાઈક ડાયનામાઈટ છોકરી છે.
ગોવિંદ : પેગીને જોઈને તને દિલમાં હેપી લાગે છે ?
યોગેશ : હન્ડ્રેડ પર્સન્ટ ! ડાન્સ કરવાનું મન થાય છે.

ગોવિંદ : તો તેને પકડી રાખ ! ફર્ગેટ મેરેજ. સેક્સ ઇઝ એવરીથિંગ, બ્રધર.

યોગેશ : આ તેનો ફોટો !

ગોવિંદ : ટોપ છે, યાર ! સેકશી ! – ગોવિંદ આંખો બંધ કરીને ઊંડા શ્વાસ લે છે. – થોડી વખત સાથે રહેવાય. અત્યારથી મેરેજની હાથકડી પહેરી લેવાની ઉતાવળ શી છે ?

□

શંકરલાલ : આ કેવા ગધેડાવેડા છે, યોગેશ ? તારે દહેજ નથી લેવું ? મોટા શુધરેલા થઈ ગયા યોગેશભઇ અમેરિકા ગયા એટલે ?

યોગેશ : દહેજ આપણા સમાજનો સડો છે.

શંકરલાલ : તો તમારા બાપાએ તેની છોડીઓ પયણાવવા જે કરજાં કરેલાં તે કોણ ભરશે, તારો કાકો ?

યોગેશ : મારા પ્રિન્શિપાલની અગેન્સ્ટ છે એ, પપ્પા !

શંકરલાલ : તને આ ભણવા અમેરિકા મોકલેલો ?

યોગેશ : ગુડનાઇટ, પપ્પા.

□

*મેષ કન્યાની મેધા કુશાગ્ર અને જિહ્વા રસાળ છે. તેનો આત્મા વસે છે તેના અધરોષ્ઠના કેંદ્રમાં જે પુરુષના સુકોમળ, સ્પર્શથી ઉદ્દીપ્ત થાય છે. અનંગરાગની દ્રુતગતિમાં મેષ રમણી વાઘણ શી વિકરાળ બનીને પતિની શિરાઓમાં સુખના શિકાર ખેલે છે.*

□

યોગેશ : આઇયેમ યોગેશ, યૂ આર ટાઇગ્રેસ !

અંજલિ : અંજલિ.

યોગેશ : બડી ખુશી હુઇ આપ સે મિલ કર. ટેઇક એ સીટ.

અંજલિ : ધન્યવાદ.

યોગેશ : તમારે કહેવું જોઈએ 'મુઝે ભી.'

અંજલિ : મુઝે ભી. બડી ખુશી હુઈ આપ સે મિલ કર.

યોગેશ : શું અભિયાસ કરો છો ?

અંજલિ : હાઇસ્કૂલ ફિનિસ કરી છે. કોલેજમાં છોકરાઓ સાથે ભણવાનું આવે તેથી ફાધર કોલેજની અગેન્સમાં છે.

યોગેશ : હાઇસ્કૂલ ફિનિસ કરી. ઓ...કે ! સિનેમાનો શોખ ખરો કે ? તમારી થેલીમાં સ્ટારડસ્ટ મેગેઝીન છે. રાઇટ ?

અંજલિ : હા, તમારે વાંચવું છે ?

યોગેશ : ના, ના ! થેંક્યૂ.

અંજલિ : મેન્સન નોટ !

યોગેશ : તમારે કેટલા ફ્રેન્ડ્ઝ છે ?

અંજલિ : ફ્રેન્ડ્ઝ તો ખાસ કોઈ નથી.

યોગેશ : ફ્રેન્ડ્ઝ નથી ! ઓ...કે ! ગુડ !

અંજલિ : તમારે ? બહુ બધા ફ્રેન્ડ્ઝ હશે, રાઇટ ? ગલફ્રેન્ડ્ઝ હૌ હશે, હેં ને ?

*આંખ મારે છે.*

યોગેશ : અ... હા ! યાહ ! એક અમેરિકન ગલફ્રેન્ડ છે. પેગી નામ છે. નાઇસ ગર્લ.

*આંખ મારે છે.*

અંજલિ : પણ તો મેરેજ પછી શું થાય ?

યોગેશ : નવેસરથી શરૂઆત કરવાની.

અંજલિ : તમે તો મીટ હૌ ખાતા હશો ?

યોગેશ : નો ! નેવર ! તમે ? નોનવેજ ખાધું છે ?

અંજલિ : ઓન્લી ઇન ભઠિયાર ગલી. મારાં ફાધરમધરને ખબર નથી.

યોગેશ : મીટ ખાય છે; ઓ...કે ! પછી ? ડ્રિન્ક ? દારૂ ?

અંજલિ : સ્કોચ ઓન્લી ! તમે તો વાઇન હૌ પીધો હશે, હેં ને ?

યોગેશ : યા-હ ! પણ ડેઇટ ઉપર જાઉં ત્યારે બીયર !

અંજલિ : અને શ્મોકિંગ ?

યોગેશ : નેવર ! એકાદ પફ, ધેટ્સોલ !

અંજલિ : પેગી સાથે, હેં ને ?

યોગેશ : તમે ? તમે સિગારેટ પીઓ છો, અંજલિ ?

અંજલિ : કોઈ વાર. પરીક્ષામાં જાગવાનું હોય ત્યારે.

યોગેશ : સિગારેટ પીવી છે ?

*ફોન ઉપાડી રૂમ સર્વિસમાં સિગારેટ લાવવા કહે છે. બેરર સિગારેટ લઈ આવે છે, યોગેશ અંજલિને સિગારેટ આપે છે. અંજલિ મૂગું રડી પડે છે. યોગેશ રૂમાલ આપે છે.*

યોગેશ : કદી સિગારેટ પીધી નથી, રાઇટ ?

*અંજલિ માથું હલાવી ના પાડે છે.*

યોગેશ : અને મીટ કે વાઇન કે સ્કોચ કાંઈ નહીં, રાઇટ ?

અંજલિ : ભાળ્યું પણ નથી.

યોગેશ : તમને એમ કે એવું બધું કહેશો તો મને સારી ઇમ્પ્રેસન પડશે, રાઇટ ?

અંજલિ : તમે ખિજાયા ? મારા સમ છે, સાચું કહો ને !

યોગેશ : અરે ના ! તમે ફર્સ્ટ ટાઇમ છોકરો જોવા આવ્યાં છો, રાઇટ ?

અંજલિ : યાહ !

યોગેશ : મારે પણ ફર્સ્ટ ટાઇમ છે.

બંને : બંનેએ હાથ મિલાવ્યા, બંને ખડખડ હસી પડ્યાં.

અંજલિ : હું તમને ગમી ?

□

દેવુભાઈ : છોકરી ગમી ?

યોગેશ : યસ યસ !

દેવુભાઇ : સરસ ! હવે આજે વૃષભ છોકરીનો પગ મચકોડાઇ ગયો છે. એટલે રોહિણી તને મળવા આવશે. તુલા રાશિ. હેવમોર રેસ્ટોરાં. ટાઉન હોલની પાસે, ખ્યાલ છે ને ? પાંચેક વાગ્યે.

યોગેશ : તુલા રાશિ. મીન્સ કે લિબ્રા.

□

*તુલા ભામિની પ્રણયસુખમાં અતુલ્ય છે. તેનું સુડોળ બદન, તેજસ્વી વાન, મોહક છટા, વેધક નેત્રો અને કમનીય કટિપ્રદેશ પુષ્પધનુ શાં મોહક હોય છે. તે જ્યાં જ્યાં પાય ધરે છે ત્યાં ત્યાં આષાઢી મેઘની જેમ કામુક સૌંદર્યની વર્ષા કરે છે.*

□

મગનલાલ : સાહેબ, આપણી કાર રેડી છે.

યોગેશ : તમે જાઓ, મગનલાલ, કાલે આવજો. આજે હું ડ્રાઇવ કરીશ... કેમ ઊભા છો ?

મગનલાલ : સાહેબ, ડોલરના ત્રીસ રૂપિયા થાય તે વાત સાચી ?

યોગેશ : હા. બ્લેકમાં કોઈ વાર બત્રીસે મળી જાય.

મગનલાલ : કેવું ફાઇન કેવાય ! તમને કલાકે કલાકે સાઇઠ રૂપિયાની બેઠાં બેઠાં કમાણી !

યોગેશ : શાની કમાણી ?

મગનલાલ : આપણે અમેરિકા જઈશું પછી હું એક કલાક કામ કરું એટલે તમારા સિક્સટી રૂપીઝ સાચા ! યાહ ?

યોગેશ : વોટ ? ...અરે, એ બધું કાંઈ સીધું નથી, મગનલાલ.

મગનલાલ : હાસ્તો. પણ તમારા જેવા માટે તો રમત વાત, યાહ ?

યોગેશ : પછી વાત, મગનલાલ.

મગનલાલ : હાસ્તો, હમણાં તો આપણે ભાભીનું સિલેક્સન કરવાનું છે.

યોગેશ : યાહ.

મગનલાલ : પણ સાઇડ બાઇ સાઇડ આનો વિચાર કરતા રેજો, સાહેબ.

□

રોહિણી : યૂ મસ્ટ બી યોગેશ પટેલ ?

યોગેશ : યા-હ ? ઓહ ! તમે, તમે...? – લેખક તરફ જોઈને પૂછે છે – આ તો મિલ્કની લાઇનમાં હતી તે છોકરી ?

લેખક : કમ્પાલા. નોટ બ્રાન્ડ ન્યૂ.

યોગેશ : તમે મિલ્કની લાઇનમાં હતાં તે ને ? મને કેવી રીતે ઓળખ્યો ?

રોહિણી : છાપાની એડમાં તમારો ફોટો છે.

યોગેશ : રાઇટહો !

રોહિણી : મારું નામ રોહિણી. હું એડનમાં બોર્ન થયેલી; ને કમ્પાલામાં બ્રોટપ છું.

યોગેશ : આપણે કોફી કે કાંઈ ઓર્ડર કરીએ ?

રોહિણી : લિસન ! આફ્રિકામાં મારો બોયફ્રેન્ડ છે. હાફ ઇન્ડિયન છે. મારા પેરેન્ટ્સનો

ઓપોઝ છે. પણ હું ફર્મ છું. નથિંગ પર્સનલ. આઇ કાન્ટ મેરી યૂ.

યોગેશ : વાઉ !

રોહિણી : એટલે તમે મને રિજેક્ટ કરો તો ઈઝી પડશે. મારો બોયફ્રેન્ડ નેક્સ્ વીક આવવાનો છે. અમે લન્ડન ભાગી જવાનાં છીએ. એટલે ફર્ધર વાત કરવાનો કોઈ યૂઝ નથી.

યોગેશ : ઓકે ! એગ્રીડ ! પણ, હાવાબાઉટ, ખાલી ફરવા જઈએ તો કેમ ? મારી પાસે કાર છે.

□

બંને : બંને જણ ગામની બહાર આવેલા સરખેજના મકબરા પર કાર હાંકી ગયાં. તે નિર્જન ગ્રામીણ વિસ્તારમાં હાથમાં હાથ નાખીને ફર્યાં. પોતપોતાનાં મનની, અરમાનોની વાત કરી. અને ખંડેરોમાં દુપટ્ટો ઉડાડીને દોડતી રોહિણીને યોગેશે કહ્યું –

યોગેશ : તમારી સ્ટાઇલ મને ગમી.

રોહિણી : તમે થર્ડ ગાય છો. પહેલો સ્ટૂપિડ કહે કે મને ભાઈ બનાવી લો ! બીજો કહે કે એ મને આમે રિજેક્ટ કરવાનો હતો.

યોગેશ : અને ત્રીજો સ્ટૂપિડ ?

રોહિણી : યૂ ? યૂ એક્ટ લાઇક તમારે પણ અમેરિકામાં કોઈ લફરું છે.

યોગેશ : ફેન્ટાસ્ટિક !

*યોગેશ લેખકની રજા સાથે રોહિણીને પેગીની વાત કરે છે; ફોટો બતાવે છે.*

બંને : બંનેએ ખૂબ વાતો કરી. વાતવાતમાં તુંકાર થઈ ગયો, વાતવાતમાં અંધકાર થઈ ગયો.

*યોગેશની કાર પાસે એક સિલ્કની સાડીવાળી યુવતી વાંકી વળીને ગાડીની અંદર શું છે તે જુવે છે. યોગેશને આવતો જોઈને તે ચમકે છે.*

યોગેશ : કેનાઇ હેલ્પ યૂ ? કોણ છો તમે ?

અનિલા : ઓહ ! કશું નહીં. અમસ્તાં. આ કાર તમારી છે ?

યોગેશ : મારા અંકલની છે. કેમ ?

અનિલા : ના... મને એમ કે... કાંઈ નહીં. સોરી, વેરી સોરી.

યોગેશ : ધેટ્સોકે. અમદાવાદ જાઓ છો ? ચાલો બેસી જાઓ; અમે પણ અમદાવાદ જઈએ છીએ.

અનિલા : તમને નાહક ક્યાં અગવડ...

યોગેશ : નો પ્રોબ્લેમ ! મારું નામ યોગેશ; આ રોહિણી.

અનિલા : મારું નામ અનિલા; અનિલા કામદાર. સોશ્યલ વર્કર છું.

યોગેશ : આવો ફ્રન્ટ સીટમાં આવી જવાશે.

*વેલકમ.*

યોગેશ : કેમ આ ટાઇમે તમે અહીંયાં ?

અનિલા : ફેમિલી પ્લાનિંગમાં કામ કરું છું. અહીંયાં એક કેઇસ હતો. અમારે કોટા

હોય છે.

*શાંતિ. અચાનક વિચારમાં ને વિચારમાં અનિલા ડેશ બોર્ડમાંથી એક હેરબ્રશ કાઢીને પોતાના વાળ હોળે છે. સ્વાભાવિક રીતે બ્રશ પાછું મૂકી દે છે. ફરી બે ક્ષણ શાંતિ.*

અનિલા : બસ ! લાલ દરવાજા ઉતારી દેશો તો ચાલશે.

યોગેશ : ઘરે મૂકી જાઉં, નો પ્રોબ્લેમ !

અનિલા : ચાલશે. રિક્ષા કરી લઈશ.

*અનિલા જાય છે. શાંતિ.*

યોગેશ : તેં જોયું અનિલાએ આ કારમાંથી હેરબ્રશ કાઢીને વાળ હોળ્યા તે ?

રોહિણી : મે બી શી નોવ્ઝ ધિસ કાર !

યોગેશ : યાહ ! ફની !

રોહિણી : રાઇટ ધેર ! રેડ કલરનું ડોર છે, ત્યાં.

*યોગેશ ઊતરી રોહિણીની તરફ આવીને તેનું બારણું ખોલી આપે છે.*

રોહિણી : વેલ, ગુડબાય ! ગુડ લક !

*યોગેશ કાર ચાલુ કરીને હાંકી જાય છે. રસ્તે એક બીજો મેરિડ ફ્રેન્ડ મળે છે.*

□

યોગેશ : હેય ! રમેશ ! આરપી !

રમેશ : અરે ડુક્કર યોગેશ ! તું અહીંયાં મધર કન્ટ્રીમાં શું કરે છે ?

યોગેશ : છોકરીઓ જોઉં છું.

રમેશ : હાય છાબાસ !

બંને : બંને દોસ્ત હાથ મિલાવે છે. ભેટે છે. ધબ્બા મારે છે. બંને ખુશ છે.

યોગેશ : યાર, આ એક જ છોકરી સાથે મેરેજ કરી શકાય એવો સ્ટૂપિડ નોનસેન્સ રૂલ કેમ છે ?

રમેશ : પ્રોબ્લેમ છે !

યોગેશ : એક જ છોકરી સિલેક્ટ કરવી ટફ છે.

રમેશ : ને તેની સાથે આખી જિંદગી કાઢવી એનાથી ટફ છે.

*અટ્ટહાસ્યો; તાલી. હાથમિલાવો !*

યોગેશ : એની વે. કેવી છોકરી વાઇફ માટે સારી કહેવાય ?

રમેશ : જેને જોઈને તને ખરાબ વિચાર આવે તે !

યોગેશ : દરેકને જોઈને ખરાબ વિચાર આવે છે. વર્સમાં વર્સ વિચાર આવે છે.

રમેશ : એ તો જુવાનીની બ્યૂટી છે. એક બીજી થિયરી એવી છે કે મેરેજની પહેલાં છોકરી ગમે તેવી લાગે; મેરેજ પછી તે એક્ઝેક્ટલી ઓપોઝિટ થઈ જાય છે.

યોગેશ : ગોડડેમિટ !

રમેશ : ત્રીજી થિયરી એવી છે કે બધી થિયરી ખોટી છે. જે છોકરીને જોતાં જ લાગે કે આનું નામ આપણી વાઇફ તેને સિલેક્ટ કરવી.

*અટ્ટહાસ્યો; તાલી. હાથમિલાવો !*

યોગેશ : તેં તારી વાઇફ કઇ રીતે સિલેક્ટ કરેલી ?

રમેશ : સીધી વાત ! દાળઢોકળી આવડે છે ? દાળઢોકળી પણ ન આવડતી હોય તો વાઇફને શું કરવાની ?

યોગેશ : દાળઢોકળી ?

રમેશ : અરે ભાઈ, સેક્સ તો તમારી જુવાની સુધી ચાલશે; પણ ખાવાનું તો તમારે આખો જન્મારો છે ને ?

યોગેશ : ગુડ પોઇન્ટ !

□

દેવુભાઈ : તો વરરાજા ! લિબ્રા કેવી લાગી ?

યોગેશ : ફરવા લઈ ગયેલો. સરખેજ.

દેવુભાઈ : જો ડામીચ ! પછી ? કાંઈ થયું ?

યોગેશ : અરે ના ! એવું કાંઈ નહીં. સરસ છોકરી છે... પણ સરખેજમાં એક વિચિત્ર વસ્તુ બની.

દેવુભાઈ : શું ?

યોગેશ : એક લેડીઝ આવીને તમારી કારને ધારીધારીને જોવા લાગેલી.

દેવુભાઈ : આ ગામડિયાં સાળાં.

યોગેશ : ના, ના, સુધરેલી બાઈ હતી. એને અમે લિફ્ટ આપી. તો જાણે તે તમારી કારમાં પહેલાં ઘણી વાર બેઠી હોય તેવું લાગ્યું.

દેવુભાઈ : હવે ભઈ, ઓફિસની કાર છે. લાખો લોકો બેસે ને લાખો લોકો ઊતરે. આપણને ખબરેય ન હોય. હોહોહોહો ! કેવી ફની દુનિયા છે.

યોગેશ : હોહોહો !

દેવુભાઈ : ઓક્કે. હવે કાલે તારે જોવાની છે ચંદ્રિકા ! સરસ ઘરરખુ છોકરી છે.

યોગેશ : દાળઢોકળી આવડે છે એને ?

□

*મીન અબલાનો ઉરપ્રદેશ ગુલાબની પાંખડીઓ જેવો મૃદુ હોય છે. લાલ રત્ન જેવા તેના ધારદાર હોઠ અને મદિર નયનોમાં રતિનું ગાન રમે છે. તે ધારે ત્યારે સરોવર શી શાંત અને ઉત્તેજિત થાય ત્યારે આંધીનો હાહાકાર સર્જે છે.*

□

ખુશાલદાસ : હું ખુશાલભઈ રણછોડલાલ પટેલ. છ ગામના પટેલ. હાલ નિવાસ અમદાવાદ, લાલા વસાની પોળ, સાંકડી શેરી. આ મારી છોડી ચંદ્રિકા...

યોગેશ : ચંદ્રિકા નામ ફાઇન છે. મૂન જેવો રાઉન્ડ ફેઇસ છે. હેહે...હાય ! આઇયેમ યોગેશ પટીયેલ.

*છોકરી નીચું જુવે છે. ફાધર ગુસ્સો દબાવી ચૂપ રહે છે.*

ખુશાલદાસ : છોડી, બતાય બતાય મુરતિયાને, જોડે લાઈ છુ તે જખ મારવા લાઈ છુ ?

*ચંદ્રિકા ખભાથેલીમાંથી ભરતગૂંથણનાં સેમ્પલ કાઢીને ખુશાલદાસને ધરે છે.*

*ખુશાલદાસ યોગેશને આપે છે.*

યોગેશ : ઈન્ટરેસ્ટિંગ. કેટલો ટાઈમ લાગે આ બનાવવામાં ?

ખુશાલદાસ : તઈણ દાડા.

યોગેશ : તમે કોલેજમાં ભણો છો, મિસ ?

ખુશાલદાસ : એચકેમાં ટીવાય કોમર્સ ભણે છે.

યોગેશ : આ... ભરતગૂંથણ સિવાય બીજા કાંઈ હોબી ?

ખુશાલદાસ : રાંધતોં આવડે છે, ઘરકોમ આવડે છે. સિનેમાના ઘખારા નથી. બીજી કોઈ લપ્પન છપ્પન નથી. છોડીને બરાબર ટ્રેઈન કરી છે. બીજી શી હાય હાય તમારે ?

યોગેશ : તમને અમેરિકા જવાનું ગમે ?

ખુશાલદાસ : શું લેવા ના ગમઅ ? જ્યોં હસબન્ડ જાય ત્યોં વાઈફ જાય; બીજી લાહ્ય શી વળી.

યોગેશ : રાઈટ. મિસ...? હેંહે, મૂંગાં તોતડાં નથી ન તમે ? હેહેહેહે. બોલો ને, કાંઈ બોલો તો ખરાં !

ખુશાલદાસ : શું બોલઅ ? તમને જોઈને નાચગોન કરઅ ? મીઠો વોઇસ છે મારી છોડીનો ! એજ્યુકેશન છે. અને કામમાં હુંશિયાર છે.

યોગેશ : ઓકે, ઓકે, ખાલી પૂછું છું. તમે પિશોફ કેમ થઈ જાઓ છો ?

ખુશાલદાસ : *(ત્રાડ)* અને હું વીસ પેટી દહેજ આલવાનો છું ને ટનબંધી ઘરેણોં આલવાનો છું. આવોં નાટક શીદ કરો છો ?

યોગેશ : અરે !

ખુશાલદાસ : તારા બાપ સાથે મારે પહેલેથી અણબનાવ છે. આ તો દેવુભઈનો આગ્રહ હતો તે તેની ઓંખની શરમે આયો છું.

યોગેશ : જસ્ટે મિનિટ !

ખુશાલદાસ : એં – તેલ પીવા જાય તમારી મિનિટ ને તેલ પીવા જાઓ તમે પોતે ને તમારો બાપ અને તમારું ઈંગ્લિસ. રાજકુમોરી જેવી છોડી છે મારી, ને કહે છે મૂગી છે ને તોતડી છે. શરમ આવવી જોવઅ તમને.

યોગેશ : અરે સાંભળો –

ખુશાલદાસ : અમારા જમાનામાં તો છોડીનું મોં સરખું જોવા ન મળઅ મેરેજ પહેલાં. તમારા બધાની દોનતની મનઅ ખબર છઅ !

યોગેશ : સબૂર !

ખુશાલદાસ : એં – તેલ પીવા જાય તમારું સબૂર ! મારી એકની એક છોડી છે. મા બિચારી વહેલી ગુજરી ગઈ. પણ મેં સારા સંસ્કાર આલ્યા છઅ, પસંદ હોય તો બોલો 'યસ' કે 'નો' અને ફેંસલો લાવો.

યોગેશ : હું જરા ચંદ્રિકા સાથે પ્રાઈવેટલી વાત કરી શકું ?

ખુશાલદાસ : પ્રાઈવેટલી વાત ? હાળા બધા પર્વર્ટ છો કે ? આટલી ડાવરી ને આટલું સોનું કરું છું તો મને તો પ્રિન્સ મળઅ, મને કોંઈ ગરજ નથી તમારી,

સમજ્યા ?

યોગેશ : અરે નથી જોઈતી તમારી ડાવરી મારે ! હું એકેય પાઈ લેવાનો નથી. કે ન જોઈએ એક રત્તી સોનું. ડંફાસો ન મારો તમારા પૈસાની, કાકા !

ખુશાલદાસ : શું ?

યોગેશ : જરા શાંતિથી બે મિનિટ વાત કરવા દેશો ? ચંદ્રિકાને જ પૂછો ને ? ...વાંધો છે, મિસ ? આપણે બે મિનિટ વાત કરીએ તો ?

ખુશાલદાસ : હેંડ હેંડ, ઊભી થા ! ચંદ્રી, ઊભી થા, શું કહ્યું ? સાંભર્યું ચંદ્રી ?

*ચંદ્રિકા બેઠી રહે છે.*

યોગેશ : એક કામ કરો, કાકા ! તમે ઊપડો. હું ચંદ્રીને ઘરે મૂકી જઈશ. જરા ફરવા લઈ જાઉં, મન ખુલ્લું થશે.

ખુશાલદાસ : પણ હજી બાળક છે એ !

*ખુશાલદાસ અચંબાથી જોતાં જોતાં બહાર નીકળી જાય છે.*

યોગેશ : હવે તો બોલો ! આપણે કાંકરિયે જઈએ તો વાંધો છે ?

ચંદ્રિકા : સીધા શિકાગો જવાનોય વાંધો નથી !

□

*ચંદ્રિકા હસીને યોગેશને હાથ પકડીને ઊભો કરે છે. બંને ગાડીમાં ગોઠવાય છે.*

યોગેશ : ચંદ્રિકા, તમારા બાપા પાછળ પાછળ રિક્ષામાં આવે છે.

□

દેવુભાઈ : રિયલી ? છેક સુધી પાછળ આવેલા ?

યોગેશ : છેક સુધી. કાંકરિયા પહોંચ્યા પછી દૂર બેઠાં બેઠાં અમારી ઉપર નજર રાખતા હતા ખુશાલદાસ.

દેવુભાઈ : આપણા ફેમિલી સાથે તેને પહેલેથી તકરાર છે. તારા ફાધર સાથે કંઈક પાર્ટનરશિપ હતી, તેમાં બન્યું નહીં. નેચર સહેજ ઓકવર્ડ છે. પૈસાનો પાવર ! છોકરી કેવી લાગી ?

યોગેશ : બહુ સરસ. મિક્સિંગ નેચર. હસમુખી. ચંદ્ર જેવી રૂપાળી.

દેવુભાઈ : તેની ફોઈ ભદ્રાબેને મોટી કરી છે.

યોગેશ : ભદ્રાબેન ? પેલા જિતુ ભણેલો તે બાળમંદિરવાળાં ?

દેવુભાઈ : હા, એ પણ વિધવા થઈ છે ત્યારથી કજિયાખોર થઈ ગઈ છે. જિતુએ બહુ માર ખાધો છે ભદ્રાબેનનો.

યોગેશ : ઓક્કે, અને હવે કોનો નમ્બર છે ?

દેવુભાઈ : હવે તારે ડોક્ટરને મળવાનું છે.

યોગેશ : વોટ ?

દેવુભાઈ : ના, ના ! ડોક્ટર છે છોકરી. વીએસમાં ઇન્ટર્ન છે.

યોગેશ : ડોક્ટર ! વાઉ !

દેવુભાઈ : ડો. મિસ હંસા ગોરડિયા. તારે વીએસ હોસ્પિટલ ઉપર તેને મળવાનું છે. આમાં બધી વિગત છે. હંસા એટલે કર્ક રાશિ. મૂન વુમન !

યોગેશ : ઓકીડોકી.

દેવુભાઈ : ઓકીડોકી એટલે ?

યોગેશ : આપણે ગુજરાતીમાં ઓકે છે ને ? તેને ઈંગ્લિસમાં કહેવાય ઓકીડોકી.

□

*કર્ક કન્યા લજામણીની લતા શી કોમલાંગી અને ચંદ્રહાસિની છે. જીવનના ઘોઘને તે ઊર્મિલ અબલા ખોબે ખોબે પીએ છે. આંખના અર્ધ ઈંગિતથી તે પુરુષોને પાગલ બનાવે છે. અગણિત તરુણો તે કૃષકટિ કામિનીની પગલીપગલીએ પુષ્પની ક્યારીઓ રચે છે.*

□

યોગેશ : આ બધું તો ખરું જ ખરું, ને ઉપરથી ડોક્ટ...ર! યોગેશ પટેલ, મિલિયોને...ર !

ખોડીદાસ : હાવડી, યોગેશ !

યોગેશ : Khodi? When didja come from Houston, man? What're you doing here?

ખોડીદાસ : Same thing you, pardner!

યોગેશ : Looking girls? You too, Khodidas?

ખોડીદાસ : Correct. Come stet from Houston. I'm gonna be room 23.

*ધબ્બા, ઠઠ્ઠા, હાહા, તાલી.*

યોગેશ : ખોડીદાસ ! માઈ બડી ! આજે મારે એક ડોક્ટરને જોવા જવાનું છે.

ખોડીદાસ : Doctor! I keell for doctor. Rope de cheek, rope de cheek.

યોગેશ : I gonna, if I like her!

ખોડીદાસ : Like? What 'like'? Grab her, man. Even she don't bring no dowry.

યોગેશ : I ain't gonna take no dowry, noway.

ખોડીદાસ :: No dowry? What, you banana cake?

યોગેશ : No dowry.

ખોડીદાસ : Who gonna pay your education? Who gonna pay my four sister marriage?

યોગેશ : I ain't gonna sell out myself noway.

ખોડીદાસ :: That crazy, man! But what you looking in cheeck, dude?

યોગેશ : Donno.

ખોડીદાસ : Holisheet, you godda introduce my cousin Mamta! She gonna hellofa joyful broad.

યોગેશ : We'll see.

ખોડીદાસ : Mamta goona fit you. She gonna stay quiet, or she gonna talk, whatever you like. Total hotdiggity mixing nature.

યોગેશ : Later.

ખોડીદાસ : Promise, man? You gonna call her?

□

હંસા : તમે આઠ મિનિટ લેઇટ છો !

યોગેશ : સોરી.

હંસા : સાત વાગ્યે મારી શિફ્ટ શરૂ થાય છે. આપણી પાસે બાવન મિનિટ છે.

યોગેશ : ઓહ ! હું... બેસું ? અહીં ?

હંસા : આ તમારા હાથ પર સફેદ ડાઘ શાનો છે ? હાથ લાવો તો ? આમ કરો ?

યોગેશ : હાથ ? શું થયું ?

હંસા : હાથમાં આ ડાઘ શાનો છે ? થોભો ! જુઓ, આ દોરો તમારા હાથ ઉપર ફેરવું છું. ફીલ થાય છે ?

યોગેશ : યાહ ! થયો !

હંસા : હવે અહીં ? કેવું લાગે છે ? પહેલાં જેવું ? ઓછી ફીલંગ, વધુ ફીલિંગ ?

યોગેશ : સેઇમ ફીલિંગ ! કેમ ? શું...થયું છે શું મને ?

હંસા : ઘરમાં કોઈને કોઢ છે ? અથવા...

યોગેશ : ના, કેમ ? શું થયું છે મને ?

હંસા : બોડી ઉપર બીજે ક્યાંય ડાઘ છે આવા ?

યોગેશ : ના. ખબર નહીં. હા છે.

હંસા : ક્યાં ?

યોગેશ : અમુક ઠેકાણે...

હંસા : બટક ઉપર ? સ્ક્રોટમ ઉપર ? ...બરાબર ! સ્ટેટ્સમાં તમે કોઈ અમેરિકન છોકરીના ઇન્ટિમેઇટ ટચમાં છો ?

યોગેશ : અ...

હંસા : તે છોકરીને વિયેટનામથી આવેલો કોઈ બોયફ્રેન્ડ હતો ?

યોગેશ : વો–ટ ?

હંસા : કપડાં ઉતારો ! અંદર બાથરૂમમાં રોબ છે, ચેન્જ કરી લો ! હું સ્પેશ્યલિસ્ટને બોલાવી લાવું છું.

યોગેશ : અરે સાંભળો ! સ્પેશ્યલિસ્ટનું શું કામ છે ? મને શું થયું છે ?

હંસા : કોઢ હોય; કદાચ લેપ્રસી હોય. સ્પેશ્યલિસ્ટ કહેશે.

*જાય છે. આવે છે.*

સ્પેશ્યલિસ્ટ : હું સ્પેશ્યલિસ્ટ છું. તમે નસીબદાર છો કે આ ડાઘા તમારા ફેઇસ ઉપર નથી. બાકી બધું ઓકે છે. કાંઈ ચિંતાની જરૂર નથી. બહુ જ બે ટકા જેવો લ્યૂકોડર્મા છે. હાર્મલેસ. ટોટલી હાર્મલેસ. લેપ્રસી નથી. લેપ્રસી એટલે કે રક્તપિત્તમાં માણસનાં અંગ ગળી જાય. ડિફોર્મિટી થાય, ઇન્સેનિટી આવે, રિબાવીરિબાવીને માણસને મારે. તમને એવું નથી. નોટેટોલ.

યોગેશ : વોટ ?

હંસા : કાંઈ નહીં. યૂ આર ફાઇન. નખમાંયે રોગ નથી. આયેમ સોરી, યોગેશ !
યોગેશ : ધેટ્સોલ રાઇટ છે. હવે પેન્ટ પહેરી લઉં ?
હંસા : સ્કિન ડિઝીઝ મારું સ્પેશ્યલાઇઝેશન છે. કોઈ વાર ફેનેટિક થઈ જાઉં છું. આયેમ ટ્રૂલી સોરી.
યોગેશ : તમે ફાઇન ડોક્ટર બનશો.
હંસા : તમે તો મને જોવા આવ્યા હતા. કાંઈ પૂછો !
યોગેશ : આ ચીજ – આ સ્કિન ઉપર સ્પોટ છે તે – આમ સિરિયસ નથી ને ?
હંસા : અરે નહીં.
યોગેશ : મારી ફ્યુચર વાઇફને કાંઈ ડેન્જર નથી ને ?
હંસા : નહીં, લુકોડર્મા સેક્સુઅલી ટ્રાન્સમિટેબલ ડિઝીઝ નથી.
યોગેશ : આર યૂ શ્યોર ?
હંસા : પ્રૂફ જોઈએ છે તમને ?

*હંસા ભમ્મર ઊંચી કરીને પરદા બંધ કરે છે. કાનનાં બુટિયાં કાઢે છે. યોગેશના ખમીસનાં બટન ખોલી તેને પલંગ પાસે ખેંચે છે.*

□

*સ્ટેજના બીજા છેડેથી પેગી પૂછે છે –*

પેગી : Are all Indian guys so dumb around chicks?
યોગેશ : Only in the beginning.
પેગી : Are girls rambunctious?
યોગેશ : What's rambunctious?
પેગી : Ah! Sweet Lord, Jesus honey Chrrrrrrist! –

□

હંસા : હવે ખાતરી થઈ ?
યોગેશ : સો ટકા !
હંસા : હું કેવી લાગી ?
યોગેશ : રેમ્બન્કશ્યસ.
હંસા : તું કહે તે સાચું. હું પસંદ પડી ?
યોગેશ : એબ્સોલૂટલી.
હંસા : તો હવે ?
યોગેશ : મેરેજ કરીને ફલાય કરવાનું સીધા શિકાગો !
હંસા : યોગેશ, સાંભળ એક વાત.
યોગેશ : શ્યોર.
હંસા : હું શિકાગો નહીં આવું.
યોગેશ : વા–ય ? અહીં પ્રેક્ટિસ કરવી છે ? અહીં પૈસો ક્યાં છે ?
હંસા : તું ભોળો છે. મારે ભારતમાં રહેવું છે. મારી અહીંયાં જરૂર છે. મારે રક્તપિતિયાંની સેવા કરવી છે. પૈસા નથી તો નથી.

યોગેશ : વ્હો–ટ ? પણ ત્યાંયે સેવા થાય ને ?

હંસા : મારે અહીંયાં સેવા કરવી છે. રક્તપિત્તના રોગીને આપણે જાનવરથી બદતર ટ્રીટ કરીએ છીએ. મારે તેમને સાજા કરવા છે. મારું ઝનૂન છે.

યોગેશ : તને કમાવાની પડી જ નથી ?

હંસા : સોરી, યોગેશ !

□

લેખક : તે પછી કોઈ કાંઈ બોલ્યું નહીં. મૂગા મૂગા જમીને યોગેશ હંસાને તેની હોસ્પિટલ ઉપર મૂકી ગયો. પોતાની હોટેલ પર આવી માથે માર પડ્યો હોય તેમ સ્તબ્ધ બની તે પથારીમાં પડી રહ્યો. તેની આંખ મળી ગઈ અને મોડી રાત્રે ફોન વાગ્યો – ટ્રિંગ ટ્રિંગ !

યોગેશ : અરે, કોણ છે અત્યારે ? હેલો ? કોણ છે ? હૂ ધી હેલ ઇઝ ધીઝ ?

ફોન : હું હવા, હું પુષ્પ, હું કોયલ, હું કવિતા.

યોગેશ : કોણ કવિતા ?

ફોન : યોગેશ, વહાલા, તું મને ગમે છે.

યોગેશ : જી, કોણ છો તમે ? નામ તો કહો !

ફોન : હું તારી પ્રેયસી. તું મારો પ્રિયતમ. આવ, મારા જીવનમાં આવ. મારી શૈયામાં આવ.

યોગેશ : બોયોબોય !

ફોન : તું મારો છે. મને વચન આપ કે તું મારો છે.

યોગેશ : કોણ બોલે છે ? હંસા ? અંજલિ ?

ફોન : મધ્યરાત્રીએ ટહુકેલી કોયલ. મારા શ્વાસોચ્છ્વાસ તારા કાનમાં ગલી કરે છે?

યોગેશ : આપણે રૂબરૂ મળીએ તો કેમ ?

ફોન : આપણાં હૈયાં મળેલાં છે. પછી આંખો મળશે અને પછી મળશે આપણાં બાહુ, ભુજા અને સ્નાયુઓ.

યોગેશ : ભુજા ?

□

દેવુભાઈ : સવારે દસ વાગ્યે ફરીથી ફોન વાગ્યો. – ટ્રિંગ ટ્રિંગ !

યોગેશ : કોણ છે ?

દેવુભાઈ : હું દેવુભાઈ, યોગેશ. આપણે બહારગામ જવાનું છે. અરધા કલાકમાં લેવા આવું છું. તૈયાર રહેજે. ઓકીડોકી ?

યોગેશ : ઓકીડોકી.

લેખક : ફોન મૂક્યો અને યોગેશને ફરી મધ્યરાત્રીએ બોલેલી કોયલનો ફોન યાદ આવ્યો. કોણ હશે ? કોણ હશે ?

યોગેશ : ઓહ, મમતા ! ઓફકોર્સ, ખોડીદાસની કઝિન, બોમ્બેથી બોલતી હતી. મમતા... સિંહ રાશિ. લિયો. પાવરફુલ ગુજરાતી હતું. ઓ બોય !

□

*દેવુભાઈ ડ્રાઈવ કરે છે. રસ્તો કપાય છે. દેવુભાઈ થોડો સમય ચૂપ રહે છે. અને પછી બોલે છે –*

દેવુભાઈ : તે દિવસે સરખેજમાં એક લેડીઝ તને મળેલી, ખ્યાલ છે ને ?

યોગેશ : અનિલા કામદાર ?

દેવુભાઈ : હા. અનિલા સોશ્યલ વર્કર છે. ગવર્ન્મેન્ટમાં કામ કરે છે. થોડાં વર્ષો પહેલાં તને તો ખ્યાલ હશે અહીં ભારતમાં પોપ્યુલેશન કન્ટ્રોલની મોટી ઝુંબેશ ઊભી થયેલી. સરકાર તરફથી નસબંધી કરાવનારને ઇનામ મળતાં હતાં. સોશ્યલ વર્કરોને કોટા આપેલા કે રોજના આટલા કેઇસ લઈ આવવા, નસબંધીના. સરકારી લાઇસન્સ, પરમિટ – બધાંમાં નસબંધી કરેલા માણસને પ્રાયોરિટી. કેટલીક વાર તો ફરજિયાત.

યોગેશ : એમ ?

દેવુભાઈ : હવે આપણી કમ્પની એક કોન્ટ્રાક્ટ માટે ટ્રાઇ કરતી હતી. આપણને થયું કે નસબંધી કરાવવાથી દેશનુંય ભલું થાય ને આપણુંય ભલું થાય તો નસબંધી કરાવી લઈએ.

યોગેશ : અનિલા કામદારની પાસે ?

દેવુભાઈ : અનિલા ફેમિલી પ્લાનિંગ ખાતામાં ફ્રીલાન્સર છે.

યોગેશ : તે જાતે અ... ઓપરેશન કરે છે ?

દેવુભાઈ : હા, કોટા હોય ને, એ લોકોને !

યોગેશ : અને એટલે તે કોટા પૂરો કરવામાં તમે હેલ્પ કરી ?

દેવુભાઈ : યસ. અનિલા કહે કે દેવુભાઈ, મેં જેટલા કેઇસ હાથમાં લીધા છે એમાં તમારો કેઇસ બેસ્ટ છે. અને આપણને સિમ્પેથી થઈ. આપણી ઓફિસમાંથીયે મેં ઘણા કેઇસ અપાવ્યા તેને. એને કોઈ વાર બહારગામ કેઇસ હોય તો આપણે કારમાં લઈ જઈએ. કોઈ વાર પાવાગઢ કે માઉન્ટ આબુ સુધીય જવું પડે.

યોગેશ : શ્યોર.

દેવુભાઈ : અમારી ફ્રેન્ડશિપના લોકો રિવર્સ મીનિંગ કરે છે. હવે લોકોની જીભે લોક દેવા કોણ જાય ?

યોગેશ : સાચી વાત.

દેવુભાઈ : વસ્તુ શું છે કે મારા ઇન્લોઝને એ બાઈ પસંદ નથી. તે લોકો કહે છે કે પૈસા આપીને કાઢી મૂકો. પણ દરેકને દિલ હોય છે. મેં એને છૂપા ઠેકાણે મકાન અપાવી દીધું છે. બહારગામ કામ અપાવ્યું છે.

યોગેશ : કેમ ?

દેવુભાઈ : મારા ઇન્લોઝ તેને શોધે છે. મને તેની સેઇફટીની બીક છે. એ સુખેથી જીવે એના સિવાય આપણને શો સ્વાર્થ હોય ? ખરું કે નહીં ?

☐

યોગેશ : ઓહો મામામિયા ! આ આપણે કોને ત્યાં જઈએ છીએ ? આવહું આલાગ્રાન્ડ

મેન્શન ને મેદાન ને ઓમાઇગોડ. જિસસ !

દેવુભાઈ : અહીંયાં તારા માટે એક છોકરી જોવાની છે. એમનું માગું આવ્યું છે. ઝંખના. મકર રાશિ.

યોગેશ : જુઓ, જુઓ, કેવું નાઇસ નાઇસ ગ્રાસ છે. જાણે કોઈ પાર્કની મિડલમાં બંગલો બનાવ્યો છે. સ્ટેચ્યૂઝ, ને બર્ડ્ઝ, ને હોર્સિસ, ફલાવર્સ, ફ્રૂટ્સ, વાઉ !

દેવુભાઈ : બહુ હાઇ ફેમિલી છે. અને કલ્ચર્ડ. સખત પૈસો. પણ છોકરીએ જીદ લીધી છે કે પૈસાદાર છોકરો ન જોઈએ. આપકમાઈથી આગળ આવેલો સેલ્ફમેઇડ મેન જોઈએ. એટલે...

મન્વંતરરાય : પધારો, દેવુભાઈ, અમારે આંગણે તમે ક્યાંથી. હું મન્વંતર મહાદેવિયા; ઝંખના મારી પુત્રી છે. પધારો, બિરાજો... ભીમભાઈ ? જરા રસૂલભાઈને કહેશો, દેવુભાઈની ગાડી ગેસ્ટ કોટેજના ગેરેજમાં પાર્ક કરી આવે ?

લેખક : મન્વંતર મહાદેવિયાનું દીવાનખાનું અદ્‌ભુત હતું. યોગેશ ? ગમ્યું ?

યોગેશ : અદ્‌ભુત ? અરે ડાયનામાઇટ ! પેઇન્ટિંગ્ઝ, કલાકૃતિઓ, કાચનાં ઝુમ્મર, માર્બલ, મિરર્સ. ફર્નિચર ! વેરી નાઇસ, વેરી નાઇસ.

મન્વંતરરાય : ઝંખના ત્યાં જાંબુની વાડીમાં કવિતા લખે છે. યોગેશભાઈ, જાઓ ને, વાત કરો ઝંખના સાથે –

યોગેશ : ઓકીડોકી. *(લેખકને)* જાંબુની વાડી ?

લેખક : ત્યાં, જો, જો – પેલી આભલાંની ચુંદડી ને સોનાની સાંકળી પહેરીને હીંચકા ઉપર બેઠી છે તે ઝંખના... દૂધ જેવા પગની પાની ઉપર રૂપાની ઝાંઝરી છે ને લાલ લાલ મહેંદી મૂકેલી છે તે ઝંખના. બોલાવ, બોલ !

*યોગેશ અવાક્ બની પીઠ ફેરવીને બેઠેલી ઝંખનાને તાકી રહે છે.*

□

ઝંખના : હલો, યોગેશ ! પ્રિયતમ !

યોગેશ : હેય ! તું ! તું ! કાલે તેં ફોન કરેલો !

ઝંખના : અને આજે તું મને મળવા આવ્યો !

યોગેશ : મધ્યરાત્રીની કોયલ ?

લેખક : તેને પૂછ કે તારું મોં નહીં બતાવે ?

યોગેશ : તારું મોં નહીં બતાવે ?

ઝંખના : મારું મોં જોઈને તને આઘાત લાગશે, યોગેશ ! કુદરતે મારી સાથે ક્રૂરતા કરી છે.

યોગેશ : એટ...લે ?

ઝંખના : મારા મોંએ શીળીનાં ચાઠાં છે. એક આંખ મારી ખોટી છે. ગાલ ઉપર દાઝ્યાનું નિશાન છે.

*મોં ફેરવી સામે આવે છે. રૂપરૂપનો અંબાર. યોગેશ આંખો ફાડી જોઈ રહે છે.*

યોગેશ : માઇ ગોડ ! ગોરજિયસ છે તું ! જાણે હિસ્ટ્રીની બુકમાંથી જમ્પ કરીને આવી હોય તેવી રોયલ લાગે છે.

ઝંખના : તું પણ સોહામણો લાગે છે.

યોગેશ : તું તો માગે તો રાજકુંવર મળે તને; મારા જેવા ઓર્ડિનરી લલ્લુને કેમ સિલેક્ટ કરે છે?

ઝંખના : મારે જિંદગીનો અનુભવ કરવો છે. યોગેશ. સોનાના મહેલમાં પૂતળી બનીને રહેવું નથી મારે; મારે વનની કુંજ કુંજ જોવી છે.

યોગેશ : અરે? આવી ગ્રેઇટ લાઇફ છે. જો તો ખરી, આ બધો વૈભવ. બાઇગોડ!

ઝંખના : એ વૈભવ મારો નથી. મારા પિતા પાસેથી મારે એકેય પાઈ નથી લેવી. મેં જાણ્યું કે તેં દહેજની ના પાડી છે ત્યારથી મને તારાં સપનાં આવતાં હતાં.

યોગેશ : પણ હજી તો તને કેટલાં? સત્તર અઢાર થયાં હશે? મેરેજની ઉતાવળ શી છે?

ઝંખના : એક વરસ પહેલાં મને પહેલો ઋતુસ્રાવ થયો, યોગેશ. હું બાળકી નથી રહી. હું સંપૂર્ણ યુવતી થઈ ચૂકી છું.

યોગેશ : તો?

ઝંખના : મારું તન મદનનો સાદ સાંભળે છે. મારું મન પુરુષનો સંગ ઝંખે છે. તો તેનું દમન કરવાનો અર્થ શો છે?

યોગેશ : પણ મેરેજ વગર પણ –

ઝંખના : હું માગું તો મને એક ડઝન પ્રેમી મળે. ધારું તો એકી સાથે એકવીસ પુરુષને ભોગવી શકું. પણ મારે મારા વરને મારું નિર્મળ શરીર બક્ષવું છે. કોઈનું એઠું માંસ નથી આપવું મારા પ્રિયતમને, યોગેશ!

યોગેશ : તને હું... ગમી ગયો છું, રિયલી?

ઝંખના : તને હું ગમું છું, રિયલી?

યોગેશ : યસ! યસ્સ! આઇ લવ યૂ! યૂ... યૂ... યૂ આર ગ્રેઇટ!

ઝંખના : તું મને ઓળખતોય નથી હજી, યોગેશ!

યોગેશ : તું હસે છે ત્યારે કેવી બ્યૂટીફુલ લાગે છે. પછી શું?

ઝંખના : કાંઈ પૂછ મને!

યોગેશ : તું શાનો અભિયાસ કરે છે? સિનેમાનો શોખ છે? દાળઢોકળી બનાવતાં આવડે છે?

ઝંખના : મને વાંચવાનો શોખ છે. હું કવિતા લખું છું. મને તરવાનો, પર્વતારોહણનો અને ઘોડેસવારીનો શોખ છે. ફ્લાઈંગ લાયસન્સ છે. અને ગુજરાતી રસોઈ અને ફ્રેન્ચ વાનગીઓ પણ આવડે છે.

યોગેશ : હાવાબાઉટ સિનેમા?

□

બંને : ઝંખના અને યોગેશ બસમાં બેસીને સિનેમા જોવા ગયાં, રસ્તે ખૂબ ખૂબ વાતો કરી.

યોગેશ : ફિલ્મ જોઈને બહાર આવ્યાં ત્યારે –

□

ઝંખના : ઝંખના ખુશ હતી.
યોગેશ : યોગેશ અપસેટ હતો.
ઝંખના : ફિલ્મમાં મારા મિત્રો મળી ગયા, મજા પડી ને...યોગેશ ?
યોગેશ : કોઈએ મારી સાથે વાત ન કરી. સામે પણ જોયું નહીં.
ઝંખના : ધીમે ધીમે ઓળખાણ થાય એટલે સંકોચ નીકળી જાય. મનમાં ન લાવવું, યોગેશ.
યોગેશ : એક વાત કહેઃ ધારો કે તારા વરનું બોડી ઇમ્પ્યોર હોય તો તું તેને પરણે ?
ઝંખના : તું પેગીની વાત કરે છે ?

□

દેવુભાઈ : તો વરરાજા, ઝંખના ગમી ?
યોગેશ : અદ્‌ભુત, ગોરજિયસ !
દેવુભાઈ : તો ? લગ્ન કરશો ?
યોગેશ : નહીં.
દેવુભાઈ : નહીં ? કેમ ?
યોગેશ : છોકરી તો બધી રીતે ટેરિફિક છે. પણ તેને ઘર ઘર રમવું છે. આપણે પાટીદારના છોકરા, કાંઈ પૈસાદારની છોડીઓનાં રમકડાં નથી.
દેવુભાઈ : એવું સાવ નથી. કમોન ! કેવી વાત કરે છે તું ?
યોગેશ : She's too goddam high class. She's sonnofagunn sharp. I'll gonna look like a dodo next to her.
દેવુભાઈ : : You got brains!

□

યોગેશ : Khodi, you playboy, you! What gives with the tuxedo suit?
ખોડીદાસ : How come doctor cheeck? Cheef?
યોગેશ : I've gotta lotta candidates to check out...
ખોડીદાસ : Dynamite good. How gonna this afternoon? You gonna free?
યોગેશ : For what?
ખોડીદાસ : Mamta, my cousin come flying Bombay. You see her?
યોગેશ : Suit me okay.
ખોડીદાસ : You sure, you gonna want no dowry, boss?
યોગેશ : Betchya.
ખોડીદાસ : Mamta slightly American type. Hot, sehx–y!

□

દેવુભાઈ : યોગેશ ! તારે કાલે લંચ લેવા જવાનું છે, એક છોકરીના ઘરે. સરલા નામ છે. શાહપુરમાં રહે છે. રંગીલાની પોળ. તારા આખા ઘરને જમવાનું કહ્યું છે. જિતુની વહુ, તારી મા, શંકરલાલ – બધાંને મગનલાલ વહેલાં તેને ઘરે

મૂકી આવશે. અને શાર્પ દસ વાગ્યે મગનલાલ તને લેવા આવશે. સરલા. એક્વેરિયસ. કુંભ રાશિ.

☐

*કુંભ રસિકા પ્રિયતમને યૌવનની સુરા ઘડે ઘડે પિવડાવે છે; ભાર્યા તરીકે કુંભ લલના સૌથી વધુ લલિત છે. તેની કમળની દાંડી જેવી લાંબી આંખો પતિનાં ગાત્રોમાં અમૃતનાં ઝરણાં વહાવે છે. આ પ્રગલ્ભાના નેત્રરંજક નિતંબ તેના કંથની આંગળીઓમાં કામનાના અશ્વ દોડાવે છે.*

☐

મગનલાલ : ગુડ મોરનિંગ, શર.

યોગેશ : મોર્નિંગ, મગનલાલ. આ શું છે ? આ શાનું કવર છે ? મગનલાલ.

મગનલાલ : આપણી પાર્ટનરશિપ, શર.

યોગેશ : શાની પાર્ટનરશિપ ?

મગનલાલ : તમે મને અમેરિકા સ્પોન્શર કરો અને હું તમને મારા પગારના ૨૦ ટકા કમિશન આલું. રિમેમ્બર, શર ?

યોગેશ : આ–યાહ.

મગનલાલ : બસ તો સાહેબ. આ છે એપ્લિકેશન. અને આ છે ફાઉન્ટન. કરો શિગ્નેચર. અંદર આપણા ફોટાબોટા બધું રેડી છે. આપણા બંનેના પ્રોફિટની વાત છે.

યોગેશ : યાહ, યાહ. જોઈએ, હજી આ એક કામ તો પૂરું થવા દો. હમણાં આ કવર તમારી પાસે રાખો. પછી હું માગી લઈશ.

મગનલાલ : સાહેબ, તમારી પાસે જ રાખો તો યાદ રહેશે.

યોગેશ : અરે મગનલાલ, હું છોકરી જોવા જાઉં છું ત્યાં તમારા ફોટા લઈને ફરું ?

મગનલાલ : બંધ કવરમાં છ ને, સાહેબ !

યોગેશ : ખોવાઈ જાય તો. ...ઓકે ફાઇન. ચાલો.

મગનલાલ : બે ગરમ શૂટનું માપ આલી દીધું છે. યોગેશભાઈ સાહેબ.

યોગેશ : સરસ.

મગનલાલ : એક જ પોબ્લેમ છે. ઇંગ્લિસની તમારા જેવી માષ્ટરી નથી. એમાં જરા હેલ્પ કરો તો આપણા બેયના પ્રોફિટમાં છે.

☐

લેખક : સરલાનું ઘર શાહપુરના ઘોંઘાટભર્યા, ભર્યા ભર્યા, રંગીલાની પોળના રંગીલા વિસ્તારમાં હતું.

*ફેરિયા વગેરેનો ઘોંઘાટ, ભીડ અને અવરજવર.*

લેખક : સરલાના બાપા જીવણલાલ બારણામાં સત્કાર કરવા ઊભા હતા.

☐

જીવણલાલ : પધારો, પધારો, મોંઘેરા મહેમાન, પધારો યોગેશકુમાર. વાંધો નહીં, શૂઝનો વાંધો નહીં. – સરલાના ફાધર નર્વસ છે.

*થાળી પીરસીને સરલાનો પ્રવેશ.*

લેખક : યોગેશ ઊંચે જુએ છે.

જીવણલાલ : સરલાનો ફેઈસ એકદમ વ્હાઈટ થઈ જાય છે.

*સરલા કોફી ટેબલ ઉપર થાળી ગોઠવે છે.*

યોગેશ : થેંક્યૂ...કૂક ફાઈન કરો છો. ...કોલેજ ફિનિસ કરી ?

સરલા : હા. તમે ?

યોગેશ : હું સ્ટેટ્સમાં એમબીએ કરું છું. તમે બીજું શું – મૂવિઝ ? મ્યૂઝિક ?

સરલા : કોઈ વાર.

*બહાર જિતુના સ્કૂટરની ધડધડાટી; જિતુ અંદર આવે છે. યોગેશ તરફ ફિટકારથી જુએ છે. જીવણલાલ તેને અંદર જમવા લઈ જાય છે.*

યોગેશ : તમે તો કાંઈ બોલો ?

*જિતુ જમીને બહાર આવે છે. યોગેશ તરફ ફિટકારથી જુએ છે. બહાર નીકળી જાય છે. યોગેશ સરલાને મોહિત નજરે જુએ છે.*

યોગેશ : તમને બીક છે કે હું તમને રિજેક્ટ કરીશ ? – યોગેશને પોતાને તે સાંભળી નવાઈ લાગે છે. – તમે મને પસંદ છો.

સરલા : તમે ભગવાનમાં માનો છો ?

યોગેશ : શ્રદ્ધા ખરી; અંધશ્રદ્ધા નહીં.

સરલા : હું નથી માનતી.

યોગેશ : તેમાં શું !

સરલા : અને હું જ્યોતિષમાં નથી માનતી.

યોગેશ : રાઈટ ! હું પણ સુધારાવાદી છું.

*સરલા ઊભી થાય છે. યોગેશ તરત ઊભો થાય છે. સરલા પાસે ઊભે છે. સરલા તેનાથી ઊંચી છે. યોગેશ બે ડગલાં પાછો જાય છે.*

યોગેશ : સરલા યોગેશ કરતાં ઊંચી છે ! – ઓહ બોય.

□

મગનલાલ : શર, આપણે પ્યોર ઈંગ્લિસમાં જ ટોક કરવાનું રાખીએ તો ?

યોગેશ : હાં –?

મગનલાલ : તમે મારી સાથે ઈંગ્લિસમાં જ ટોક કરો તો આપણા બેયના પ્રોફિટની વાત છે.

યોગેશ : આપણે વાત જ કેટલી થાય છે, મગનલાલ !

મગનલાલ : હા, મને પણ એનો અફશોસ છે. એટલે તમે જો ડેઇલી હાફેન અવર મારી સાથે ઈંગ્લિસમાં બોલો તો તમને હું અરધો ટકો બીજો કરી આપું.

યોગેશ : શાનો અરધો ટકો, મગનલાલ, શાની વાત કરો છો ?

મગનલાલ : કેમ, તમારું કમિશન ખરું ને, શર.

યોગેશ : અરે, એ બધું બહુ કોમ્પ્લિકેટેડ છે, મગનલાલ.

મગનલાલ : આમ સાઇનબોર્ડ, પોષ્ટર – બધું આપણે ફટાફટ વાંચી કાઢીએ. પણ

તમારા જેવી માસ્ટરી નહીં. 'ફેમસ કોચિંગ ક્લાસ', 'આઇડિયલ વોચ કમ્પની', 'પ્યાર કિયે જા', 'લવસ્ટોરી', 'પ્યાર કી દાસ્તાન'...

યોગેશ : *(ચીઢવાઈને)* અરે શું કરો છો, મગનલાલ?

મગનલાલ : પોસ્ટર વાંચું છું, કેમ? ખાલી હાઇ વર્ડિંગ માટે તમારી હેલ્પ, સાહેબ?

□

*મમતાનો પ્રવેશ.*

મમતા : હાય યોગેશ! કમોન હની! આઇએમ મમતા!

યોગેશ : ઓહ! તમે કોણ? ઓહ, ખોડીદાસની કઝિન મમતા? – લિયો, ધ લાયનેસ!

□

*સિંહ બાલા જ્યાં જાય ત્યાં પુરુષો વિસ્ફારિત આંખે તેના રૂપની મદિરા પીવે છે. કદલી શી વિકચ જંઘા અને પ્રપુષ્ટ કંચુકયુક્ત સિંહકટિ કન્યાની પુષ્પશૈયા સાક્ષાત્ પુષ્પધન્વા શણગારે છે. અને તેના દેહના વળાંકે વળાંકે સાક્ષાત્ રતિ ચુંબકીય આકર્ષણનો લેપ કરે છે.*

□

યોગેશ : શું એઇજ છે તમારી?

મમતા : બાવીસ. મારું ફોટો આલ્બમ જોવું છે? સી? એમાં ડિફરન્ટ ડિફરન્ટ પોઝ છે, ગુડ ને? સાડીમાં, સ્લેક્સમાં, સ્કર્ટમાં, લો કટ, બિકિની... ફાઇન ફાઇન પોઝ, યૂ નો!

યોગેશ : વાઉ.

મમતા : હું મોડેલિંગ કરું છું. કમ્પ્યૂટર કી પંચીંગનું ભણું છું. અને યૂ નો, મને શિકાગોની બધી ઇન્ફો છે. રોડ્ઝ, ટ્રેઇનો, શોપિંગ, લોન્ડ્રી... હેં ને? ત્યાં બધું હાથે કરવાનું, હેં ને? આઇ નો.

યોગેશ : કઈ રીતે?

મમતા : શિકાગોમાં મારી બેસ્ટ ફ્રેન્ડ શિલ્પા રહે છે. એના લેટરમાં બધું લખે. શિકાગોમાં એક મિનિટમાં સેટ થઈ જાઉં.

યોગેશ : સનોફાગન.

મમતા : કોઇન નાખીને લોન્ડ્રી કરવાની; વેક્યૂમથી સ્વીપિંગ કરવાનું, ગરાજ સેલમાંથી ફર્નિચર બાય કરવાનું, હેં ને? અને હું તો જોબ કરીશ. બે જોબ હોય તો જ ઘર ચાલે, હેં ને?

યોગેશ : રાઇટ.

મમતા : ખોડીભાઈ તો જીનિયસ છે. એણે કેવો ફાઇન આઇડિયા લડાવ્યો.

યોગેશ : ખોડી ક્યાં છે?

મમતા : છોકરી જોવા ગયા છે. ડોક્ટર છે.

યોગેશ : કોણ?

મમતા : હંસા ગોરડિયા. વીએસ હોસ્પિટલમાં સ્કિન સ્પેશ્યલિસ્ટ છે...

યોગેશ : વોટ ?
મમતા : અમેરિકામાં તો ડેટિંગ થાય ને ? એમાં ટચિંગબચિંગ એલાવ, હેં ને ?
*મમતા ટચિંગબચિંગ માટે પાસે આવે છે. યોગેશ તેની કમરે હાથ વીંટાળે છે.*
મમતા : સ્ટેઇટ્સમાં તો છોકરાછોકરી બિફોર મેરેજ સાથે પણ રહે, હેં ને ?
યોગેશ : રહે કોઈ વાર.
મમતા : વાઇફ નહીં તો મને ફ્રેન્ડ તરીકે શિકાગો લઈ જશો ?
*વધુ ટચિંગબચિંગ કરવા યોગેશ પાસે ખેંચાય છે.*
યોગેશ : શિકાગો જવું હોય તો જાતે જ જાઓ ને ?
મમતા : ફાધર જવા દે ? નો મેરેજ, નો શિકાગો !
યોગેશ : પણ તો હું તમને –
મમતા : તમારે ખાલી કહેવાનું કે આપણને લવ થયો છે. શિકાગો જઈને મેરેજ કરશો.
યોગેશ : પછી શિકાગોમાં તમે રહો ક્યાં ?
મમતા : તમારી સાથે વળી. નો પ્રોબ્લેમ.
યોગેશ : આઇ સી.
મમતા : ગયા મહિને શિકાગોનો એક બીજો છોકરો મને જોવા આવેલો. તેણે તો રાઇટઅવે મને કિસ કરી દીધેલી.
યોગેશ : નો કિડિંગ !
મમતા : પણ ડોન્ટ વરી. બાકીનું બધું અન્ટચ છે. કમોન હની...
*યોગેશ કિસ કરવા જાય છે. ત્યાં –*
લેખક : ટ્રિંગ ટ્રિંગ !
મમતા : ટ્રિંગ ટ્રિંગ !
યોગેશ : હલો, યોગેશ પટીયેલ સ્પીકિંગ !
લેખક : સર, નીચે બે જણ તમને મલવા આયા છે.
*યોગેશ અને મમતા છૂટાં પડે છે. મમતાને વિદાય કરી યોગેશ પાછો ફરે છે.*
□
ગઢવી : ગુડ મોર્નિંગ, બોઝ ! મારું નામ દીપક ગઢવી. આ ભાઈ દીપક મહેતા.
મહેતા : અમારી એક નાનકડી સંસ્થા છે, સાહેબ. 'ગુજરાત જાગે !' અમે સમાજની બદીઓ સામે વિદ્રોહ કર્યો છે.
ગઢવી : અને તમે દહેજની સંસ્થા સામે વિદ્રોહ કર્યો છે.
યોગેશ : ઓફકોર્સ !
ગઢવી : સાહેબ, તમારા જેવા નેતાની અમને જરૂર છે. તમે સાહેબ, અમારી સભામાં વ્યાખ્યાન આપવા આવશો ?
યોગેશ : લેક્ચર ?
મહેતા : આ અમારું દહેજવિરોધી સપ્તાહ છે.
ગઢવી : પણ અમે તો લોકલ લલ્લુ કહેવાઈએ, બોઝ.
મહેતા : તમારા જેવા પ્રખર નેતા ભાષણ આપે તો ક્રાંતિ થઈ જાય, સાહેબ.

યોગેશ : સોરી. નો ટાઇમ.
ગઢવી : ટાઇમ તો કાઢવો પડે, બોઝ.
મહેતા : દહેજ, નાતજાત, બાળલગ્નો, અસ્પૃશ્યતા, આ બધાં આપણાં સાંમાજિક દૂષણો છે.
ગઢવી : બોઝ, પેપરમાં ન્યૂઝબ્યૂઝ આવશે. આ જુઓ, પહેલાંનાં કટિંગ. બાળલગ્નવિરોધી સપ્તાહ વખતે...
યોગેશ : વાહ ! નાઇસ ફોટાબોટા છે; વેરી નાઇસ.
ગઢવી : બસ તો બોઝ, આપને સમય હોય ત્યારે...
યોગેશ : ફ્રાઇડે ?
ગઢવી : ફાઇડે ફાઇન ! બાપુને અંજલિ પછી ગોઠવી દઈએ !
યોગેશ : બધાં પેપરમાં ન્યૂઝ આવશે ?
મહેતા : એ તો સાહેબ –
ગઢવી : શુગર નાખો તેટલું સ્વીટ થાય.
યોગેશ : એટલે ?
મહેતા : આ અમારું રેઇટ કાર્ડ છે સાહેબ –
યોગેશ : રેઇટ કાર્ડ ?

| | |
|---|---|
| Flowers Only | Rs. 2500 |
| Flowers & Photos | Rs. 5000 |
| Flowers & News Coverage | Rs. 7500 |
| Flowers, Photos, News Deluxe | Rs. 10000 |

*યોગેશ પાકીટમાંથી ગઢવીને પૈસા આપે છે.*

☐

મગનલાલ : યોર ડ્રાઇવર મગનલાલ ઇઝ પ્રેઝન્ટ, શર !
યોગેશ : કાંઈ નહીં મગનલાલ, તમે જાઓ. કાર હું લઈ જઈશ.
મગનલાલ : એઝ યૂ વીસ ! શનિવારનું ફિક્સ ને પછી ?
યોગેશ : શાનું ફિક્સ ?
મગનલાલ : અવર ઇંગ્લિસ ટોકિંગ ફોર હાફેન અવર ?
યોગેશ : યાહ, યાહ.
મગનલાલ : થેંક્યૂ વેરી મચ, શર. ગુડ આફટરનૂન !

☐

દેવુભાઈ : આ છોકરી, પેલી ખોડીદાસની મુંબઈવાળી કઝિન મમતા... અ...
યોગેશ : હાં –? એનું શું ?
દેવુભાઈ : મેરેજ વિના જોડે રહેવા તૈયાર છે, એમ ?
યોગેશ : એને શિકાગો લઈ જાઓ તો.
દેવુભાઈ : તેને આપણી નરોડાની નવી ફેક્ટરીમાં સેટ કરી દઈએ.
યોગેશ : શિકાગોની ટિકિટ હાથમાં ન આપો ત્યાં સુધી તમને હાથ નહીં લગાડવા દે.

દેવુભાઈ : અરે ? આપણે કાંઈ એવી ભાવનાથી કરીએ છીએ ? આ તો કોઈ છોકરી બિચારી પગભર થતી હોય તો કરી છૂટીએ.

યોગેશ : ઓકીડોકી.

દેવુભાઈ : સાંજે તારે કન્યા રાશિની કન્યા સાથે મુલાકાત છે. વિર્ગો !

યોગેશ : ફાઇન.

દેવુભાઈ : કન્યાનું નામ છે પદ્મા. એકવીસ વર્ષની છે. ગુજરાતીમાં એમએ ! સાંજે સાત વાગ્યે અટિરાના ફુવારા પાસે.

□

*કન્યા કન્યકાની રીતભાત, આચારવિચાર ઉત્તેજક અને રૂપવૈભવ રાજમહેલને શોભાવે તેવાં દેદીપ્યમાન હોય છે. તેના ધવલ કપોત શાં ઉરોજ અને દ્રુત નિતંબના ભારથી મિષ્ટ ફળોથી લદાયેલી વનલતાની જેમ તે પતિના આશ્લેષમાં શોભી ઊઠે છે.*

□

યોગેશ : ગુજરાતીમાં એમએ, વાહ ?

પદ્મા : હા. તમને સાહિત્યમાં ઇન્ટરેસ્ટ છે ?

યોગેશ : નોવેલો વાંચીએ. મોસ્ટલી ઇંગ્લિસ.

પદ્મા : કેવા ઓથર ગમે તમને ?

યોગેશ : પેરી મેશન, સેક્સપિયર. બહુ બધા.

પદ્મા : ગુજરાતી વાંચતાં તો આવડે છે ને ?

યોગેશ : ઓહ યસ.

પદ્મા : હમણાં શું વાંચો છો ?

યોગેશ : એક ટોપ બુક છે. ઇંગ્લિસ છે.

*સ્લાઈડ : SELECTING YOUR WIFE ASTROLOGICALLY.*

પદ્મા : ઓહ ! ગ્રેઇટ ! તમને એસ્ટ્રોલોજીમાં ઇન્ટરેસ્ટ છે ?

યોગેશ : સો સો !

પદ્મા : વાહ વાહ ! મારે ગુરુની મહાદશામાં ચંદ્રની અંતર્દશા છે. ચંદ્ર લગ્નસ્થાને ને ગુરુ મારા સાતમા ભાવને જુએ છે.

યોગેશ : એટલું ડીપ નોલેજ આપણને નથી.

પદ્મા : મેરેજનો સોલિડ ચાન્સ !

યોગેશ : યાયાહ ! હું ઓલ્સો એસ્ટ્રોલોજીમાં માનું ખરો.

પદ્મા : *(ધીમેથી)* તેવી જ એક બીજી ચોપડી મારી પાસે છે.

*સ્લાઈડ : SELECTING YOUR HUSBAND ASTROLOGICALLY.*

યોગેશ : એટલે છોકરાઓમાં પણ બાર વેરાઈટી હોય છે ?

પદ્મા : હા. મારે સાતમે મંગળ છે, મેરેજમાં ડિલે કરાવે. બે છોકરા રિજેક્ટ કર્યા.

યોગેશ : આ બધું રાશિ ઉપરથી ખબર પડી જાય ?

પદ્મા : ફુલ કુંડળી જોઈએ ! તમારો બર્થ ટાઇમ અને બર્થ પ્લેસ ખ્યાલ છે ?

*યોગેશ એક કાગળ ઉપર લખી આપે છે. પદ્મા ઉત્સાહથી થેલીમાંથી પંચાગ કાઢીને તેની કુંડલી દોરે છે.*

પદ્મા : વાહ ! વૃશ્ચિક લગ્ન ! લગ્નસ્થાને મંગળ અને ચંદ્રની યુતિ ! લક્ષ્મીની રેલમછેલ છે, યોગેશકુમાર !

યોગેશ : એમ ?

પદ્મા : એક સો ને દસ ટકા. એક જ છે; ઓહ ગોડ ! માઈ ગોડ !

યોગેશ : શું ? શું થયું ?

પદ્મા : પહેલા ભાવમાં મંગળ નડે ! તમારું ફર્સ્ટ મેરેજ નિષ્ફળ જાય. એક ઉપાય છે –

યોગેશ : ઉપાય છે ?

પદ્મા : તમારી કોઈ અફેર થઈ ગઈ હોય તો વાંધો ન આવે.

યોગેશ : મીન્સ કે ?

પદ્મા : તમારે કોઈ ગર્લફ્રેન્ડ પાસ્ટમાં થઈ ગઈ હોય તો વાંધો ન આવે.

યોગેશ : છે ને ! મારે ફાઇન ગર્લફ્રેન્ડ છે.

પદ્મા : વાહ ! તો તો મને વાંધો નથી. તમે હેલ્ધી છો, હેન્ડસમ છો; અને સાહિત્યના ખાં છો !

યોગેશ : તમે પણ બ્યૂટીફુલ છો.

પદ્મા : *(ધીમા સાદે)* આ બહુ ફાઇન બુક છે. કોઈને બતાવો નહીં તો આપું. પાછી આપી દેવાની, ઓકે ?

યોગેશ : નો પ્રોબ્લેમ.

*સ્લાઈડ : A MARRIAGE MANUAL : SEX GUIDE FOR THE NEWLYWEDS*

પદ્મા : સુખી લગ્નજીવનની ચાવી. જો કે તમને તો આ બધા રૂટીનની ખબર હશે.

યોગેશ : આમાં તો જાણો તેટલું ઓછું.

પદ્મા : આહ.

યોગેશ : વાંચીને પોસ્ટથી મોકલી આપું ?

પદ્મા : ના ! ઘરમાં મારું ચામડું ઉતરડી નાખે.

યોગેશ : તો ?

પદ્મા : મારી એક ફ્રેન્ડનું એડ્રેસ આપું છું. ત્યાં પોસ્ટ કરી દેજો.

યોગેશ : ઓક્કે ! શું નામ ?

પદ્મા : અનિલા કામદાર ! અનિલા કા-મ-દા-ર. બહુ ગઝબ બાઈ છે.

*પદ્મા પુસ્તકના છેલ્લા પાને અનિલા કામદારનું સરનામું લખી આપે છે. પદ્માનું પ્રસ્થાન.*

યોગેશ : સનોફાગન !

*યોગેશ પુસ્તક કારના ગ્લવ કમ્પાર્ટમેન્ટમાં સંભાળીને મૂકી દે છે.*

દેવુભાઈ : નેક્સ્ટ છે મિથુન કન્યા ! કીર્તિ શિરવાડકર ! જેમિનાઈ !

☐

*મિથુન બાલાનો આત્મા સુખની ખોજમાં ડુંગરો, કોતરો, ગલીઓ અને મહાલયોમાં ભમે છે. કોઈ પ્રદેશ, પદાર્થ કે પ્રેમીવિશેષ પર મિથુન રંભાની પ્રીતિ લાંબો સમય ટકતી નથી. એકીસાથે અનેક પ્રેમિકોનાં હૃદય જીતીને તેને ચૂર્ણ ચૂર્ણ કરવામાં તેને મનોરંજન મળે છે.*

□

યોગેશ : કીર્તિ શિરવાડકર. આઈએએસ ઓફિસર. કસ્ટમ ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર ! અને ઓફિસની બહાર પટાવાળો ! વાઉ !

પટાવાળો : કાર્ડ છે ?

યોગેશ : ના.

પટાવાળો : મેમસાહેબની એપોન્ટમેન્ટ છે ?

યોગેશ : હા છે.

પટાવાળો : આ સ્લિપમાં તમારું નામ ને શું કામ છે લખો.

યોગેશ : ઓકે.

પટાવાળો : પેન પાર્કર છે, શેઠ ?

યોગેશ : યાહ.

પટાવાળો : મેમસાહેબ બીઝી છે. કાલે આવજો.

યોગેશ : અરે, મારે એપોઇન્ટમેન્ટ છે. કહ્યું ને !

પટાવાળો : કસ્ટમમાંથી માલ છોડાવવાનો હોય તો અહીંયાં નહીં થાય.

યોગેશ : પર્સનલ કામ છે.

પટાવાળો : આવી આ પાર્કર પેન કેટલામાં મળે ?

યોગેશ : હજારબારસો રૂપિયા.

પટાવાળો : ગોલ્ડ નિબ, ખરું ?

યોગેશ : હા. હાથમાં નહીં લખો. બગડી જાય.

પટાવાળો : ફાઇન છે. સો રૂપિયામાં પાછી આલું. – થેંક્યૂ. જાઓ, અંદર મેમસાહેબ રાહ જુએ છે.

□

કીર્તિ : આવો. સિગારેટ ?

યોગેશ : નો થેંક્સ.

કીર્તિ : તો બોલો. મારું નામ કીર્તિ શિરવાડકર. એઇજ ટ્વેન્ટિસિક્સ.

યોગેશ : મારું નામ યોગેશ પટેલ.

કીર્તિ : મારી થોડીક કન્ડિશન્સ છે. આપણે મેરેજ સ્ટેટ્સમાં કરવાનાં.

યોગેશ : ઓ...કે.

કીર્તિ : ત્રણ વરસનો કોન્ટ્રાક્ટ. રિન્યૂએબલ. પ્રીનપ્ટુઅલ એગ્રીમેન્ટ.

યોગેશ : ઓ...કે.

કીર્તિ : તમે મારા હસ્બન્ડ અને એસ્કોર્ટની ડ્યૂટી બજાવશો. આપણે ત્યાં પાર્ટિઝ થાય ત્યારે કેટરિંગની એરેન્જમેન્ટ, ગેસ્ટલિસ્ટ – બધાંનું તમે સૂપરવિઝન કરશો.

ફાવશે ?
યોગેશ : ડિપેન્ડ્ઝ.
કીર્તિ : સંતાન નહીં. નો કિડ્ઝ.
યોગેશ : એમ કે.
કીર્તિ : તમને બીજી છોકરીઓ સાથે ફરવાની છૂટ. મને બીજા પુરુષો સાથે જવાની આઝાદી.
યોગેશ : ઓહ.
કીર્તિ : એટલાન્ટામાં અમારા ફેમિલીની મોટી કોસ્મેટિક ઇન્ડસ્ટ્રી છે. તેમાં હું ડાયરેક્ટર બનીશ. તમારે કાંઈ નાની મોટી પોસ્ટ લેવી હોય તો લેવી. કાંઈ કામ ન કરો તેનો વાંધો નથી. બોલો, કેમ લાગે છે ?
યોગેશ : હું... મેં એમબીએનો સ્ટડી કર્યો છે. કાંઈક લાઇનની જોબ હોય તો સારું લાગે.
કીર્તિ : શ્યોર, શ્યોર... તમને રસોઈ આવડે છે, યૂ કુક ? યોગેશ ?
યોગેશ : સાધારણ.
કીર્તિ : આપણે ત્યાં શેફ હશે. હું ઓફિસમાં બીઝી રહીશ. તમને દિલ બહેલાવવા માટે કાંઈ કમ્પનીની જરૂર પડશે. તમારે કોઈ ગર્લફ્રેન્ડ છે, અમેરિકામાં ?
યોગેશ : એક્ચ્યુઅલી, યસ.
કીર્તિ : જીવન એટલે શું ખબર છે, યોગેશ ? કાલિદાસ કહે છે : જીવન એટલે સમયની અનંત સરિતા. એમાં પડેલાં લાકડાંની જેમ બે પ્રાણી મળે, થોડા સમય સાથે વહે અને પછી છૂટાં પડી જાય. લાઇફનું એવું હોય છે. બોલો.
યોગેશ : જરા વિચાર કરી જોઉં.
કીર્તિ : એક વીકમાં જવાબ આપશો ?
યોગેશ : ઓહ યસ. ઓકે.

*યોગેશ હાથ મિલાવે છે. કીર્તિનો હાથ પકડવો ગમે છે.*

યોગેશ : આજે સાંજે તમે ફ્રી છો ?
કીર્તિ : શ્યોર ! પિક મી અપ એટ ફાઇવ !
યોગેશ : ઓહ, તમારા પટાવાળાને કહેજો મને આવવા દે. સો રૂપિયાની બક્ષિસ માગે છે.
કીર્તિ : ત્ચ ત્ચ. આ લો, પચાસ.
યોગેશ : મેં સો આપ્યા.
કીર્તિ : આ બીજા પચાસ.

*કીર્તિ યોગેશને ખેંચીને ચુંબન કરે છે.*

યોગેશ : બોયોબોય !
લેખક : ટન...! ટન...! ટન...! ટન !
કીર્તિ : આવો, કાર છે ?
યોગેશ : હા. ક્યાં જઈશું ?

કીર્તિ : તમારી રૂમ પર ?

□

યોગેશ : ડ્રિન્ક્સ ?

કીર્તિ : વોડકા એન્ડ લાઈમ. વિથ એ રિન્ડ ઓફ લેમન.

યોગેશ : ડિનર ?

કીર્તિ : રૂમમાં ! કોલ રૂમ સર્વિસ ! ડ્રિન્ક્સ, ડિનર. અને પછી સેક્સ.

□

યોગેશ : Khodi, my buddy. I gonna fix you with nice broad.

ખોડીદાસ : Sheet! You don't want her, cheef?

યોગેશ : She not my type. Kirti Shriwadkar. This her home number. You gonna like her.

ખોડીદાસ : Kirti Shirwadkar?

યોગેશ : Yup; her family own helluva big business in the States.

ખોડીદાસ : You changed lot, you got that? You talk no dowry, and not your 'type' and sheet. Lucky for me, also.

યોગેશ : All the best.

ખોડીદાસ : What you theenk my couseen? Mamta?

યોગેશ : Mamta is brand-new. I kinda go for experienced cheek.

□

દેવુભાઈ : હવે આવે છે, ભાવના શુક્લ. ઉંમર ૨૫. ફિલોસોફીમાં એમએ. ઈન્ટલેક્ચુઅલ છે.

યોગેશ : રાશિ કઈ ?

દેવુભાઈ : ધનુ રાશિ. સેજિટેરિયસ.

□

ગઢવી : ગુડ મોરનિંગ, મિસ્ટર યોગેશભાઈ બોઝ !

યોગેશ : ઓહ ગઢવી !

ગઢવી : આજે ફાયડે, બોઝ ! સ્પીચ આપવાની છે.

યોગેશ : ગુડનેસ ! કાલે ન ચાલે ?

મહેતા : માઈકની એરેન્જમેટ, ફોટોગ્રાફર – બધું રેડી છે. કાલે તમને બીજી વાર કોસ્ટિંગ થાય અન્નેસેસરી...

યોગેશ : ઓહ, ઓકે, ચાલો.

□

મહેતા : ભાઈઓ અને બહેનો, આપણે જેમની આતુરતાપૂર્વક રાહ જોતા હતા તે મહાન સામાજિક સુધારક અને યુવાન નેતા મિસ્ટર યોગેશ પટેલની ગાડી કમ્પાઉન્ડમાં દાખલ થઈ ચૂકી છે. શાંતિ રાખો !

લેખક : યોગેશને લઈને દીપક ગઢવી હોલમાં જાય છે. સભાગાર ખીચોખીચ ભરેલું

છે.

*સભાનો કોલાહલ.*

ગઢવી : ભાઈઓ તથા બહેનો ! યોગેશભાઈ આ કર્ણાવતી નગર અમદાવાદનું કર્ણફૂલ છે, આ ગરવા ગુજરાતનું ગૌરવ છે; આ મહાન ભારતવર્ષનું હીર છે અને આ પાટીદાર સમાજનું નૂર છે. આપણા લાડીલા યોગેશભાઈએ દહેજની ઘાતકી પ્રથા સામે વિદ્રોહ કરીને અસંખ્ય કોડીલી કન્યાઓની આંખમાં આશાનું કિરણ મૂક્યું છે. કન્યાઓના લીલામની આ કુપ્રથા પર કુહાડો મારીને આવતી પેઢી માટે દાખલો પૂરો પાડ્યો છે. ભાઈઓ તથા બહેનો, આપણું અહોભાગ્ય છે કે આવા વીર નરબંકા, સરદાર પટેલના સાચા વારસ ક્ષત્રિયવટા પટેલ બચ્ચા છેક અમેરિકાથી આવીને આજે આપણી વચ્ચે ઉપસ્થિત છે. આવો, આપણે તાળીઓના ગડગડાટથી વધાવીએ આપણા મોંઘેરા મહેમાન, મહાન નેતા મિસ્ટર યોગેશકુમાર શંકરલાલ પટેલને –

*તાળીઓના ગડગડાટની વચ્ચે યોગેશ અને બીજા થોડાક થિયેટરના દ્વારમાંથી પ્રેક્ષકોની વચ્ચે થઈને પ્રવેશે છે. સ્ટેઈજ પર ચડે છે. ફૂલમાળા વગેરે; યોગેશ માઈક પર આવે છે.*

યોગેશ : ગુડ ઈવનિંગ, લેડીઝ એન્ડ જેન્ટલમેન !

*યોગેશ ઉપર સપનાનો વેવી વેવી પ્રકાશ ફેલાય છે. બધા અભિનેતાઓ એક સાથે ગણગણાટ કરે છે : 'રૂબાર્બ રૂબાર્બ !' અને અચાનક નીરવ શાંતિ. પ્રકાશનું બિંબ ફરે છે.*

યોગેશ : ગુડ આફટરનૂન, લેડીઝ એન્ડ જેન્ટલમેન ! દીપકભાઈ ગઢવીએ ભાવાવેશથી મારી ઓળખાણ આપી તે બદલ હું તેમનો ઋણી છું. પરંતુ તે ઓળખાણ સાચેસાચ સત્ય નથી. – સત્ય એ છે કે મારો જન્મ શિકાગો એરપોર્ટના એક શરાબખાનામાં થયો હતો. હું શું છું? હું કોણ છું? આપણે કોણ છીએ બધાં? આપણે શું આપણા સર્જનહારનાં ઘડેલાં માટીનાં પૂતળાં નથી? અને મારો સર્જનહાર છે આ શખ્શ, આ સૂત્રધાર; અમદાવાદનો એક ગુજરાતી લેખક. નવલકથાકાર, આ કથાકાર. તે સતત મારો પીછો કરે છે. સતત મારી સાથે રહે છે. એ અહીં પણ છે. ત્યાં, પેલા કાળા પરદાની બેવડમાં. – કારણ કે એ અભાગી પોતે જે કરી શક્યો નથી તે મારી પાસે કરાવી કર્યાનો આનંદ લે છે. તે સપનાં જુવે છે કે પોતે હજી મારા જેવો યંગ, ગુજરાતી બોય ફ્રોમ શિકાગો છે. અને અમદાવાદ જઈને એક ડઝન યંગ ડિઝાયરેબલ ગર્લ્સને મળે છે –

*લેખક ઉપર ફોકસ.*

લેખક : ધૂળવાળા કિનખાબી પરદા પાછળ મારા હાથ ધ્રૂજે છે. સમયયંત્રના સંચાલનથી સભામાં હું મારા વડીલો, મુરબ્બીઓ, મિત્રો અને સમોવડિયા લેખકો અને સવાયા વિવેચકોને જોઉં છું.

*નીચેના સંવાદ એક સામટા છૂટાછવાયા અને વારંવાર બોલાય છે.*

પુરુષ ૧-૧૦ : આ માણસ કોઈ દિવસ નોર્મલ માણસની વાત લખી શકતો નથી. આમાં જ્યોતિષનું તો બધું બોગસ છે, ખરું ને? અરે, લેખકનું એક સેન્ટિમેન્ટલ જેશ્ચર છે, પોતાની જુવાની તરફ.

લેખક : એક મિનિટ !

પુરુષ ૧-૧૦ : અરે, એની વાત તો સાંભળો, જરા સાંભળવા તો દો ! અરે, બેસી જાઓ, બેસી જાઓ, વચ્ચે ન બોલો, અવાજ ન કરો ! કાયરો ! શોષણખોરો, તમારી સામાજિક જવાબદારી ભૂલી જાઓ છો? અરે યાર, એક જોકને લાંબી લાંબી કરીને ચલાવે જાય છે. ઇર્શાદ, ઇર્શાદ !

લેખક : ઓહ ! અને મહિલાઓમાં ગણગણાટ થઈ રહ્યો છે.

*નીચેના સંવાદ એક સામટા છૂટાછવાયા તિતરબિતર અને વારંવાર બોલાય છે.*

સ્ત્રી ૧-૧૦ : એનામાં ગટ્સ હોત તો જોઈતુંતું શું? ચાલો, આખરે આવું થઈને રહ્યું. ન્યૂ યોર્કથી ઇલેના; શિકાગોથી વાલેરી; હોનોલૂલૂથી સુમિયે; મેઇનથી મેરી; બોસ્ટનથી કેથી; મુંબઈથી મીનાક્ષી; અમદાવાદથી દર્શના, કામિની, નીલા; કલકત્તાથી પારુલ, અલ્પના, કાજલ... સર્વ એકસાથે એકીઅવાજે મારી નિંદા કરે છે.

લેખક : અરે, અરે ! આ બધું કલ્પિત છે, કલ્પિત છે, ઇમેજિનરી ફિક્શન છે.

પુરુષ ૩-૧૦ : પણ એમાં સાચાં પાત્રોની તસ્કરી છે. તેં ચોપાટી પરની પેલી સાંજનો ઉતારો કર્યો છે. હોનોલૂલૂની કાફેની ઉઠાંતરી કરી છે. ન્યૂ યોર્કના ફ્લેટની તફડંચી કરી છે. પારુલની સ્ટાઇલની કોપી કરી છે. તેં હેલેનની આંખોની ચોરી કરી છે.

લેખક : ના. હા. હશે. – હા, હા, હા ભઈ હા ! આ બધું જુઠ્ઠાણું છે. ને ચોરી છે. ને લુચ્ચાઈ છે. – પરમાત્મા ! તમારો પાડ ને ઉપકાર, મને દાણિયા જેવા દોસ્તો ને લાલ લાલ લવએફેર્સ ને લેખકનું ખોળિયું દીધાં છે. પરમાત્મા ! તમારી નકલ કરીને તમારી ભક્તિ કરી છે મેં. આજે મારો જન્મદિવસ છે, પ્રભો ! આજે મને ઉદ્દમું બેસે છે. – સર્જનહાર ! આજે જન્મદિવસ નિમિત્તે તમને ધરવા માટે મારી પાસે આ કથા સિવાય કશું નથી. જે છે તે આ છે, મારી કલ્પના, મારું મસ્તક, મારી કથા. તે તમારા પગમાં મૂકું છું.

*નોર્મલ લાઈટિંગ. યોગેશ માઇક પાસે ઊભો છે. એકદમ બેબાકળો દેખાય છે.*

લેખક : માઇ ગોડ ! યોગેશ માઇક પાસે એકદમ ફ્રીઝ થઈ ગયો છે. – કેમ ? શાથી ? વાય ? એ શું જુએ છે ? દરવાજામાંથી કોણ પ્રવેશ કરે છે ? માઇ ગોડ ! અહીંયાં ? પેગી !

*થિયેટરના દ્વારમાંથી દેવુભાઈની સાથે પેગીનો પ્રવેશ. પ્રેક્ષકોની વચ્ચે થઈને આઇલમાંથી હાથ ઊંચો કરીને આવતાં આવતાં બૂમ મારે છે.*

પેગી : Hi, Yogesh!

*ધીમે ધીમે અંધકાર. પરદો.*

*પ્રથમ અંકના અંતનું દૃશ્ય ફરી ગોઠવાયું છે.*

લેખક : પેગી !

પેગી : Hi, Yogesh!

*પેગી સ્ટેઈજ પર આવે છે. મહેતા દોડીને તેને હાર પહેરાવે છે.*

પેગી : Hi, Yogesh!

યોગેશ : Hi, Peggy!

*ગળું સાફ કરીને યોગેશ સ્મિત સાથે વ્યાખ્યાન શરૂ કરે છે.*

યોગેશ : દીપકભાઈ ગઢવીએ મારી ઓળખાણ આપી એટલે આપ સૌને તો મારો પરિચય થયો. હવે હું આપ સૌને ઓળખાણ આપું મારા નવા વતન અમેરિકાનાં એક સુંદર વતનીની. એનું નામ છે, માર્ગરિટ વિલિયમ્સ ઉર્ફે પેગી.

*તાળીઓ, 'પેગી ! પેગી !'ના પોકારો થાય છે.*

પેગી : Friends, I met Yogesh in Chicago. His simplicity and frankness amazed me. I imagined a whole countryful of frank and simple people like him. And I decided to follow him to India. Here I am in Ahemdabad. I called his uncle from the airport and Mr. Devu-bhai kindly brought me here. I am thrilled to be with you all nice people.

ગઢવી : *(જોરશોરથી)* અને તાળીઓનો ગડગડાટ થિયેટરનાં છાપરાં ધ્રુજાવે છે. તે પછી યોગેશ દહેજની કુપ્રથાને ચાબકા મારે છે. સમાજની દાંભિકતાના પરદા ચીરે છે. શ્રોતાઓનાં દિલ જીતે છે. અને લોકોના 'યોગેશ પટેલ ઝિંદાબાદ !' અને 'દહેજપ્રથા મુર્દાબાદ !'ના નારાથી સભાખંડની ધીંગી ધરતી ધણધણી ઊઠે છે.

ગઢવી : યોગેશ પટેલ !

સર્વ : ઝિંદાબાદ !

મહેતા : દહેજપ્રથા !

સર્વ : મુર્દાબાદ !

*મહેતા અને ગઢવી અભિનેતૃવૃંદને સરઘસાકારે દોરીને સભાખંડની આઈલ્સમાં ફેરવે છે. હાથ ઉગામી, પગ પછાડી સરઘસ પ્રેક્ષકોને ડરાવે છે. ધીમે ધીમે એ સૌનો ઘોંઘાટ લુપ્ત થાય છે. સ્ટેઈજ પર છે યોગેશ અને દેવુભાઈ.*

દેવુભાઈ : વાહ દીકરા ! નામ રાખ્યું તેં આપણા વડવાઓનું !

યોગેશ : પેગી ક્યાં ગઈ ?

દેવુભાઈ : હશે આમાં જ ક્યાંય. બધા એનો હાથ મિલાવવા માગે છે.

યોગેશ : એને ઉતારો ક્યાં આપવો ? મારી હોટલમાં ઉતારો આપીએ તો તો ઓડ

લાગે !

દેવુભાઈ : એ બધી મેનેજમેન્ટ થઈ ગઈ છે. ડોન્ટ વરી.

યોગેશ : શાની મેનેજમેન્ટ ?

દેવુભાઈ : પેગી તો ફરવા આવી છે. તેને અંબાજી જવું છે.

યોગેશ : અંબાજી ? એ તો બસ્સો માઇલ થાય ! જશે કેમ ?

દેવુભાઈ : કેમ ? બાય કાર વળી !

યોગેશ : બાય કાર ? મગનલાલ લઈ જશે ?

દેવુભાઈ : અરે હોય ? આપણી ટોયોટો છે ને ? હું લઈ જઈશ.

યોગેશ : તમે ?

દેવુભાઈ : હાસ્તો. ડ્રાઇવ મગનલાલ કરશે.

યોગેશ : તમે પેગીને લઈને વીકએન્ડમાં અંબાજી જશો ?

દેવુભાઈ : મહેમાનગતિ !

યોગેશ : તમે પેગી સાથે બે દિવસ અંબાજીમાં રહેશો ?

દેવુભાઈ : અંબાજી, જયપુર, ઉદયપુર, માઉન્ટ આબુ...

યોગેશ : ધેટ્સ એ હોલ ફ્રીકિંગ વીક !

દેવુભાઈ : તારા મેરેજના દિવસે પાછાં ! ડોન્ટ વરી. હું બરાબર લુકાફટર કરીશ.

*ઓડિયન્સમાંથી વાતો કરતી કરતી પેગી ઉત્સાહથી યોગેશ પાસે આવે છે.*

પેગી : Everyone's so nice, so friendly and hospitable!

યોગેશ : You're going sightseeing?

પેગી : Yes. With Devubhai. Isn't he a doll? See ya at your wedding.

*દેવુભાઈના હાથમાં હાથ નાખીને પેગી સ્ટેજ પરથી ઊતરે છે. પાછળ જોતી જોતી યોગેશને ટાટા કરે છે. સૌ દર્શકોને લવયા સૂચવે છે. લટકમટક દ્વારની બહાર નીકળી જાય છે.*

યોગેશ : સનોફાગન !

☐

*યોગેશ ગાડીના સ્ટિયરિંગ ઉપર માથું ટેકવીને વિચારે છે. ગાડીના ડેશબોર્ડમાંથી હેરબ્રશ કાઢે છે. પદ્માની બુક જુએ છે. ખડખડ હસે છે.*

☐

યોગેશ : હલો... ઘરમાં કોઈ છે ? અનિલા કામદાર ?

અનિલા : કોણ છો તમે ? કોનું કામ છે ?

યોગેશ : તમે અનિલા કામદાર ? હું યોગેશ પટેલ. આપણે મળેલાં, સરખેજ, યાદ છે ?

અનિલા : તમને આ એડ્રેસ કોણે આપ્યું ?

યોગેશ : પદ્માએ. આ બુક તેને પાછી આપવાની છે. તમે આપી દેશો ? પ્લીઝ ?

અનિલા : ઓક્કે. આપી દઈશ. થેંક્યૂ.

યોગેશ : તમે અંબાજી ગયાં છો ? કોઈ વાર ?

અનિલા : કે-મ ?

યોગેશ : જસ્ટ. ખાલી. મારા અંકલ મિસ્ટર દેવુભાઈ કહેતા હતા કે તમારા કેઈસના કામને અંગે તમને કોઈ કોઈ વાર બહારગામ લઈ જતા. અંબાજી ગયાં છો, કોઈ વાર ?

અનિલા : એકાદ વાર, બેચાર વાર ગયાં હઈશું. કેઇસ હોય ને !

યોગેશ : કેઇસ, કેઇસ ! જનરલી દેવુભાઈ ત્યાં ક્યાં ઊતરે કાંઈ આઇડિયા ખરો ?

અનિલા : ગવર્મેન્ટ ટૂરિસ્ટ લોજ. કેમ ?

યોગેશ : આ તો મારી એક અમેરિકન ફ્રેન્ડને લઈને દેવુભાઈ અંબાજી ગયા છે. કાંઈ ઇમર્જન્સી કોન્ટાક કરવો હોય તો એમ.

અનિલા : એ ડુક્કર ગોરી છોડીને લઈને અંબાજી ગયો છે, એમ ?

યોગેશ : કેટલા ? બેત્રણ હજાર રૂપિયા થાય અંબાજીના ? ટેક્સીમાં ?

અનિલા : ચાલે.

યોગેશ : આ પાંચ હજાર રૂપિયા છે. અચાનક તમારે જવાનું થાય તો કામ લાગે, રાઇટ ?

અનિલા : એ વાંદરાને તો લાગ હતો ત્યારે જ કાપી નાખવા જેવો હતો.

યોગેશ : વોટ ?

અનિલા : નથિંગ.

□

યોગેશ : હેલો ! મિસ્ટર લાલભાઈ દેસાઈ પ્લીઝ ?

લાલભાઈ : ધિસ ઇઝ લાલભાઈ દેસાઈ.

યોગેશ : હું યોગેશ પટેલ. શંકરલાલનો સેકન્ડ નમ્બરનો સન. શિકાગોવાળો.

લાલભાઈ : ઓહ યસ ! બોલો !

યોગેશ : તમે કાંતાબેનના ફાધર ? દેવુભાઈના ફાધર ઇન્લો, રાઇટ ?

લાલભાઈ : ય–સ ?

યોગેશ : તમારે એક વ્યક્તિનો પત્તો જોઈએ છે, રાઇટ ને ?

લાલભાઈ : યસ. પત્તો મળ્યો ?

યોગેશ : કાલુપુર સ્ટેશનના અપસ્ટેર રેસ્ટોરાંમાં આવો. વન અવર ? ...ફાઇન ! સી યૂ ધેન !

□

લાલભાઈ : બોલો...

યોગેશ : પત્તો હું આપું. પણ મારી પોતાની બેત્રણ ડિમાન્ડ છે.

લાલભાઈ : એમ કે ?

યોગેશ : મમતા ઓછવલાલ પટેલ નામે મુંબઇની એક છોકરી છે. આ તેનું એડ્રેસ. તેને શિકાગો જવાની ઘેલછા છે.

લાલભાઈ : અને ?

યોગેશ : તેને તમે સ્કોલરશિપ, વિઝા વગેરે અપાવો. બાપને સમજાવીને શિકાગો

મોકલી આપો.

લાલભાઈ : વાય ?

યોગેશ : છોકરી ભોળા દિલની છે. કોઈ બીજો તેને ફસાવીને શિકાગો લઈ જશે તો દુઃખી થશે. નહીં જવાય તો ગાંડી થઈ જશે. તમે મોકલો તો તમને ટેક્સ રાઈટોફ મળશે, સમાજમાં વખાણ થશે.

લાલભાઈ : બીજી ડિમાન્ડ ?

યોગેશ : વીએસ હોસ્પિટલમાં એક સ્કિન સ્પેશ્યલિસ્ટ ડોક્ટર છે : હંસા ગોરડિયા. આ એનું એડ્રેસ.

લાલભાઈ : એને પણ શિકાગો જવું છે ?

યોગેશ : ના, ના. તેને અહીં જ રહેવું છે. તેને સેવાની ધગશ છે. તેને ક્લિનિક કરાવી આપો.

લાલભાઈ : રિયલી ? અને મને શું મળે ?

યોગેશ : હું તમને અનિલા કામદારનો પત્તો આપું; તમે દેવુભાઈને તેના પંજામાંથી છોડાવો. તમારી દીકરીનું જીવતર બચાવો.

લાલભાઈ : *(હસે છે)* જોઈશું, ચાલો.

યોગેશ : અંબાજીમાં સરકારી ટૂરિસ્ટ લોજ છે. આજે રાત્રે દેવુભાઈ અને અનિલા ત્યાં મળશે.

*બંને હાથ મિલાવી છૂટા પડે છે.*

યોગેશ : હવે ?

લેખક : ભાવના જયવદન શુક્લ. ફિલોસોફીમાં ડોક્ટરેટ કરે છે. ઉંમર ૨૫. શાહીબાગ ચાર રસ્તા. અને રાશિ સેજિટેરિયસ.

□

*ધનુ પ્રેયસીનું સંવનન વાત્સલ્યના પ્રભારથી લચેલું અને તેનો સંગ વિદ્યાવૈભવથી ખચિત હોય છે. કોઈ પણ સત્કર્મમાં તે ધનુષ ધારી લડવા તત્પર હોય છે. તેની સાથે રતિકર્મમાં પ્રવૃત્ત થનાર પુરુષને કુંડલિનીના કેંદ્રમાંથી મોક્ષની અનુભૂતિ થાય છે.*

□

લેખક : શાહીબાગના બંગલાના કમ્પાઉન્ડમાં લીમડાની વૃક્ષવીથિકા છે. આસપાસ ઝાડપાન અને જંગલી વેલા ફેલાયેલા છે. બંગલાના આંગણામાં એક સૌમ્ય ચહેરાવાળી યુવતી જાસ્મીન રંગની ખાદીની સાડી પહેરીને તુલસીને પાણી પાય છે.

યોગેશ : હાય ! આઈમ લુકિંગ ફોર મિસ્ટર શુક્લા.

ભાવના : જય શ્રીકૃષ્ણ.

યોગેશ : યાહ, જય શ્રીકૃષ્ણ.

શુકલાજી : હા ! આવો આવો ! જય શ્રીકૃષ્ણ ! યોગેશકુમાર, ખરું ? આ મારી પુત્રી ભાવના. બેટા, યોગેશકુમારને જેશ્રીકૃષ્ણ કર્યા ?

ભાવના : હા બાપુજી; જય શ્રીકૃષ્ણ.
મિસિસ શુક્લાજી : જેશ્રીકૃષ્ણ.
શુક્લાજી : હા. યોગેશકુમાર ભાવનાને જોવા પધાર્યા છે.
મિસિસ શુક્લાજી : ખરું, ખરું ! બેટા, યોગેશકુમારને જેશ્રીકૃષ્ણ કર્યાં? તને જોવા આવ્યા છે.
ભાવના : હા, મા ! કર્યાં.
શુક્લાજી : ખરું, ખરું ! કર્યાં, કર્યાં. પધારો. પગરખાં પરશાળમાં કાઢો, વાંધો નહીં. આ અમારો બેઠકખંડ છે.
મિસિસ શુક્લાજી : ગાદી ઉપર બેસવાનું ફાવશે ને? પાટલૂનવાળાને લગીર અનુકૂળ ન પડે.
શુક્લાજી : સવારથી રાહ જોઈ.
મિસિસ શુક્લાજી : અમને એમ કે સવારે આવશો. સવારથી ઘરમાં રહ્યાં.
યોગેશ : સોરી, જરા એક ફંકશનમાં સ્પીચ આપવાની હતી. લેઇટ થઈ ગયો.
શુક્લાજી : ના, ના, એમાં શું. કામ એટલે કામ.
મિસિસ શુક્લાજી : ખરું ખરું.
શુક્લાજી : આવ્યા તો સારું થયું. ઉકાળો લેશો ને?
મિસિસ શુક્લાજી : અમે ચાકોફી નથી પીતાં. માદક પીણાં છે. કોઈને પિવડાવીએ પણ નહીં.
યોગેશ : યાહ, ખરું, ખરું.
મિસિસ શુક્લાજી : બેટા, ઉકાળો મૂક.
શુક્લાજી : હા, જા, ઉકાળો મૂક.
યોગેશ : નહીં નહીં, ચાલશે.
શુક્લાજી : ના, ના, ન ચાલે.
મિસિસ શુક્લાજી : જોજે, ઊભરાય નહીં.
ભાવના : લો કઢેલું દૂધ છે. ફાવશે ને?
શુક્લાજી : બેટા, ભગવાનને ધર્યું?

*ભાવના કપ ઊંચો કરીને ભગવાનના ફોટાને ધરે છે.*

બધાં : જય શ્રીકૃષ્ણ !
ભાવના : બાપુજી, અમે મારા ખંડમાં બેસીએ?
શુક્લાજી : ખરું, ખરું ! ટેબલખુરશી છે. ત્યાં ફાવશે.
મિસિસ શુક્લાજી : ખરું, ખરું ! બેટા, જાઓ !

□

ભાવના : આ મારો ઓરડો, યોગેશકુમાર !
યોગેશ : વાઉ, તમે આટલી બધી બુક્સો સ્ટોકમાં રાખો છો?
ભાવના : બારણું બંધ કરો.
યોગેશ : તમારા પેરેન્ટ્સ માઇન્ડ નહીં કરે?

ભાવના : શું ?
યોગેશ : આમ બંધ બારણે આપણે એલોન...?
ભાવના : કેમ ? તમે મારા ઉપર કૂદકો મારશો ?
યોગેશ : કેમ નહીં; હેં હેં ! તમે બ્યૂટીફુલ છો !
ભાવના : સંતાનની કામના સિવાય શરીરસંબંધ બાંધવો તે કેવળ વ્યભિચાર છે.
યોગેશ : વોટ ? તમે તો હેં હેં, સંતો જેવી વાતો કરો છો !
ભાવના : તમે ગણિકા જેવી વાતો સાંભળવા આવ્યા છો ?
યોગેશ : તમે હાઇલી એજ્યુકેઇટેડ છો, રાઇટ ?
ભાવના : મેં ધર્મશાસ્ત્રમાં એમએ અને તત્ત્વજ્ઞાનમાં પીએચડી કર્યું છે.
યોગેશ : અને તોપણ તમે ઓર્થોડોક્સ વિધવા જેવી વાતો કરો છો.
ભાવના : એમ કે ?
યોગેશ : તમે જોતાં નથી કે આપણા રીતરિવાજો જૂનવાણી છે ? જ્ઞાતિપ્રથા, દહેજપ્રથા અને બીજાં દૂષણો હિન્દુ સમાજને ડિસ્ટ્રોય કરે છે ?
ભાવના : માણસના જન્મની જ્ઞાતિ નથી હોતી. ઉછેરની, વિચારોની અને વિદ્યાની જ્ઞાતિ હોય છે.
યોગેશ : રાઇટ !
ભાવના : પણ હું તમારી સાથે લગ્ન નહીં કરું.
યોગેશ : એટલે તમે કહેવા શું માગો છો ?
ભાવના : સાંભળો; પોતાને ઊંચા અને બીજાને હલકા ગણવા મારે મન પાતક છે.
યોગેશ : તો પછી ?
ભાવના : છતાં જે લોકો બેબીફૂડમાં લાકડાનો વહેર ભેળવે છે, તેલમાં કેરોસીન ભેળવે છે તેવા રાક્ષસો સાથે હું વાત પણ ન કરું. જે પિશાચો બાળકોના પગ ભાંગીને ભીખ મંગાવે છે કે ધાર્મિક હુલ્લડો કરાવે છે કે ગરીબોનાં ઝૂંપડાં બાળે છે તેમનો પડછાયો પણ ન લઉં. જે નરાધમો પરદેશનાં કૂટણખાનાં માટે હજારોની સંખ્યામાં છોકરીઓની નિકાસ કરે છે તે લોકો મારા માટે અસ્પૃશ્ય છે.
યોગેશ : તો પછી ટ્રેડિશન્સની સામે રિવોલ્ટ કેમ નથી કરતાં ? તમને આપણી આ બરબાદી જોઈને કાંઈ થતું નથી ?
ભાવના : કોઈ ઝાડ કપાતું જોઉં ત્યારે મને વ્યથા થાય છે. કોઈ ગાડીની નીચે બિલાડી ચગદાય તો મારો આત્મા દુભાય છે. દારૂડિયો કામદાર પોતાનાં છોકરાંને પીટે ત્યારે હું રડું છું. કોઈ શેઠ વાણોતરનો પગાર ખાઈ જાય ત્યારે મારું લોહી ઊકળે છે.
યોગેશ : પણ ?
ભાવના : પણ જ્યારે કોઈ વ્યક્તિ પોતાની જાતે પોતાની સજ્જનતા છાંડે છે ત્યારે મને સૌથી વધુ પીડા થાય છે... લોકોને હવે લાગણી થતી નથી. હવે આપણે વસ્તુઓના માપથી આપણાં દુ:ખસુખ માપીએ છીએ.

યોગેશ : હશે... આ શું છે ? જોઉં ? વાંચું.
ભાવના : પત્રવહેવાર છે; સમજાશે નહીં; લેટિન ભાષામાં છે.
યોગેશ : લેટિનમાં તમને કોણ લેટર્સ લખે છે ?
ભાવના : એક મિત્ર છે. ડેવિડ.
યોગેશ : એ કોણ ?
ભાવના : મિશનરી છે.
યોગેશ : અને આ ?
ભાવના : મારા જવાબ !
યોગેશ : સંસ્કૃતમાં જવાબ લખો છો ?
ભાવના : હા.
યોગેશ : તો તમને કેટલી લેંગ્વેજિઝ આવડે છે ?
ભાવના : ફ્રેન્ચ, ગ્રીક, ઇટાલિયનં, જર્મન, ઈંગ્લિશ...
યોગેશ : આઉટસ્ટેન્ડિંગ ! તમને તો યૂનોમાં તરત જોબ મળી જાય. કે એમ્બેસીમાં કે ફોરેઇન બેન્કમાં...
ભાવના : બેસી જાઓ, યોગેશ ! આ જન્મારામાં તમને નહીં સમજાય. પણ તોય સાંભળો.
યોગેશ : શું ?
ભાવના : તમારા જેવાઓને લાગણી થતી નથી. તમે સૌ પથ્થર જેવા થઈ ગયા છો.
યોગેશ : મને પથરો કહો છો ?
ભાવના : મને જાતીય વિચારો આવે છે. પણ હું જ્યારે જ્યારે તમારા જેવા નબીરાઓને મળું છું ત્યારે ત્યારે પથરા સાથે માથું અફાળતી હોઉં એવો ઘા લાગે છે. મારે અન્યની પીડા જાણે તેવા પુરુષ સાથે સંસાર માંડવો છે અને તેનાં બાળકોની માતા બનવું છે.
યોગેશ : જેમ કે આ ડેવિડ ?
ભાવના : ડેવિડ.
યોગેશ : પણ તો મને શોથી બોલાવ્યો છે ?
ભાવના : તમારો જેવા અનેકને હું મળવા બોલાવું છું. સમજાવવા કે ડોલરના રૂપિયા બનાવવાથી વધુ અગત્યની ઘણી વાતો છે જીવનમાં. આપણા દેશ, ધર્મ અને સમાજને ડોલરના ઘમંડથી ધુતકારનારાની નહીં પણ સમજનારાની જરૂર છે.
યોગેશ : એટલે ?
ભાવના : તમને ખબર છે, તમે જેને જેને જોવા જાઓ છો તે કન્યાઓ પણ માણસો છે ?
યોગેશ : તો ?
ભાવના : તેમને પણ સુખદુઃખ અને ઇચ્છાઓ છે ? તમે તેમનું હિત વિચાર્યું છે ?
યોગેશ : પણ બધા ફોરેઇન રિટર્નને જ શા માટે બોલાવો છો તમારું આ બોધનું

લેક્ચર આપવા માટે ?

ભાવના : એટલા માટે કે તમે આ દેશના પ્રતિનિધિઓ છો ! આજ પછી ડોલરોનાં કાળાંબજાર કરશો ત્યારે કદાચ વિચાર આવશે કે તમે ચોર છો ! કરોડો અભણ ગરીબોનાં ભાણાંમાંથી ચોરો છો ! અને આ દુનિયાના છઠ્ઠા ભાગની એ અભાગી પ્રજાને છેતરી એની હાંસીના વૈશ્વિક સમૂહગાનમાં મૂર્ખતાપૂર્વક સાદ મિલાવો છો !

યોગેશ : વે-લ ! જેશીકૃષ્ણ !

ભાવના : જય શ્રીકૃષ્ણ. જે દેશમાં પાછા જાઓ છો એ દેશના લોકોની ખુમારી મેળવજો. અમેરિકનોની વાનરનકલ કરવામાં જાતનો ઉદ્ધાર ન સમજશો. એમના દેશમાં આ દેશનું નામ રોશન કરજો.

□

યોગેશ : શીટ !

□

શંકરલાલ : અમેરિકામાં તું ફરતો હતો તે ગોરી છોડી આ પેગી ?

યોગેશ : યાહ, ફાધર.

શંકરલાલ : એને અહીંયાં બોલાવીને શા ભવાડા કરવા છે તમારે હવે ? ગધેડા ?

યોગેશ : એ તો ગઈ પાછી ફાધર. ચિંતા ન કરો.

શંકરલાલ : આજે તમે કાંઈ સ્પીચ આલેલી ?

યોગેશ : યૂ ગોટીટ.

શંકરલાલ : હવે ઈંગ્લિસની મા પૈણવાનું બંધ કરીશ મારી જોડે ?

યોગેશ : હમણાં ભાવનાને જોઈને આવ્યો.

શંકરલાલ : જરા વાઈડી છે.

યોગેશ : યાહ.

શંકરલાલ : *(લિસ્ટ કાઢી જોતાં)* હવે કોણ કોણ બાકી છે ?...વિભા, વિભાના ચાંલ્લા થઈ ગયા, ન્યૂ જર્સીનો કોઈ દેસઈ છે. મીનાક્ષી, તેના બાપા છોડીને ફોરેન મોકલવા માગતા નથી. નંદા, યાહ, ભૂલાભઈની છોડી નંદિની.

યોગેશ : મન્યાના. મારે વસંતને મળવા જેવું છે. મારો કોલેજનો ફ્રેન્ડ છે. અને મેરિડ છે. સાંજે ડિનર વખતે ઘરે આવું છું.

શંકરલાલ : અને હવે બીજી છોડીઓ જોડે ફોટા પડાવવાનું નથી, સોંભર્યું ?

□

યોગેશ : વસંત ! તેં તારી બૈરી કઈ રીતે પસંદ કરી હતી ?

વસંત : લુક, બુક એન્ડ કુક.

યોગેશ : એટલે કેટલી ગુડલુકિંગ સારી, કેટલી ભણેલી સેઇફ, અને કુક એટલે શું કુક કરતાં આવડે તેવી ?

વસંત : બધું મધ્યમ સારું.

યોગેશ : તારી વાઇફ મધ્યમ છે ?

વસંત : અરે, મારી વાઈફ તો ઉત્તમ છે. બહુ ટોપ છે.

યોગેશ : તમને પ્રેમ થયેલો ?

વસંત : અરે, અમે આ મિનિટ સુધી લવમાં છીએ, રિયલી. આ તારી સાથે વાત કરું છું પણ મને થાય કે હેમાંગી સાંભળે છે. અરે, તેનો ફોન વાગે ને મને ખબર પડી જાય કે આ હેમાંગીનો ફોન છે.

યોગેશ : ચલ ચલ !

*બંને હસે છે.*

યોગેશ : તારી ટ્રાવેલ એજેન્સી કેમ ચાલે છે ?

વસંત : ફર્સ્ટ ક્લાસ. કેમ, રિઝર્વેશન કરાવવું છે ? *(કોણી મારીને)* બીજી ટિકિટ બુક કરાવવી છે ?

□

શંકરલાલ : જિતુ, સાંભળ્યું, તારે પણ શિકાગો જવાના ચાન્સ –

જિતુ : (ત્રાડ) પણ મારે નથી જવું અમેરિક્કા !

યોગેશ : ન જવું હોય તો કાંઈ નહીં, કાંઈ કમ્પલ્સરી નથી ! જિતુભાઈ !

મમ્મી : બસ, ચૂપ ! ચૂપચાપ ખઈ લો પહેલાં. મારે જમતી વખતે કાંઈ પોબ્લેમ ન જોઈએ.

શંકરલાલ : કેમ નથી જવું ? પાન નહીં મળે એટલે ? તારા બાપા પાસે અહીંયાં મોટી જાગીર નથી, હોં કે ?

જિતુ : બાપ સામે ન જાઓ.

મમ્મી : જમી લો. કહ્યું ને ?

જિતુ : મારાં બૈરીછોકરાં અહીંયાં છે. મારા ફ્રેન્ડઝો અહીંયાં છે. મારું ત્યાં શિકાગોમાં શું દાટ્યું છે ? ઠંડીમાં મરવા જવાનું છે ?

શંકરલાલ : તો અહીંયાં બાપના પૈસે તાગડધિન્ના કરવાના છે ?

મમ્મી : જમી લો, પછી ઘાંટા પાડજો.

જિતુ : વાત કરનાર કોઈ માણસ ન મળે ! હલકટ ખાવાનું ! ગોરાઓનાં સંડાસ સાફ કરવાનાં ! એવું શું દાટ્યું છે અમેરિકામાં ?

યોગેશ : ન જવું હોય તો કાંઈ નહીં, જિતુભાઈ. આટલા ગરમ કેમ થઈ જાઓ છો?

જિતુ : આને કહી દો મારી સાથે વાત ન કરે. સટપ !

યોગેશ : હું આવ્યો છું ત્યારથી મારી સાથે એક શબ્દ બોલ્યા નથી તમે, જિતુભાઈ !

જિતુ : દેદાર જો, તારા દેદાર ! ને ગામમાં ફેમિલીના ધજાગરા બાંધે છે !

યોગેશ : એટલે હું બધું ખોટું કરું છું, એમ ?

જિતુ : અહીંયાં મોટા લાટસાહેબ બનીને આવો છો ! તમારી ગોરી ગલફ્રેન્ડને લાવો છો ! મોટા ફોરેનર ઢેઢાની જેમ ફરો છો ! કોણે ઓથોરિટી આપી મારી વાતમાં ડબડબ કરવાની ?

મમ્મી : બસ ! ખાવા બેસો છો કે ઢાંકી દઉં ?

શંકરલાલ : યોગેશભઈ દહેજ નહીં લે ! જિતુભઈ અમેરિકા નહીં જાય ! અને બાપો

બેઠો બેઠો માથું કૂટ્યા કરે ! માથે ચડાયાં છે તેં જ આ લાટસાહેબોને, સોંભર્યું ?

*શંકરલાલ બહાર જાય છે. જિતુ અંદર જાય છે.*

યોગેશ : હવે પગે કેમ છે, મમ્મી ?

મમ્મી : વૈદની દવા શરૂ કરી છે. ત્યાં તને ખાવાનું કેવું મળે, બેટા ?

યોગેશ : એકદમ ફાઇન ! અને મેં મીટને હાથ નથી લગાડ્યો, હોં કે મમ્મી.

મમ્મી : બેટા, ફાવે છે અમેરિકામાં ?

યોગેશ : એકદમ ! પણ બધાં યાદ તો આવે.

મમ્મી : છોકરી પસંદ કરી ?

*શંકરલાલ બહારથી પાછા આવે છે.*

શંકરલાલ : ઓક્કે ! કાલે સવારે નંદિનીને નવ વાગ્યે ફ્રી ક્લાસ છે. મળી આવજે તેને તેની કોલેજમાં. સ્કૂલ ઓફ આર્કિટેક્ચરમાં ભણે છે. શાંત ટાઇપની છે. હોંશિયાર છે ભણવામાં.

□

લેખક : બીજે દિવસે સવારે હોટેલમાં ફોન વાગે છે. – ફોન ! ફોન !

*ફોનનું રિસીવર પકડીને યોગેશ સ્ટેઈજ પર આવે છે; સામેથી બીજું રિસીવર પકડીને લાલભાઈ આવે છે.*

યોગેશ : હલો ?

લાલભાઈ : હું લાલભાઈ. બધું પાર ઊતર્યું બરાબર, દીકરા !

યોગેશ : આઇ સી !

લાલભાઈ : અનિલા કામદારે જઈને સીધી દેવુભાઈની ગળચી પકડી. દેવુભાઈએ તેને તરત દિલ્હી મોકલવાનું કબૂલ કર્યું છે.

યોગેશ : બહુ સરસ !

લાલભાઈ : એટલે એ ચેપ્ટર પૂરું. કાલે પ્લેઇનમાં અનિલા દિલ્હી જશે. અનિલા કામદાર દેવુભાઈની લાઇફમાંથી આઉટ છે હવે.

યોગેશ : તમને નિરાંત થઈ હશે.

લાલભાઈ : પણ દેવુભાઈએ તારી ઉપર વેર લીધું છે.

યોગેશ : કઈ રીતે ?

લાલભાઈ : તારી અમેરિકન ગર્લફ્રેન્ડ પાછી નથી આવી.

યોગેશ : તો ક્યાં ગઈ ?

લાલભાઈ : દેવુભાઈએ તેને સાઉથ ઇન્ડિયાની ટૂર ઉપર મોકલી આપી છે.

યોગેશ : એકલી ?

લાલભાઈ : મગનલાલ ડ્રાઇવરની સાથે.

*ફોન મૂકીને યોગેશ ભીંતે માથાં પછાડી બૂમ પાડે છે.*

યોગેશ : પેગી મારી છે, યૂ ડુક્કરમાંના ડુક્કર ! હરામખોર !

*નંદિનીનો પ્રવેશ.*

નંદિની : તમે આવ્યા નહીં એટલે હું આવી ગઈ.

યોગેશ : તમે કોણ ?

નંદિની : હું નંદિની, સ્કૂલ ઓફ આર્કિટેક્ચર. આજે સવારે તમે મને જોવા આવવાના હતા.

યોગેશ : ઓહ ! સ્કોર્પિયો ! વૃશ્ચિક રાશિ. એક મિનિટ, હું જરા તૈયાર થઈ આવું.

□

*વૃશ્ચિક શ્યામા પોતાના વિદ્યુતાંકિત હાડકેહાડકાંમાથી પ્રેમીને વશ કરે છે. તેની ભ્રુકુટિમાં દર્પ, દૃષ્ટિમાં કંદર્પ, અધર પર હલાહલ, સ્પર્શમાં કુંવારી કળીનું મધુ અને શૈયામાં વીંછીનો ઉશ્કેરાટ હોય છે. પ્રત્યેક વૃશ્ચિક વનિતાની સામે એકાધિક ક્ષતહૃદય આત્માઓ જીવે છે.*

□

યોગેશ : યોગેશને ખ્યાલ આવ્યો કે તેની રાશિ પણ વૃશ્ચિક છે. લીડરની રાશિ ! બુક વાંચીને તે બાથરૂમમાંથી બહાર આવ્યો. લીડર જેવો ફેઈસ બનાવીને નંદિનીને તેણે કહ્યું – હાય બેબી ! હાવડી ?

નંદિની : વોટ ? ઓહ ! હા, કેમ છો ?

યોગેશ : આ તમારી આઇઝનો કલર નેચરલ છે ?

નંદિની : નહીં, કોન્ટેક લેન્સ છે.

યોગેશ : ઇન્ડિયામાં કોન્ટેક મળે છે ?

*નંદિની હસે છે.*

યોગેશ : ફાઇન ફાઇન ! બેબી ! લુક, મારે બે કલાકમાં બીજી એપોઇન્ટમેન્ટ છે. એટલે આપણે ઇન્ટરવ્યૂ શરૂ કરીએ. હાવાબાઉટ લંચ ?

નંદિની : લંચનો ટાઇમ નથી. મારે અરધા કલાકમાં ક્લાસ છે.

યોગેશ : વેલ.

નંદિની : તમે કોન્ટેક્સ પહેરો છો ?

યોગેશ : નો ! મારી વિઝન તો ટ્વેન્ટી ટ્વેન્ટી છે.

નંદિની : બહુ એક્ટ કરો છો.

યોગેશ : એક્ટ ? હું ?

નંદિની : તમે ફેમિલીમાં સૌથી નાના લાગો છો.

યોગેશ : હા. કેમ ?

નંદિની : નાનાં છોકરાં કજિયાળાં હોય છે. એનીવે, યોગેશ; નાઇસ ટુ સી યૂ પણ મારે ક્લાસ છે.

*ઊઠીને જાય છે.*

નંદિની : બા–ય !

□

છાપાંવાળો : યોગેશભઈ સાહેબ ! યોગેશભઇ સાહેબ !

યોગેશ : શું છે ?

છાપાંવાળો : સાહેબ, છાપું લાયો છું.
યોગેશ : મૂકી દે અહીંયાં.
છાપાંવાળો : બે રૂપિયા. પચાસ કોપીના સો રૂપિયા.
યોગેશ : મારે શું કામ છે પચાસ કોપીનું ?
છાપાંવાળો : સાહેબ, બધા પચાસ પચાસ તો બાય કરે જ. ફોટા આયા છે ને, સાહેબ તમારા. ગોરી મેમસાહેબ સાથે !
યોગેશ : લે આ સો રૂપિયા. ભાગ અહીંથી.
છાપાંવાળો : હમ કાલે હંય તો ક્યા હુઆ દિલવાલે હંય...

*જાય છે.*

યોગેશ : પેગી અને મગનલાલ ! મગનલાલ !

□

દેવુભાઈ : કોન્ગ્રેચ્યુલેશન્સ, યોગેશ. આપણા ફેમિલીમાં પહેલી વાર કોઈનો ફોટો છાપામાં આવ્યો છે. બબ્બે વાર !
યોગેશ : ચાલ્યા કરે.
દેવુભાઈ : ઓકીડોકી. હવે વિશાખા તને મળવા આવશે હોટેલ ઉપર. બહુ રીચ ફેમિલી છે. સિનેમા જોવા લઈ જજે. કોઈ સરસ હોટેલમાં જમાડજે.
યોગેશ : વૃષભ રાશિ ? ટોરસ ?
દેવુભાઈ : હા. તારી પાસે પૈસા ઈનફ છે ?
યોગેશ : ઈનફ છે. અને હજી પેલા અમેરિકાથી જે માલ લાવ્યો છું તેનાય આવશે ને ?
દેવુભાઈ : આવેય ખરા.
યોગેશ : એટલે ? અને માલ ક્યાં છે બધો ? જુલરી છે, વોચિઝ છે.
દેવુભાઈ : તારા બાપાની દુકાનની તિજોરીમાં, બીજે ક્યાં ?
યોગેશ : ત્યાં સેઈફ કહેવાય ? પાંચ હજાર ડોલરનો માલ છે.
દેવુભાઈ : ચાલે. મારી જરૂર પડે તો ફોન કરજે.
યોગેશ : તમારી જરૂર ? કેમ ?
દેવુભાઈ : હેહે. મારી ઓફિસે હોઈશ. બાય.

*જાય છે.*

યોગેશ : *(સ્વગત)* તારી શી જરૂર પડવાની વળી, ડુક્કર ?

□

સોલંકી : બારણું ખોલો, સાહેબ ! બારણું ખોલો, સાહેબ !
યોગેશ : કોણ છે ?
સોલંકી : બારણું ખોલો, સાહેબ !
યોગેશ : શું ?
સોલંકી : હું કસ્ટમ્સ ઈન્સ્પેક્ટર સોલંકી. બારણું ખોલો !
યોગેશ : વો–ટ ?
સોલંકી : ગભરાવાની જરૂર નથી, સાહેબ. વોર્નિંગ આપવા આવ્યો છું.

યોગેશ : શું કામ છે ?

સોલંકી : સાહેબ, તમે અમેરિકાથી માલ સ્મગલ કરીને લાયા છો. આજે રાત્રે તમારા પપ્પાની દુકાને દરોડો પડવાનો છે. કહેવા આયો છું.

યોગેશ : તમને કેમ ખબર –

સોલંકી : અમે સાવ બુધ્ધુ નથી. આજે પેપરમાં તમારો ફોટો જોયો. થયું, વાત કરી જોઉં સાહેબને. કાંઈ પેપરવેઇટની એરેન્જમેન્ટ કરવી હોય તો.

યોગેશ : એરેન્જમેન્ટ ? પેપરવેઇટ ?

સોલંકી : કેશ ! વીસ કિલો રોકડા આલો તો દરોડો નહીં પડે.

યોગેશ : ને નહીંતર ?

સોલંકી : નહીંતર તમે હવાલાતમાં ! માલ બધો જપ્ત ! બાપા જેલમાં ! તમારો પાસપોર્ટ કેન્સલ ! અને મેરેજ પોસ્પોન !

યોગેશ : કેટલી વારમાં તમારે પેપરવેઇટ જોઈએ ?

સોલંકી : આપણને કોઈ ઉતાવર નથી. હું તો બેઠો છું.

યોગેશ : હાલ ને હાલ ? હમણાં જોઈએ તમારે ?

*વિશાખાનો પ્રવેશ.*

વિશાખા : એક્સક્યૂઝ મી. તમે મિસ્ટર યોગેશ પટેલ ?

યોગેશ : યસ ?

વિશાખા : હું વિશાખા કેશુભાઈ અમીન. મે આઇ કમીન, સર ?

યોગેશ : આં... યસ. શ્યોર. આ મિસ્ટર સોલંકી છે.

સોલંકી : ફેમિલી ફ્રેન્ડ. યોગેસભઈ જોડે અમારે બહુ જૂનો સબન.

યોગેશ : બેસો, હું પાંચ મિનિટમાં આવ્યો.

*યોગેશ સ્ટેઇજના બીજા ખૂણે જાય છે. ફાધરને ફોન કરે છે.*

યોગેશ : ફાધર પેલો માલ બધો અન્ડરગ્રાઉન્ડ કરી દેજો. રેડ પડવાની છે. આજે રાત્રે... પછી કહીશ. અને જિતુ જોડે વીસ હજાર કેશ મોકલી આપો અહીં હોટેલ ઉપર. પેપરવેઇટના આલવાના છે.

□

*વૃષભ કન્યા ઉદ્દંડ, ઉન્નત અને ઉદાર છે. શૈયામાં તેની ખુન્નસભરી અભીપ્સા પુરુષને ભૂકંપનો અનુભવ આપે છે. ભાદ્રપદનાં વાદળ જેવાં નિતંબગાત્રયુક્ત વૃષભ વલ્લભાની ખુન્નસભરી અભીપ્સા પુરુષને ભુકંપનો અનુભવ આપીને કામનાનાં ઉત્તુંગ શિખર સર કરે છે.*

□

સોલંકી : એટલે તમે આમ કોલેઝમાં ભણો છો, રાઇટ ?

વિશાખા : કેમિસ્ટ્રીમાં બીએસસી કર્યું છે.

સોલંકી : અને તમારા ફાધર શું કરે છે, બેનાં ?

વિશાખા : કાપડમાં છે. ક્લોથ.

સોલંકી : વાહ વાહ ! ચાર ચીજની કાયમ ડિમાન રેવાની, કાં ? રોટી, કપડાં ઔર

મકાન. અને ચોથું તમે હમજી જાવ ! હોહોહોહોહો !

*યોગેશ એ દૃશ્યમાં પ્રવેશે છે.*

યોગેશ : સોરી, જરા નીચે કામ હતું.

સોલંકી : યોગેસભઈ, આ બેનાં તમારા માટે ફિટોફિટ છે, બોલો ! બેનાં રસોઈ કરસે ને તમે જમસો. તમારા મકાનમાં બેનાંને તમે બેય રેસો. ને બેનાંના ફાધર તમને કાપડાં આપસે ઈ કપડાં પેરસો ! અને તમે બેય જણાં સામસામે ઓલું ચોથું સુખ આપસો. હમજી ગ્યા ને ?

*સોલંકી હેંક હેંક હસે છે.*

સોલંકી : કાં, ખોટું બોલું છું, બેનાં ? કૂકિંગમાં તો કેવું નો પડે ને, બેનાં ?

વિશાખા : હાસ્તો. એ પણ એક જાતની કેમિસ્ટ્રી જ છે ને !

સોલંકી : *(વારી જતાં)* ઓહોહો ! લ્યો, આનું નામ ઝવાબ ! યોગેસભઈ !

*તાળીઓ પાડે છે.*

સોલંકી : તમારે ભાઈબેન ખરાં બેનાં ?

વિશાખા : મારા ભાઈની આશ્રમ રોડ ઉપર એક ટેલરિંગ શોપ છે.

સોલંકી : ઓહોહોહો ! *(સોલંકી ઊભો થઈ જાય છે.)* શૂટની શિલાઈ ક્યો તો શિલાઈયે મફત ! કહું છું, આવો લાગ નહીં આવે, હો યોગેસભઈ ! બેનાં ઝરાક ઠેકાણું આપજો વાઇફનાં પોલકાંબોલકાંનો ઓડર આપવો હોય તો કામ લાગે. કાં ?

*ધૂંઆંફૂઆં થતો જિતુ રૂમમાં આવે છે. કંતાનની થેલી ફેંકીને યોગેશને ફિટકારથી કહે છે –*

જિતુ : આ લે તારા પૈસા !

સોલંકી : એ ઊભો રહે, ઊભો રહે, મોટા !

જિતુ : અરે ? કોણ, સોલું ?

સોલંકી : લે, આ તો ગધડીનો જિતિયો ! તું ક્યાંથી આયાં ?

યોગેશ : તમે બે દોસ્તાર છો ?

સોલંકી : એ સાયબ, અમે તો પૈડા રેતાતા રાઇપુરમાં એક ગાંઠિયાની દુકાને. એક ઝમાનામાં. જિતિયા, તું તો ભાયડો થઈ ગ્યો છ ? ને યોગેસભઈ તારો બ્રધર હસે એની આપણને ઝાણ નોતી, હો.

જિતુ : એ મારો બ્રધર ન્હોય. ફોરેનર છે.

*સોલંકી પૈસાની થેલી લે છે. અને બંને રૂમમાંથી ચાલતા થાય છે.*

યોગેશ : પેલા સોલંકીએ તો તમારો બરાબર ઇન્ટરવ્યૂ લઈ લીધો.

વિશાખા : ચાલે.

યોગેશ : હાં. તો ? તમને કેવો છોકરો ગમે ?

વિશાખા : ફ્રેન્કલી કહું ?

યોગેશ : હા વળી. તમને કેવો વર ગમે ?

વિશાખા : સેક્સી. મારે પૈસા નથી જોતા. ને બીજુંત્રીજું કાંઈ નથી જોતું. મારા વર

પાસેથી મારે ચોથું સુખ જોઈએ. ઇ તમે હમજી જાવ.

યોગેશ : સરસ !

વિશાખા : મારી બહેનપણીઓ કાયમ કહે છે કે બીજું બધું ગમે ત્યાંથી મળી રહે. પણ પલંગનું સુખ તો ઘરમાંથી જ મળવું જોઈએ.

યોગેશ : બહુ ડીપ ફિલોસોફી છે.

વિશાખા : મારાં દાદી કહેતાં કે પલંગમાં શોભે એવા છોકરા સાથે લગન થાય !

યોગેશ : તમે છોકરીઓ આવી વાતો કરો ?

વિશાખા : નોનસ્ટોપ. ખરાબ કહેવાય ?

યોગેશ : ચાર્મિંગ કહેવાય.

વિશાખા : મારી બેસ્ટ ફ્રેન્ડ છે ને, મોના ? તેને કેવો વર જોઈએ, ખબર છે ?

*કાનમાં કહે છે. બંને હસી પડે છે.*

□

દેવુભાઈ : કેવી લાગી છોકરી ? વિશાખા ?

યોગેશ : એક્સેલન્ટ. બસ, હવે છેલ્લી એક છોકરી જોવાની છે. કેપ્રિકોર્ન. મકર રાશિ.

દેવુભાઈ : ઝંખના મકર રાશિની નહોતી ?

યોગેશ : રાશિ પરથી નામ નથી.

દેવુભાઈ : એમ ?

યોગેશ : તમારી અંબાજીની ટ્રિપ કેવી ગઈ, દેવુભાઈ ?

દેવુભાઈ : હેક્ટિક, હેક્ટિક. બિઝનેસનાં કામ બધાં વેશ્યા જેવાં. તીસે દિવસ લગન જેવી ધમાલ.

યોગેશ : અરેરે.

દેવુભાઈ : અમે તો ટેવાઈ ગયા. બીતાં ફરીએ તો દુનિયા ફાડી ખાય. તારું શું થયું ? આજની કાંઈ નવાજૂની ?

યોગેશ : સાલો એક ડુક્કર કસ્ટમ્સ ઓફિસર આવેલો હોટેલ ઉપર. તેને વીસ કિલો આપવા પડ્યા. કોઈ હરામખોરે ચાડી ખાધેલી.

દેવુભાઈ : ચાડી ખાનારો માણસ નિમકહરામ કહેવાય.

યોગેશ : કોણે ખાધી તે ખબર પડે તો સનોફાબીચના ટાંગા તોડી કાઢીશ હું તો.

દેવુભાઈ : ચાડી ખાનારને સજા થવી જોઈએ. પણ છતાં... દીકરા, બ્લડ ઇઝ થિકર ધેન વોટર.

યોગેશ : તમે ? તમે ચાડી ખાધી હતી ?

દેવુભાઈ : જસ્ટ ટુ શો યૂ વોટ આઇ કેન ડૂ. બટ નો હાર્મ ડન.

યોગેશ : વોટ ? વાય ? મારા વીસ કિલો ગયા તેનું શું ?

દેવુભાઈ : તેં મારી ચાડી ખાધી; મેં તારી ચાડી ખાધી. વીસ હજાર રૂપિયામાં તને એક લેસન શીખવા મળ્યો.

*બંને હાથ મિલાવે છે. યોગેશ દેવુભાઈને ભેટી પડે છે.*

યોગેશ : મારે તમારી પાસેથી ઘણા લેસન લેવાના છે.

*સામેથી મગનલાલની ગાડી આવે છે. આગળની સીટમાંથી કૂદકો મારીને પેગી ઊતરે છે.*

પેગી : Yogesh, Did ya miss me?

□

*મકર લલનાને વૈભવ અને પ્રભુત્વ આકર્ષે છે. તે પામવા તે કિશોરી વાગ્વિનોદ કે બાહુબળ પ્રયોજે છે. તેની વાસના મગર-મચ્છના જડબાં જેવી સર્વભક્ષી અને સતત હોય છે. અને શનૈઃ શનૈઃ આળસ મરડી જાગ્રત થતી તેની કામના વ્યાઘ્રની જેમ ગર્જે છે અને તેની તૃપ્તિ વન્યાની ગતિથી પુષ્પશૈયા પ્લાવિત કરે છે.*

□

લેખક : મકર રાશિની ફાલ્ગુની ૨૩ વર્ષની નર્તિકા છે. આજે તેનું ડાન્સ રિસાઈટલ છે.

દેવુભાઈ : આહ ! આહ ! આખો દિનેશ હોલ ચિક્કાર ભરાઈ ગયો છે. ફાલ્ગુનીના પિતા અને ભાઈ સૂટ પહેરીને પાન ખાતાં સ્વાગત કરવા ઊભા છે. ફોટોગ્રાફર આઇલમાં ઘૂંટણિયે પડીને બેઠો છે. પરદા પર ગલગોટાનો હાર છે. પહેલી રોમાં યોગેશ અને પેગી ડાન્સ જોવા બેઠાં છે.

*યોગેશ અને પેગી દોડતાં આવીને બે ખાલી ખુરશીઓમાં ગોઠવાય છે.*

બીજાં સ્ત્રીપુરુષ પાત્રો : *(ઉત્સાહથી)* અને પરદો ખૂલે છે. યુવાન પગોના ઘૂઘરા બાજે છે. મૃદંગમ્ ઉપર થાપ પડે છે. – તા થૈ થૈ તત થા થૈ થૈ તત...

*આ બધું અવાજમાં થાય છે. નૃત્યના ઠેકા, પ્રેક્ષકોની વાહ વાહ સંભળાય છે.*

બીજાં સ્ત્રીપુરુષ પાત્રો : ફાલ્ગુની અને તેની સખીઓ મન મૂકીને નૃત્ય કરે છે. પ્રેક્ષકો ઉલ્લાસની કિકિયારીઓ કરે છે. અને પેગી યોગેશને કહે છે –

પેગી : What color! Movement! Music!

યોગેશ : Yes.

પેગી : What's that mudra mean?

*યોગેશને ખબર નથી.*

યોગેશ : યોગેશને શબ્દોનાં ફાંફાં છે.

લેખક : સબૂર ! યોગેશને નહીં, મને શબ્દોનાં ફાંફાં છે; હું, અમદાવાદનો ગુજરાતી ફિક્શન રાઈટર અવાક્ છું. આ યોગેશ અને પેગી નથી. આ અમદાવાદ નથી, આ નવી દિલ્હી છે. આ દિનેશ હોલ નથી, નેહરુ થિયેટર છે. આ કાળો સૂટ પહેરીને હું બેઠો છું. આ હોનોલૂલૂથી ઊડીને મને અને એ હોલ કન્ટ્રીફુલ ઓફ નાઇસ એન્ડ સિમ્પલ પીપલને મળવા ઇન્ડિયા આવેલી મારી હોનોલૂલૂની જાપાનીસ પ્રેમિકા સુમિયે છે. મારું એક નાટક સ્ટેઇજ પર ચાલે છે. – મારા દિમાગમાં સ્કોચનો અને મારા હાથમાં પકડેલા સુમિયેના હાથનો નશો છે. મને ભાસ થાય છે, જાણે હું પ્રેમીના પાત્રમાં મંચ ઉપર ઊભો છું. અને મારે પૂર્વયોજિત સંવાદ બોલવાના છે –

યોગેશ : I love you, Sumiye. I want to make love to you. I wish to make you my wife.

લેખક : સુમિયે મારો હાથ દબાવે છે. આવતી કાલે સવારે તે ટીડબલ્યૂએના સેવનફોર્ટીસેવનમાં ઊડીને પાછી હોનોલૂલૂ ચાલી જવાની છે. સુમિયે ! સુમિયે ! અને ચક્કર ચક્કર ફરતું ફરતું મહાકાય જટાયુ જેવું ટીડબલ્યૂએનું વિમાન સુમિયેને પોતાના હાથમાં ઉપાડીને ઊંચે ને ઊંચે ઊડી જવાનું છે. હું તેની પાછળ પાછળ દોડું છું. મૂગી ચીસો પાડીને કહું છું, આઇ લવ યૂ, આઇ લવ યૂ ! અને વિમાન ઊડતું ઊડતું આકાશમાં એક ટપકું બની જાય છે. હું તેની સામે જોઈને નૃત્યની મુદ્રા કરીને સૂચવું છું : આઇ મિસ યૂ.

*લેખક તે તે બધું કરે છે. વિરહની મુદ્રા કરી ઊભે છે. પાછળ ઘૂઘરાનો ઝીણો ઝીણો શોર ચાલુ છે.*

યોગેશ : The mudra means, 'I miss you.'

*યોગેશ અને પેગી દોડીને દશ્યની બહાર નીકળી જાય છે. ફાલ્ગુની સ્ટેઇજ ઉપર નાચતી દેખાય છે. લીન બનીને અદ્દ્ભુત નૃત્ય કરે છે. નૃત્ય પૂરું થાય છે અને તાળીઓ ગાજી ઊઠે છે.*

ફાલ્ગુની : પરમ પૂજ્ય પિતાશ્રી, માતુશ્રી અને સ્નેહીઓ, નમસ્કાર ! આજનો પ્રસંગ મારા જીવનનો અણમોલ લહાવો છે. મને આ કક્ષાએ પહોંચાડવાનો સર્વ યશ મારા ગુરુ ચામુંડનને છે. આપ સૌને જાણીને આનંદ થશે કે અમે બંને સ્નેહસૂત્રથી સંકળાયેલાં છીએ. અને અમે લગ્ન કરવાનાં છીએ. હું જાણું છું કે મારા પિતાશ્રીએ અહીં મને જોવા માટે અમેરિકાના યોગેશકુમાર શંકરલાલ પટેલને બોલાવ્યા છે. પરંતુ નૃત્ય મારું જીવન છે અને ચામુંડન મારો પ્રાણ. આજે સાંજે ચામુંડન સાથે લગ્ન કરવા હું લખનઉ જવાની છું. મારાં કુટુંબીઓ અને સ્નેહીજનો મારા સુખની આડે નહીં આવે તેવી મને શ્રદ્ધા છે. હવે અમે પરસ્પરને માલ્યદાન કરીશું. અને આપ સૌના આશીર્વાદ વાંચ્છીશું.

*ચામુંડન પ્રવેશે છે. બંને એકબીજાને માલ્યદાન કરે છે. લેખક તાળી પાડે છે. તેની સાથે પ્રેક્ષકો પણ તાળીઓથી તે મિલનને વધાવે છે. અસંખ્ય ફ્લેશના ઝબકારા થાય છે. મનસુખભાઈ સ્ટેઇજ ઉપર ધસી આવે છે.*

મનસુખભાઈ : ફાલ્ગુની !

*ચરણસ્પર્શ કરે છે. ફરી તાળીઓ. પિતાપુત્રી આંસુ લૂછે છે. મનસુખભાઈ પુત્રીને ભેટી પડે છે. અત્યંત ખુશાલીથી દેવુભાઈ, યોગેશ સ્ટેઇજ પર આવે છે.*

દેવુભાઈ : કમાલ થઈ ગઈ. ખરેખર નાટક !

યોગેશ : ઈટ વોઝ માર્વેલસ !

દેવુભાઈ : પેગીને શું થયું ?

યોગેશ : એની આંખમાંથી તો શ્રાવણભાદરવો વરસે છે. સેન્ટિમેન્ટલ, યૂ નો.

દેવુભાઈ : હાસ્તો. હવે તારે પણ ફક્ત એક જ છોકરી જોવાની બાકી રહે છે. અને પછી તું તારી એનાઉન્સમેન્ટ કરજે.

યોગેશ : હવે કોણ છે ?
દેવુભાઈ : તને સરલા ગમેલી ને ? પેલી ઊંચી છોકરી ? રંગીલાની પોળમાં ?
યોગેશ : યસ.
દેવુભાઈ : તેની નાની બહેન પ્રગતિ. હાઇટમાં પણ સહેજ નાની છે. તને ગમશે. ઓન્લી સેવન્ટીન.
યોગેશ : વાઉ !

□

મગનલાલ : દેવુભાઈએ પેગીને કેપિટલ હોટેલમાં ઉતારો આપેલો. તેની સેવામાં ચોવીસ કલાક મગનલાલ હાજર રહેતા હતા.

*યોગેશનો પ્રવેશ; તેને જોઈ પાસે જતાં...*

મગનલાલ : ગુડ મોર્નિંગ, શર !
યોગેશ : અરે મગનલાલ ? તમે અહીંયાં શું કરો છો ?
મગનલાલ : ડ્યૂટી ઉપર છું, સાહેબ. પેગી મેમસાહેબની સેવામાં.
યોગેશ : પેગી ઉપર રૂમમાં છે ?
મગનલાલ : ના, સાહેબ. ફ્રેન્ડની સાથે સોપિંગમાં ગયાં છે.
યોગેશ : વોટ ? કોણ ફ્રેન્ડ ?
મગનલાલ : સાહેબ, પેગી મેમસાહેબને એરોપ્લેઇનમાં ભુટકાઈ ગયા.

*મગનલાલ હાથ વડે પ્લેઇનની ઊંચાઈ અને ગતિ સૂચવે છે.*

મગનલાલ : એ ભાઈ લોકલ અમદાવાદના જ છે.
યોગેશ : ભાઈ ફ્રેન્ડ છે ?
મગનલાલ : ઝેન્ટલમેન.
યોગેશ : મગનલાલ, તમારાં પેલાં કાગળિયાં ક્યાં ગયાં ? મને જડ્યાં નહીં.
મગનલાલ : ઓહ સાહેબ, મને થયું કે તમે બીઝી છો. એટલે મેં રીટન લઈ લીધાં, સાહેબ.
યોગેશ : સારું કર્યું. સાચું પૂછો તો મગનલાલ, પરદેશમાં બહુ માલ નથી. તમને અહીંયાં લહેર છે.
મગનલાલ : સાહેબ, વસ્તુ એવી બની ને કે આમ પેગી મેમસાહેબ સાથે ટોક વિધિન ટોકમાં મેં મારી વાત પ્રોપર્લી રજૂ કરી. એટલે પેગી મેમસાહેબે પેપરમાં સાઇન કરી દીધી.
યોગેશ : વો–ટ ? એ તને સ્પોન્સર કરશે ?
મગનલાલ : યૂ ગોટિટ, શર.

*બંને જણ એક ક્ષણ સામસામે જોઈ રહે છે.*

યોગેશ : આ ચિઠ્ઠી લખી જાઉં છું. તેને આપી દેશો ?
મગનલાલ : નો પ્રોબ્લેમ.

□

*સપનાનો પ્રકાશ. હાથ લંબાવીને પેગીનો પ્રવેશ. યોગેશ પથારીમાંથી ઊભો થઈ*

*તેને હાથ લંબાવી ભેટે છે.*

જીવણલાલ : બેટા પ્રગતિ... યોગેશકુમાર તને જોવા આવ્યા છે. બરાબર તૈયાર થજો, બેટા !

*તે જ રંગીલાની પોળના અવાજો; તે જ પાડોશીઓ, ફેરિયાઓ અને જનાવરોનો કોલાહલ. પ્રથમ સરલાએ પહેરેલાં તે જ કપડાંઘરેણાં પહેરીને, હાથમાં દૂધનો ગ્લાસ લઈને પ્રગતિનો પ્રવેશ.*

જીવણલાલ : બેટા, યોગેશકુમારને દૂધનો ગ્લાસ આપો. બેસી જાઓ, બેટા, બેસો... અમે અંદરના રૂમમાં છીએ, હોં કે યોગેશકુમાર.

યોગેશ : બેસો, પ્રગતિ... શું અભ્યાસ કરો છો ?

*પ્રગતિની આંખો કપાળે ચડી જાય છે.*

યોગેશ : સ્કૂલમાં છો કે કોલેજમાં...?

જીવણલાલ : તમારે લોકોને વોક લેવા જવું હોય તો ખુશીથી... જરાક મન ખુલ્લું થશે. આમ તો બહુ હસમુખી છે. જરાક તમારા ઓમાં આવી ગઈ છે.

યોગેશ : ચાલો, જરા લવ ગાર્ડન જઈએ ?

*પ્રગતિને હેડકી ઊપડે છે. તે સાપ કરડ્યો હોય તેમ ઊભી થઈ જાય છે. તેની આંખો ફાટે છે. અને દીવાનખાનાના લિનોલિયમ ઉપર તે લીલી ઊલટી કરી મૂકે છે. અંદરથી તેના ઘરનાં, મા, ભાઈ દોડી આવે છે. મા દીકરીને બાથમાં લઈને મૂગું રડે છે. યોગેશ હળવેથી ઊભો થાય છે. લેખક પાસે આવે છે.*

□

યોગેશ : આવું કેમ કરાવો છો મારી પાસે ?

લેખક : આવું એટલે ?

યોગેશ : મને આવો નીચ સ્વાર્થી કેમ બનાવો છો ? તમે આવા હતા ?

લેખક : સોરી.

યોગેશ : તમને મારા માટે તિરસ્કાર છે !

લેખક : એવું નથી.

યોગેશ : તમને તમારી જાત માટે તિરસ્કાર છે. તમે મારી પાસે આવાં કામ કરાવો છો, મને જીભ કચરીને મરી જવાનું મન થાય છે.

લેખક : શું જોઈએ તારે ?

યોગેશ : હવે હું બાળક નથી. મને પેગી ગમતી હોય તો મારે પેગીને પરણીને ઇન્ડિયન વાઇફની લાલચ છોડી દેવી જોઈએ. અને ઇન્ડિયન વાઇફ જોઈએ તો પેગીને છોડી દેવી જોઈએ.

લેખક : તને પેગી ગમે છે ? પેગીને કોણ ગમે છે ? તેને પૂછ !

□

વસંત : Miss Peggyben. You fly to Bombay this evening, then today night to Agra to see the Taj Mahal, then Delhi, Chandigarh... Hello, Yogesh.

પેગી : Hi, Yogesh.

યોગેશ : Gotta talk to you.

પેગી : Me too. We haven't much time.

યોગેશ : I drive you to the airport. We talk on the way.

પેગી : Perfect!

□

એનાઉન્સમેન્ટ : The Indian Airlines flight for Bombay is now ready for boarding.

લેખક : સબૂર !

એનાઉન્સમેન્ટ : The Indian Airlines flight for Bombay is three hours late.

પેગી : So, Mr. Groom The King?

યોગેશ : Peggy. I love you.

લેખક : સબૂર ! આ અમદાવાદનું એરપોર્ટ નથી. કાળુપુર રેલવે સ્ટેશન છે. મારી ન્યૂ યોર્કની પ્રેમિકા ઇલેના મુન્ઝને મૂકવા હું આવ્યો છું. She's going to disappear into an airplane and I'm never going to see her again. –

યોગેશ : Peggy, you know what I'm doing here?

પેગી : Shopping for a wife.

યોગેશ : I'd get married, return to Chicago and play the householder.

પેગી : I know.

યોગેશ : And may have fun with you on the side. That was the plan.

પેગી : I figured it was.

યોગેશ : Then you came... Devubhai and Maganlal? I was jealous. But I couldn't think of marrying you.

પેગી : It's okay.

*સ્ટેઈજના બીજા ખૂણે બ્લૂ પ્રકાશમાં ફરી ફાલ્ગુની ચામુંડનને વરમાળા પહેરાવે છે.*

યોગેશ : Then I saw Falguni announce her love for her man. It filled my head with strange words. I'm in love. My vocabulary changed.

પેગી : And?

યોગેશ : This morning I saw another girl. She was terrorized, she threw up. I'm a jerk. I am not a jerk.

પેગી : And?

યોગેશ : Margarette Williams, I love you, I wish to make love to you, and I want you to be my wife. –

લેખક : નહીં. એ સીન આમ નહોતો ભજવાયો. એ સીનમાં મારી ન્યૂ યોર્કની ગોરી

પ્રેમિકા ઈલેના અમદાવાદના કાળુપુર સ્ટેશનેથી મુંબઈ, ફ્રાન્કફર્ટ થઈને ન્યૂ યોર્ક જવાની હતી. એક જ હીરો એક કે બેત્રણ કે બારે બાર હીરોઈનોને એકીસાથે ચાહી શકે છે. એકીસાથે તે ક્ષણે તેનો પ્રેમ સાચો છે ને ખોટો પણ છે. આ પ્રેમ ને આ ક્ષણ ને આ બધા શબ્દોને સાચા જીવતર સાથે કોઈ લેવાદેવા નથી. – Because, you see, life is not as neat as a play. – આ કથા યોગેશ ને પેગીની નથી. આ કથા છે અમદાવાદના એક અભાગી ઈન્સિક્યોર, ઈન્ડિસાઈસિવ જુવાન છોકરાની. તે છોકરાના ખોળિયામાં એક બેશરમ ફિક્શન રાઈટર વસે છે. તે આજના આ અશ્રુભીના પ્રસંગને પોતાની ડાયરીમાં નોટ કરીને સંઘરે છે. અને વર્ષો ને દાયકાઓ બાદ પોતાના રોમાન્ટિક ફારસમાં તેને વાપરશે. યોગેશ યોગી પટેલ અને માર્ગરિટ પેગી વિલિયમ્સને અમદાવાદ એરપોર્ટ પર બેસાડી ખીખીખીખી હસશે; જાણે કે આ બધી સેન્ટિમેન્ટાલિટી ઈઝ હોહોહોહો એ બીગ ગોડડેમ જોક છે. અમદાવાદ એરપોર્ટની કોફી શોપમાં બેઠેલી આ ગોરી અમેરિકન છોકરી ઈલેના છે કે સુમિયે છે કે પેગી છે, ઈટ ડઝન્ટ મેટર! પણ તે છોકરી જે શબ્દો બોલે છે તે ઈલેનાએ મને કહેલા શબ્દો છે. રેલવે સ્ટેશન ઉપર, વર્ષોનાં વર્ષો પહેલાં. અને ફરી તેની ભૂરી દરિયા જેવી આંખોમાં પાણી ભરાય છે. *પેગીને પ્રોમ્પ્ટ કરે છે* – Things means different things to us.

પેગી : Things means different things to us.

યોગેશ : Peggy!

પેગી : It's not you or me. It's how different we're.

યોગેશ : How?

પેગી : Yogesh, my friend, I can wrap a sari and cook vegetarian meals, but I can't change who I am.

યોગેશ : What are you saying?

પેગી : I've always dated guys from Pakistan, Ceylon, Egypt, China, Japan... I gave them sex... They adored me. Then they'd go home and come back with a wife. And I'd move on to another Asian boy. Perfect.

યોગેશ : This is not the same.

પેગી : You don't have to marry me. –

લેખક : ઈલેનાની ટ્રેન છુકછુક ચાલવા માંડે છે. હું હાથ હલાવતો ઊભો છું. ટ્રેન દૂર દૂર થતી જાય છે. તેના લિસોટાનો ડામ મારા રેટિના પર ચંપાય છે. હું જાણું છું કે તે મુખ જોવાનું સુખ મારી આંખોને મળવાનું નથી. હું તોયે હાથ હલાવ્યા કરું છું. હજી આજ સુધી હાથ હલાવું છું. –

એનાઉન્સમેન્ટ : Indian Airlines flight for Bombay is ready for boarding.

પેગી : I'm to visit seven cities, and go back straight to Chicago. I'm not coming back.
યોગેશ : I'll get married next Monday.
પેગી : My best.
યોગેશ : Goodbye.
પેગી : Goodbye.

*પેગી જતાં જતાં પાછું ફરીને જુવે છે. હાથ વડે નૃત્યની મુદ્રા કરે છે. I miss you.*

પેગી : I miss you. –
યોગેશ : ગોડ ! ઈઝ ધેટ હાવ ઈટ હેપન્ડ ?
લેખક : તું તારું કામ કર, વરરાજા ! તારું શોર્ટ લિસ્ટ જો.
યોગેશ : શોર્ટ લિસ્ટ ! તેમાં ચાર છોકરીઓ છે. – ચંદ્રિકામાં સેન્સ ઓફ હ્યૂમર છે. પણ બાપ રાવણ જેવો છે. *(ચંદ્રિકાની સ્લાઈડ)* વિશાખાને સેક્સમાં હેલ્ધી ઇન્ટરેસ્ટ છે. *(વિશાખાની સ્લાઈડ)* પદ્મા લુક, બુક ને કુકમાં પાસ છે. *(પદ્માની સ્લાઈડ)* અને પ્રગતિ સ્નોવ્હાઈટ વર્જિન છે. *(પ્રગતિની સ્લાઈડ)*
લેખક : ચંદ્રિકાથી શરૂ કર. તેના ઘરે જા.

□

*નેપથ્યમાં છોકરાઓની ધમાલનો અવાજ. યોગેશ પાછળ જોતાં જોતાં પ્રવેશે છે.*

યોગેશ : અરે ! હેય, યૂ રાસ્કલ્સ ! હટો, હટો ગાડી પાસેથી !
ભદ્રા : કુમળાં બાળકો સામે અપશબ્દો બોલતાં શરમ નથી આવતી ? શું ?
યોગેશ : અરે, સુવ્વરો ગાડીને પથરા મારતા હતા !
ભદ્રા : તમને માબહેન નથી, મિસ્ટર ? શું ?
યોગેશ : અરે સોરી, યાર !
ભદ્રા : આ સંસ્કારી બાળમંદિર છે, સમજ્યા ? શું ?
યોગેશ : અરે, તમારા બાળમંદિરમાં કોણ આવ્યું છે ? ખુશાલભઈને મળવા આવ્યો છું.
ખુશાલભાઈ : *(અંદરથી)* કોણ છે, ભદ્રા ?
યોગેશ : નમસ્તે ! હું યોગેશ શંકરલાલ પટેલ. ચંદ્રિકા છે ?
ભદ્રા : અને હું ભદ્રાબહેન પ્રિન્સિપાલ. ચંદ્રિકાની ફોઈ. શું ? અને તમારે કોઈને મળવાનું નથી. ચલો, ભાગ અહીંથી, લુચ્ચા, લંપટ !
યોગેશ : અરે સાંભળો તો...
ભદ્રા : ભાગ, ભાગ, નહીંતર સોટીએ સોટીએ બરડો લાલ કરી દઈશ. અહીં અમારી છોડીઓને બગાડવા આવ્યો છે, બદમાશ ? જા, તારી પેલી ગોરી મઢમરી જોડે ફોટા પડાવ. ને પેપરમાં છપાવ.

□

યોગેશ : હલો ! તમે પદ્માના અંકલ ને ?

ગોધુભાઈ : હા જી. આવો. કોનું કામ છે?

યોગેશ : પદ્મા છે?

પદ્મા : અરે આવો! આવો! યોગેશકુમાર છે. કાકી, યોગેશકુમાર મને મલવા આવ્યા છે.

યોગેશ : થેંક્સ.

પદ્મા : આજથી ગુરુ ધન રાશિમાં પ્રવેશે છે. તમે લગનની હા પાડવા આવ્યા છો ને? કાકી, ચા મૂકજો.

યોગેશ : આપણે જરાક પાર્કમાં જઈને વાતો કરીએ તો?

પદ્મા : તમે હા પાડવા આવ્યા છો ને? હું તમને કમ્પ્લિટ ગમી ગઈ છું ને? રાઇટ ને?

યોગેશ : પેલી બુક મળી ગઈ તમને? આપી અનિલા કામદારે?

પદ્મા : તમે બુકનું પૂછવા આવ્યા છો?

લેખક : ફોન વાગે છે. ફોન વાગે છે. – ટ્રિંગ ટ્રિંગ!

ગોધુભાઈ : પદ્મા, જરાક અંદર આવજે...

પદ્મા : આવી કાકા.

ગોધુભાઈ : યોગેશભાઈ સાહેબ, વસ્તુ એવી બની છે ને કે સાલું હાલ જ ફોન આવ્યો; અમારા એક સબંધીનો સન પ્રોફેસર છે. તેણે પદ્મા માટે હા પાડી છે. કાલે ચાંલ્લા થશે. એટલે... હેહે, સોરી હોં. કેમ છે, મઘરને? મજામાં?... આવજો. હેહે.

□

યોગેશ : હાઈ, ડોક્ટર! ...હંસા!

હંસા : કોણ? અરે? યોગેશ?

યોગેશ : મને થયું જરા... પેલો ડાઘ... ચેકઅપ કરાવી જાઉં!

હંસા : ડાઘ? ઓહ, ડાઘ! તેની ચિંતા છોડી દે!

યોગેશ : યૂ શ્યોર?

હંસા : એકદમ શ્યોર. તેં છોકરી પસંદ કરી?

યોગેશ : ના. ચારેક ગમી છે. એમાંથી...

હંસા : તારો ફોટો જોયેલો છાપામાં. તારી અમેરિકન ફ્રેન્ડ પણ અહીં આવી છે?

યોગેશ : આજે બપોરે તે તો પાછી ગઈ. તું... તમે બીઝી છો?

હંસા : હા. કાયમ બીઝી હોઉં છું.

યોગેશ : મને એમ કે... જરા ફરવા જતે. વાતો કરતે.

હંસા : એમ! તને દિલ થાય કે લાવો મસ્તી કરીએ અને હું તારી સાથે ચાલી નીકળું?

યોગેશ : તમારી સલાહ લેવી હતી. લગ્ન બાબત.

હંસા : કે ડાકટર ડાક્ટર રમવું હતું?

યોગેશ : નહીં, સોરી. ના... એવું કાંઈ મારા મનમાં –

હંસા : જો યોગેશ, સેક્સ એક માઇનોર નીડ છે. મારે માટે મારું કામ સર્વસ્વ છે.

યોગેશ : મારે સહેજ વાત કરવી હતી. તમે યાદ આવ્યાં.
હંસા : સરસ. પણ તને કોઈ રોગ નથી. વિટામીનની ખામીના કારણે પેલો ડાઘ છે.
યોગેશ : એટલે એ સિવાય તમને બીજો કોઈ –
હંસા : એ સિવાય મને તારામાં કોઈ રસ નથી. આઇ એમ રિયલી બીઝી.

☐

યોગેશ : રો...હિણી !
રોહિણી : હલો, યોગેશ.
યોગેશ : આ બાજુથી પાસ થતો હતો. થયું, મળતો જાઉં.
રોહિણી : કેમ ચાલે છે ? સિલેક્શન થયું ?
યોગેશ : તું ફ્રી હોય તો જરા વાત કરવી હતી.
રોહિણી : તારે મારી સાથે વાત કરવી છે ? શાની ?
યોગેશ : બસ, સહેજ મન હળવું કરવા.
રોહિણી : ઓકે. અંબાલાલની આઇસક્રીમની શોપમાં વેઇટ કર. અરધા કલાકમાં આવું છું.
યોગેશ : ગ્રેઇટ ! *(યોગેશ અંબાલાલની આઇસક્રીમ શોપમાં બેસીને રિહર્સલ કરે છે.)* રોહિણી આઇ લવ યૂ. આઇ વોન્ટ ટૂ મેઇક લવ ટૂ યૂ. આઇ વિશ ટૂ મેઇક યૂ માઇ વાઇફ !
રોહિણી : યોગેશ બે કલાક રાહ જુએ છે. રોહિણી નથી આવતી. આઇસક્રીમ શોપ બંધ થાય ત્યાં સુધી યોગેશ રિહર્સલ કરતો રહે છે.
યોગેશ : રોહિણી, આઇ લવ યૂ. આઇ વોન્ટ ટૂ મેઇક લવ ટૂ યૂ. આઇ વિશ ટૂ મેઇક યૂ માઇ વાઇફ !
લેખક : અને અહીંયાંથી આ નાટક એવો નવો ટર્ન લે છે –
*નવા ટર્નનું ઝડપી, આનંદી સંગીત.*

☐

શંકરલાલ : સોંભર્યું ? જ્યારથી તમારા આ અમેરિકન સન પધાર્યા છે ત્યારથી મારી તો દશા બેઠી છે.
મમ્મી : કેમ ? ક્યાં છે એ ?
શંકરલાલ : યોગેશભઈ શાહેબ દહેજ લેવાની ના પાડે છે. ભણેશરી થયા છે ને ગોરી છોડીઓની જોડે રખડ્યા છે. એથી માથામાં રઈ ચડી ગઈ છે. હવે મેરેજનો ખરચો કોણ આલવાનો છે, એનો બાપ ?
મમ્મી : યોગેશ છે ક્યાં ? બે દિવસથી મોઢું બતાવવા આવ્યો નથી, ખબર છે ?
શંકરલાલ : હવે આજકાલમાં એ કન્યાનું નક્કી નહીં કરે તો આપણે મેરેજના હોલની ડિપોઝિટ દીધી છે તે પણ જશે અને ભઈ પાછા ધોયેલા મૂળાની જેમ શિકાગો પાછા જશે. આ બધા ભવાડાના ખર્ચા બાપાના માથે નાખતા જશે અને ગોમમાં આબરૂના કોંકરા કરશે.
મમ્મી : તમને પૂછું છું, યોગેશ દેખાતો કેમ નથી ?

શંકરલાલ : અરે, ભઈ હોટલના રૂમમાં અંદરથી ઈસ્ટાપડી મારીને બેઠા છે. કોઈ સાથે વાત કરતા નથી કે બહાર નીકળતા નથી. આટલી છોડીઓ જોઈ એમાંથી એકેય વરરાજાને પસંદ નથી !

મમ્મી : તમે જ કાંઈ એલફેલ બોલ્યા હશો બિચારાને. માઠું લાગ્યું હશે.

□

અનિલા : હલો ! મારો દેવાનંદ બોલે છે ?

દેવુભાઈ : અરે ! (ધીમા સાદે) અનિલા ? મારી માલા સિન્હા ! ક્યાં છે તું ?

અનિલા : અમદાવાદ એરપોર્ટ ઉપર, મારા ખટમીઠા !

દેવુભાઈ : દિલ્હીથી પાછી આવી ગઈ ?

અનિલા : તારા વગર ચેન પડે, નઠારા ?

દેવુભાઈ : મને તો આખું શહેર ખાવા ધાતું હતું, મારી માલા !

અનિલા : મારા વાલા ! તું પેલી ગોરી વાંદરી પાછળ ભુરાયો થયેલો !

દેવુભાઈ : એ તો આપણી છોડી જેવી કહેવાય. ગઈ એ તો પાછી. અમેરિકા !

અનિલા : એક ગઈ તો બીજી જુવાન ગધેડી લઈ આવશે તું. હું તને જાણું છું.

દેવુભાઈ : ના, મને મારી ઘરડી ઘોડી ગમે છે. તેના વિના જરીકે મન લાગતું નથી.

અનિલા : તો મને દિલ્હી કેમ કાઢી મૂકેલી ?

દેવુભાઈ : સસરા પિશોફ થઈ ગયેલા.

અનિલા : દેવલા, મારા દેવાનંદ ! મારે તારું મોં જોવું છે.

દેવુભાઈ : મારી માલુડી, મારે તને જોવી છે.

અનિલા : તો આવ અહીંયાં ! હમણાં ને હમણાં ! લઈ જા તારી ઘરડી ઘોડીને.

દેવુભાઈ : અરે, પેલા યોગેશિયાનો વરઘોડો કાઢવાનો છે. પણ તું એક કામ કર –

અનિલા : શું ? છું કરું ?

દેવુભાઈ : તું આબુ ચાલી જા. પેલા સિંધીની હોટલમાં ઊતરજે. મિસ્ટર એન્ડ મિસિસ કપૂરના નામે. એકબે દહાડામાં હું આવું છું.

અનિલા : હમણાં આવ ને ?

દેવુભાઈ : અરે, ક્રાઈસિસ છે. યોગેશ ત્રણ દિવસથી હોટલની રૂમમાં ભરાઈને બેઠો છે. બહાર આવતો નથી. કોઈની સાથે વાત કરતો નથી. તેનું કાંઈ નક્કી થાય એટલે આવી જઈશ.

અનિલા : કેમ યોગેશિયો એવું કરે છે ?

દેવુભાઈ : શી ખબર ? મૂંઝાયો છે. કે માઠું લાગ્યું છે. ગોરી છોડીનો વિરહ છે. શી ખબર !

□

વસંત : *(પ્રવેશીને)* મગનલાલ ડ્રાઈવર ? ટાઇમ મેગેઝીન વાંચો છો ?

મગનલાલ : હાય, વસંતભઈ સાહેબ શર ! હેવા નાઈસ ડે !

વસંત : અરે મગનલાલ ? અહીંયાં કેમ બેઠા છો ?

મગનલાલ : સાહેબ શર, પ્લેનની ટિકિટ ફડાવવા આવ્યો છું.

વસંત : પ્લેનની ? કોના માટે ?
મગનલાલ : મારા માટે શર ! આ પાશપોર્ટ, આ રોકડા કેશ. ગોના ગો ટૂ શિકા...ગો !
વસંત : અરે, ખસી ગયું છે તમારું ? તમે શિકાગો જવાના ?
મગનલાલ : યાહ ! ગોના ગો ટૂ શિકા...ગો !
વસંત : આ ત્રણ જ મહિનાનો વિઝા છે. પછી શું કરશો ? પાછા આવશો ?
મગનલાલ : અરે, ઘેટ તો ઓલરાઈટ છે. ઘેટ તો પેગી મેમસાહેબનો હેડેક છે. તમે વરી ન કરો, શર !
વસંત : તમને પેગી સ્પોન્સર કરે છે ?
મગનલાલ : યૂ ગોટિટ, શર.
વસંત : તે આ પૈસા ક્યાંથી આવ્યા ?
મગનલાલ : ગામમાં ખેતર હતું તે વેચી કાઢ્યું. વાઈફના દાગીના વેચી કાઢ્યા. પેગી મેમસાહેબ કહે છે કે ત્યાં તો ટનબંધી ડોલર બનશે.
વસંત : યોગેશને આની ખબર છે ?
મગનલાલ : હા, મેં વાત કરેલી છે. યોગેશભઈ સાહેબ બહુ પિશોફ થઈ ગયા છે.
વસંત : કેમ ?
મગનલાલ : પાંચ દિવસથી હોટલની રૂમમાં ભરાઈને બેઠા છે. ખાતાપીતા નથી. ફોન ઉપાડતા નથી. યોગેશભાઈ સાહેબ ટનબંધી પિશોફ થઈ ગયા છે.

□

*યોગેશનો મોટો ભાઈ જિતુ હાથમાં હોકી લઈને પ્રવેશે છે.*

બેલબોય : સાહેબ ! સાહેબ ! કામા હોટેલ આપનું સ્વાગત કરે છે. કોનું કામ છે ?
જિતુ : યોગેશ શંકરભઈ પટેલનું. હું તેનો એલ્ડર બ્રધર છું.
બેલબોલ : સર ! સર ! સાંભળો તો ખરા ! સર !
જિતુ : યોગેશ ! અબે યોગેશિયાના બચ્ચા, બારણું ઉઘાડ !
બેલબોય : યોગેશભઈએ ડિસ્ટબ કરવાની ના પાડી છે.
જિતુ : બારણું ઉઘાડ, સાલા ડુક્કર. નહીંતર બારણું તોડી નાખીશ ને તારા ટાંગા તોડી નાખીશ.
બેલબોય : સાહેબ, સાહેબ, પગે પડું સાહેબ, બારણું તોડતા નહીં.
જિતુ : તારી પાસે ચાવી છે ને ? તું ઉઘાડ બારણું ! ઉઘાડ !
બેલબોય : સાહેબ, ના પાડી છે. સાહેબ !
જિતુ : ઉઘાડે છે કે તારું માથું ભાંગી નાખું ?

*બેલબોય ધ્રૂજતાં ધ્રૂજતાં બારણું ઉઘાડે છે. રૂમમાં પ્રકાશ થાય છે. રૂમ ખાલી છે.*

જિતુ : યોગેશ ! યોગેશિયા ? ક્યાં છે ? બહાર આવ ગધેડા !... ક્યાં છે યોગેશ ? બોલ ?
બેલબોય : સાહેબ... યોગેશભઈ નથી.
જિતુ : શું ? ક્યાં ગયો છે ? બોલ ? બોલ ?
બેલબોય : સાહેબ... સવારથી બહાર નીકળી જાય છે. રાત્રે મોડા આવે છે.

જિતુ : બહાર જાય છે? ક્યાં? બોલ? હરામી, બોલ નહીંતર તારા દાંત ભાંગી નાખીશ.

બેલબોય : સાહેબ, તેમને કહેતા નહીં હોં કે, નહીંતર મારી નોકરી જશે.

*બેલબોય જિતુના કાનમાં કહે છે. જિતુ મુસ્કુરાય છે. પછી જોરજોરથી હસી પડે છે.*

□

ઋષિ : દાદીમા ! દાદીમા ! રોહિણી ઘરમાંથી ભાગી ગઈ. આફ્રિકાવાળી ભાગી ગઈ.

મમ્મી : કોણ?

રિટા : રોહિણી ! પેલી કમ્પાલાવાળી છોકરી. ભાગી ગઈ. એના બોઇફ્રેન્ડ જોડે. તાર આયો છે.

*હસતાં હસતાં જિતુનો પ્રવેશ.*

જિતુ : ઋષિ ! તારી મમ્મીને કહે કે લગનની તૈયારી કરે.

રિટા : કોના લગનની?

જિતુ : તારા કાકાના મેરેજની, ગાંડા? કેમ?

રિટા : ક્યારે છે મેરેજ?

મમ્મી : શું બકે છે? જિતિયા?

જિતુ : કેમ? આ સોમવારે આપણે હોલ ભાડે રાખ્યો છે. ખબર નથી? ડિપોઝિટ આલેલી છે. તૈયારી કરો !

મમ્મી : છોકરી સિલેક્ટ કરી નાખી કે યોગેશે?

જિતુ : હા વળી. છોકરી વિના મેરેજ કોની જોડે કરે?

મમ્મી : કોણ છે કન્યા?

જિતુ : એ તો વાજતેગાજતે માંડવે આવશે, મધર ! હેહે હેહે !

મમ્મી : અરે, શું થયું છે તને? ભાંગ પીને આવ્યો છે?

જિતુ : ઓલ ઇન્ડિયાનું વન્ડરફુલ કામ થયું છે, મધર !

મમ્મી : તું કેમ આમ ગાંડાની જેમ હસે છે? તારા ફાધરને ખબર છે?

જિતુ : હું દુકાને જાઉં છું. કહેવા. હેહે હેહે.

મમ્મી : પણ કોની જોડે મેરેજ છે?

જિતુ : હમણાં... કહેવાય... એમ... નથી ! હુલ્લડ થઈ જાય. હેહે હેહે !

□

દેવુભાઈ : રોશનલાલ ! નમસ્તે ! કેમ છો?

રોશનલાલ : આ લો ! આ તાર જુઓ ! રોહિણી લન્ડન ભાગી ગઈ છે. આખરે તેણે ધાર્યું કર્યું. તેના કાળિયા બોયફ્રેન્ડ જોડે. એને અહીં લાવ્યા તોય કાંઈ નહીં. મારી બેબીએ આખરે ધાર્યું કર્યું.

દેવુભાઈ : ભાઈ, આ જુવાનિયાંની વાત જ જવા દો ! શી ખબર કેવા નશામાં ફરે છે. અમારો યોગેશ પરણવાનો છે. પણ કન્યા કોણ છે તેની મને જ ખબર નથી ! સાંભળ્યું છે તમે આવું કદી? આ કંકોત્રી.

રોશનલાલ : યોગેશ ને રોહિણીની જોડી સરસ બની હોત. પણ ઇશ્વરેચ્છા ! બીજું શું ! કોણ છે છોડી ?

દેવુભાઈ : અરે ભઈ, એ જ ખબર નથી ને ! કંકોત્રીમાં યોગિની નામ લખાવ્યું છે. હવે કોણ છે તે તો ભગવાન જાણે !

રોશનલાલ : યોગિની ? કોણ છે ? કોની છોડી ?

દેવુભાઈ : અરે, તે જ કહું છું ને ! રોશનલાલ ! કોઈને ખબર નથી !

રોશનલાલ : કન્યા કોણ છે તેની તમને ખબર નથી ? આ તે કેવા દહાડા આવ્યા છે, દેવુભઈ ? આખી દુનિયાનું ભેજું ખસી ગયું છે ?

□

લેખક : જિતુનું સ્કૂટર લહેરથી અમદાવાદની સડકો ઉપર સર્પાકારે ફરતું ફરતું જાય છે. – અલ્યા ક્યાં જાય છે ?

જિતુ : બ્રધરનાં મેરેજ છે; આ કંકોત્રીઓ બધાને હાથોહાથ પહોંચાડવાની છે. ઘુર્રઘુર્રર્ર !

લેખક : બધાને ?

જિતુ : નંદિની, વિશાખા, ચંદ્રિકા અને બીજી લોકલ છોકરીઓનાં ઘરે જવાનું છે. હેહે હેહે ! અને ઓલ ધ વે બરોડા જઈને ઝંખનાને ત્યાં કંકોત્રી આલવાની છે. હેહે હેહે ! બહુ મજા આવે છે.

લેખક : અને આ હોકી કેમ રાખી છે સાથે ?

જિતુ : કોઈને રમવું હોય તો !

લેખક : પાંચ વરસ પહેલાં હુલ્લડમાં વાપરેલી તે જ આ હોકી ને ?

જિતુ : ફેમિલીમાં કોઈને ખબર નથી. ઓલ ઇન્ડિયામાં કોઈને ખબર નથી યોગિની કોણ છે તેની ! ફક્ત બે જ જણ જાણે છે. યોગેશ અને હું ! મોટું હુલ્લડ થવાનું છે. જોજો તમે. આવજો તમેયે મેરેજમાં.

*જિતુ તમાકુની પિચકારી મારીને સ્કૂટર હાંકી જાય છે.*

□

જિતુ : બડે જોર સે તૂફાન આયા ભરતા ઉડાન એક છોટે સે દિયે કા બલ નાપને…

ભદ્રા : કોણ ?

જિતુ : નમસ્તે, ભદ્રાબેન !

ભદ્રા : અરે ? જિતિયા ? બદમાશ ! બહુ લોહી પીધાં છે તેં મારાં !

જિતુ : તમારો આજ્ઞાંકિત વિદ્યાર્થી, જિતિયો ! ભદ્રાબેન ! હજી તમારી સોટીઓ બરડામાં ચમચમે છે.

*નીચો નમીને પગે લાગે છે.*

ભદ્રા : સુખી થાઓ, બેટા ! હજી તોફાન એવાં ને એવાં જ છે કે હવે સખણો બેઠો છે ?

જિતુ : હવે તો બૈરીછોકરાં થયાં, ભદ્રાબેન ! ખુશાલભઈ કેમ છે ?

ભદ્રા : તને તો ખુશાલભાઈના સ્વભાવની ખબર છે.

જિતુ : હિટલર જેવો સ્વભાવ !

ભદ્રા : તારા બાપા જોડેનો ઝઘડો હજી ભૂલ્યા નથી. સારું છે ખુશાલભાઈ દુકાને છે. નહીંતર તને તો જોતાં વેંત કાઢી મૂકે.

જિતુ : અરે, એ તો બધી જૂની વાતો થઈ, ભદ્રાબેન ! હું તો યોગેશનાં મેરેજની કંકોત્રી આલવા આયો છું.

ભદ્રા : આયો છું નહીં, આવ્યો છું બોલાય ! શું ?

જિતુ : આવ્યો છું.

ભદ્રા : તારા યોગેશે એક બાજુ ગોરી છોકરી સાથે ફોટા પડાવ્યા અને બીજી બાજુ અમારી ચંદ્રિકાને જોવા બોલાવી ! અમારું નાક કાપ્યું.

જિતુ : છોરુ કછોરુ થાય. માવતર કમાવતર ન થાય. લો. આ કંકોત્રી. આવવાનું તમારે બંનેને. આપણો સબંધ કાંઈ ભૂલી જવાય ? હેંહેં.

ભદ્રા : અમે કોઈ નહીં આવીએ.

જિતુ : કેમ ?

ભદ્રા : દેવુભાઈની આંખની શરમે છોકરી બતાવવા આવેલા. અમારે તો કાંઈ ઇચ્છા નહોતી.

જિતુ : અરે ? એ તે ચાલે ? મન મોટું રાખો, ભદ્રાબેન. ખુશાલભઈ, ચંદ્રિકા બધાંને લાવજો. આનંદનો પ્રસંગ છે. એમાં ના ન પડાય. આપણું ખરાબ દેખાય. મારે ખાતર આવજો, બસ ? મારા સમ છે તમને !

ભદ્રા : જા હવે, હસમુખા. આવીશું. મૂકી દે ટેબલ ઉપર.

જિતુ : બસ, બસ! નહીં આવો તો દેવુભઈને ખરાબ લાગશે, શું કહ્યું ? લો આવજો. કાલે જ છે. હોં કે. લો, આશીર્વાદ આપો !

*ફરી પગે લાગે છે. લેખકને આંખ મારે છે.*

ભદ્રા : કઈ છોકરી પસંદ કરી ?

જિતુ : ભઈએ તો કોઈને કહ્યું નથી. રાજા, વાજાં ને વાંદરાં કોને કહે છે, ખરું ને ?

ભદ્રા : કન્યા કોણ છે તે ખબર નથી ? સાસરિયાની કંકોત્રી નથી ? આ તે કેવો જમાનો આવ્યો છે.

*બંને હસે છે.*

જિતુ : આવજો, હોં ? નહીંતર હું રિસાઈ જઈશ.

ભદ્રા : આવીશું, આવીશું, જા હવે ! નાટકિયા !

□

ભાવના : કોનું કામ છે ?

જિતુ : જેશ્રીકૃષ્ણ !

ભાવના : બોલો ?

જિતુ : મારું નામ જિતુ શંકરભઈ પટેલ ! યોગેશ તમને જોવા આવેલો, યાદ છે ? હું યોગેશનો એલ્ડર બ્રધર.

ભાવના : હા, આવો ! બોલો !

જિતુ : યોગેશનાં મેરેજ છે. કંકોત્રી આલવા – આપવા આવ્યો છું. યોગેશે ખાસ

કહેવડાવ્યું છે. ફાધરમધર સાથે જરૂર આવજો. કાલે છે. અને સાંજે ભોજન સમારંભ છે.

ભાવના : એમ કે ?

જિતુ : હા જી. હા જી. યોગેશે ખાસ કહ્યું છે કે તમારી વાતોની એને ખૂબ અસર થઈ છે. આવજો હોં કે ?

ભાવના : જરૂર.

જિતુ : જેશ્રીકૃષ્ણ !

*ઘુર્રઘુર્રર્રર્ર. જિતુ ગોળ ગોળ ફરીને સ્કૂટર ત્રાંસું લે છે.*

□

લેખક : હવે ક્યાં ?

જિતુ : બરોડા ! ઝંખનાના ફેમિલીને કંકોત્રી આલવાની છે ને ! આપવાની છે ને !

લેખક : આ આવી ગયું બરોડા.

*ઝંખનાનો પ્રવેશ. જિતુ કંકોત્રી આપે છે. વાતો કરે છે. ઝંખના હસે છે. આવજો, આવજો કરીને પાછો સ્કૂટર ગોળ ગોળ ફેરવે છે.*

ઝંખના : આવજો !

*જિતુ ફરી સ્કૂટર ત્રાંસું કરે છે.*

□

લેખક : હવે ક્યાં ? અમદાવાદ તો આ બાજુ છે.

જિતુ : ખબર છે. હવે એક પ્રાઈવેટ જગ્યાએ જવાનું છે. સામે પેલો કાચો રસ્તો નહીં ? ટેકરીની પેલી પાર પેલો બંગલો દેખાય છે, જોયો ? યલો યલો ડોર છે. જોયો ?

લેખક : એ તો વસંતના પેરેન્ટ્સનો બંગલો છે. ત્યાં ?

જિતુ : ખાનગી કામ છે.

*જિતુ પીઠ ફેરવીને બે ઘંટડી મારે છે.*

યોગેશનો અવાજ : કોણ ?

જિતુ : મિસ્ટર જે. એસ. પટેલ ! એવરીથિંગ ઓક્કે.

યોગેશનો અવાજ : પાછળના ડોરમાંથી આવી જાઓ !

*જિતુ વિંગમાં ચાલ્યો જાય છે.*

□

*સ્ટેઈજ ઉપર અચાનક લગ્નનો મંડપ ગોઠવાય છે. ઘણા લોકો ભેગા થાય છે. શરણાઈ, આસોપાલવ, ચોરી, લગ્નગીતોની રેલમછેલ. દેવુભાઈ એક ખુરશી પર ગોઠવાય છે. વસંત એમની પાસે આવે છે.*

વસંત : કોન્ગ્રેચ્યુલેશન્સ, દેવુભઈ !

દેવુભાઈ : વસંત કે નહીં ? યોગેશનો સ્કૂલનો ગોઠિયો, રાઈટ ?

વસંત : યાહ. વસંત કીર્તિકાંત દલાલ. યોગેશ બહુ કનફ્યૂઝ થઈ ગયેલો ! આપણે તેને સિક્રેટ ફોર્મ્યુલા આપી દીધીઃ લુક, બુક એન્ડ કુક !

દેવુભાઈ : એમ કે ? અલ્યા, તને ખબર છે કે આ યોગિની કોણ છે ?

*શંકરલાલ દોડતા આવે છે, વિંગ તરફ જોઈ ઘાંટો પાડે છે.*

શંકરલાલ : જિતુ, ક્યાં હેંડ્યો અત્યારે હવે ? હોકી લઈને ક્યાં જાય છે ?

દેવુભાઈ : હેં ? વસંત ? આ યોગિની કોણ છે ?

વસંત : મીન્સ કે ખબર તો છે પણ હમણાં સિક્રેટ રાખવાના બાઈ મધર લીધા છે.

દેવુભાઈ : એટલે તેં યોગેશને હેલ્પ કરી સિલેક્શનમાં ?

વસંત : પહેલાં તો છોકરી માનતી નહોતી.

દેવુભાઈ : કોઈ નવી છે ? માનતી નહોતી એટલે ?

વસંત : યસ બોસ ! ફાધરમધર હાલ બોમ્બે છે. તેમનો બંગલો ખાલી છે.

દેવુભાઈ : અને ?

વસંત : એટલે આપણે યોગેશભઈને બંગલાની ચાવી આપી દીધી ને ફાધરની મર્સિડિસ આલી દીધી કે જાઓ, મનાવો તમારી યોગિનીને !

દેવુભાઈ : પણ યોગેશ તો કામા હોટેલમાં છે ને ?

વસંત : એ તો તમને બધાંને કહેવા માટે. અઠવાડિયાથી યોગશભઈ છોકરીને મનાવે છે. બંગલામાં. એકાંતમાં.

દેવુભાઈ : અઠવાડિયાથી છોકરીને લઈને બંગલે રહે છે, હરાખખોર ?

વસંત : દિવસ દરમિયાન ઓન્લી ! છોકરીનાં ફાધરમધર જાણે કે છોકરી કોલેજે ગઈ છે. કોલેજ છૂટવાના ટાઈમે છોકરી પાછી ઘરે આવી જાય છે. સમજ્યા કે નહીં ?

ભદ્રા : કેમ છો ? દેવુભાઈ ?

દેવુભાઈ : ભદ્રાબેન, આવો, આવો ! ખુશાલભાઈ ક્યાં ?

ભદ્રા : દુકાને ! તમે તો જાણો છો ખુશાલભાઈનો સ્વભાવ, હજી તેનો ક્રોધ ઊતર્યો નથી શંકરલાલ ઉપરથી. એમાં યોગેશે ગોરી છોકરીના ભવાડા કર્યા. મને કહે કે ભદ્રાબેન, એ ફેમિલી જોડે સંબંધ સાવ કાપી નાખવાનો છે.

દેવુભાઈ : એમ તે ચાલે ?

ભદ્રા : હશે. મેં કહ્યું કે ભાઈ સાથે જીભાજોડી શું કરવી. દેવુભાઈનું માન રાખવા જરાક જઈ આવું.

દેવુભાઈ : સારું કર્યું. ન આવ્યાં હોત તો મને બહુ માઠું લાગતે. પ્રસંગ ઉપર જૂનાં વેરઝેર ભૂલી જવામાં મોટાઈ છે.

*બંને હસે છે. ભદ્રાબેનને દેવુભાઈ ગમે છે.*

ભદ્રા : તમનેયે ખબર નથી કોની છોકરી છે તે ?

*દેવુભાઈ ના સૂચવે છે. બંને ફરી તાળી મારીને હસે છે.*

□

જિતુ : ખુશાલકાકા, ખુશાલકાકા, ગુડ મોર્નિંગ.

*જિતુ પાનની પિચકારી મારે છે.*

ખુશાલભાઈ : એય ઇડિયટ ! ઓટલા ઉપર પિચકારી મારે છે ?

જિતુ : હાય ! ખુશાલ અંકલ !

ખુશાલભાઈ : અલ્યા, તાડી પીને આયો છું? આજે તારા બ્રધરનાં મેરેજ નથી? અહીંયાં શું કરુ છુ, ઇડિયટ?

જિતુ : અંકલ, ગોર આડો ફાટ્યો છે.

ખુશાલભાઈ : જા, જા, તારું કામ કર. હજી મેં લક્ષ્મીને ચાંલ્લો કર્યો નથી. સવારના પહોરમાં લવારી ન જોઈએ. ભાગ અહીંથી.

જિતુ : હેંહેં હેંહેં, અંકલ !

ખુશાલભાઈ : અલ્યા, સાંભળતો નથી? હોકી લઈને કેમ ફરુ છુ? તદ્દન મેડ થઈ ગયો છુ?

જિતુ : હેંહેં...હેંહેં! ગોર આડો ફાટ્યો છે. કહે છે કે કન્યાના બાપ વિના મેરેજ ન થાય.

ખુશાલભાઈ : અલ્યા, શી લવારી કરુ છુ?

જિતુ : કન્યાનાં ફોઈ આઇ ગયાં છે. પણ કન્યાના બાપા વિના –

*ખુશાલદાસ જિતુને જોઈ રહે છે. એકદમ વીજળી પડી હોય તેમ ચોંકે છે.*

ખુશાલભાઈ : અલ્યા, શું બકુ છુ?

જિતુ : યાહ ! યૂ ગોટિટ, અંકલ !

ખુશાલભાઈ : અલ્યા, મારી છોડી ચંદ્રી...? *(ત્રાડ)* સાલા હલકટમાંના હલકટ !

જિતુ : અને તમે હલકટના સસરા !

*જિતુ હોકી સાથે રમત કરે છે.*

ખુશાલભાઈ : પણ એ હલકટ તો પેલી ગોરી વાંદરી જોડે ફરે છે.

જિતુ : ગોરી વાંદરી તો પાર્સલ થઈ ગઈ, અંકલ ! અને આ હલકટ હવે તમારો જમાઈ છે. અંકલ !

ખુશાલભાઈ : હું પોલીસમાં જઈશ, હરામખોરો !

જિતુ : ટૂ લેઇટ ! આર્યસમાજ વિધિથી પાંચ જણની સાક્ષીમાં લગ્ન થઈ ગયાં છે, અંકલ ! હવે બેન્ડવાજાં સાથે ફર્સ્ટ ક્લાસ વિધિથી મેરેજ થઈ જાય તો તમે કેવા શોભો, અંકલ ! જાણે સોનામાં સાકર, રાઇટ? હેંડો, હેંડો. છોડી હવે અમારા પઝેસનમાં છે. હેંફ્હેંફ્!

*ફરી હોકી રમાડે છે.*

ખુશાલભાઈ : ચંદ્રિકા તો કોલેજ ગઈ છે.

જિતુ : રોંગ ! હોલ ઉપર તમારી રાહ જુએ છે.

ખુશાલભાઈ : અલ્યા, આ બધું ફેક્ટ કહે છે? સમ ખા જોઈએ?

જિતુ : બાઇ મધર, બસ? અંકલ ! તમે તો ફાયા છો ! આવો ગ્રીનકાર્ડવાળો મુરતિયો ફીમાં મળે છે ! અને છોકરીને છોકરો પસંદ છે. પછી કરો ને કંકુના, વેવાઈ !

*ખુશાલદાસ લેખક તરફ દયામણી નજરે તાકે છે. લેખક સ્મિત કરી હા પાડે છે. ખુશાલદાસ ધીમે ધીમે સ્મિત કરે છે.*

ખુશાલભાઈ : તો હેંડ તારે ! સ્કૂટર લાયો છુ?

*બંને હાથ મિલાવે છે. જિતુ ખુશાલદાસના ખભે હાથ મૂકીને સ્કૂટર પાસે લઈ જાય છે.*

□

*લગ્નમંડપ ગોઠવાયો છે. અને લગ્નનું વાતાવરણ પૂરજોશમાં ખીલ્યું છે. લગ્નગીતો સંભળાય છે. મંડપમાં ચકાચૌંધ પ્રકાશ છે.*

શંકરલાલ : હવે આ કોને કહેવું ? જાનમાં કોઈ જાણે નહીં ને હું વરનો બાપ ! ક્યાં છે બધાં ? જિતુ નથી, વરકન્યા નથી. *(લેખકને)* જુવાનિયાં કાંઈ ફાટ્યાં છે, તમારા સમ !

લેખક : ચાલ્યા કરે, શંકરલાલ ! વાજતુંગાજતું બધું માંડવે આવશે. તમે મહેમાનોની સરભરા કરો. જુઓ તો ખરા, કેટલા બધા લોકો આવ્યા છે.

શંકરલાલ : અરે, અડધાને તો હું ઓળખતોય નથી. આ બધાનું ખરચ કોણ આલશે ? મારો ગ્રાન્ડફાધર ?

લેખક : કન્યાનો ફાધર આલશે, શંકરલાલ ! બધાં સારાં વાનાં થઈ રહેશે.

શંકરલાલ : યોગેશની હોટેલનું ખરચ, એની ટિકિટ ! રિસેપ્શનનું ખરચ, માંડવાની કોષ્ટ ! વહેવારિક વાત છે.

લેખક : જોયા કરો. ઘીના ઘાડવામાં ઘી પડી રહેશે.

*જિતુનું સ્કૂટર આવે છે. જિતુ ખુશાલદાસને ઉતારીને તાળી માગે છે.*

લેખક અને બીજાં : અને તે પછી માંડવે આવે છે, વરરાજાની ફલાવર્સથી ડેકોરેઇટ કરેલી મર્સિડિઝ કાર. એમાંથી વરરાજા કન્યા ચંદ્રિકાનો હાથ પકડીને ઊતરે છે.

*ખુશાલદાસ ચંદ્રિકાને ભેટી પડે છે. ભદ્રાબેન આગળ આવીને ચંદ્રિકાને વહાલ કરે છે. યોગેશનું નાક ખેંચે છે. હરખની હોહા થાય છે.*

લેખક અને બીજાં : શરણાઈના સૂર બાજે છે. ગોર મંત્રોચ્ચાર કરે છે. મહિલાઓ ગીતો ગાય છે. મહેમાનો વાતો કરે છે. બેન્ડ ઉપર રોમૅન્ટિક સોંગો વાગે છે. કોન્ગ્રેચ્યુલેશનના તાર વંચાય છે. યોગેશ અને ચંદ્રિકા ચોરીમાં ગોઠવાય છે.

ભદ્રા : *(ત્રાડ પાડે છે)* સબૂર !

*એકદમ સોપો પડે છે. બધું અધ્ધર અટકે છે. મિનિસ્કર્ટ પહેરેલી પેગી પ્રવેશે છે. સૌ અવાક્ છે.*

ભદ્રા : આ ગોરી ચુડેલને કાઢો અહીંથી !

*જિતુ પેગી પાસે દોડી જાય છે. સૌજન્યથી તેને દેવુભાઈની પાસે બેસાડે છે.*

જિતુ : કાંઈ નહીં, એ તો યોગેશને લગ્નની શુભેચ્છા આપવા આવી છે.

*અટકેલો વિધિ, વાજાં કોલાહલ ફરી શરૂ થાય છે.*

દેવુભાઈ : *(ભદ્રાબહેનને)* આ તો પરદેશમાં ગોરાઓએ આપણી વિધિ જોઈ ન હોય ને ? એના દિલમાં કાંઈ 'એ' નથી.

જિતુ : તમારી ચંદ્રી યોગેશભાઈને એવી ગમી ગઈ છે કે સ્વર્ગની અપસરા આવે તો

પણ સામે નહીં જુએ.

*કોલાહલ અને હર્ષોલ્લાસથી વાતાવરણ કાન બહેરા કરી મૂકે છે. વિધિ પૂરો થતાં નવદંપતી એક પછી એક સૌને પગે લાગે છે. દરમિયાન લેખકની એકોક્તિ અને ઝીણા ઝીણા શરણાઈના સૂર સંભળાય છે.*

લેખક : ભીડ, ભીડ, ફરી ભીડ, ભાઈભાંડુ, સગાંવહાલાં, વડીલોસ્નેહીઓ, સંબંધીઓમુરબ્બીઓ, મિત્રોપાડોશીઓ, નોકરચાકરો અને છૈયાંછોકરાંનો કલબલાટ, ઉશ્કેરાટ અને બેન્ડનાં ઢોલનગારાં સાથે એક નવું દંપતી પ્રભુતામાં પગલાં માંડે છે. માણસના વંશમાં વૃદ્ધિ કરનારું એક નવું યુગલ છેડાછેડી બાંધીને સૃષ્ટિના ક્રમમાં પોતાનો હિસ્સો નોંધાવે છે.

*લેખક આ બોલે તે દરમિયાન આ બધું થાય છે અને આ સંવાદો બોલાય છે. નવદંપતી યોગેશનાં માબાપને પગે લાગે છે.*

મમ્મી : *(ચંદ્રિકાને છાતીએ લગાડી)* ઘણું જીવો બેટા.

*આંસુ લૂછે છે.*

શંકરલાલ : કરોડપતિ થાજો, બેટા !

*યોગેશ જિતુને ભેટી પડે છે. જિતુ યોગેશના સાફાને સહેજ લપાટ મારે છે.*

જિતુ : છોડીનું ધ્યાન રાખજે, નહીંતર ટોંટિયા ભાંગી નાખીશ.

*દંપતી દેવુભાઈને પગે લાગે છે.*

દેવુભાઈ : *(બંને સાથે હાથ મિલાવી)* બેસ્ટ લક, દીકરા !

*દંપતી ખુશાલભાઈ અને ભદ્રાબેન પાસે પગે લાગવા જાય છે.*

ખુશાલભાઈ : કોઈ વાતની ફિકર ન રાખતી, દીકરા ! તારો બાપો બહુ રાજી છે.

*આંસુ છુપાવે છે.*

ભદ્રા : *(ચોધાર આંખે રડે છે.)* શતં જીવ શરદઃ !

*દંપતી પેગી પાસે આવે છે. પેગી નમસ્તે કરે છે.*

પેગી : Namaste!

લેખક અને મમ્મી : અને મંડપનો કોલાહલ ચોમેર છવાયેલો છે. આઇસક્રીમની જ્યાફત ઊડે છે. સુખની વર્ષા થઈ રહી છે. – લેજો હો, ભદ્રાબેન, આઇસક્રીમ લેજો; આજનો લહાવો લેજો !

યોગેશ : *(લેખકને)* અને હવે શું ?

લેખક : પેગી સાથે એક સીન છે, પછી તું છૂટો. ખાજે, પીજે અને રાજ કરજે.

યોગેશ : રીયલી ?

*મંડપમાં આનંદી સંવાદોનો કોલાહલ અને અટ્ટહાસ્યોનો ઘોંઘાટ વધતો જાય છે. હવેના સંવાદ તે ઘોંઘાટથી મોટા અવાજે થાય છે.*

લેખક : હા યોગેશ; પછી તું શિકાગોના કોઈ પણ શાહ, મહેતા કે પટેલની જેમ કિમ્બલ રેવન્સવૂડની ટ્રેઇન લઈને કામે જજે, વાઇફને જોબ મળે તેનો આખો પગાર સેઇવ કરજે, એક શેવ્રોલે કાર લેજે, પછી એક હાઉસ લેજે અને બેકયાર્ડમાં કાંદા, કાકડી, મૂળા ને કોબી ઉગાડજે.

યોગેશ : વાઉ !

લેખક : પછી એક બેબી બોયનો ફાધર બનજે. ટિકિટ મોકલીને ફાધરમધરને તેનું મોં જોવા બોલાવજે. દર શનિવારે ટીવી ઉપર હિંદી પ્રોગ્રામ જોજે અને ગ્રોસરી સ્ટોરમાંથી વિડિયો રેન્ટ કરીને તારી ડાયનામાઇટ વાઇફને વહાલ કરતાં કરતાં વોચ કરજે. કરોડપતિ બનજે અને જલસા કરજે.

યોગેશ : દેવુભાઈનું શું ?

લેખક : દેવુભાઈ આબુ જઈને ફરી એક વાર અનિલા કામદારના પંજામાં પકડાશે, અનિલા તેમને બ્લેકમેઇલ કરશે પણ દેવુભાઈ નભી જશે. દેવુભાઈની ચિંતા ન કર.

*શાંતિ.*

દેવુભાઈ : ઓકી ડોકી, યોગેશ, મારે જરા હરી છે. આઉટ ઓફ ટાઉન જવાનું છે. તું શિકાગો જાય તે પહેલાં પાછો આવી જઈશ. મળીશું.

*કોલાહલ.*

યોગેશ : ડ્રાઇવર મગનલાલ ?

લેખક : આહ ! મગનલાલ શિકાગોમાં હિટ જશે. એકાદ વરસમાં નોર્થસાઇડમાં એક સર્વિસ સ્ટેશન ખરીદશે અને માલામાલ થશે. તને હેરાન નહીં કરે.

*શાંતિ.*

મગનલાલ : વેલ, બોઝ ! શી યૂ શિકાગો શૂન !

યોગેશ : ગુડ લક, મગનલાલ !

મગનલાલ : યાહ, બોઝ... શેઠ, હવે તો પેગી મેમસાહેબે પેપર્સ કર્યાં એટલે આપણે પેલી તમારા વીસ ટકા કમિશનની વાત માંડી વાળીએ, રાઇટ ને ?

યોગેશ : હાસ્તો. ફર્ગેટ ઇટ.

મગનલાલ : યૂ ટુ, શર !

યોગેશ : મજા કરો.

મગનલાલ : હેવ એ નાઇસ ડે.

*મગનલાલ સીટી વગાડતા વગાડતા જાય છે. કોલાહલ.*

યોગેશ : મારા સસરાનું શું ?

લેખક : ખુશાલદાસ તેની દીકરીને એક ટન દાગીના આપશે અને તને દીકરાથી સવાયું માન આપશે.

યોગેશ : જિતુભાઈનું શું ?

લેખક : જિતુ તારા બાપાને રિટાયર કરીને બિઝનેસ એક્સપાન્ડ કરશે અને પુષ્કળ પૈસા બનાવશે. માબાપની શ્રવણની જેમ સેવા કરશે.

યોગેશ : રોહિણી ? વિશાખા ? હંસા ? મમતા ? પદ્મા ?...

લેખક : બસ ! હવે તું એ બધાંની ફિકર છોડી દે. રોહિણી તેના પતિ સાથે સુખી થશે. ખોડી અને કીર્તિની જોડી સરસ જામશે. હંસાની રાષ્ટ્રીય ખ્યાતિ થશે. પદ્મા યુનિવર્સિટીમાં પોતાના પતિની જેમ જ પ્રોફેસર બનશે. અને બીજાં સૌને જે

જે જોઈએ છે તે તે મળી રહેશે, મોડુંવહેલું. સૌ પોતપોતાનાં સુખદુઃખ સંભાળીને શાંતિથી જીવન ગુજારશે. અને તારે પણ તેમ જ કરવાની મારી સલાહ છે.

યોગેશ : સનોફાગન !

લેખક : એક્ઝેક્ટલી.

યોગેશ : પેગી ?

લેખક : વાત કર એની સાથે. તને કાંઈક કહેવા આવી છે.

*શાંતિ.*

યોગેશ : Yes, Peggy, nice of you to come!

પેગી : I lied to you Yogesh! I didn't sleep around.

યોગેશ : Lied? When?

પેગી : At the airport... You proposed to me. What was I supposed to say! So I lied.

યોગેશ : About what?

પેગી : Me and other boys, Yogesh. I made up the story about Asian boys. It was a lie. And I love you. Absolutely, truly.

યોગેશ : Why are you saying this? Now?

પેગી : I wanted to wait till you were married.

યોગેશ : And?

પેગી : I'll never stop loving you. But I'll never see you again.

*એક ઝાટકે પેગી પીઠ ફેરવીને ચાલવા માંડે છે, યોગેશના હાથમાં એક ગિફ્ટનું બોક્સ મૂકતી જાય છે.*

યોગેશ : Peggy...

*યોગેશ બોક્સ ઉઘાડે છે. નાનકડો તાજમહાલ છે. સાથે એક કાર્ડ છે. યોગેશ વાંચે છે.*

યોગેશ : Have a nice life!

લેખક : બોય ઓહ બોય !

□

યોગેશ : આ મેલોડ્રામા... ઈલેનાએ તમને આવું કરેલું ?

*બધા અભિનેતાઓ હવે સ્ટેઈજ ઉપર હાજર થઈ જાય છે. સર્વ અભિનેતાઓ લેખક તરફ જુએ છે. લેખક ક્ષોભથી આડું જુએ છે.*

લેખક : આઈ...

બધાંય : *(ધીમેથી)* ના, કહો તો ખરા ? પ્લીઝ ? રીયલી શું થયું હતું ? વાત તો કરો ?

*ગણગણાટ વધે છે.*

લેખક : ખબર નથી તમને ? *(શાંતિ.)* ખબર નથી તમને કે જે જે થયું છે તે આમ આમ થયું હોત તો – એવા વિસ્મયમાં હું આયખું વિતાવું છું ?

યોગેશ : હા કે ના?

લેખક : જખ તો આખું જગત મારે છે પણ લેખક પોતાની જખને લઈને રંગબેરંગી ટાહ્યલાં કરી શકે છે.

યોગેશ : તમારી અમેરિકન પ્રેમિકાએ તમને આવું કહેલું? આવું કરેલું?

લેખક : કદાચ કરેલું; કદાચ કરવું જોઈતું હતું.

યોગેશ : સાચું નહીં કહો?

લેખક : લેખક માટે સાચુંગલત કશું નથી હોતું, બ્રધર!

યોગેશ : *(હાથ લાંબો કરતાં)* તો?

લેખકે : ગુડ લક એન્ડ ગુડબાય.

યોગેશ : ગુડબાય. *(મગનલાલની નકલ કરતાં)* શી યૂ શૂન શિકાગો?

લેખક : નહીં. ગુડબાય.

યોગેશ : હવે બીજું નાટક લખશો ને?

દેવુભાઈ : લખો તો આપણે તૈયાર છીએ...

થોડાંક : મને પણ યાદ કરજો / હા હા, આપણે પણ એની ટાઇમ. / હું પણ ફ્રી છું. / મારે લાયક કાંઈ હોય તો...

યોગેશ : *(આસ્તેથી)* પછી વાત, ચાલો. *(લેખકને)* તો અલવિદા?

*ગણગણાટ પછી ઘોંઘાટ.*

લેખક : અલવિદા! હવે તું આઝાદ છે. મારો ફોન આવે તો મૂકી દેજે. ટ્રેઇનમાં સામે જુએ તો એક્સક્યૂઝ મી કહીનેં સીટ બદલી નાખજે. હવે તમે બધાં આઝાદ!

બધાં : *(હર્ષથી)* બોય હો બોય!

*બધાં ક્યાંકથી દાંડિયા લઈ આવે છે; ગોળાકારે ગોઠવાઈ દાંડિયા રાસ રમવા લાગે છે. જોરજોરથી સંગીત લાગે છે; લેખક આગળ આવીને કાંઈક કહેવા મથે છે પણ સંભળાતું નથી. રાસ ગતિ પકડે છે.*

પરદો.

'મનગમતી કન્યાની શોધમાં'
ભજવતાં પહેલાં બે લેખિત પરવાનગી લેવી જરૂરી છે.
મધુ રાયની તેમ જ નૌશિલ મહેતાની. લેખિત પરવાનગી મેળવવાનાં સરનામાં :
madhuthaker@hotmail.com, naushilm@hotmail.com

મૂળ નવલકથા : મધુ રાય
ચિત્રકલા : અતુલ ડોડિયા, ડિજીટલ પ્રિન્ટ્સ : વિજય શાહ
સેટ-રચના : સુભાષ આશર, પ્રકાશ-રચના : નૌશિલ મહેતા
સંગીત : અમિત મિસ્ત્રી અને કેદાર ભગત
દિગ્દર્શન સહાય : આકાશ નાયક, જય પુરોહિત, વિનોદ કાળે
પ્રચાર : મનહર ગઢિયા, નિર્માણ : હનિફ મહમ્મદ, નિરંગ દેસાઈ
નાટ્યરૂપ-દિગ્દર્શન : નૌશિલ મહેતા

કલાકારો :
અમિત મિસ્ત્રી : યોગેશ પટેલ
નેહા મહેતા : અંજલિ / રોહિણી / સરલા / નંદિની / મમતા / ચંદ્રિકા / ઝંખના / કીર્તિ / હંસા / પુષ્પા / ભાવના / વિશાખા
મનોજ શાહ : ભરતભાઈ / કચરભઈ / મગનલાલ / ખુશાલદાસ / ઇન્સ્પેક્ટર સોલંકી
ઉત્કર્ષ મજુમદાર : દેવુભાઈ (પ્રવક્તા) / દેવુકાકા / હસમુખભાઈ
મુગ્ધા શાહ : કાંતાકાકી / મમ્મી / અનિલા કામદાર / પ્રજ્ઞાબેન
જય પુરોહિત : જિતુ
વિનોદ કાળે : છોકરો / નોકર / વેઇટર
આકાશ નાયક : ઠાકર
પરેશ રાવલ : 'અવાજ'

પ્રથમ પ્રયોગ ભારતિય વિદ્યા ભવન, ચોપાટી, મુંબઈ, ખાતે
રવિવાર, દિ. ૨.૧૨.૨૦૦૧, સાંજે ૭.૪૫ કલાકે.

સંનિવેશ વિશે :

*નાટકમાં અલગ અલગ સ્થળ છે. અલગ અલગ સ્થળને એકમેકથી અલગ દેખાડવા અલગ અલગ 'બૅકડ્રૉપ્સ' (ફ્રેમ કરેલા, ડિજીટલ પ્રિન્ટના પડદા) વાપર્યા હતા – જે પ્રકાશ અને સંગીતની જેમ જ 'ક્યૂ' જાળવી ઑપરેટ થતા.*
*જ્યાં સ્થળ બદલાય ત્યાં 'ઍક્શન'માં બ્રેક આપ્યા વિના, 'બ્લૅક-આઉટ્સ' આપ્યા વિના, 'બૅકડ્રૉપ્સ' પ્રેક્ષકોની નજર સામે બદલાતા. 'બૅકડ્રૉપ' બદલતાં પાંચ સેકન્ડથી વધુ સમય ન લાગતો.*

મધુ રાયની નથલકથા 'કિમ્બલ રેવન્સવુડ' પર આધારિત

# મનગમતી કન્યાની શોધમાં

નાટ્યરૂપ : નૌશિલ મહેતા

## અંક પહેલો

### રસ્તો

*શરણાઈના સૂર ધીમા થાય અને મુંબઈના કોઈ રસ્તાનું ચિતરેલું દૃશ્ય દેખાય. કોઈ શુભ પ્રસંગે જવા તૈયાર થયેલા, વનપ્રવેશ કરી ચૂકેલા દેવુભાઈ પટેલ પ્રેક્ષકોને સંબોધે...*

દેવુભાઈ : દેવીઓ, સજ્જનો અને મિત્રો, વેલ્કમ છે. મેરેજ બે પ્રકારનાં હોય. લવમેરેજ અને અરેન્જમેરેજ. લવમેરેજિસમાં લવ કેટલો હોય એ તો રામ જાણે, પણ મેરેજ વત્તાઓછા અંશે તકલાદી તો ખરાં જ. ખરું ને? – જ્યારે આપણાં અરેન્જમેરેજ? આહાહા. એની તો વાત જ નિરાળી છે. ભલે એની અરેન્જમેન્ટ કરતાં દોડાદોડી થાય, ધમાચકડી થાય, કોઈને માઠું લાગી જાય, કોઈને મનાવવા પડે, કોઈને ઓછું આવી જાય, કોઈના પગે પડવું પડે – પણ બધાંના અંતે જે સંબંધ બંધાય, જે મેરેજ બને, જે મેરિડ કપલની લાઈફ બને; અને લગ્નની બત્રીસમી તિથિના ફોટામાં પણ પતિપત્નીના ચહેરા પર જે સંતોષની લહેરખી વરતાય – એ જોઈને ભલભલાં લવમેરેજવાળાં કપલને એક વાર તો લાગી આવે કે ઈસ કા મેરેજ હમારે મેરેજ સે જ્યાદા હેપ્પી ક્યૂં હૈ? આવા જ હેપ્પી એન્ડિંગ ધરાવતા એક અરેન્જમેરેજની અરેન્જમેન્ટકથા એટલે આજનું નાટક. નાટક શરૂ કરતાં પહેલાં થોડો પાત્રપરિચય... અંધેરીમાં હાડવેરની દુકાન અને પારલામાં બે રૂમ કિચનનું ઘર ધરાવતા ભરતભાઈ પટેલ.

### ઘર

*રસ્તાના એક ભાગમાં ચિતરેલું મધ્યમ વર્ગનું ઘર પ્રવેશે અને ઘરમાં પ્રવેશે ઘરના પોશાકમાં ભરતભાઈ, દેવુભાઈથી એકાદ વર્ષે નાના.*

ભરતભાઈ : *(પ્રેક્ષકોને)* નમસ્તે.

દેવુભાઈ : *(હજી રસ્તા પર જ, પ્રેક્ષકોને)* એમને બે દીકરા. મોટો જિતુ.

*ક્રીમ કલરનો સફારી સૂટ પહેરી જિતુ પ્રવેશે. ઉંમર લગભગ ત્રીસ.*

જિતુ : *(પ્રેક્ષકોને)* નમસ્તે.

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* એનું શૅરબજારનું કામકાજ. હર્ષદ મહેતાવાળી તેજી વખતે એણે ભરતભાઈની ત્રણ પેટી તોડેલી.

*ભરતભાઈ જિતુને લાફો મારે. જિતુ સ્તબ્ધ.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* સમય જતાં આવડત વધી, હિંમત આવી એટલે કેતન પારેખ વખતે એણે ભરતભાઈની તેર પેટી તોડી.

*ભરતભાઈ જિતુને લાફો મારે. જિતુ સ્તબ્ધ.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* નાનો યોગેશ. એ અહીંયાં નથી. શિકાગો, અમેરિકામાં MBAનું સ્ટડી કરે છે, પાર્ટટાઇમ જૉબ કરે છે અને દર મહિને ભરતભાઈને હવાલાથી ડૉલર્સ મોકલે છે. યોગેશ ભરતભાઈનો લાડકો છે. એક દિવસ અચાનક લાડકડા યોગેશ વિશે ભરતભાઈને દૂરના કઝિન અને યોગેશના શિકાગોના પાડોશી જસુભાઈનું એરોગ્રામ આવ્યું કે...

*દેવુભાઈ ભરતભાઈને એરોગ્રામ આપે.*

ભરતભાઈ : *(વાંચે)* આપણે ત્રણ પેઢીથી સંબંધ છે. મારાથી ફરજ ન ચુકાય. તમારો સન યોગેશ અહીં પીળા વાળવાળી ગોરી મડમડીના ચક્કરમાં ભરમાયો છે. નામ છે પેગી વિલિયમ્સ. એની સાથે વર્ક કરે છે. ગઈ કાલે જ બંને વીકેન્ડ માટે નાયગરા ફરવા ગયાં છે. *(જિતુને)* 'વીકેન્ડ' એટલે?

જિતુ : શુક્ર-શનિ-રવિ !

ભરતભાઈ : *(વિસ્મયથી)* ત્રણ દિવસ... આટલા દિવસ કોઈ બાઈ માણસ સાથે વાતો શું કરે?

જિતુ : પપ્પા ! તમને શું કામ લાગે છે કે યોગેશ વાતો કરશે?

*ભરતભાઈ જિતુને લાફો મારે.*

જિતુ : *(ગાલ પંપાળતાં)* આમાં પણ મારો જ વાંક?

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* ભરતભાઈએ તરત જ્યોતિષી બોલાવ્યો. જ્યોતિષીએ પ્રશ્નકુંડળી માંડી, ગણતરી કરી, બે મિનિટ આંખ બંધ રાખી ચુકાદો આપ્યો, યોગેશનું આ સીઝનમાં ડન થઈ જશે. ભરતભાઈનો ઉત્સાહ જાગ્યો.

ભરતભાઈ : *(ઉત્સાહી)* જિતિયા ! આ સીઝનમાં યોગેશનું પાનું ખૂલશે ! તને શું લાગે છે? આપણને એના કેટલા મળશે? વીસ લાખ? પચીસ લાખ? તારો શૅરબજારનો લૉસ ચુકવાઈ જશે? મારા માટે કંઈ બચશે?

જિતુ : પપ્પા ! આ તો ગંભીર મામલો કહેવાય. અને નાજુક. તમારે દેવુકાકાને ન પૂછવું જોઈએ?

ભરતભાઈ : એ વાત સાચી. જા, જઈને ઓટો લઈ આવ.

*જિતુ જાય.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* દેવુકાકા ભરતભાઈના મોટાભાઈ અને યોગેશના વેલટુડુ કાકા. દેવુકાકા પાસે ત્રણ કાર, બે ફૅક્ટરી, એક પત્ની અને એક ઉપપત્ની છે. આ દેવુકાકા એટલે આપણે પોતે. *(પ્રેક્ષકોને નમન કરે)* આપણો સ્વભાવ પહેલેથી આનંદી. પણ આપણી વાઈફ, જેને બધા કાંતાકાકી કહે છે, એનો સ્વભાવ જરા જુદો.

*કાંતાકાકી (ઉંમર લગભગ ૫૦, પણ ૩૫થી વધુ ન દેખાવાના પ્રયાસમાં આંખે ઊડીને મોંઘી દેખાય એવી સાડીમાં સુસજ્જ) વાવાઝોડાની જેમ ઘરમાં પ્રવેશે,*

*આમતેમ સોફા પાછળ, ખુરશી નીચે તપાસે, જાણે કોઈને (દેવુભાઈને) શોધતાં હોય. ભરતભાઈને કાંતાકાકીનું વર્તન જરાય વિચિત્ર લાગે નહીં.*

ભરતભાઈ : આવો આવો, કાંતાભાભી. હું હમણાં તમારે ત્યાં જ આવતો હતો. મારે દેવુભાઈનું અરજન્ટ કામ પડ્યું છે.

કાંતાકાકી : *(છણકો કરતાં)* તમારા ભાઈ આજકાલ ઘરે ક્યાં દેખાય જ છે ?

ભરતભાઈ : *(ભોળા બનીને)* હું સમજ્યો નહીં.

કાંતાકાકી : નાહક ભોળા નહીં બનો. તમને ખબર છે એમની બે નંબરની બાયડી વિશે.

ભરતભાઈ : *(ભોળા અને નિર્દોષ બનીને)* બે નંબરની બાયડી ?

કાંતાકાકી : પેલી ડાકણ ! અનિલા કામદાર !

ભરતભાઈ : *(હજી ભોળા અને નિર્દોષ)* કોણ?

કાંતાકાકી : *(આસપાસ જોઈચકાસી ભરતભાઈને કાનમાં)* જુઓ ભરતભાઈ ! તમે આ ડાકણ શોધી આપો તો હું તમારા જિતુનેય અમેરિકા મોકલી આલીશ.

ભરતભાઈ : *(શંકાશીલ)* થેન્ક યૂ, ભાભી. પણ... આ તો ગંભીર મામલો કહેવાય. અને નાજુક. ભાઈભાભીની વાતમાં મારાથી કેમ માથું મરાય ?

કાંતાકાકી : *(સાડીની ગાંઠમાંથી નોટોની થપ્પી કાઢતાં)* આ લો. પચાસ હજાર રોકડા. બાકીના કામ પતી ગયા પછી.

ભરતભાઈ : *(થપ્પી ગજવામાં નાખતાં)* હવે મરાય. મહિનામાં એનું નામસરનામું તમને પહોંચતું કરું છું.

*કાંતાકાકી મલકાય. જવા લાગે.*

કાંતાકાકી : તમારા ભાઈને નહીં કહેતા. મારા બાપુજી પાસેથી લઈ આવી છું.

ભરતભાઈ : *(દરવાજે વળાવતાં)* અને તમેય ભાઈને નહીં કહેતા કે જિતુને અમેરિકા મોકલવાના પૈસા મારી પાસે ક્યાંથી આવ્યા.

*કાંતાકાકી જાય, પાછળ ભરતભાઈ અને ઘર પણ જાય.*

રસ્તો

દેવુભાઈ : મારી સલાહ મેળવી ભરતભાઈએ યોગેશને ઈમેઇલ કર્યો. Mother serious. Come soon. યોગેશ ધ્રૂજી ઊઠ્યો. તરત એણે બે અઠવાડિયાંની લીવ લીધી. ઇન્ડિયન સ્ટોરમાં જઈને શૉપિંગ કર્યું. મુંબઈ તાબડતોબ પહોંચવા મોંઘીદાટ ટિકિટ લીધી. ભરતભાઈ સહાર ઍરપોર્ટ પર રાહ જોતા હતા.

*ભરતભાઈ પ્રવેશે. ઍરપોર્ટ પર સનને રિસીવ કરવાનાં ઇક્ઝીટાઇટ કપડાંમાં સુસજ્જ.*

દેવુભાઈ : યોગેશને કસ્ટમમાં બહુ ટાઇમ ન લાગ્યો. આપણી લાગવગ ખરી ને ! અકબંધ માલમલીદા સાથે બહાર આવ્યો.

*લગેજથી લદાયલો ચોવીસેક વર્ષનો યોગેશ પટેલ પ્રવેશે. થ્રી-પીસ સૂટનો ઠસ્સો*

*ભૂલી જઈ ભરતભાઈને ગદગદ થઈ પગે પડે અને ભેટી પડે. ભરતભાઈની પણ આંખો ભીની થઈ જાય.*

યોગેશ : *(લાગણીવશ)* પપ્પા ! મમ્મીને શું થયું ?

ભરતભાઈ : કાંઈ નહીં. એય...ને ઘેર બેઠી તારી રાહ જુએ છે.

યોગેશ : *(સ્તબ્ધ)* એટલે મમ્મી ઑલરાઈટ છે ?

ભરતભાઈ : એકલા હાથે નાતનું જમણ રાંધે એટલી ઑલરાઇટ છે.

યોગેશ : પણ તમે તો ઈમેઈલમાં લખેલું કે...

ભરતભાઈ : આ ગોરી મડમડી કોણ છે ?

યોગેશ : મડમડી ?

ભરતભાઈ : ગર્લફ્રેન્ડ !

યોગેશ : એ ? એ તો – એક ફ્રેન્ડ છે જે ગર્લ પણ છે.

ભરતભાઈ : જસુભાઈએ મને બધી વિગતો લખી છે. સાંભળ યોગેશ. વરસને વચલે દાડે તું સેવપૂરી ખાઈ લે એનો કોઈને વાંધો નથી. પણ ચટણીનો સ્વાદ જીભે ચડી જાય એટલે કંઈ ભેળવાળા ભૈયા સાથે સંસાર ન મંડાય. મારી વાત માન. ગોરી પ્રજામાં ભરમાવા જેવું નથી. ઘર માંડવા માટે તો ગુજરાતણ જોઈએ ગુજરાતણ. મેં ફેંસલો કરી દીધો છે. તારે અમેરિકા પાછા જવું હોય તો લગ્ન કરીને જવું પડશે.

યોગેશ : *(ભારપૂર્વક)* મારે અમેરિકા પાછા જવું છે.

ભરતભાઈ : ડાહ્યો છે.

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* ભરતભાઈએ પેપરનું કટિંગ દેખાડ્યું. યોગેશ પટેલની મેટ્રિમોનિયલ એડર્વટિઝમેન્ટ. લખેલું, ટૂંક સમય માટે આવે છે. ગ્રીન કાર્ડ ધરાવે છે. સાથે યોગેશનો ટાઈ પહેરેલો પાસપોર્ટ ફોટો પણ હતો.

યોગેશ : પપ્પા ! પણ આના પછી મેં હેરસ્ટાઇલ ચેન્જ કરી છે !

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* જાહેરાતમાં ખાસ લખ્યું હતું કે જ્ઞાતિબાધ નથી. ભરતભાઈની ગણતરી હતી કે જેનો બાપ સહુથી વધુ દાયજો આપે એની દીકરી સાથે યોગેશનું ડન કરવું. પટેલના જ પૈસા લેવા એવી એમની જીદ નહોતી.

ભરતભાઈ : *(દેવુભાઈને)* અને આમેય નોટોની ક્યાં કોઈ કાસ્ટ હોય છે ?

દેવુભાઈ : *(ભરતભાઈને)* સાવ સાચી વાત, ભરતભાઈ.

ભરતભાઈ : *(યોગેશને)* તારા મેરેજનું બધું પ્લાનિંગ થઈ ગયું છે.

યોગેશ : યાહ ?

ભરતભાઈ : બધું ફિક્સ છે. હોલ, તારીખ, બ્રાહ્મણ, મૂરત, બધું. આ જાહેરાતના એકસો છોંતેર જવાબ આવ્યા છે. એમાંથી તારે કોઈ પણ એક પસંદ કરવાની છે. તારી પાસે દસ દિવસ છે.

યોગેશ : એટલે મારે ડેઈલી સાડી સત્તર છોકરીઓ જોવાની ? બૉયોબૉય !

ભરતભાઈ : તોય એક વધશે !

*ભરતભાઈ બહાર જાય, યોગેશ લગેજના નંગ ગણે.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* ભરતભાઈ પ્રિપેઈડ ટૅક્સીના કાઉન્ટર પર પૈસા ભરવા ગયા તે દરમ્યાન...

*વીસેક વર્ષનો છોકરો પ્રવેશે. હાથમાં પુસ્તક. યોગેશની આજુબાજુ ભમે.*

છોકરો : Last copy! Last copy! જ્યોતિષની નજરે કન્યાની પસંદગી ! જ્યોતિષની નજરે કન્યાની પસંદગી !

યોગેશ : What's that?

છોકરો : Last copy! Last copy! જ્યોતિષની નજરે કન્યાની પસંદગી ! Five Dollars!

યોગેશ : Dollars?

છોકરો : NRI માટે special edition છે.

*પુસ્તક યોગેશને જોવા આપે.*

યોગેશ : બૉયોબૉય !

ભરતભાઈ : *(અવાજ)* યોગેશ ! કોની રાહ જુએ છે ?

યોગેશ : આવ્યો, પપ્પા ! *(ગજવામાંથી નોટ કાઢી, છોકરાને)* મારી પાસે દસ ડૉલરનું બિલ છે.

છોકરો : *(સ્મિત સાથે નોટ આંચકી લેતાં)* મારી પાસે છુટ્ટા નથી. *(જતાં જતાં શર્ટમાંથી બીજું પુસ્તક કાઢે)* Last copy! Last copy! જ્યોતિષની નજરે કન્યાની પસંદગી ! જ્યોતિષની નજરે કન્યાની પસંદગી !

*યોગેશ છોકરાને જતો જોઈ રહે.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* ભરતભાઈને દુકાને ઉતારી ટૅક્સીમાં જ યોગેશ વાંચવા લાગ્યો, જ્યોતિષની નજરે કન્યાની પસંદગી ! એને જાણવા મળ્યું કે છોકરીઓની બાર વરાઈટી હોય. અને ગુજરાતીઓનાં નામ રાશિ પરથી હોય એટલે છોકરીના નામના પહેલા અક્ષરથી એની રાશિ ખબર પડી જાય.

યોગેશ : *(દેવુભાઈને)* બારે બાર વરાઇટી ડાયનામાઇટ લાગે છે. પણ મારે બારમાંથી કોઈ પણ એક સિલેક્ટ કરીને એની સાથે લાઇફલોંગ રહેવાનું છે.

દેવુભાઈ : *(યોગેશને)* સાવ સાચું.

યોગેશ : પણ હુંય વેપારીનો દીકરો છું. પહેલાં હું બારેબાર વરાઇટી ચકાસી જોઈશ. બને તો સેમ્પલ કરીશ ને પછી છેલ્લે એક સિલેક્ટ કરીશ. જે બેસ્ટ હોય તે. દસ દિવસ છે ને ? હું દિવસની બે છોકરી જોઈશ ને અઠવાડિયામાં તો મારું ડન થઈ જશે. બૉયોબૉય !

દેવુભાઈ : અને પેગીનું શું ?

યોગેશ : પપ્પા બોલ્યા, સાંભળ્યું નહીં ? વરસને વચલે દાડે સેવપૂરી ખાઈએ એનો કોઈને વાંધો નથી...

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* બૉયોબૉય ! ઘરે પહોંચ્યો ત્યારે યોગેશ પેગીના વિચારોમાં ખોવાયેલો હતો.

*દેવુભાઈ જાય.*

*ઘર પ્રવેશે અને સાથે મમ્મી પણ. મમ્મીની ઉંમર પચાસેક, ઘરમાં પહેરવાની સાડી.*

યોગેશ : મમ્મી ! હું તારો જ વિચાર કરતો હતો !

*યોગેશ પગે લાગે. મમ્મી આશીર્વાદ આપી, યોગેશને ઊભો કરી ભેટે.*

યોગેશ : મને તારી એટલી ચિંતા થઈ ગઈ'તી ! તું કેમ છે ?

મમ્મી : દીકરા ! મને કાંઈ નથી થયું પણ *(યોગેશને પગથી માથા સુધી જુએ)* તું સાવ સુકાઈ ગયો છે. અહીં બેસ. હમણાં તારા માટે ચાનાસ્તો લઈ આવું.

*મમ્મી જાય, યોગેશ હેતથી જૂનું ઘર નવી નજરે જુએ. જિતુ પ્રવેશે.*

જિતુ : યોગેશ !

યોગેશ : જિતુભાઈ ! હાઉ આર યૂ ?

*યોગેશ શેકહેન્ડ કરવા જાય, જિતુ પોતાના પગ તરફ ચીંધે, યોગેશ પગે લાગવા જાય, જિતુ એને રોકી લે, બે ભાઈઓ આનંદથી ભેટે.*

યોગેશ : જિતુભાઈ ! ભાભી કેમ છે ?

જિતુ : મારા માટે શું લાવ્યો છે ? જલદી આપ... હમણાં દેવુકાકા આવે છે !

યોગેશ : *(બેગ ચીંધતાં)* આ બધું તમારા ને ભાભી માટે !

જિતુ : વાહ !

*બેગ ઉપાડી બહાર નીકળે એટલામાં દેવુભાઈ પ્રવેશે. 'દેવુભાઈ' પ્રેક્ષકો સાથે જેટલી નિરાંતે વાતો કરે છે એટલા જ બ્રિસ્કલી 'દેવુકાકા' યોગેશ સાથે. યોગેશ સાથે એ સતત બિઝી બિઝનેસમેનની અદાથી વર્તે.*

યોગેશ : *(પગે લાગતાં)* દેવુકાકા !

દેવુકાકા : *(આશીર્વાદ આપતાં)* વેલકમ યોગેશ ! જો. આ છે રિસ્પોન્સ ફાઈલ. આમાં બધી કન્યાઓનાં નામસરનામાં, વિગતો અને ફોટા છે. હાંસિયામાં મારી કોમેન્ટ છે.

યોગેશ : *(ફાઈલ જોતાં)* 25L, 50L, 75L આ શું છે ?

દેવુકાકા : એ પાર્ટી પાસેથી કેટલી આશા રાખી શકાય એનો આંકડો.

યોગેશ : ઓહ. એટલે આ પચીસ લાખ છે, આ પચાસ લાખ છે !

દેવુકાકા : હા.

યોગેશ : પણ હું દહેજ નહીં લઉં.

દેવુકાકા : પણ તારે ક્યાં લેવાનો છે ? તારા બાપાએ લેવાનો છે.

યોગેશ : તો હું એમને નહીં લેવા દઉં. એ મારા પ્રિન્સિપલ્સની અગેન્સ્ટ છે.

દેવુકાકા : દીકરા, આ ઇન્ડિયા છે. આપણને પ્રિન્સિપાલ શું, પ્યૂનેય ન પોસાય.

યોગેશ : ના કહ્યું ને ? ના એટલે ના !

દેવુકાકા : અસલ તારા કાકા પર પડ્યો છે !

યોગેશ : એ જે હોય તે ! અને હું ફક્ત બાર છોકરીઓને મળીશ. દરેક રાશિની એક. આ એકસો છોંતેરમાંથી કઈ બાર એ તમારે નક્કી કરવાનું.

દેવુકાકા : યેહ ! આને કહેવાય વરરાજાનો ઠસ્સો !

યોગેશ : અને મારે કોઈ છોકરીનાં સગાંબગાંને નથી મળવું. આમેય દેવુકાકા, એટલો ટાઇમ ક્યાં છે આપણી પાસે ?

દેવુકાકા : યેહ ! આ ભત્રીજો મારા સિવાય બીજા કોઈનો ન હોય !

યોગેશ : તો આ બધું કેવી રીતે ફિક્સ કરશો ?

દેવુકાકા : બધું ફિક્સ જ છે. તારે સવારથી સાંજ ફાઇવ સ્ટાર કૉફી શૉપમાં બેસવાનું મારી સાથે. ત્યાં એક પછી એક સુંદરીઓ આવીને આપણને મળશે. કેવું લાગ્યું આપણું પ્લાનિંગ ?

યોગેશ : હાઇક્લાસ.

દેવુકાકા : *(ફાઈલ જોતાં)* તો કાલે સવારે તને પહેલી છોકરી મળશે. અંજલિ પટેલ. રાશિ મેષ.

*દેવુકાકા અને યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં મેષકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : મેષકન્યા અત્યંત વફાદાર હોય છે. કોઈ પુરુષ એની નજરમાં જલદી વસતો નથી પણ વસ્યા પછી આજીવન એને પોતાના બાહુપાશમાં જકડી રાખે છે. કાચાપોચા પુરુષે એની સાથે પાનું પાડતાં બે વખત વિચાર કરવો... બારે રાશિમાં મેષકન્યા સૌથી વધુ જલદ ગણાય છે. અણિયાળું નાક, ચકોર આંખો, સુડોળ બદન અને ધારદાર હોઠ એનાં સામુદ્રિક લક્ષણો છે...

*મેષકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં કૉફી શૉપ પ્રવેશે.*

### કૉફી શૉપ

*એક ટેબલે સૂટેડબૂટેડ યોગેશ અને અપટૂડેટ દેવુકાકા બેઠા છે – એટલામાં સૂટેડબૂટેડ કચરભાઈ (ઉં. ૫૫) અને બે ડગલાં પાછળ ભારે સાડી અને આભૂષણોમાં સજ્જ રશ્મિ (ઉં. ૫૦) પ્રવેશે. તેઓ ફાઇવ સ્ટાર કૉફી શૉપમાં પહેલી વાર પધાર્યાં છે. દેવુકાકા અને યોગેશ ઊભા થાય.*

દેવુકાકા : કચરભાઈ પટેલ, નહીં ?

કચરભાઈ : Yes. Myself Kacharભઈ. Yourself?

દેવુકાકા : Myself Devuભઈ.

કચરભાઈ : Good. Good.

દેવુકાકા : And your good-self, Bhabhi?

કચરભાઈ : Herself my wife Rasmiben.

દેવુકાકા : Good morning Rasmiben. Your ડોટર not with you?

રશ્મિબેન : મારા રોયા ! ગોટપીટ ગોટપીટ શાનો કરે છે ? ગુજરાતીમાં બોલ ને !

કચરભાઈ : *(સાઇડ પર લઈ જઈને)* Keep quiet, Rasmi.

રશ્મિબેન : હેં ?

કચરભાઈ : *(ધીમે)* ચૂપ મર ને ! અમેરિકાનો છોકરો છે. એને લાગવું જોઈએ કે

આખા ફેમિલીને અંગ્રેજી આવડે છે ! *(પાછાં આવીને)* Anjali – my ડોટર – coming here just now. જરા ફ્રેશ થવા ગઈ છે.

દેવુકાકા : કેમ ? એ ફ્રેશ નથી ?

કચરભાઈ : અંજલિ તો ફ્રેશ જ છે. પણ આટલી ગરમી છે ને ! So hot! એટલે મેકઅપ ને બધું જરા ટચ કરવા ગઈ છે. *(ટૉપિક બદલતાં યોગેશને ચીંધે)* આ ભાઈ કેન્ડિડેટ છે ?

યોગેશ : *(શેકહૅન્ડ માટે હાથ ઑફર કરતાં)* Y. B. Patel.

કચરભાઈ : Why કેમ ? Be a Patel because it is the best thing in આખ્ખી દુનિયા.

*ઝંખવાણો પડી યોગેશ હાથ પાછો લઈ લે.*

દેવુકાકા : મારા નાના ભાઈનો નાનો બાબો.

કચરભાઈ : *(ગોખેલું)* Please to meet you.

*દરમ્યાનમાં અંજલિ પ્રવેશે. ઉંમર વીસેક. ફિલ્મી હેપ પોષાક. આવીને નીચું જોતી રશ્મિની પાછળ ઊભી રહે. પળભર યોગેશ અને દેવુકાકા એને જોયા કરે. કચરભાઈ એને આગળ લાવી ઓળખાણ કરાવે.*

કચરભાઈ : યોગેશ પટેલ. અંજલિ કચરભાઈ પટેલ. Speak top Englis. Speak બેટા, speak.

અંજલિ : *(શરમાઈને)* નમસ્તે.

કચરભાઈ : જોયું ?

રશ્મિબહેન : *(યોગેશને)* પટેલ એટલે તમે મૂળ ક્યાંના ? પાંચગૉમના કે બારગૉમના ?

દેવુકાકા : હું છું ને, રસ્મીભાભી ! બધા સવાલો તમે મને પૂછો. તમને બધા જવાબો મારી પાસે મળશે. દરમ્યાનમાં આપણે આ બાળકોને નિરાંતે વાતો કરવા દઈએ ?

કચરભાઈ : Why not? Children feel boring in elder talks.

*કચરભાઈ, દેવુકાકા અને રશ્મિબહેન કૉફી શૉપની બહાર જવા લાગે. યોગેશ અને અંજલિ ત્યાં જ ઊભાં રહે – એકમેકને જોતાં.*

કચરભાઈ : *(બહાર જતાં)* So. How much you want for him?

દેવુકાકા : *(બહાર જતાં)* Formality over?

કચરભાઈ : Yes.

દેવુકાકા : Want to talk business?

કચરભાઈ : Yes.

દેવુકાકા : Then talk Gujarati.

કચરભાઈ : *(બહારથી)* એ વાત સાચી, દેવુભઈ. વેપાર માટે ગુજરાતી જેવી કોઈ ભાસા નહીં, હોં !

*યોગેશ ટેબલ તરફ જાય. બેસવા જાય. ન બેસે.*

યોગેશ : After you.

અંજલિ : No no. You first.

યોગેશ : That's okay, after you.

અંજલિ : No. You first.

*યોગેશ બેસી જાય.*

યોગેશ : Okiedokie. Me first. You second.

*અંજલિ બેસી જાય.*

અંજલિ : Thank you.

યોગેશ : You're welcome.

અંજલિ : No mention.

*યોગેશ સ્તબ્ધ.*

યોગેશ : Why not?

અંજલિ : It's okay!

*યોગેશને સમજાય કે અંજલિ પણ નર્વસ છે.*

યોગેશ : *(સસ્મિત)* તને ઓકે હોય તો મનેય ઓકે છે.

અંજલિ : મને પણ.

*એક પળ શાંતિ.*

યોગેશ : પીપલ મને યોગેશ કહે છે.

અંજલિ : મને ખબર છે.

યોગેશ : રિયલી ?

અંજલિ : અને મને ખબર છે તને ખબર છે કે પીપલ મને અંજલિ કહે છે.

યોગેશ : અંજલિ. Good to meet you.

અંજલિ : Thank you.

યોગેશ : You're welcome.

અંજલિ : No mention.

*એક પળ શાંતિ.*

યોગેશ : Okay, okay. અંજલિ. તું સ્કૂલમાં જાય છે ?

અંજલિ : સ્કૂલ ફિનિશ થઈ ગઈ. ફાધર કૉલેજની અગેઇન છે. Boys and all... you know.

યોગેશ : ઓકે ! એટલે તું આમ ડેટ્સ પર ન જાય ?

અંજલિ : કેમ નહીં ? હું તો બધી ડેટ્સ પર જાઉ... First, Second... all dates, up to Thirty First!

યોગેશ : I don't mean — એવી dates નહીં.

અંજલિ : આઇ નો. પણ ટ્યૂઝડે આઇ ડોન્ટ ગો આઉટ. ઉપવાસ. વ્રત. એટલે બધી ડેટ્સે બહાર જવાનું પણ ટ્યૂઝડેટે ક્યાંય નહીં.

*એક પળ શાંતિ.*

યોગેશ : ઓકે. તારા ફ્રેન્ડ્ઝ વિષે કંઈ કહે...

અંજલિ : મારે બહુ ફ્રેન્ડ્ઝ નથી.
યોગેશ : No boyfriends?
અંજલિ : No.
યોગેશ : No girlfriends?
અંજલિ : એકબે છે.
યોગેશ : Good.
અંજલિ : અને તારે ?
યોગેશ : મારે ? શું ?
અંજલિ : તારે બહુ બધી ગર્લફ્રેન્ડઝ છે ?
યોગેશ : ના. એટલે હા. એટલે ના. એટલે ના. બહુ બધી નથી. પણ હા, એક છે.
અંજલિ : આપણાં મેરેજ થાય પછી શું...?
યોગેશ : આપણાં... મેરેજ ?
અંજલિ : હા !
યોગેશ : આપણાં મેરેજ... પછી ?
અંજલિ : હા !
યોગેશ : We start afresh!
અંજલિ : પણ હું હમણાં જ બાથરૂમમાં ફ્રેશ થઈને આવી !

*એક પળ શાંતિ.*

યોગેશ : ના અંજલિ. એને કહેવાય, You 'freshened up' in the bathroom!
અંજલિ : હા. up-down-everywhere. All fresh.
યોગેશ : બૉયોબૉય !

*એક પળ શાંતિ.*

અંજલિ : યોગેશ ! તું નોનવેજ ખાય કે ?
યોગેશ : ના. તું ?
અંજલિ : બડેમિયાંમાં ખાધું છે. પપ્પામમ્મીને ખબર નથી.
યોગેશ : નૉનવેજ ખાય છે. ગુડ. ડ્રિન્ક્સ લે છે ?
અંજલિ : સ્કોચ બહુ ભાવે... તેં તો વાઇન પણ ટેસ કર્યો હશે ને ?
યોગેશ : હા, પણ ડેટ્સ પર જાઉં ત્યારે બિયર વધુ ફાવે.
અંજલિ : હું પણ બધી ડેટ્સ પર બિયર જ પીઉં. એક્સપેક્ટ ટ્યૂઝડેટ્સ. સોરી. એક્સેપ્ટ ટ્યૂઝડેટ્સ.
યોગેશ : હા. મને યાદ છે. ઉપવાસ. વ્રત.

*એક પળ શાંતિ. યોગેશ કોટ કાઢી બાજુની ખુરશી પર ગોઠવે. અંજલિને શર્ટના ખિસ્સામાં સિગરેટનું પેકેટ દેખાય.*

અંજલિ : You drink cigarettes?
યોગેશ : ઓ ? સ્મોકિંગ ? ક્યારેય નહીં. Never. *(એની નજર અંજલિની નજરને અનુસરે)* એટલે ક્યારેક ક્યારેક. પાર્ટીમાં કે એમ. તારે પીવી છે ?

અંજલિ : કેવી રીતે? પપ્પામમ્મી જોઈ જાય તો?

યોગેશ : *(આજુબાજુ જોઈ)* એમને નહીં દેખાય. અને કોઈ અહીં આવે તો કહીશ, હું પીતો હતો.

*યોગેશ અંજલિને સિગરેટ આપે. અંજલિ સિગરેટ હોઠે મૂકે. યોગેશ પોતાની સિગરેટ લાઈટ કરી અંજલિની સિગરેટ લાઈટ કરવા જાય. જુએ કે અંજલિએ સિગરેટ મોઢામાં ઊંધી મૂકી છે. એની સિગરેટ ચત્તી કરી આપી લાઈટ કરે. અંજલિ સ્ટાઈલમાં કશ લેવા જાય અને ઉધરસ ખાતી બેવડ વળી જાય. એની સિગરેટ તો ક્યાંય ઊડી જાય. યોગેશ બંને સિગરેટ બુઝાવી અંજલિની પીઠે હાથ થપથપાવે. અંજલિની ઉધરસ શમી જાય.*

યોગેશ : તેં ક્યારેય સિગરેટ નથી પીધી ને?

અંજલિ : *(રડમસ)* ના.

યોગેશ : ને તેં ક્યારેય નૉનવેજ કે દારૂને હાથ નથી લગાડ્યો ને?

અંજલિ : *(રડમસ)* ના.

યોગેશ : અને તું ઈંગ્લિશ ગોખીને આવી છે ને?

અંજલિ : *(રડમસ)* મેં ને પપ્પાએ બે દિવસનું ટ્યૂશન રાખેલું.

યોગેશ : તમને એમ કે અમેરિકાથી આવેલા છોકરાને ઈંગ્લિશ બોલતી, સ્મોકિંગડ્રિન્કીંગ નૉનવેજ છોકરી ગમે?

અંજલિ : *(રડમસ)* હા.

યોગેશ : એટલે તમે જુઠ્ઠું બોલ્યાં?

અંજલિ : *(રડી પડવાની અણીએ)* તું એંગ્રી થઈ ગયો?

યોગેશ : *(મોટેથી)* ગુજરાતીમાં બોલ!

અંજલિ : ઓકે! – સોરી!

યોગેશ : *(હસી પડતાં)* Actually હું પણ બહુ નર્વસ હતો. It's okay. You're nice.

અંજલિ : I like you also lots of very much.

યોગેશ : Thank you.

અંજલિ : You're welcome.

યોગેશ : No mention.

*એક પળ શાંતિ. અંજલિ સ્માઈલ આપે, જાય. યોગેશ જોઈ રહે. દેવુકાકા પ્રવેશે.*

દેવુકાકા : તો? અંજલિ કેવી રહી?

યોગેશ : Outta sight.

દેવુકાકા : મારે તને influence નથી કરવો પણ કચરભાઈ આજે આપણા સમાજમાં બહુ મોટી પાર્ટી ગણાય.

યોગેશ : ચિંતા નહીં કરો. હું influence નથી થતો.

દેવુકાકા : ગુડ બૉય. કાકા પર પડ્યો છે. હવે સાંભળ. આજે વૃષભ અવેલેબલ નથી. એનો પગ મોચવાઈ ગયો છે. એટલે મેં તુલાનું ગોઠવી આપ્યું છે. અચાનક

નક્કી થયું એટલે છોકરીનાં મામામામી સાથે નહીં આવી શકે. એટલે આપણે એને અહીંયાં એકલા મળવાનું છે.

યોગેશ : પણ દેવુકાકા ! અહીંયાં તમારું પણ શું કામ છે. હું છું ને ? I'll manage!

દેવુકાકા : મારી વાત સાચી હતી. તું ખરેખર મારા પર પડ્યો છે.

યોગેશ : આવજો.

દેવુકાકા : તો ગાડી ને ડ્રાઇવર તારા માટે મૂકી જાઉં છું... તને ક્યાંક બહાર ફરવા જવાનું મન થાય તો...

યોગેશ : મારે કોઈની જરૂર નથી.

*દેવુકાકા કોઈ રોમૅન્ટિક ગીત ગણગણતા બહાર જાય. યોગેશ કોટ પહેરી ખુરશી પર ગોઠવાઈ મેનૂ વાંચે એટલામાં મગનલાલ પ્રવેશે. ડ્રાઇવરનો યુનિફોર્મ. ઉંમર યોગેશ જેટલી જ.*

મગનલાલ : સર ! તમારા અંકલ કહે છે કે આજે તમને મારું વર્ક નથી ?

યોગેશ : તમે કોણ ?

મગનલાલ : ડ્રાઇવર મગનલાલ વાઘેલા, સર. તમને હું જ ડ્રાઇવ કરીને અહીં લાયો.

યોગેશ : ધેટ્સ રાઇટ. આજે તારે હાફ હૉલિડે.

મગનલાલ : ગાડીના કામમાં આપડે એક્સપર્ટ છીએ, સર. સર્ટિફાઇડ મોટર મિકેનિક.

યોગેશ : ગૂડ.

મગનલાલ : ત્યાં અમેરિકામાં મોટર મિકેનિક કેટલું કમાય ?

યોગેશ : શું ?

મગનલાલ : ત્યાં અમેરિકામાં...

યોગેશ : વીસપચીસ ડૉલર. કલાકના.

મગનલાલ : એટલે અમેરિકામાં તો જલસી છે નહીં, સર ?

યોગેશ : શું ?

મગનલાલ : એટલે અમેરિકામાં તો...

યોગેશ : હા. હા.

મગનલાલ : જો તમે મને સ્પોન્સર કરો તો હું તમને પચીસ ડોલરના વીસ ટકા આપું. ટ્વેન્ટી પરસન્ટ.

યોગેશ : કયા પચીસ ડૉલર ?

મગનલાલ : કેમ ? હમણાં તમે જ કહ્યું ને, સર ? હું દિવસના સોળ કલાક કામ કરીશ. રાત પડે તમારે એંસી ડોલર ગણી લેવાના.

યોગેશ : વાઘેલા ! આ બધું એટલું સહેલું નથી. બહુ કોમ્પ્લિકેટેડ હોય.

મગનલાલ : પણ તમે ટ્રાઇ તો કરશો ને ?

યોગેશ : લેટ્સ સી.

*યોગેશ મેનૂ વાંચવા લાગે. કમને મગનલાલ જવા લાગે. અડધેથી અટકીને પાછો આવે.*

મગનલાલ : સર, એ વાત સાચી છે કે ડોલરનો ભાવ અડતાલીસ રૂપિયા છે ?

યોગેશ : બ્લૅકમાં તો પચાસથીય વધારે છે.

મગનલાલ : એ તો કેવી એન્જોયની વાત છે ! હું અમેરિકામાં જેટલા દિવસ રહું, તમારા પર ડે ચાર હજાર રૂપિયા તો ફિક્સ !

યોગેશ : શું ? હા. પણ એ બધું એટલું સિમ્પલ નથી.

મગનલાલ : પણ તમે પહોંચી વળશો ને ?

યોગેશ : આપણે પછી વાત કરીએ. આજે તું જા અને તારો હૉલિડે એન્જૉય કર !

મગનલાલ : થેંક્યૂ, સર.

*યોગેશ મેનૂ વાંચવા લાગે. કમને મગનલાલ જવા લાગે. અડધેથી અટકીને પાછો આવે.*

મગનલાલ : હું ખાસ તમને એ કહેવા આવ્યો, સર, કે હું ફક્ત હૉલિડે જ નહીં, વર્ક પણ એન્જોય કરું છું.

યોગેશ : *(મક્કમ)* હા. સમજી ગયો. જા.

મગનલાલ : આમાં કંઈ ગેરસમજ ન થવી જોઈએ. શું છે ? હું આ બધા બૅન્કસ્ટાફ જેવો નથી. Only enjoying holiday. No enjoying work. હું બંને એન્જોય કરું છું. જાઉં છું, સર.

*મગનલાલ જાય. યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં તુલાકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : તુલાનો રાશિપતિ શુક્ર તુલાકન્યાને તનથી ઉત્તેજક અને મનથી ચંચળ બનાવે છે. ઊજળો તેજસ્વી વાન, વેધક નેત્રો, મોહક છટા તથા રુચિપૂર્ણ પોશાક આબાલવૃદ્ધ પુરુષો માટે સાક્ષાત્ કામદેવના પુષ્પધનુ જેવાં અસરકારક નીવડે છે. કંઈ પણ તુચ્છ તુલા સામે ટકતું નથી. આ કન્યા સામે આંખ માંડનાર પુરુષે પહેલાં પોતાની લાયકાત તપાસી લેવી જોઈએ...

*તુલાકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં મેનૂ વાંચતો યોગેશ કૉફી શૉપમાં દેખાય. રોહિણી (ઉં. ૨૩) પ્રવેશે. વેસ્ટર્ન કપડાં, સ્ટાઇલિશ પણ અન્ડરસ્ટેટેડ. ચાલમાં આત્મવિશ્વાસ. યોગેશ પાસે જઈ ઊભી રહે.*

## કૉફી શૉપ

રોહિણી : યોગેશ બી. પટેલ. રાઇટ ?

યોગેશ : *(રોહિણીને જોતાં વેંત ઊભો થાય)* તમને કેવી રીતે ખબર પડી કે...

રોહિણી : *(યોગેશની સામેની ખુરશી પર બેસતાં)* સિમ્પલ. આટલી ગરમીમાં સૂટ અમેરિકનો જ પહેરે.

યોગેશ : *(કૃત્રિમ હાસ્ય સાથે કોટ કાઢે, બાજુની ખુરશી પર લટકાવે)* રાઇટ, રાઇટ ! *(પોતાની ખુરશી પર બેસતાં)* અને તમે ?

રોહિણી : રોહિણી. રોહિણી શાહ.

યોગેશ : Hi, baby!

રોહિણી : Yah. Hi.

*વેઈટર આવી રોહિણીને મેનૂ આપે.*

રોહિણી : *(મેનૂ જોયા વિના)* I'll have my coffee black. No sugar, no milk, please.

યોગેશ : સેઈમ.

વેઈટર : જી સર.

રોહિણી : યોગેશ, અહીંની Pastries try કરવા જેવી છે. They're delicious અને તારે થોડું વજન વધારવાનીય જરૂર છે.

યોગેશ : મને પેસ્ટ્રીઝ નથી ભાવતી.

રોહિણી : છતાં ઑર્ડર તો આપ. હું પાઈનેપલ લઈશ.

યોગેશ : You heard the lady.

*વેઈટર જાય. એક પળ શાંતિ – જે દરમ્યાન રોહિણી પર્સમાંથી કૉમ્પેક્ટ કાઢી મેકઅપ ટચ અપ કરે અને યોગેશ રોહિણીને મુગ્ધ ભાવે જોયા કરે.*

યોગેશ : રોહિણી.

રોહિણી : હં ?

યોગેશ : હું તમને તું કહી શકું છું ?

રોહિણી : It's a free country.

યોગેશ : રોહિણી, તું કેવી... કેવી... સ્માર્ટ અને સુંદર છે.

રોહિણી : કંઈ નવું કહે, ચલ.

યોગેશ : ના ના. I mean it. You're... you're...

*એક પળ શાંતિ.*

રોહિણી : *(મસ્તી)* તું અત્યાર સુધી કેટલી છોકરીઓને મળ્યો છે ?

યોગેશ : તું બીજી છે.

રોહિણી : *(મસ્તી)* જો તારે યાદગાર બની જવું હોય તો તું જે જે છોકરીને મળે એ બધી પર આ લાઈન જરૂર વાપરજે.

યોગેશ : કઈ લાઈન ?

રોહિણી : એ જ કે 'તું એકદમ સ્માર્ટ અને સુંદર છે !' સ્ત્રીના જીવનમાં બહુ ઓછાં વર્ષ આવી લાઈન સાંભળવા મળતી હોય છે.

*વેઈટર પ્રવેશે. ટેબલ પર વાનગીઓ ગોઠવે.*

યોગેશ : પણ શક્ય છે કે હું કોઈ બીજી છોકરીને ન પણ મળું. *(રોમૅન્ટિક અંદાજ)* Who knows? કદાચ આપણું જ કંઈ ફિક્સ થઈ જાય.

રોહિણી : *(પેસ્ટ્રી ઊંચકતાં)* No chance.

*વેઈટર અને યોગેશની આંખ મળે. સ્મિત આપી વેઈટર જાય. યોગેશ ધૂંઆંફૂંઆં. રોહિણી પેસ્ટ્રી ખાય.*

રોહિણી : ડિલિશ્યસ. આ પેસ્ટ્રી ટ્રાય તો કર.

યોગેશ : *(ઉશ્કેરાઈને)* કેમ no chance? હું રિતિક રોશન જેવો દેખાતો નથી એટલે ?

રોહિણી : *(શાંતિથી)* આમિર ખાન.

યોગેશ : હં ?

રોહિણી : મારો ફૅવરિટ ઍક્ટર આમિર ખાન છે. He is a perfectionist and he is perfect.

યોગેશ : *(ઊભો થઈ જાય)* એટલે તારો મારી સાથે પ્રૉબ્લમ એ છે કે હું આમિર જેવો દેખાતો નથી ?

રોહિણી : મને ખબર હતી તું એના જેવો નથી દેખાતો... મેં એડમાં તારો ફોટો જોયેલો ! પણ તું તારા ફોટા કરતાં ઘણો ક્યૂટ દેખાય છે ! Really! I think it's your new hairstyle!

યોગેશ : *(બેસતાં)* થેંક્યૂ.

રોહિણી : પણ ક્યૂટ છોકરાઓ મને બહુ બોર કરે. સૅન્ડવિચ ખાશે ?

યોગેશ : *(સ્તબ્ધ)* સૅન્ડવિચ ?

રોહિણી : અહીં અદ્દ્ભુત ઑપન સૅન્ડવિચ બનાવે છે.With real Swiss cheese, grilled golden brown. ટેસ્ટ કરી જો. મજા પડી જશે.

યોગેશ : *(ગુસ્સે)* હું અહીં કંઈ... ખાવા નથી આવ્યો. મળવા આવ્યો છું તને.

રોહિણી : અને હું તને. જો, મારી ઉંમર છે ત્રેવીસ વરસ. મારો જન્મ એડનમાં. Brought up in કમ્પાલા.

યોગેશ : *(શાંત પડતાં)* ઓકે.

રોહિણી : હું એક આફ્રિકન છોકરાના પ્રેમમાં છું. એ હાફ ઇન્ડિયન છે. મારા પેરેન્ટ્સને એ નથી પસંદ એટલે મને અહીં ઇન્ડિયા મોકલી દીધી છે. મામાના ઘરે. મામા ગમે તેમ કરીને મને પરણાવી દેવા માગે છે. એટલે મારે અહીં આવવું પડ્યું. વાત પર્સનલી નહીં લેતો... યોગેશ ! પણ આપણું કંઈ જામે એમ નથી.

યોગેશ : Wow!

રોહિણી : તું actually ધારે તો મને મદદ કરી શકે. મને reject કરી દે. એકબે મહિનામાં મારો boyfriend અહીં આવી જશે. પછી અમે લન્ડન ભાગી જવાનાં છીએ.

યોગેશ : *(રસ પડતાં)* યાહ ?

રોહિણી : યાહ. ત્યાં એ ભણીને બૅરિસ્ટર બનશે અને હું Asian ladies માટે Boutique ખોલીશ. હું કમાઈશ ને એ ભણશે.

યોગેશ : *(મુગ્ધ)* મને તારી સ્ટાઇલ ગમી.

રોહિણી : તું ત્રીજો છોકરો છે. પહેલા મુરતિયાએ મને બહેન બનાવી લીધી. બીજાએ કહ્યું, હું એને આમ પણ પસંદ નહોતી પડી.

યોગેશ : અને What's your opinion about ત્રીજો મુરતિયો ?

રોહિણી : તું ? *(ઊભી થાય)* મને લાગે છે અમેરિકામાં તારું ઑલરેડી કંઈ સેટિંગ છે !

યોગેશ : *(ઊભો થાય)* તું કમાલ છોકરી છે, રોહિણી !

રોહિણી : થેંક્યૂ.

યોગેશ : તારી લાઇફમાં અડધું આફ્રિકા ન હોત તો આપણું જ સેટિંગ કદાચ થઈ જાત. Good to meet you.

રોહિણી : You too! તો તું મને રિજેક્ટ કરશે ને?

*શેકહૅન્ડ કરવા હાથ ઑફર કરે.*

યોગેશ : *(શેકહૅન્ડ કરતાં)* પ્રૉમિસ, તને રિજેક્ટ કરીશ.

રોહિણી : *(હાથ છોડાવતાં)* Thanks... બાય!

યોગેશ : બાય!

*રોહિણી જાય. યોગેશ જોયા કરે. પાછો ટેબલ પર જઈ ગોઠવાય એટલામાં બીજે દરવાજેથી અનિલા કામદાર (ઉં. ૩૫) પ્રવેશે. ઓડિસ્સી કૉટન સાડી, ખભે જ્યૂટનો બગલથેલો, અંબોડામાં પીળું ગુલાબ. ચોરીછૂપીથી યોગેશની આંખોં મીંચી દે.*

યોગેશ : હલો?

*વીજળીનો કરન્ટ લાગ્યો હોય એમ અનિલા ચીસ પાડી હાથ પાછા ખેંચી લે. યોગેશ ઊભો થઈ જાય.*

અનિલા : ઓહ, સો સૉરી.

યોગેશ : *(ખુશ)* કેમ? શું થયું?

અનિલા : *(નર્વસ)* મને એમ કે... મને એમ કે... હું તમારી કાર ઓળખી ગઈ. મને એમ કે તમે... તમે નથી. કોઈ બીજા છો.

યોગેશ : એ કાર મારી નથી.

અનિલા : *(નર્વસ)* નહીં?

યોગેશ : મારા અંકલની છે. એમણે મને વાપરવા આપી છે.

અનિલા : સો સૉરી – આખી મિસઅન્ડરસ્ટેન્ડિંગ બદલ. મને એમ કે હું કાર ઓળખી ગઈ એટલે હું અંદર આવી. પછી વેઇટર મને કહે કે ગાડીના માલિક કૉફી શૉપમાં એકલા બેઠા છે. એટલે... સૉરી. મને એમ કે કારનો નંબર ૩૦૯૨ છે.

યોગેશ : નંબર સાચો છે. મારું નામ યોગેશ પટેલ. શિકાગો રહું છું.

*શેકહૅન્ડ કરવા હાથ લંબાવે. અનિલા શરમાઈને નમસ્તે કરે.*

અનિલા : હું અનિલા કામદાર. સોશ્યલ વર્કર છું. થાણે ડિસ્ટ્રિક્ટ ફેમિલી પ્લાનિંગ ડિપાર્ટમેન્ટમાં છું.

યોગેશ : Good to meet you.

*અનિલા શરમાઈને જવા લાગે.*

યોગેશ : *(ફિલ્મી)* આપણી મુલાકાત યાદ રહેશે.

અનિલા : *(વધુ શરમાઈને)* તમે પણ!

*અનિલા બીજે દરવાજેથી દોડી જાય. યોગેશ પ્રસન્ન ચિત્તે પોતાની ખુરશી પર પાછો બેસે. વેઇટર આવી બિલ આપે. યોગેશ પાકિટ કાઢવા જાય ત્યાં દેવુકાકા પ્રવેશે.*

દેવુકાકા : *(મોટેથી)* આ છોકરાને બિલ કોણે આપ્યું ? કોણે આપ્યું ? આ છોકરાને કોઈએ બિલ ક્યારેય નહીં આપવાનું ! બધાં બિલ બારોબાર મારી કુંભારવાડા ઑફિસે મોકલી દેવાનાં. સમજ્યો ?

*વેઈટર બિલ પાછું લઈ જાય.*

દેવુકાકા : *(ખુરશી પર ગોઠવાતાં)* હં. તો તુલા કેમ રહી ?

યોગેશ : આખા કૉફી શૉપમાં અમે એકલાં હતાં. બહુ સારું લાગ્યું.

દેવુકાકા : લબાડ ! એટલે તેં શું કર્યું ? ચાન્સબાન્સ માર્યો ?

યોગેશ : ના ના. એવું કંઈ નહીં... પણ એક વિઅર્ડ થિંગ થયું.

દેવુકાકા : શું થયું ?

યોગેશ : એક લેડી અહીં આવીને કહે કે તમારી કારને એ ઓળખે છે.

દેવુકાકા : *(હાવભાવમાં પરિવર્તન લાવ્યા વિના)* આ દેશના લોકો ગમારના ગમાર રહેવાના.

યોગેશ : આ લેડી ગમાર નહોતાં. કારનો નંબર ઓળખતાં હતાં. ૩૦૯૨.

દેવુકાકા : *(ખોટું હાસ્ય)* આને કહેવાય કોઇન્સિડન્સ !

યોગેશ : રિયલી ?

દેવુકાકા : *(વધુ ખોટું હાસ્ય)* લેડી ભલે ગમાર ન હોય... પણ આપણા આરટીઓ-વાળા તો બધા દેશી ને ! થાય એવું કોઈ વાર. આપણે મન પર નહીં લેવાનું. *(વિષય બદલતાં)* હવે જો. કાલે સવારે તારે જિતુ સાથે એની વાઇફની કઝિન સિસ્ટરને મળવા કાલબાદેવી જવાનું છે. ત્યાં ઠાવકાઈથી વરતજે. ત્યાં જો ચાન્સબાન્સ મારવા ગયો ને, તો તારું મેરેજ થાય કે ન થાય, જિતુના ડિવોર્સ ફટાફટ થઈ જશે !

યોગેશ : એનું નામ શું છે ?

દેવુકાકા : કોનું ?

યોગેશ : છોકરીનું.

દેવુકાકા : તો ઠીક. સરલા.

યોગેશ : કેમ ? તમે શું સમજ્યા ?

દેવુકાકા : હું શું કામ કંઈ બીજું સમજું ?

યોગેશ : અને એની રાશિ કઈ છે ?

દેવુકાકા : કોની ?

*યોગેશ અને દેવુકાકા ક્ષણેક માટે એકમેકને જોઈ રહે. તેમના પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં કુંભકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : જિંદગીને ઘડે ઘડે પીનારી, રસનાં સરોવર છલકાવનારી, પ્રત્યેક પુષ્પ, પાણી, પદાર્થ માટે પ્રીતની બદરિયા બનીને પૃથ્વી ઉપર અવતરેલી કુંભ-નારી બારે રાશિઓમાં સૌથી વધુ હેતાળ હોય છે. પતિને સર્વાંગ સુખ પ્રદાન

કરવું કુંભપત્ની માટે સહજ છે. પુરુષમાત્રને મોહી જાય એવાં નેત્રરંજક વક્ષસ્થળ, સિંહકટિ અને પ્રમત્ત નિતંબ એનાં સામુદ્રિક લક્ષણો છે...

*કુંભકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં સરલાનું ઘર દેખાય.*

સરલાનું ઘર

*કાલબાદેવીની ચાલની રૂમ. નોકર ઝાપટઝૂપટ કરતો હોય એટલામાં ખુલ્લા બારણે યોગેશ અને જિતુ ટકોરા મારે.*

જિતુ : રામ રામ! જરા અંદર જઈને કહો કે જિતેંદ્રકુમાર આવ્યા છે. ને સાથે યોગેશકુમાર પણ છે.

*નોકર અંદર જાય. યોગેશ અને જિતુ સોફા પર બેસે.*

યોગેશ : યોગેશકુમાર. કોઈ હીરોનું નામ લાગે છે.

જિતુ : આ મારા સાસરિયાંના સંબંધી છે. અહીંયાં હીરોગીરી નહીં ચાલે.

યોગેશ : હીરોગીરી ?

જિતુ : ઈંગ્લિશમાં નહીં બોલવાનું.

યોગેશ : એટલે છોકરીને ઈંગ્લિશ નથી આવડતું ?

જિતુ : એ જે હોય તે. અને સિગરેટ નહીં પીવાની.

યોગેશ : Okay.

જિતુ : અને પેલી પેગી વિષે એક હરફ પણ ઉચ્ચાર્યો છે ને, તો તારી ખેર નથી.

યોગેશ : ધ્યાન રાખીશ.

જિતુ : અને કોઈને કહેતો નહીં તું ડ્રિન્ક્સ પીએ છે.

યોગેશ : એમ કહું કે હું ક્યારેક ક્યારેક નૉનઆલ્કોહૉલિક બીયર પીઉં છું ?

જિતુ : અને જો અહીં એક પણ જોક માર્યો છે ને...

યોગેશ : સમજી ગયો. તો મારી ખેર નથી. પણ જિતુભાઈ, આ બધાનો કંઈ અર્થ નથી. વહેલી મોડી એમને બધી ખબર પડવાની.

જિતુ : બેટર મોડી પડે. ટૂ લેઈટ થઈ જાય પછી ખબર પડે એનો વાંધો નહીં.

યોગેશ : પણ આમ કરવું તમારા હિસાબે – શું કહેવાય ? ફુલ્લી પ્રામાણિક છે ?

જિતુ : જે ફુલ્લી પ્રામાણિક થવા જાય એ જિંદગીભર કુંવારો રહી જાય.

યોગેશ : પણ ભાઈ, મારે એવું નથી કે ચાલો મૅરેજ થઈ ગયાં એટલે યૂ નો, પત્યું. મારે એકદમ સક્સેસફુલ એટલે યૂ નો, ટકાઉ મૅરેજ જોઈએ છે.

જિતુ : અપ્રામાણિકતા ટકાઉ લગ્નજીવનની ચાવી છે. આપણા દેવુકાકાને જ જો. એ એમના સોશ્યલ વર્કરના લફરા વિષે પ્રામાણિક થવા ગયા એમાં કાંતાકાકી એમનું લોહી પી ગયાં ! એ ડાકણને શોધી કાઢવા કાકીએ પપ્પાને પચાસ હજાર રૂપિયા પણ આપ્યા !

યોગેશ : આ તો એક એક્ઝામ્પલ થયો. પણ મમ્મીપપ્પાને જુઓ ! પપ્પા પ્રામાણિક છે તોય એમનું મેરેજ કેવું સક્સેસફુલ અને ટકાઉ છે ?

જિતુ : એ કંઈ ગણાય નહીં. બિચારા પપ્પા પાસે પ્રામાણિક થવા જેવું કંઈ છે જ

નહીં !

*પ્રૌઢ વડીલ પાછળ સરલા (ઉં. ૨૧) પ્રવેશે. સરલા નીચું જોઈ હાથમાં ચાની ટ્રે સંભાળે. એણે ગુજરાતી ઢબની ભારે સાડી પહેરી છે અને માથે ઓઢ્યું છે. એમને જોઈ યોગેશ અને જિતુ ઊભા થાય.*

જિતુ : રામ રામ ! આ યોગેશકુમાર.

યોગેશ : રામ રામ !

વડીલ : રામ રામ ! આવો જિતેંદ્રકુમાર ! આવો યોગેશકુમાર ! આ અમારી સરલા. જિતેંદ્રકુમાર ! તમે તો ઘરના કહેવાઓ. અંદર આવો ને ! તમને ઘર દેખાડું !

*વડીલ અને જિતુ બહાર જાય. યોગેશ સરલાને જોતો રહે. પછી પાછો સોફા પર બેસે. તરત ઊભો થાય.*

યોગેશ : બેસો ને !

*સરલા બેસે. ચા બનાવે. યોગેશને આપે. યોગેશ ચાખે.*

યોગેશ : તમે ચા બહુ સરસ બનાવો છો !

સરલા : Actually, my mother has made it. She makes great tea. Doesn't she?

યોગેશ : *(ખુશખુશાલ)* Jesus, Sarla! You speak such good English! This is terrific! જિતુભાઈએ તો મને કહ્યું કે મારે તમારી સાથે ગુજરાતીમાં બોલવાનું. મને થયું કે જો તમને ઈંગ્લિશ નહીં આવડતું હોય તો તમે અમેરિકામાં બોર થઈ જશો.

સરલા : *(ધીમા અવાજે)* યોગેશ ! મારે તને એક વાત કરવી છે. મારા ઘરવાળાએ મને આ વાત તારાથી છુપાવવા કહ્યું છે. એમને એમ છે કે તું અમેરિકાથી આવ્યો છે એટલે તને ખબર નહીં હોય – એ વાતની જેની અહીં બધાને ખબર છે.

યોગેશ : *(ધીમા અવાજે)* એ લોકોએ તને મારાથી શું છુપાવવાનું કહ્યું ?

સરલા : *(ધીમા અવાજે)* જતીન વિષે. અમારા પાડોશીનો દીકરો. હું એને પરણવાની હતી. પણ એણે કોઈ બીજી છોકરી સાથે લગ્ન કરી લીધાં. હું એને ખરેખર પ્રેમ કરતી હતી પણ એણે મને દગો દીધો. એને માત્ર પૈસામાં રસ હતો. અને મારા ફૅમિલી પાસે પૈસા નથી.

યોગેશ : Wow!

સરલા : *(ધીમા અવાજે)* હું કુમારિકા નથી.

યોગેશ : મને ખબર છે. તું સરલા છે.

સરલા : યોગેશ ! Try to understand! *(ધીમા અવાજે)* મેં કહ્યું, I'm not a virgin!

યોગેશ : Wow! *(ધીમા અવાજે)* તું આ જતીનને ખરેખર પ્રેમ કરે છે તો તું કોઈ બીજાને પ્રેમ કરી શકશે ?

સરલા : *(લાગણી વિના)* હું હવે એને પ્રેમ નથી કરતી.

યોગેશ : Wow! *(ઉત્તેજિત)* ખરેખર પ્રેમ એટલે સાચો પ્રેમ. True love, right? *(ધીમા અવાજે)* પ્રેમ સાચો છે એની કેવી રીતે ખબર પડે?

*એક પળ શાંતિ.*

સરલા : *(ધીમા અવાજે)* મને તો ખબર ન પડી.

યોગેશ : ના પણ... જ્યારે તને હતું કે તને જે ફીલ થાય છે એ સાચો પ્રેમ છે – You know, true love! – ત્યારે તને કેવું લાગતું હતું?

સરલા : સ્વર્ગ જેવું.

*એક પળ શાંતિ.*

સરલા : તું ક્યારેય પ્રેમમાં પડ્યો છે?

*એક પળ શાંતિ.*

યોગેશ : ખબર નહીં.

*એક પળ શાંતિ.*

સરલા : તો હવે તું શું કરશે?

*એક પળ શાંતિ.*

યોગેશ : ખબર નહીં.

*એક પળ શાંતિ.*

સરલા : કન્યા કુંવારી હોય કે નહીં એથી શું ફરક પડે?

*એક પળ શાંતિ.*

યોગેશ : ખબર નહીં.

*એક પળ શાંતિ.*

યોગેશ : તું મારા માટે ક્યારેય એવું ફીલ કરી શકશે જેવું તને, યૂ નો, તારા પાડોશીના દીકરા માટે ફીલ થતું હતું?

*એક પળ શાંતિ.*

સરલા : ખબર નહીં.

*સરલા અને યોગેશ એકમેકને જોતાં રહે. તેમના પર પ્રકાશ ઓછો થાય, અંધકાર છવાય અને સરલાનું ઘર અદૃશ્ય થાય તે પહેલાં તખ્તાના બીજા ભાગમાં રસ્તો દેખાય.*

### રસ્તો

*જિતુ ટહેલતો ટહેલતો પ્રવેશે.*

જિતુ : તો? મારે તારી ભાભીને શું કહેવું? તને સરલા ગમી કે નહીં?

*પાછળ યોગેશ પ્રવેશે.*

યોગેશ : બીજું કંઈ નહીં તોય એ પ્રામાણિક તો છે જ.

જિતુ : એ તો ડેન્જરસ કહેવાય.

યોગેશ : કેમ?

જિતુ : ઉઘરાણીવાળાને કહી દે કે આપણે ઘરમાં છીએ. કેમ? સરલાએ તને શું કહ્યું?

યોગેશ : કંઈ ખાસ નહીં. પણ મને એવું લાગ્યું.

જિતુ : તો આપણે સરલાને ભૂલી જવાની. બરાબર ?

યોગેશ : ના. મારે જરા વિચાર કરવો છે. જિતુભાઈ, બિઝનેસ કેમ ચાલે છે ?

જિતુ : સ્થિર છે.

યોગેશ : એટલે ?

જિતુ : કમ્પનીના નામનું પાટિયું લટકાવી એની નીચે બેસી રહેવું પડે સવારથી સાંજ સ્ટૅચ્યૂની જેમ. એનો શું અર્થ ?

યોગેશ : નથી ચાલતું. મેં વીસ હજાર ડૉલર બચાવ્યા છે, જેની પપ્પાને ખબર નથી. તમને જોઈએ છે ?

જિતુ : ના ભાઈ ના. આ તો શેરબજારમાં આજે મંદી છે. કાલ કોણે જોઈ છે ? એ પરથી યાદ આવ્યું. કાલથી તારે ઘરે નથી રહેવાનું. હોટલમાં રહેવાનું છે. દેવુકાકાનો હુકમ છે.

યોગેશ : ગુડ આઇડિયા. એટલે એક પછી એક છોકરીઓને ત્યાં જ મળવાનું. એમ ને ?

જિતુ : હા. પણ નંદિનીને અહીંયાં જ મળવાનું છે. બાજુની ઝેવિયર્સ કૉલેજમાં જ ભણે છે. એણે તને એકલા મળવું હતું. એના ફ્રી પિરિયડમાં. ચલ. તો હું નીકળું.

યોગેશ : પણ હું એને ઓળખીશ કેવી રીતે ?

જિતુ : એ તને ઓળખી જશે. તારા ફોટા પરથી. ચલ તો.

*જિતુ જાય. યોગેશ ખિસ્સામાંથી પુસ્તક કાઢી, પાનાં ઉથલાવે.*

યોગેશ : નંદિની. એટલે વૃશ્ચિક.

*યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં વૃશ્ચિકકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : વૃશ્ચિકકન્યા ક્યારેય જ્યાંત્યાં હૃદયદાન કરતી નથી. એની મીટ હોય છે સૂર્ય સામે અને એની બાથ હોય છે ગજરાજ તરફ. એનો શ્વાસ અથડાતાં પુરુષનાં શરીરમાં મોહનો સંચાર અનુભવાય છે, એની આંખ અથડાતાં મસ્તિષ્કમાં વિદ્યુત્ પ્રવેશે છે, એનો સ્પર્શ થતાં રૂંવાડાં ઉપર આતશ નાચે છે અને કાનમાં ગાજે છે કંદર્પનું ઉદ્‌બોધન... ફના થવાની તૈયારી હોય તો જ વૃશ્ચિકકન્યાની નજીક જવું.

*વૃશ્ચિકકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં રસ્તો દેખાય. યોગેશ ઊભો ઊભો પુસ્તકમાં ગરક. મગનલાલ પ્રવેશે. યોગેશની પાછળ ઊભો ઊભો એ પણ પુસ્તક માણે. અચાનક યોગેશને મગનલાલની હાજરીની પ્રતીતિ થાય અને એ પુસ્તક બંધ કરી ખિસ્સામાં મૂકી દે.*

યોગેશ : *(ગુસ્સે)* તું અહીં શું કરે છે ?

મગનલાલ : તમારે માટે વેઇટિંગ કરું છું, સર ! જિતુભાઈ તો બસમાં ગયા. કહેતા હતા, તમને કાર જોઈશે.

યોગેશ : *(ગુસ્સે)* તો હું પણ બસમાં જઈશ. તું જા.

મગનલાલ : પાછો હૉલિડે, સર ?

યોગેશ : *(ગુસ્સે)* હા. મેરી ક્રિસમસ. હવે જા. ગો.

મગનલાલ : હું ગો કરું છું. પણ ફસ્ટ મને ટેલ કરો. જિતુભાઇનું ઇંગ્લિશ ઓકે ન કહેવાય ને ?

યોગેશ : કેમ ?

મગનલાલ : મેં એમને હેલો કહ્યું તો એ કહે ગુડબાય. આવું સ્ટેટ્સમાં ચાલે ?

યોગેશ : ના. પણ ઇન્ડિયામાં બધું ચાલે.

મગનલાલ : મને પણ એવું ફીલિંગ થયું. એટલે મેં ડિસાઇડ કર્યું છે કે આપડે આજથી પ્યોર અમેરિકન ઇંગ્લિશમાં વાતો કરીએ. તમે શું કહો છો ?

યોગેશ : શું ?

મગનલાલ : If you talk to me in American English all the time, we both profit, no?

યોગેશ : પણ આપણે એકબીજા સાથે વાતો શું કરીએ ?

મગનલાલ : English, sir. If you spend extra half hour everyday with me talking English, I will give you one dollar more per hour.

યોગેશ : કયો વન ડૉલર ?

મગનલાલ : Why? Your commission, sir!

યોગેશ : મગનલાલ, આ બધું એટલું સિમ્પલ નથી...

મગનલાલ : સર ! સર ! ટોકિંગનો જ પ્રૉબ્લમ છે. રીડિંગનો કાંઈ નથી. જુઓ. બધાં હોર્ડિંગ વાંચી આપું. Ideal Watch Company... Famous Coaching Classes... The Big F... Just Do It...

યોગેશ : ચલ ! ભાગ !

*મગનલાલ ન જાય. યોગેશ ધક્કા મારીને એને તખ્તાની બહાર કાઢે. તરત પાછો પ્રવેશે, હાથમાં શીંગની પૂડી.*

યોગેશ : *(શીંગ ખાતાં)* તો તું બી.એ. વિથ ઇંગ્લિશ લિટરેચર કરે છે અને તારી હૉબીઝ છે ક્લાસિકલ મ્યૂઝિક અને ડિબેટ.

*પાછળ નંદિની (ઉં. ૧૯) પ્રવેશે. ટૂંકું ફ્રૉક, ટૂંકા વાળ, સ્પોર્ટ્સ શૂઝ, ઢળી પડેલાં સ્પોર્ટ્સ મોજાં, એક પણ આભૂષણ કે મેકઅપ વિનાનો ચહેરો, ગળે લટકતી 'ગુર્જરી'ની નાનકડી પર્સ, કેડે પટ્ટામાં ખોસેલો મોબાઇલ ફોન, અલ્લડ ચાલ, અલ્લડ અંદાજ, હાથમાં શીંગની પૂડી.*

દિની : *(શીંગ ખાતાં)* તને મારા બધા ફન્ડાઝ બાય હાર્ટ છે પણ હું તારા વિશે બ્લેન્ક છું.

ોગેશ : કેમ ? ઍડમાં બધું તો લખેલું...

દિની : એમાં તો નામ-વામ-અતા-પતા-ડિગરી-શિગરી ટાઇપ્સ લખેલું. લખેલું, ગ્રીન કાર્ડ ધરાવે છે. એમાં કોઈને તારા વિસે ખબર સુ પડે ? મારે પર્સન સાથે મૅરેજ કરવાં છે. ગ્રીન કલરના કાર્ડ સાથે નહીં.

યોગેશ : *(ખુશ)* તો પૂછ. મારા વિશે શું જાણવું છે ?

નંદિની : પૂછું છું. પણ પહેલાં બો તરસ લાગેલી છે. ચલ, એક એક ઠંડી એનર્જી પીએ !

યોગેશ : એનર્જી ? પીએ ?

નંદિની : *(ઉત્તેજિત)* એ ! અમેરિકાથી આઈવો છે એટલે અમારી પાસે સાણપટ્ટી નહીં કરવાની. અમે સુ લાલ બસમાંથી ઉતરિયા છીએ કે ? અમારા કાન પર બીડી ખોસેલી છે કે ?

યોગેશ : ના.

નંદિની : *(ઉત્તેજિત)* તો ? ખબર નથી ઠંડી એનર્જી એટલે સુ ?

યોગેશ : *(યાદ આવતાં)* સૉફ્ટડ્રિન્ક છે, નહીં ?

નંદિની : *(ઠંડી પડતાં)* હજાર નખરાં છે તમારા ફૉરેનરિટર્નટાઈપ્સના. હાથમાં પાણીના બાટલા લઈને ફરિયા કરો ! સમજો છો સુ તમારી જાતને ? આપડે તો નક્કી કરેલું કે જો તારા હાથમાં બિસલેરીનો બાટલો દેખાયો તો તારા મોઢા પર ના પાડી દઈસુ. બિન...દાસ.

યોગેશ : એ બધા પાણીના બાટલા લઈને એટલા માટે ફરે છે કારણ કે અહીંનું પાણી એમને પચતું નથી. They have delicate stomachs.

નંદિની : *(શીંગ ખાતાં)* અરે, તમે બધા ગ્રીનકાર્ડિયા એક સરખા જ ! અહીં વીસ વીસ વરસ એંઠા નળનું પાણી પીઓ ત્યારે તમને કંઈ ની થાય. પણ ગજવામાં જેવા ડૉલર આવે કે તરત સ્ટમક ડેલિકેટ થઈ જાય. તમે લોકા સમજો છો સુ તમારી જાતને ? કૅલ્વિન ક્લાઈનનાં જીન્સ પહેરસો એટલે અહીંની છોકરીઓ તમારી પછાડી પછાડી દોડસે ?

યોગેશ : પણ નંદિની ! મેં ક્યાં ડિઝાઈનર જીન્સ પહેર્યાં છે ?

નંદિની : *(શીંગ ખાતાં)* પહેર્યાં ભલે ની હોય પણ તને એમ જ છે ને કે તું અગાડી અગાડી અને આખા ઇન્ડિયાની છોકરીઓ તારી પછાડી પછાડી. અને બિસલેરી ભલે તારા ગજવામાં ની હોય પણ તને ક્યારેય સંકોચ ની થાય દસ દસ રૂપિયા ખરચવાનો એની પછાડી જે આમ જુઓ તો God's gift to mankind કહેવાય !

યોગેશ : પણ શું છે આ God's gift to mankind?

નંદિની : *(ઉત્તેજિત)* પાણી, સ્ટૂપિડ ! પહેલાં તમે જ આખી પૃથ્વી પર પ્રદૂસણ ફેલાવો, તમારી કાર્સ અને તમારા chloroflourocarbonsથી અને પછી કમ્પ્લેન કરો કે ઇન્ડિયાનું પાણી મને પચતું નથી ! પહેલાં તમે તમારું પ્લાસ્ટિકવાસ્ટિક manufacturing બંધ કરો પછી અહીંનું પાણી તમને પચસે, સુ ? પહેલાં પેટ્રિયટ મિસાઈલ ને ઍટમ બૉમ્બ બનાવવાનું બંધ કરો પછી અહીંનું પાણી તમને પચસે, સુ ?

યોગેશ : *(શીંગની પૂડીનો ડૂચો વાળી રસ્તા પર ફેંકતાં)* પણ હું ઍટમ બૉમ્બ નથી બનાવતો !

નંદિની : તું તો એથીય ગએલો છે. આ તારા ફાધરનો રસ્તો છે? *(શીંગની પૂડી ચીંધતાં)* તો રસ્તા પર બેધડક કચરો કેમ ફેંકે છે? તારા અમેરિકામાં જા ને ફેંક કચરો રસ્તા ઉપર, સુ? ભર સો સો ડૉલર ફાઇન!

*યોગેશ ડૂચો ઉપાડી ગજવામાં મૂકે.*

નંદિની : અને સૂપરપાવર છો ને તું? તો પેલા ઓસામા બિન લાદેન પાસે જઈને કર ઉઘરાણી ફાઇનની! એણે તારા ન્યૂ યૉર્કમાં કેટલો કચરો કરિયો છે?

*નંદિની ગુસ્સામાં ચાલી જાય. યોગેશ એક પળ એને સ્તબ્ધ જોઈ રહે.*

યોગેશ : *(એની પાછળ બૂમ પાડે)* પણ તને મારી સાથે શું પ્રૉબ્લમ છે, નંદિની!

*યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને અંધકાર થાય એ પહેલાં રસ્તાના બીજા ભાગમાં દેવુભાઈ દેખાય.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* નંદિનીના ગયા પછી યોગેશ વિચારમાં પડી ગયો. એણે એક એવા ભારતની કલ્પના કરી જેમાં ઘરે ઘરે નળમાં ચોખ્ખું પીવાનું પાણી આવતું હોય. એણે એક એવી પૃથ્વીની કલ્પના કરી જેમાં આતંકવાદ, યુદ્ધ, ભેદભાવ અને પ્રદૂષણ સંપૂર્ણપણે નાબૂદ થઈ ગયાં હોય. એણે રસ્તે ચાલતા ભિખારીઓમાં સો સો રૂપિયાની નોટો વહેંચી. એને થયું, સ્વદેશ પાછા ફરી એણે પ્રજા માટે કંઈ કરી ફીટવું જોઈએ. પણ ફાઇવ સ્ટાર હોટલ રૂમમાં જ્યારે સવારે પડી ત્યારે એને સમજાઈ ગયું કે એક છોકરીએ ના પાડી તો શું થઈ ગયું? હજી ઘણીને મળવાનું બાકી છે!

*દેવુભાઈ પર પ્રકાશ ઓછો થાય અને અંધકારમાં રસ્તો ગુમ થાય એ પહેલાં તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ અને એમાં તૈયાર થતો યોગેશ દેખાય.*

### હોટેલ રૂમ

*મગનલાલ પ્રવેશે. હાથમાં સ્ટૅમ્પ પેપર.*

મગનલાલ : ગુડ ઇવનિંગ, સર!

યોગેશ : *(ઉતાવળમાં)* મૉર્નિંગ. તારો ટાઈમિંગ હંમેશા પર્ફેક્ટ હોય છે.

મગનલાલ : *(સ્ટૅમ્પ પેપર આપતાં)* થેંક યૂ, સર. આ તમારા કાઇન્ડ અટેન્શન માટે.

યોગેશ : આ શું છે?

મગનલાલ : આપણું પાટનરશિપ ડીડ, સર!

યોગેશ : શું?

મગનલાલ : આમાં લખ્યું છે કે તમે મને અમેરિકા સેટલ કરવા માટે સ્પોન્સર કરો તો મારે મારી ટ્વેન્ટી પરસેન્ટ ઇન્કમ તમને આપી દેવાની, સર. ઇન ઑલ પરપેચ્યૂઇટીટી...

*યોગેશ સ્તબ્ધ.*

મગનલાલ : યાદ છે નેં, સર?

યોગેશ : હા.

મગનલાલ : બધું સ્ટૅમ્પેપર પર છે. કાયદેસરનું. હવે તમે સહી કરો એટલી જ વાર

છે. આ રહી પેન.

યોગેશ : પછી.

*કાગળ ખિસ્સામાં મૂકી તૈયાર થવા લાગે.*

મગનલાલ : સર, મારે બે ગરમ સૂટ સિવડાવવાના છે. તમારે હિસાબે બેટર કયું? ટેરીવુલ્ફ કે પ્યોર વુલ્ફ?

યોગેશ : કંઈ પણ.

મગનલાલ : હવે પ્રૉબ્લમ ખાલી ઇંગ્લિશનો છે. પણ તમે મને ટીચ કરશો તો એમાં પણ વાંધો નહીં આવે.

યોગેશ : જો હું તને ટીચ કરવા ગયો તો મને જે આવડે છે એ પણ ફર્ગેટ કરી જઈશ.

મગનલાલ : હાહા. શું ફર્સ્ટ ક્લાસ કૉમેડી કરો છો, સર! તો આપણે હમણાં થોડું ઇંગ્લિશ ટોકીંગ કરીએ?

યોગેશ : નો... આઇ મીન ના. હમણાં મને કોઈ મળવા આવવાનું છે.

મગનલાલ : I know, sir. Miss Mamta Amin from Ahmedabad. No? She is Leo, Sir!

યોગેશ : તને કેવી રીતે ખબર?

*મગનલાલ ઉત્તર આપવા જાય. યોગેશ એને રોકે.*

યોગેશ : ના! નહીં કહેતો! Just get out!

*મગનલાલ જાય. યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં સિંહકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : પત્ની તરીકે સિંહકન્યા અજોડ છે. સિંહણ શી સિંહકન્યાની પુષ્પશય્યા સાક્ષાત્ કંદર્પ શણગારે છે, સ્વયં રતિ એનાં દેહના વળાંકે વળાંકે ચુમ્બકીય આકર્ષણનો માયાવી લેપ કરે છે. પાશવી ઝનૂનથી પ્રમત્ત બનેલી એ નારી સાથે સંભોગમાં સંલગ્ન થનાર નરકેસરીને માત્ર દેહથી જ નહીં, કુંડલિનીચક્રના કેન્દ્રમાંથી મોક્ષની અનુભૂતિ થાય છે...

*સિંહકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ દેખાય. યોગેશ તૈયાર થઈ જાય એટલામાં મમતા (ઉં. ૨૨) પ્રવેશે. ઊંચી એડીના શૂઝ, કાળાં નેટ સ્ટૉકિંગ્ઝ, માઈક્રોમિની ડ્રેસ, કેડ સુધીના વાંકડિયા છુટ્ટા વાળ, પર્ફેક્ટ પ્રૉફેશનલ મેકઅપ અને કૅટવૉક પર ચાલતી મૉડલ જેવી ચાલ, હાથમાં બે સિલ્કની ટાઇઝ... એને જોતાં વેંત યોગેશ પાણીપાણી થઈ જાય.*

મમતા : હું મમતા. બ્યૂટિશ્યન છું. ડ્રેસ ડિઝાઇનિંગ પણ કરું છું અને મૉડેલિંગ પણ. આ જો, તારા માટે સિલ્કની ટાઇઝ લાવી છું. *(યોગેશના ગળે ગોઠવીને ગૅલેરીમાં ચિત્ર જોતી હોય તેમ જુએ)* તારે વર્ક પર સૂટ પહેરવો પડે ને?

યોગેશ : *(મુગ્ધ)* હજી નહીં. આવતા મહિને મને ડિગ્રી મળશે પછી. ત્યારે મારે ડેઇલી સૂટ પહેરવો પડશે.

મમતા : લવલી. તું તો સ્ટ્રેટ એઝ સ્ટુડન્ટ છે. એટલે તને જૉબ તો મળી જશે, નહીં? શિકાગોમાં રિસેશન ઑર નો રિસેશન, રાઇટ?

યોગેશ : રાઇટ. તને શિકાગો વિશે ઘણી બધી ખબર છે. ત્યાં ગઈ લાગે છે.

મમતા : ના. ડૅડ કહે છે, નો મેરેજ નો શિકાગો. પણ મારી બેસ્ટ ફ્રેન્ડના મેરેજ શિકાગોમાં થયાં છે. એની સાથે ઇન્ટરનેટ પર ડેઇલી ચૅટિંગ થાય. એટલે મને શિકાગો વિશે બધું નૉલેજ છે. શૉપિંગ માટે ક્યાં જવાનું, ગૅસ સ્ટેશન પર ડિસ્કાઉન્ટ કેવી રીતે મેળવવાનો... મારે શિકાગો જઈને મૉડેલિંગ કરવું છે.

યોગેશ : ત્યાં મૉડેલિંગ બહુ કૉમ્પિટિટિવ છે. શિકાગો વિશે તને શું ખબર?

મમતા : શું ખબર નથી? *(એકેએક શબ્દ એવી રીતે બોલે જાણે નિજાનંદ માટે કામસૂત્રનું પઠન કરતી હોય... અંતે યોગેશને લગભગ આલિંગન કરે)* I know about coin laundries, vacuuming, garage sales, Indian stores, Miller-time, Veronica's Secret, ring-around-the-collar, Jazz, Blues, Ragtime, WBRZ 101, Disney Land, Condominiums, Second mortgages, Hancock Tower, Sears Tower, Lakeshore Drive, Devon Avenue, Chicago Loop, Chicago Bears, Chicago Symphony, Watertower Place, Oak Park, Frank Lloyd-Wright, Mayor Daley's bribes, Al Capone, Universal Studios, Atlantic City, Massachusetts Primaries, Panipuri on Lexington and Twenty Seventh, General Hospital, Eco-friendly garbage disposal.

*યોગેશને મજા પડી જાય.*

યોગેશ : Wow! અમેરિકા વિશે આટલું બધું નૉલેજ તો મને પણ નથી.

*મમતા યોગેશને ચુંબન કરવા જાય... પણ છેલ્લી ઘડીએ ન કરે. દૂર ચાલી જાય.*

મમતા : તેં ડિસાઇડ કર્યું છે તું કોની સાથે મૅરેજ કરવાનો?

યોગેશ : *(આવેશ શમતાં)* હજી નહી. મને તો એ પણ ખબર નથી કે હું આ વિઝિટમાં મૅરેજ કરીશ કે નહીં...

*એક પળ શાંતિ.*

મમતા : જો આ વખતે તને રાઇટ ચૉઇસ ન મળે તો તું મને સાથે લઈ જઈશ?

યોગેશ : *(આ વાત મજાક ગણીને)* તો 'નો મૅરેજ નો શિકાગો'વાળા ડૅડને તું શું કહીશ?

મમતા : *(ગંભીર)* જૂઠું. હું એમને એમ કહીશ કે we are in love! આપણે મૅરેજ શિકાગો જઈને કરશું!

*એક પળ શાંતિ.*

યોગેશ : તું ત્યાં ક્યાં રહેશે?

મમતા : તારી સાથે.

*એક પળ શાંતિ.*

યોગેશ : મારી સાથે?

મમતા : નો પ્રૉબ્લમ... *(પાસે આવી ચુંબનની લાલચ ફરી આપે)* યોગેશ! મારે ત્યાં

જવું છે. મારાં રૂટ્સ ત્યાંનાં છે.

*યોગેશ દૂર ખસી જાય.*

યોગેશ : હું મારાથી થાય એટલું કરીશ તારા માટે, બસ ?

મમતા : જો તું તારાથી થાય એટલું કરીશ તો હું મારાથી થાય એ બધું તારા માટે કરીશ, યોગેશ !

*મમતા પોતાના શર્ટનું બટન ખોલે.*

યોગેશ : *(આપતાં)* આ તારી ties. મારાથી ન રખાય.

મમતા : *(શર્ટનું બીજું બટન ખોલવાના ઉન્માદમાં)* રાખ ને ! મારી પાસે બીજી છે !

*યોગેશ સ્મિત આપે, પીઠ ફેરવી દે. મમતા ફરીને યોગેશ સામે આવે.*

મમતા : *(આંખમાં)* તું મને ના કહેવાનો છે, રાઇટ ?

યોગેશ : *(આંખમાં)* રાઇટ.

*મમતા યોગેશને લાફો મારે. યોગેશ રિઍક્ટ ન કરે. મમતા કમર લચકાવતી બહાર ચાલી જાય. દેવુકાકા પ્રવેશે ત્યારે યોગેશ પોતાના ગાલ ઘસતો હોય – જે તરફ દેવુકાકાનું ધ્યાન ન જાય કારણ કે એ પોતાના પ્રૉબ્લમમાં રત છે.*

દેવુકાકા : અ... લાઇફની એક ફિલોસોફી છે મારી.

યોગેશ : શું ?

દેવુકાકા : કોઈને સો રૂપિયાનો પ્રૉફિટ થતો હોય અને આપણને દસ પૈસાનુંય નુકસાન થતું હોય – એ કામ આપણું નહીં.

યોગેશ : That's fair.

દેવુકાકા : કોઈને સો રૂપિયાનો પ્રૉફિટ થતો હોય અને આપણને પણ દસ પૈસાનો પ્રૉફિટ થતો હોય – એ પ્રૉફિટ આપણા કામનો.

યોગેશ : Right.

દેવુકાકા : કોઈને સો રૂપિયાનું નુકસાન થતું હોય અને આપણને દસ પૈસાનો પ્રૉફિટ થતો હોય તો એ પ્રૉફિટ આપણા માટે નક્કામો.

યોગેશ : ઓકે.

દેવુકાકા : પણ તારા ફાધરનું એવું છે કે એને એ ચાલે.

યોગેશ : કેમ ? કોને સો રૂપિયાનું નુકસાન થયું ?

દેવુકાકા : તારા સગા કાકાને.

યોગેશ : મારા સગા કાકા... કોને ? તમને ? કેવી રીતે ?

*એક પળ શાંતિ.*

દેવુકાકા : હવે તું મૅચ્યોર થયો. કાલે સવારે બે છોકરાંનો બાપ થઈશ. તને કહેવામાં કંઈ વાંધો નહીં... આ ડેલિકેટ મૅટર બાબત...

યોગેશ : કઈ ડેલિકેટ મેટર ?

દેવુકાકા : અનિલા કામદાર.

યોગેશ : જે મને ત્યાં કૉફી હાઉસમાં મળી હતી ?

દેવુકાકા : હા. એ સોશ્યલ વર્કર છે. કેટલાંક વર્ષ પહેલાં દેશભરમાં ફૅમિલી પ્લાનિંગનો

જુવાળ ચાલેલો. કંઈ પણ સરકારી કામ કઢાવવું હોય તો એ બાબતનું સર્ટિફિકેટ આપવું પડતું.

યોગેશ : યાહ ?

દેવુકાકા : એમાં આપણી કમ્પનીને એક મોટો સરકારી કૉન્ટ્રેક્ટ મળે એમ હતું. છેલ્લી ઘડીએ આપણાં ટેન્ડર ને સામેવાળી પાર્ટીનાં ટેન્ડર એવાં લગોલગ નીકળ્યાં કે પછી મારી પાસે છૂટકો નહોતો. એટલે મેં તરત ને તરત... યૂ નો.

યોગેશ : નસબંધી કરાવી લીધી ?

દેવુકાકા : દેશ માટે ભોગ આપી દીધો.

યોગેશ : પણ તમને તો એકેય બાળક નથી !

દેવુકાકા : એ હકીકતને કૉન્ટ્રેક્ટ મેળવવા સાથે કોઈ જ નિસ્બત નહોતી.

*એક પળ શાંતિ.*

યોગેશ : ઓહ ! એટલે ત્યારે તમે આ સોશ્યલ વર્કરને મળ્યા.

દેવુકાકા : હા. એ ફૅમિલી પ્લાનિંગ ડિપાર્ટમેન્ટ માટે ફ્રીલાન્સિંગ કરે છે. એને ટાર્ગેટ હોય કે આટલા મહિનામાં આટલી નસબંધી કરવાની.

યોગેશ : એ પોતે નસબંધી કરે ?

દેવુકાકા : પર્સનલી. ઘરે ઘરે જઈને. એનું ટાર્ગેટ પૂરું કરવા.

*એક પળ શાંતિ.*

યોગેશ : એટલે તમે એનું ટાર્ગેટ પૂરું કરવામાં મદદ કરી ?

દેવુકાકા : હા. પછી એ મને કહે, દેવુભાઈ ! હું તો રોજના દસપંદર કેસ હાથમાં લઉં છું. પણ તમારો કેસ અદ્‌ભુત છે...

યોગેશ : બૉયોબૉય !

દેવુકાકા : એમ કરતાં અમારે ઓળખાણ થઈ. પછી જરા સારાસારી થઈ. એટલે મેં એને બીજા ઘણા કેસ અપાવ્યા. કોઈ કોઈ વાર આઉટ ઑફ ટાઉન કેસ હોય તો આપણે ગાડીમાં લઈ જઈએ. કોઈ કોઈ વાર તો ઠેઠ ખંડાલા સુધી. સમજ્યો ને ? એનું ટાર્ગેટ પૂરું કરવા.

યોગેશ : હા. હા. સમજ્યો.

*એક પળ શાંતિ.*

દેવુકાકા : આપણે બધું નિઃસ્વાર્થ ભાવે કરીએ. પણ પીપલની તો તને ખબર છે. નવરા હોય. એટલે બોલે.

યોગેશ : શ્યોર.

દેવુકાકા : એમાં વાત તારી કાકી સુધી પહોંચી. તરત એની કમાન છટકી. એ ગઈ તારા ફાધર પાસે ને એને રૂપિયા પચાસ હજાર રોકડા ગણી આપ્યા. કહે, આ પૈસાથી તમે જોઈએ તો જિતુને અમેરિકા મોકલો. પણ મને અનિલા કામદાર શોધી આપો. – એને એમ છે કે પોતાના બાપના પૈસે એ અનિલાને ખરીદીને ગુમ કરી દેશે. પણ હું એ પહેલાં જ અનિલાને એવી ગુમ કરી દઈશ કે તારા ફાધરને તો શું, એ કોઈને નહીં જડે !

*એક પળ શાંતિ.*

યોગેશ : દેવુકાકા ?

દેવુકાકા : શું ?

યોગેશ : પછી તમને પેલો સરકારી કૉન્ટ્રેક્ટ મળેલો ?

દેવુકાકા Of course મળેલો ! એ પ્રૉફિટના પૈસે તો તને અમેરિકા મોકલેલો !

યોગેશ : એટલે મને અમેરિકા મોકલવા માટે તમે બહુ મોટો ભોગ આપ્યો છે. Thank you.

દેવુકાકા : દીકરા, ભોગ આપવો એ જીવનનો મોટો લહાવો છે. ચાલ, હવે તૈયાર થઈ જા મીનરાશિની કન્યાને મળવા માટે. એ હમણાં અહીં આવતી જ હશે. એના ફાધર ખુશાલભાઈ સાથે. હું રોકાઈ નહીં શકું. આ જ હોટલની એક બીજી રૂમમાં મારી પણ એક અપોઈન્ટમેન્ટ છે.

*દેવુકાકા જવા લાગે.*

યોગેશ : પણ દેવુકાકા ! એનું નામ શું છે ?

દેવુકાકા : કોનું ? ઓહ ! યૂ મીન મીનરાશિ ? ચંદ્રિકા.

*દેવુકાકા જાય. યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં મીનકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : મીનમાનિનીની વાણી મધુર અને છટા સ્વપ્નિલ હોય છે... પણ એ મધુર સ્વપ્નિલ પડદા પાછળની કુશાગ્ર મેધા અત્યંત જ્વલંત હોય છે. બારે રાશિમાં સૌથી ઉદાર મીનરાશિ છે, જેના બારણેથી સાધુ લોટ વિના જતો નથી. એને પામનાર પુણ્યશાળી પુરુષની સ્નેહભૂખ ફક્ત સંતોષાતી નથી, એની શૈય્યા સદા માટે સ્નેહથી તરબતર થઈ જાય છે...

*મીનકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત ફરી હોટેલ રૂમ દેખાય. ખુશાલભાઈ પ્રવેશે. પાછળ ચંદ્રિકા (ઉં. ૨૨), પંજાબી ડ્રેસ અને આભૂષણોમાં શોભતી નમણી નાજુક કન્યા. હાથમાં એક ટેડી બૅર.*

યોગેશ : Hi! I'm Yogesh!

ખુશાલભાઈ : ખુશાલભાઈ જમનાદાસ ઑફ જમનાદાસ જ્વેલર્સ, ઝવેરી બજાર. અમારી કોઈ શાખા નથી.

યોગેશ : Oh Yeah?

ખુશાલભાઈ : અને આ છે મારું અણમોલ રતન. આવો, બેબીબહેન અંદર આવો. ચંદ્રિકા ખુશાલદાસ.

યોગેશ : હાય, ચંદ્રિકા !

ખુશાલભાઈ : બેબીબહેન, દેખાડો આમને તમે શું લાવ્યાં છો ? શરમાઓ નહીં.

*ચંદ્રિકા યોગેશને ટેડી બૅર આપે. યોગેશ વિસ્મયથી ટેડી બૅર જુએ.*

યોગેશ : આ શું છે ?

ખુશાલભાઈ : આ બેબીબહેને જાતે બનાવ્યું છે.

યોગેશ : એમ ? બહુ જ... ઇન્ટરેસ્ટિંગ છે ! *(ચંદ્રિકાને)* આ – આવું બનાવતાં કેટલો

ટાઈમ લાગે ?

ખુશાલભાઈ : બે દિવસ.

યોગેશ : *(ખુશાલભાઈને)* ઓહ. *(ચંદ્રિકાને)* અને તમારું ભણવાનું પૂરું થઈ ગયું ?

ખુશાલભાઈ : ફાઇનલ યિઅરમાં છે – મોંઘીબાઈ કૉલેજ.

યોગેશ : *(ચંદ્રિકાને)* સારી કૉલેજ છે, નો ?

ખુશાલભાઈ : બેસ્ટ.

યોગેશ : *(ચંદ્રિકાને)* અને તમારી કંઈ હૉબીઝ ? એટલે આ – આવા બધા સિવાય ?

ખુશાલભાઈ : એને રાંધતા આવડે છે. ઘર સાફ રાખતાં આવડે છે. સિરિયલસિનેમા, નાટકચેટકની લત નથી. એક ઘરરખ્ખુ ગૃહિણી બનવા માટે સર્વગુણસંપન્ન છે. એક પત્ની પાસેથી તમે બીજી શી આશા રાખી શકો ?

યોગેશ : *(ચંદ્રિકાને)* તમારે અમેરિકા જવું છે ?

ખુશાલભાઈ : શું કામ નહીં ? જવાબ આપો ! શું કામ નહીં ? એનો વર જ્યાં જાય ત્યાં એ શું કામ ન જાય ? જશે. હું કહું છું ને !

યોગેશ : *(ચંદ્રિકાને)* મિસ...

ખુશાલભાઈ : ચંદ્રિકા !

યોગેશ : *(ખુશાલભાઈને)* હું એ જ કહેવા જતો હતો ! *(ચંદ્રિકાને)* તો મિસ ! તમે આમ ક્યારેય બોલો ખરાં કે ? એટલે આજે તમે કંઈ કહો તો ગમે.

ખુશાલભાઈ : *(ગરમ)* શું કહે ? શું બોલે ? શું કરે ?

યોગેશ : *(ખુશાલભાઈને)* Excuse me...

ખુશાલભાઈ : *(ગરમ)* ગીતો ગાય તમારા માટે ? અને નાચી દેખાડે ? શું કામ ? એનો કંઠ સૂરીલો છે પણ એ ફક્ત ભજન ગાય છે. ભજન અને ગરબા. એનું ટૉપ કલાસ એજ્યુકેશન છે પણ એ ફક્ત તમારાં ઘરછોકરાં સંભાળશે. એક સ્રી પાસેથી તમે બીજી શી આશા રાખી શકો ?

યોગેશ : *(વધુ ગરમ)* સાહેબ ! લાગે છે તમે જાહેરખબર બરાબર વાંચી નથી. એમાં ક્લીયરલી લખ્યું છે, જોઈએ છે સુયોગ્ય જીવનસાથી. નહીં કે નોકરાણી !

ખુશાલભાઈ : *(એથીય વધુ ગરમ)* ચંદ્રિકા ત્રણ વર્ષની હતી ત્યારથી એની પોતાની ચાર ચાર નોકરાણીઓ સતત છે. અને એના દાયજામાં અઢી કબાટ રોકડા અને એક હજાર આઠ તોલાનાં ઘરેણાં આપવાનો છું. મારી પાસેથી તમે બીજી શી આશા રાખો છો ?

યોગેશ : *(શાંતિનો પ્રયાસ)* એક મિનિટ !

ખુશાલભાઈ : *(ગરમ)* અરે જહાન્નમમાં જાય તમારી મિનિટો અને જહાન્નમમાં જાય તમારી નોકરાણીઓ ! મારી બેબી તો રાજકુમારી છે રાજકુમારી !

યોગેશ : *(મોટેથી)* સાહેબ !

ખુશાલભાઈ : *(ગરમ)* મારા જમાનામાં મુરતિયાને કન્યાના પગની પાનીયે જોવા નહોતી મળતી, આ બધા 'Come to my hotel room'ના અત્યાચાર નહોતા !

યોગેશ : *(મોટેથી)* સાહેબ ! આમ જુઓ...

ખુશાલભાઈ : *(વધુ મોટેથી)* ક્યાં જુએ ? સાહેબ જુએ ક્યાં ? મારી ચંદ્રિકા મારું એકનું એક સંતાન છે. મારું એકનું એક રતન. *(લાગણીવશ)* બિચારી નાની ઉંમરમાં પોતાની મા ખોઈ બેઠી. પછી લોહી રેડીને મેં એને એકલે હાથે ઉછેરી છે. એને ઓછું ન આવે એટલે મેં બીજી વારની વાઈફ પણ નથી કરી. બેબી મારું સર્વસ્વ છે. એટલે એક, બે ને ત્રણ કરી હા કે ના કહી દો એટલે આપણે આખી મૅટર ફિનિશ કરી દઈએ.

યોગેશ : ઓહ. *(શાંતિનો પ્રયાસ)* હું એની સાથે પ્રાઇવેટલી વાત કરી શકું ?

ખુશાલભાઈ : પ્રાઇવેટલી ?

યોગેશ : હા.

ખુશાલભાઈ : *(વિસ્મય)* એકાંતમાં ?

યોગેશ : હા.

ખુશાલભાઈ : *(મોટેથી)* શું કામ? *(વધુ મોટેથી)* વિકૃત છો તમે? આટલી મોટી દાયજાની રકમમાં તો ભલભલા ખાનદાન કુટુંબના નબીરા મળે છે માર્કેટમાં બેબીનું મોઢું જોયા વિના. પણ હું આજે અહીં ઊભો ઊભો તમારી સાથે વાત પણ એટલા માટે કરું છું કારણ કે બેબીને તમારી જાહેરાતવાળો ફોટો પસંદ પડ્યો. નહીં તો મારા જેવી પાર્ટીને અહીં આવવાની જરૂર શી પડે ? *(બૂમબરાડા)* ખુશાલભાઈ જમનાદાસ ક્યાંય જાય નહીં. લોકો ખુશાલભાઈ જમનાદાસને ત્યાં આવે, સમજ્યા ! સીધા ઝવેરી બજાર. કારણ કે અમારી બીજી કોઈ શાખા નથી.

યોગેશ : *(કડક)* વડીલ ! તમારી વાત પૂરી થઈ ? તો હવે મને સાંભળો ! *(મોટેથી)* એમ નહીં ચાલે ! મારી સામે જુઓ ! હું દહેજ નથી લેવાનો. સસરાએ આપેલા ચાર આના પણ મારા માટે થૂથૂ છે. શું છે ?

ખુશાલભાઈ : *(સ્તબ્ધ)* થૂથૂ છે.

યોગેશ : બરાબર સમજ્યા. *(કડક)* એટલે તમે તમારા કબાટો અને તમારું સોનું લો અને... ગણ્યા કરો જિંદગીભર ! એ ! મારી સામે જુઓ. મારું નામ છે યોગેશ ભરતભાઈ પટેલ ! હું રિતિક રોશન જેવો ન દેખાઉં તો શું થયું ? પણ મરદ બચ્ચો છું. અસલી મરદ ! મારી વાઇફની કેર કરવા માટે મારે બીજા કોઈની જરૂર નથી. સમજ્યા ?

ખુશાલભાઈ : *(સ્તબ્ધ)* શું ?

યોગેશ : પૂછી જુઓ ને ! એને જ પૂછી જુઓ ને, તમારા રતનને ! કે એને મારી સાથે પ્રાઇવેટલી વાત કરવી છે કે નહીં ?

ખુશાલભાઈ : *(સ્તબ્ધ)* ચાલ બેબી ! આપણે જઈએ અહીંથી.

*ચંદ્રિકા યોગેશને જોયા કરે.*

ખુશાલભાઈ : *(અધીરા)* ચંદ્રિકા ! બેબી ! ચાલ. આપણે આથી વધુ અપમાન સહન કરવું જરૂરી નથી. ચાલ.

*એક પળ શાંતિ.*

યોગેશ : *(ધીમેથી)* તમે જાઓ સાહેબ. હું એને ઘરે મૂકી જઈશ.

ખુશાલભાઈ : *(સ્તબ્ધ)* પણ એ તો હજી બાળક છે...

યોગેશ : *(ધીમેથી)* તમે ફિકર નહીં કરો. એને કંઈ વાંધો નહીં આવે.

ખુશાલભાઈ : *(ચંદ્રિકાને)* ધ્યાન રાખજે.

*ખુશાલભાઈ ડરતાં ડરતાં જાય. યોગેશ એમને વળાવીને પાછો આવે. ચંદ્રિકા હતી ત્યાં ને ત્યાં ઊભી છે.*

યોગેશ : તો... તમારે અહીં જ બેસવું છે કે ક્યાંક બહાર જવું છે?

*ચંદ્રિકા યોગેશને જોયા કરે.*

યોગેશ : બહાર ક્યાં જવું છે? મરીન ડ્રાઇવ ફરવા જવું છે?

*ચંદ્રિકા નીચું જુએ.*

યોગેશ : નથી જવું? તો ક્યાં જવું છે?

*ચંદ્રિકા નીચું જોઈ રહે.*

યોગેશ : બહાર જ નથી જવું? ઓકે!

*યોગેશ બેસે. એક પળ પછી ચંદ્રિકા બીજી ખુરશી પર બેસે.*

યોગેશ : મને કંઈ કહો ને તમારા વિષે?

ચંદ્રિકા : *(સ્પષ્ટ ઉચ્ચારો)* તમારે મારા વિષે શું જાણવું છે?

યોગેશ : આ હા! તો તમે ધારો તો બોલી શકો છો! હં... મારે તમારા વિશે જેટલું શક્ય હોય એટલું બધું જાણવું છે. જો આપણે લગ્ન કરવાં હોય તો એકબીજાને ઓળખી લઈએ તો સારું ને? શું કહો છો?

ચંદ્રિકા : તમે માનો છો કે કોઈ પણ બે વ્યક્તિ એકમેકને ક્યારેય ઓળખી શકે?

*એક પળ શાંતિ.*

યોગેશ : અઘરો સવાલ છે. પણ તમે તમારા ડૅડીની દેખતાં કેમ બોલતાં નહોતાં?

ચંદ્રિકા : બાપુજીની વાતનું ખોટું નહીં લગાડતા. એમના મનમાં કંઈ ન હોય... પણ એમની અભિવ્યક્તિ એટલી ખુમારી ભરેલી હોય કે સામેવાળાને બાપુજી તોછડા લાગે.

*એક પળ શાંતિ.*

ચંદ્રિકા : તમે મારા સવાલનો જવાબ ન આપ્યો. તમે એવું માનો છો કે...

યોગેશ : ...કે કોઈ પણ બે વ્યક્તિ એકમેકને ક્યારેય ઓળખી શકે? ઑફ કોર્સ ઓળખી શકે! હા. થોડુંક કેરિંગ જોઈએ. થોડીક પેશન્સ. અને ઘણો બધો પ્રેમ. પછી કેમ છુપાઈ રહે સાચી ઓળખ?

*એક પળ શાંતિ.*

યોગેશ : કેમ? તમે શું માનો છો?

ચંદ્રિકા : મેં એવું ક્યાંય જોયું નથી. બહુ નાની હતી ત્યારે મારી મા ગુજરી ગઈ, તમારાં માબાપ એકમેકને સમજી શકે છે?

યોગેશ : Actually, મેં બાબાપુજી વિષે as-a-couple ક્યારેય વિચાર્યું જ નથી. તમે

બહુ વિચિત્ર સવાલો પૂછો છો.

ચંદ્રિકા : પણ તમે જવાબ આપતા નથી.

યોગેશ : ઓ.કે. હા. બાબાપુજીને ખરેખર બહુ સારું બને છે. પણ મારા દેવુકાકાની વાત જુદી છે. જવા દો, જવા દો, એ વાત જ જવા દો...

ચંદ્રિકા : હા. બાપુજીએ એમના રેપ્યુટેશન વિશે મને ચેતવેલી.

યોગેશ : એમ ! પહોંચેલી માયા છે તમારા બાપુજી !

ચંદ્રિકા : મને એમની બહુ માયા છે. હું અમેરિકા જઈશ તો એ બહુ એકલા પડી જશે.

*એક પળ શાંતિ.*

યોગેશ : જો તમને તમારા બાપુજીની આટલી ચિંતા છે તો એમની મરજી વિરુદ્ધ અહીં મારી પાસે કેમ રોકાયાં ?

*એક પળ શાંતિ.*

ચંદ્રિકા : તમે પુનર્જન્મમાં માનો છો ?

યોગેશ : હં ? ના. હા. ના. તમે કેમ પૂછો છો ?

ચંદ્રિકા : તમે માનો છો કે આપણને આત્મા હોય ?

યોગેશ : હેં ? ઓકે. હા. કદાચ. મેં બહુ વિચાર્યું નથી.

ચંદ્રિકા : તો મૃત્યુ પછી શું થાય ?

યોગેશ : મને શું ખબર ? *(નર્વસલી હસી પડે)* હાહા ! મરવાનો એક્સપીરિયન્સ નહીં ને !

ચંદ્રિકા : નહીં ?

યોગેશ : *(નર્વસ)* એટલે મને મરવાનો એક્સપીરિયન્સ છે ?

ચંદ્રિકા : તને યાદ નથી ?

યોગેશ : *(નર્વસ)* શું ?

ચંદ્રિકા : તું પર્વતની ટોચેથી પડી ગયેલો ! આપણે બદરીકેદારની જાત્રાથી પાછાં ફરતાં'તાં ત્યારે !

યોગેશ : *(નર્વસ)* Wow!

ચંદ્રિકા : મારી કેડે આપણો બે વરસનો દીકરો હતો. એને તરસ લાગી એટલે તું તાંબાનો લોટો લઈને ઝરણાનું પાણી લેવા ગયો. ગયો તે ગયો. ક્યારેય પાછો ન આવ્યો. ત્રણ દિવસે તારું શબ જડેલું.

યોગેશ : Wow! *(નર્વસ)* મારું શબ ? આપણો દીકરો ?

ચંદ્રિકા : હા. તને જાણીને આનંદ થશે કે મેં એનું ભણતર તારી મરજી મુજબ પૂરું કરાવ્યું. પણ એનાં લગ્ન થાય એ પહેલાં હું મૃત્યુ પામી કારણ કે તારો આ જન્મ already થઈ ગયો હતો. મારે મરવું જરૂરી હતું – નહીં તો આ જન્મે હું તને કેવી રીતે મેળવી શકત ?

યોગેશ : Thanks. I mean, sorry.

ચંદ્રિકા : મને તો આનંદ એ વાતનો છે કે તારો ફોટો જોતાં વેંત હું તને ઓળખી ગઈ. તું મને ઓળખી ગયો ?

યોગેશ : *(નર્વસ)* હા. ના. હા. ના. I mean, હું તને ઓળખું છું as ચંદ્રિકા ખુશાલભાઈ. બીજી કોઈ રીતે નહીં.

ચંદ્રિકા : *(નિશ્વાસ નાખે)* એકમેકને ઓળખવા માટે તો કંઈ કેટલા જન્મો લેવા પડે છે !

યોગેશ : *(નર્વસ)* તારી વાત સાવ સાચી છે.

ચંદ્રિકા : *(તીવ્ર)* તને કંઈ યાદ નથી ?

યોગેશ : સાચું કહું ? તો ના.

*એક પળ શાંતિ.*

યોગેશ : બહાર જઈએ ? ખુલ્લી હવામાં. અહીં જરા ગૂંગળામણ જેવું લાગે છે.

ચંદ્રિકા : મને તો આ શરીરમાં ગૂંગળામણ જેવું લાગે છે.

યોગેશ : તો તો આપણે બહાર જઈએ.

ચંદ્રિકા : તું જ્યાં જાય ત્યાં હું તારી સાથે સાથે આવીશ.

*યોગેશ અને ચંદ્રિકા ટેડી બૅર સાથે બહાર જવા લાગે.*

*અંધકાર.*

## અંક બીજો

### ગાર્ડન

*તેત્રીસમા માળે ગાર્ડન. ગાર્ડનમાં રૉટ આયર્ન બાંકડો. પાછળ બાર. સફેદ જૅકેટ પહેરેલો બટલર. લિફ્ટનો દરવાજો ખૂલવાનો અવાજ સંભળાતાં બટલર બહાર જાય અને દેવુકાકા અને યોગેશ સાથે પ્રવેશે. દેવુકાકા અહીં હોવા માત્રથી પ્રભાવિત છે. યોગેશને પણ મજા પડી ગઈ છે. બટલર એમને બાંકડા પર બેસાડે. ડ્રિન્ક્સ ઑફર કરે. દેવુકાકા ઈશારાથી ના પાડે. એમને જોઈ યોગેશ પણ કમને ના પાડે. બટલર જાય.*

દેવુકાકા : *(ધીમા અવાજે)* જો. આ ફેમિલી એટલે... ફીલાન્સ ગ્રૂપના માલિકો.

યોગેશ : ફીલાન્સ ગ્રૂપ ?

દેવુકાકા : *(ધીમા અવાજે)* ડોફા ! તને ફીલાન્સ ગ્રૂપની ખબર નથી ? ઑલ ઓવર ઇન્ડિયાના સહુથી મોટા વેપારી – શું કહેવાય ? ટાઇકૂન છે ટાઇકૂન ! છાપાં નથી વાંચતો ? ટી.વી. નથી જોતો ? આટલાં વર્ષોથી તું છે ક્યાં ?

યોગેશ : અમેરિકા.

દેવુકાકા : *(ધીમા અવાજે)* મજાક રહેવા દે. અને વાત સમજ. આ પાર્ટી એટલી મોટી છે, એ લોકો ફક્ત પોતાની કમ્પનીઓના જ માલિક નથી – આખી શૅરબજારના માલિક છે !

યોગેશ : પણ એવું allowed છે ?

દેવુકાકા : *(ધીમા અવાજે)* આ ફેમિલી જ નક્કી કરે છે કે આપણા દેશમાં શું allowed છે અને શું નથી.

યોગેશ : ઓહ. તો આપણે અહીં શું કામ આવ્યા છીએ ?

દેવુકાકા : *(ધીમા અવાજે)* ખુદ ઈંદુભાઈએ મને ફોન કર્યો. બહુ ઓપનલી અને ફ્રેંકલી વાત કરી. મને કહે, દેવુભાઈ ! જુઓ ને ! મારું આટલું મોટું બિઝનેસ એમ્પાયર છે પણ મને એક જ હેર છે !

યોગેશ : તો એને કહો વિગ પહેરે !

દેવુકાકા : *(ધીમા અવાજે)* કઈ વિગ ? એ તો એની ડૉટર માટે ફોન કરતા હતા. ઝંખના. કહેતા હતા કે એ બૉલ્ડ ઍન્ડ બ્યૂટિફુલ છે.

યોગેશ : *(ધીમા અવાજે)* આ ઝંખના... એ પણ વિગ પહેરે છે ?

દેવુકાકા : યોગેશ ! તું પીને આવ્યો છે ? *(ધીમા અવાજે)* મને ફ્રેંકલી અને ઓપનલી કહી દે. હું તારો દેવુકાકો છું. હું તને લાફો મારીશ ને માફ કરી દઈશ. આપણા ફેમિલીમાં womanising હજી ચલાવી લેવાય પણ drinking ક્યારેય ચલાવી ન લેવાય !

યોગેશ : દેવુકાકા ! તમારા સમ ! મેં દારૂ નથી પીધો ! *(ધીમા અવાજે)* મારે તો જસ્ટ જરા સમજવું છે કે આપણે અહીં આ હેર વગરના ટકલુ ફેમિલીને મળવા શું કામ આવ્યા છીએ ?

દેવુકાકા : કેમ ? ઝંખનાને મળવા ! *(ધીમા અવાજે)* મેં તને કહ્યું નહીં, એ આખા ફેમિલીની એકલી હેર છે !

યોગેશ : યૂ મીન એર ! વારસ ! અને બોલ્ડ ઍન્ડ બ્યૂટિફુલ !

દેવુકાકા : એ જ તો બોલ્યો !

યોગેશ : *(ધીમા અવાજે)* ઝંખનાની રાશિ કઈ ?

દેવુકાકા : *(ધીમા અવાજે)* જેનું નામ ઝંખના ઈંદુભાઈ હોય એની કુંડળી જોવાની ન હોય ! નવે નવ ગ્રહો, સૂર્ય-તારા-ચંદ્ર – બધું એના ગજવામાં હોય !

*ઈંદુભાઈ (ઉં. ૬૫) અને જયુબહેન (ઉં. ૬૦) પ્રવેશે. ઈંદુભાઈએ શૉર્ટ્સ અને ચોળાયેલું ટીશર્ટ પહેર્યાં છે જ્યારે જયુબહેને કૅઝ્યુઅલ ટ્રાઉઝર્સ અને ટીશર્ટ પહેર્યાં છે. બેમાંથી કોઈને પડી નથી કે પોતા વિશે બીજાનો શું અભિપ્રાય હોઈ શકે. બંનેનાં હાથમાં ડ્રિન્ક્સ છે. પાછળ બટલર પ્રવેશે અને બાર પાછળ જાય.*

ઈંદુભાઈ : તો તમે છો વાય.બી. પટેલ !

*દેવુકાકા અવાજ સાંભળી સફાળા ઊભા થઈ જાય... એકાદ ક્ષણ પછી યોગેશ પણ.*

યોગેશ : *(હાથ મિલાવતાં)* યોગેશ.

ઈંદુભાઈ : અને તમે દેવેન્દ્રભાઈ પટેલ.

દેવુકાકા : *(ભારપૂર્વક હાથ મિલાવતાં)* સેઠ ! બધા ક્લોઝ પીપલ મને દેવુભાઈ કહે છે !

ઈંદુભાઈ : હું છું ઈંદુભાઈ. અને આ છે જયવંતી ! માય વાઈફ.

*દેવુકાકા નમસ્તે કરવા જાય, જયુબહેન હાથ ધરે, દેવુકાકા હાથ મિલાવે. પછી યોગેશ પણ.*

જયુબહેન : *(ગ્લાસ ઊંચો કરતાં)* ચિયર્સ !

*દેવુકાકા મૂંઝાય. એમના હાથમાં કંઈ નથી. એમની મૂંઝવણ જોઈ જયુબહેન ઈશારો કરે અને પળ વારમાં દેવુકાકા અને યોગેશના હાથમાં ડ્રિન્ક્સ આવી જાય. આ વખતે દેવુકાકા હોંશે હોંશે ગ્લાસ લે અને ઈશારાથી યોગેશને પણ લેવા કહે.*

દેવુકાકા : *(ગ્લાસ ઊંચો કરતાં)* ચિયર્સ, સેઠ !

ઈંદુભાઈ : *(ગ્લાસ ઊંચો કરતાં)* સેઠ નહીં, મને ઈંદુ કહો. અને આમને જયુ.

દેવુકાકા : *(ગ્લાસ ઊંચો કરતાં)* ઈંદુ ! *(ગ્લાસ ઊંચો કરતાં)* જયુ !

જયુબહેન : અમારી દીકરીનું નામ ઝંખના છે.

દેવુકાકા : મને કહેતા નહીં. મને ગેસ કરવા દો. મારે એને ઝમકુ કહેવાનું, બરાબર ?

જયુબહેન : અમે એને ડૉલિ કહીએ છીએ.

યોગેશ : એ અહીં નથી ? ડૉલિ ?

જયુબહેન : *(યોગેશને)* આવતી જ હશે. દરમ્યાનમાં મને કહો, યોગેશ ! આ લિબરલાઇઝેશનની અસર આપણી BOP પોઝિશન પર કેવી પડશે ?

*યોગેશ સ્તબ્ધ. એને પ્રશ્ન સમજાયો નથી.*

ઈંદુભાઈ : એને હેરાન નહીં કર ને, ડિયર. *(દેવુકાકાને ગ્લાસ ઊંચો કરતાં)* ચિયર્સ !

દેવુકાકા : *(ગ્લાસ ઊંચો કરતાં)* ચિયર્સ !

*બટલર દેવુકાકાનો ખાલી ગ્લાસ ભરી આપે.*

જયુબહેન : *(ઈંદુભાઈને)* એક જ મિનિટ, ડિયર. આપણા દેશના economic trends વિશે યોગેશના વિચારો મારે જાણવા છે. *(યોગેશને)* તમે બિઝનેસ મૅનેજમેન્ટ જ ભણ્યા છો ને ?

યોગેશ : *(ખૂન કબૂલતો હોય તેમ)* જી.

જયુબહેન : ઓકે ! તો મને કહો ! જો તમારી માલિકીની બૅન્કને આ વર્ષે સમજો પાંચ હજાર કરોડનાં નાણાંનું ધીરાણ કરવાનું હોય – પણ ફક્ત કોર સેક્ટરમાં – તો તમારા ઘરાકો કોણ કોણ હોઈ શકે ?

*આ વખતે યોગેશને કોઈ બચાવે તેવું નથી. દેવુકાકા પોતાનો ગ્લાસ ફરી રીફિલ કરવામાં પડ્યા છે.*

યોગેશ : કોર સેક્ટર એટલે ?

*એક પળ શાંતિ.*

ઈંદુભાઈ : તમે તમારું ડ્રિન્ક એન્જોય કરો, યોગેશ ! ડૉલિ આવે છે. *(જયુબહેનને)* ચાલ ડિયર ! આપણે દેવેન્દ્રભાઈને તારું ઍન્ટિક કલેકશન જોવા લઈ જઈએ.

જયુબહેન : ચાલો દેવેન્દ્રભાઈ !

દેવુકાકા : *(ચકચૂર)* એક મિનિટ જયુ. ક્લોઝ પીપલ મને દેવુ કહે છે.

ઈંદુભાઈ : પધારો દેવુ.

*ઈંદુભાઈ, જયુબહેન, દેવુકાકા અને બટલર જાય. યોગેશ એકલો અકળાય.*

યોગેશ : *(સ્વગત)* BOP એટલે ?

ઝંખનાનો મધુર અવાજ : Balance of payment.

*યોગેશ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં મકરકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : મકરકન્યાનું લક્ષ્ય ઉચ્ચ હોય છે અને એ સિદ્ધ કરવાની આવડત ઉચ્ચતર. મકરસ્ત્રી સહજ ઉદ્દીપ્ત થતી નથી. શનૈઃ શનૈઃ એની કામના આળસ મરડી જાગ્રત થતાં વ્યાઘ્રની જેમ ગર્જના કરે છે અને ભલભલા વીરને હંફાવે છે. પુષ્ટ અને દૃઢ દેહ, સ્વસ્થ અને દૃઢ મન, ધ્યેયલક્ષી અને દૃઢ જીવન મકરજાતાનાં લક્ષણ છે.

*મકરકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત ફરી ગાર્ડન દેખાય. ઝંખના (ઉં. ૨૪) પ્રવેશે. પગમાં ઝાંઝર, હાથમાં અસંખ્ય રંગબેરંગી કાચની બંગડીઓ, આભલાંજડિત ચણિયા-ચોળી-ઓઢણીમાં શોભતી નખરાળી નમણી સુંદરી. ઓઢણી એ રીતે ઓઢી રાખી છે કે એની આંખો ન દેખાય.*

યોગેશ : *(નજર પર વિશ્વાસ નથી બેસતો)* હલો. હું યોગેશ. તું ડૉલિ ?

ઝંખના : હું... ઝંખના.

યોગેશ : વાહ ! શું અવાજ છે તારો ! ઐ ! ફેસ કેમ છુપાવે છે ?

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* તને કદાચ શૉક લાગે !

યોગેશ : કેમ ?

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* કદાચ તને આઘાત લાગે !

યોગેશ : મને ? આઘાત ?

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* કદાચ તારી કલ્પનાની કોકિલા કરતાં હું ઓછી ઊતરું !

યોગેશ : *(ફ્લર્ટ કરતો, રમતિયાળ)* તું ? કોઈનાથી ઓછી ઊતરે એવી નથી !

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* મારા ફેસ પર શીતળાનાં ચાઠાં છે. હું બાડી છું.

*એક પળ શાંતિ.*

યોગેશ : ના ના, હોય નહીં.

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* ખરેખર.

યોગેશ : *(ફ્લર્ટ કરતો, રમતિયાળ)* જા જા.

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* તો રંગરસિયા ! હૈયે હામ રાખીને ઘૂમટો ઉપાડજો !

યોગેશ : હિંદી પિક્ચરની જેમ ?

ઝંખના : હા.

*યોગેશ ઘૂમટો ઉપાડે.*

યોગેશ : ઓ ગૉડ ! તું તો... તું તો gorgeous છે ! Outtasight ! અફલાતૂન ! ઐ, હું ફરી વાર ઉપાડું... ઘૂમટો ?

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* વારંવાર ઉપાડ... જીવનભર ઉપાડ...

*ઝંખના ફરી ઘૂમટો પાડે. યોગેશ ફરી ઉપાડે. બંનેને મજા પડી જાય.*

યોગેશ : *(ઉન્માદમાં)* મને ગીત ગાવાનું મન થાય છે.

ઝંખના : *(ફ્લર્ટ કરતી, રમતિયાળ)* તો ગા... હું નૃત્ય કરીશ !

યોગેશ : *(ગાય)* ઓઢણી ઓઢું તો ઊડી ઊડી જાય...

*યોગેશ ગીતની બે કડી ગાય. ઝંખના નૃત્ય કરે. આવેશમાં યોગેશ પણ જોડાય. બંનેને મજા પડી જાય.*

યોગેશ : *(ખુશખુશાલ)* વાહ ! શું લાગે છે તું !

ઝંખના : *(ખુશખુશાલ)* અને તું પણ કેટલો રૂડો રૂપાળો છે... તારા ફોટા કરતાં કેટલો વધારે... સાચુકલો છે, યોગેશ...

યોગેશ : *(ખુશખુશાલ)* તું પણ કેવી... *(સંશય)* એ પણ તું તો ધારે એની સાથે મૅરેજ કરી શકે. તું ધારે તો રિતિક રોશન સાથે મૅરેજ કરી શકે. તારે મારી સાથે કેમ કરવાં છે ?

ઝંખના : ડાર્લિંગ ! રિતિકનાં મૅરેજ થઈ ગયાં છે...

યોગેશ : તો શું થઈ ગયું ? તમારું ફેમિલી તો એટલું જબરદસ્ત છે કે એના ડિવૉર્સ કરાવી તારી સાથે એનાં લગન કરાવી શકે...

ઝંખના : એ વાત સાચી.

યોગેશ : તો પછી હું શા માટે ?

ઝંખના : કેમ ? તને કોઈ પ્રૉબ્લમ છે ?

યોગેશ : મને કોઈ પ્રૉબ્લમ નથી ! પણ મને ખબર છે કે હું કોણ છું – અને હું કોણ નથી. મારું સ્ટેટસ એટલું પણ નથી કે હું તારી બા સાથે બે મિનિટ કૉન્વર્સેશન કરી શકું. તું – તમે બધાં સાવ જુદા લેવલનાં માણસો છો. તો તારે મારી જેવા MCBC સાથે શું કામ લગ્ન કરવાં છે ?

ઝંખના : MCBC?

યોગેશ : મિડલ કલાસ બોરિંગ કૅન્ડિડેટ!

ઝંખના : જો યોગેશ ! અમારી પાસે ઘણી બધી કાર્સ છે પણ હું બસમાં ફરું છું. અમારા ઘરમાં લિફ્ટ છે પણ હું દાદરા ચઢવાનું પસંદ કરું છું.

યોગેશ : તેત્રીસ માળ ?

ઝંખના : દોડીને. મારે જીવનનો અનુભવ પ્રત્યક્ષ માણવો છે.

*એક પળ શાંતિ.*

યોગેશ : તું વિમાનમાં બેસે કે ?

ઝંખના : ફક્ત ઈકૉનૉમિ કલાસમાં. પપ્પાના લિયર જેટમાં ક્યારેય નહીં.

યોગેશ : ચાલો, સારું થયું.

ઝંખના : કેમ ?

યોગેશ : *(જોક મારતાં)* મને ડર હતો કે કદાચ તને વિમાન કરતાં બળદગાડીમાં બેસવું ગમતું હશે. અને બાય રોડ શિકાગો બહુ દૂર પડે.

ઝંખના : Terriffic idea! Bombay to Chicago by બળદગાડી ! મારા પપ્પાની શિપિંગ કંપની બળદગાડીને ઍટલાન્ટિક ઓશનની પેલે પાર લઈ જશે. ચલ એ જ કરીએ. I don't think આજ સુધી ક્યારેય કોઈએ એવું કર્યું હોય !

યોગેશ : *(જોક પૂરો)* અ... મારી પાસે એટલો ટાઈમ નથી. મારે તો તરત શિકાગો

પહોંચીને, યૂ નો, જૉબબૉબ માટે એપ્લાયબેપ્લાય કરવાનું છે.

ઝંખના : ડોન્ટ વરી. એ તો હું પપ્પાને કહી દઈશ કે શિકાગોમાં એકાદ કમ્પની ખરીદીને તને MD બનાવી દે. *(મુદ્દાની વાત પર આવતાં)* આપણે કયા રંગનાં બળદ લઈશું ?

યોગેશ : બળદ ?

ઝંખના : બળદગાડી માટે. મને તો કાબરચીતરા બહુ ગમે. યૂ નો – બ્લૅક ઍન્ડ વ્હાઇટ.

*એક પળ શાંતિ.*

યોગેશ : તું મારી મજાક ઉડાવે છે.

ઝંખના : જરાય નહીં, યોગેશ. આયમ સીરિયસ ! તું *(ઘરની જાહોજલાલી ચીંધતાં)* આ બધું જુએ છે ? મારે મન આ મારું નથી. બધું પપ્પાનું છે. અને મમ્મીનું. મારું નહીં. ખબર છે. મારે મન મારું શું છે ? *(પોતાની જાત ચીંધતાં)* આ. આ મારું છે. બસ. પણ દુનિયાની નજરે *(ઘરની જાહોજલાલી ચીંધતાં)* આ બધું મારું છે – અને આનું *(પોતાની જાત ચીંધતાં)* કંઈ મહત્ત્વ નથી. એટલે જ્યારે મેં સાંભળ્યું કે તું દહેજ નથી લેવાનો ત્યારે મેં પપ્પાને કહ્યું કે તને શોધી કાઢે. મારે એવો છોકરો જોઈએ જેને મારી કદર હોય – નહીં કે મારી પાસે શું છે એની.

યોગેશ : *(સ્તબ્ધ)* તને કેવી રીતે ખબર પડી હું દહેજ નથી લેવાનો ?

ઝંખના : કાલે સાંજે હું જમનાદાસ જ્વેલર્સમાં શૉપિંગ કરવા ગઈ ત્યાં એના માલિક ફોન પર કોઈની સાથે વાત કરતા હતા.

યોગેશ : એટલે કાલે સાંજે તેં મારા વિશે સાંભળ્યું, સવારે મને ફોન કર્યો અને બપોરે તો મીટિંગ કરી લીધી ! તું તો ગજબ ફાસ્ટ છોકરી છે.

ઝંખના : તેં હજી કંઈ જોયું નથી. *(પાસે આવતાં)* મને કિસ કર.

યોગેશ : શું ?

ઝંખના : *(વધુ પાસે આવતાં)* કિસ. મને કર. મને કુંવારી કન્યામાંથી જોબનવંતી થનગનતી સ્ત્રી બનાવી દે.

યોગેશ : *(સ્તબ્ધ)* એટલે તેં ક્યારેય કિસ નથી કરી ?

ઝંખના : ના. મારા સંસ્કાર છે કે ફેમિલી સિવાય બીજા કોઈ સાથે શેકહૅન્ડ પણ ન કરાય. જલદી ! *(વધુ પાસે આવતાં)* પ્લીઝ...

યોગેશ : પણ ફક્ત કિસ કરવાથી તું કુંવારી કન્યામાંથી જોબનવંતી થનગનતી સ્ત્રી નહીં થઈ જાય !

ઝંખના : ભલે સ્ત્રી ન થાઉં, *(વધુ પાસે આવતાં)* પણ થનગનતી તો થઈ જઈશ ! યોગેશ ! પ્લીઝ !

યોગેશ : તારે કિસ કરવી છે ને ?

ઝંખના : હં...

*યોગેશ ઝંખનાને હોઠ પર દીર્ઘ ચુંબન કરે. દરમ્યાનમાં જયુબહેન, ઈંદુભાઈ અને*

*બટલર પ્રવેશે... છેલ્લે લથડિયાં ખાતા દેવુકાકા.*

દેવુભાઈ : *(ચીસ પાડતાં)* આ શું કરે છે, યોગેશ?

જયુબહેન : *(ઠંડે કલેજે)* મને પૂછો તો આ બંને કિસ કરે છે.

દેવુભાઈ : *(માફી માગતાં)* આઇ એમ સૉરી.

*આ બધું સાંભળતાંની સાથે યોગેશ છૂટવા પ્રયત્ન કરે, ઝંખના છોડે નહીં. છેવટે યોગેશ-ઝંખનાના ચુંબનનો અંત આવે. બંને પ્રસન્ન રીતે હાંફે... ઝંખના જયુબહેન પાછળ જઈ ઊભી રહે, યોગેશ દેવુકાકા પાછળ... જે દરમ્યાન...*

જયુબહેન : *(ઠંડે કલેજે)* તમે સૉરી છો કે મારી દીકરી એને કિસ કરે છે અને તમને નહીં?

દેવુભાઈ : *(અસમંજસ દારૂને કારણે વધુ તીવ્ર બને)* હા. ના. હા. ના.

ઈંદુભાઈ : જયુ... રહેવા દે ને!

જયુબહેન : ઈંદુ, તું ચૂપ રહે!

દેવુભાઈ : *(હાથ જોડીને)* ઈંદુભાઈ શેઠ! મને... હું ખરેખર દિલગીર છું. પણ તમને યાદ રહેશે ને કે આપણે જે હમણાં ડિસ્કસ કરતાં હતાં એ કૉન્ટ્રેક્ટને આ નાનકડી ઘટના સાથે કોઈ નિસ્બત નથી?

યોગેશ : ચાલો દેવુકાકા!

*યોગેશ દેવુભાઈનો હાથ ઝાલી બહાર લઈ જાય. ઝંખના ઈંદુભાઈને બાઝી કજિયો કરે.*

ઈંદુભાઈ : ડૉલિ! મારી ઢીંગલી!

ઝંખના : *(કજિયો)* મને એ ગમે છે, પપ્પા! મને એ છોકરો લાવી આપો ને, પપ્પા! મારે એની સાથે લગ્ન કરવાં છે, પપ્પા! પ્લીઝ પપ્પા!

ઈંદુભાઈ : જીદ નહીં કર, ડૉલિ! આ નહીં તો તારા માટે બીજો કોઈ છોકરો લઈ આવશું.

ઝંખના : તો મને રિતિક રોશન લાવી આપો!

જયુબહેન : હા, લાવી આપશું હં... પણ કાલે. આજે ચાલો દવાનો ટાઇમ થઈ ગયો છે... દવા પી લો...

ઝંખના : મને રિતિક રોશન! મને રિતિક રોશન!

*ઝંખના અને પરિવાર પર પ્રકાશ ઓછો થાય અને અંધકારમાં ગાર્ડન ગુમ થાય એ પહેલાં તખ્તાના બીજા ભાગમાં રસ્તો દેખાય અને એના પર લથડિયાં ખાતા ચકચૂર દેવુકાકા અને એમને સંભાળવાનો પ્રયત્ન કરતો યોગેશ.*

### રસ્તો

યોગેશ : *(ગુસ્સે)* પહેલાં મમતા... અને પછી આ ગાંડી! મૅડ છે મૅડ સાવ. એને બળદગાડાંમાં બેસીને શિકાગો જવું છે...

દેવુકાકા : પણ જો યોગેશ! ઈંદુભાઈએ એ જ કર્યું જે એમની જગ્યાએ બીજો કોઈ પણ વેપારી કરે. *(હસી પડે)* બહારગામના ઘરાકને તો સેકન્ડનો માલ જ

પહેરાવાય !

યોગેશ : શું ?

દેવુકાકા : પણ તેંય પ્રૂવ કર્યું કે તું મારો ભત્રીજો છે. તને માલની ક્વૉલિટીની પરખ છે !

યોગેશ : હવે તો ત્રાસ થાય છે, યૂ નો... આ આખી ઍક્ટિવિટીનો. – મારે મૅરેજ નથી કરવાં, દેવુકાકા.

દેવુકાકા : *(સમજાવે)* મેરેજ વિશે સ્વામી વિવેકાનંદે શું કહ્યું છે ખબર છે ? મેરેજ લાકડાના લાડુ જેવા છે. જે ખાય એ પસ્તાય – જે ન ખાય એય પસ્તાય.

યોગેશ : આઈ ડાઉટ કે આવું સ્વામી વિવેકાનંદે કહ્યું હોય.

*એક પળ શાંતિ.*

દેવુકાકા : નહોતું કહ્યું ? તો કહેવું જોઈતું હતું ! આટલું બધું ઠાવકું ઠાવકું બીજા બધા વિશે બોલ્યા તો મેરેજ વિશે કેમ ન બોલ્યા ?

યોગેશ : કારણ કે એ જ્ઞાની હતા. જિંદગીભર બૅચલર હતા.

દેવુકાકા : *(વિવાદ જીતી ગયાની ખાત્રી સાથે)* પણ પટેલ નહોતા... આપણી જેમ. આપણા નસીબમાં ખાઈને પસ્તાવાનું લખ્યું છે.

યોગેશ : *(નિસાસો)* ઓકીડોકી.

દેવુકાકા : એટલે ?

યોગેશ : એટલે ઈંગ્લિશમાં ઓકે.

*એક પળ શાંતિ.*

દેવુકાકા : આ મમતા ? સાથે રહેવા તૈયાર, એમ ?

યોગેશ : અહીંયાં નહીં... શિકાગોમાં.

દેવુકાકા : એને કમ્પ્યૂટર આવડે છે ?

યોગેશ : રોજ શિકાગો ચૅટ કરે છે.

દેવુકાકા : હું ધારું તો એને જોબ ઑફર કરી શકું.

*એક પળ શાંતિ.*

યોગેશ : ક્યાં ?

દેવુકાકા : કેમ ? આપણી એક નવી ફૅક્ટરી બનવાની છે ને – ખંડાલામાં !

યોગેશ : તમે ખંડાલામાં ફૅક્ટરી નાખો છો ?

દેવુકાકા : *(સ્વપ્નિલ)* ફુલ્લી ઑટોમૅટિક. આપણે કંઈ નહીં કરવાનું. બધું એની મેળે ચાલ્યા કરે. બધું ધમધોકાર.

યોગેશ : એના હાથમાં શિકાગોની ટિકિટ નહીં આવે ત્યાં સુધી આ મમતા તમને અડવા નહીં દે !

દેવુકાકા : *(હર્ટ)* યોગેશ ! તું તારા સગા કાકા વિશે આવું કેવી રીતે વિચારી પણ શકે ? તું મને ઓળખતો નથી ?

યોગેશ : તમારી વાત જવા દો, દેવુકાકા, મને તો ડાઉટ છે કે હું મને પણ ઓળખું છું કે કેમ...

દેવુકાકા : *(સાંત્વના આપે)* થાય દીકરા. આવું થાય. દિવસમાં એકથી વધુ છોકરીને મળવાનું થાય ને, ત્યારે આવું જ થાય. ચાલો, હવે આજની બીજી છોકરીને મળવા તૈયાર થઈ જાઓ. નામ છે કીર્તિ પરમાર. બહુ મોટી ગવર્મેન્ટ ઑફિસર છે.

યોગેશ : બહુ મોટી? એટલે કેટલી મોટી?

દેવુકાકા : એ DRIમાં છે. ડિપાર્ટમેન્ટ ઑફ રેવન્યૂ ઇન્ટેલિજન્સ. એનાથી મોટું કંઈ ન હોય. મારા વિશે કંઈ પૂછે તો કહેજે કે મારે ત્યાં ગયા વર્ષે જ રેડ પડી ગઈ... એટલે આ વર્ષે ખોટી તકલીફ ન લે...

*દેવુકાકા અને યોગેશ જાય. રસ્તા પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં મિથુનકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : મિથુનકન્યા સત્યાર્થમાં રમણી છે. એકીસાથે એકાધિક પુરુષનાં હૃદયો ઉપર શાસન કરી શકનાર આ લલિતા પોતાની તે સિદ્ધિના ગર્વથી મયૂરનૃત્ય કરી શકે છે. પત્ની તરીકે મિથુનકન્યા ક્ષણે ક્ષણે નવીન રૂપમાં દર્શાય છે. શારીરિક તેમ જ માનસિક ક્રીડાઓમાં અવિરામ ઉચ્છૃંખલ અને ઉદ્દામ બની પતિનું નિત્ય મનોરંજન કરી શકનારી મિથુનરસિકા બારે રાશિઓમાં સૌથી વધુ ચિત્તરંજક છે...

*મિથુનકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત કીર્તિની ઑફિસ દેખાય. મુખ્ય ખુરશી પર કીર્તિ પરમાર (ઉં. ૨૬) બેઠેલી હોય, હાથમાં ફોન. બાજુમાં નીચા સ્ટૂલ પર ભરાવદાર કદનો સ્ટેનોટાઈપિસ્ટ (ઉં. ૩૦). કીર્તિના કપાળે મોટો ચાંદલો, માથે અંબોડો, ચહેરા પર મેકઅપ નહીંવત્, અંગે કેસરી અને લીલી બૉર્ડરવાળી સ્ટાર્ચયુક્ત ખાદીની કડક સફેદ સાડી. સ્ટેનોટાઈપિસ્ટ સફેદ સ્ટાર્ચયુક્ત ખાદીના બુશશર્ટ-પૅન્ટમાં. યોગેશ ટકોરા મારી પ્રવેશે ત્યારે બેમાંથી કોઈ ઊભાં ન થાય.*

### ઑફિસ

યોગેશ : હલો. હું યોગેશ.

કીર્તિ : હા. એક મિનિટ જરા. બેસો ને! *(ફોનમાં)* तो जनाव! आप अपने साले साहव से कहिए कि उन की फाइल मेरे टेवल से हिल भी नही सकती जव तक मैं पूरी तरह संतुष्ट नही हो जाती! इस देश में कायदाकानून नाम की भी कोई चीज होती है! वात समझ में आई? *(ફોન મૂકે. ફોન ફરી રણકે. ફોન ઉપાડે)* Oh! It's the CBI again? I see. Just call Patwardhan and tell him I still have his white paper in my in-tray. *(ફોન મૂકે. યોગેશને)* સૉરી પટેલસાહેબ! અમારી ઑફિસ આ ટાઇમે કમ્પ્લિટ મૅડહાઉસ હોય છે. *(ફોન ઉપાડે)* ગાંધી! હવે કોઈનો પણ ફોન આવે તો મને નહીં આપતા. મેસેજ મૂકો, મેડમ મીટિંગમાં છે. *(ફોન મૂકે. યોગેશને)* શું લેશો? ચા, કૉફી, કંઈ સૉફ્ટ?

યોગેશ : નો થેંક્સ.

*કીર્તિ ટાઇપિસ્ટને ઇશારો કરે. ટાઇપિસ્ટ યોગેશને યોગેશની બ્રાન્ડની સિગરેટનું પૅકેટ ઑફર કરે.*

કીર્તિ : સિગરેટ પીશો ?

યોગેશ : *(લેતાં)* તમને કોણે કહ્યું કે... ?

કીર્તિ : કે તમે સિગરેટ પીઓ છો ? – હું તમારા વિશે ઘણુંબધું જાણું છું, મિસ્ટર પટેલ !

*ટાઇપિસ્ટ પ્રગટાવેલું લાઇટર ધરે. યોગેશ સિગરેટ જલાવે.*

યોગેશ : *(કશ લેતાં)* રિયલી ?

કીર્તિ : હું કીર્તિ પરમાર. મીટિંગ શરૂ કરીએ ?

યોગેશ : Why not?

કીર્તિ : *(ટાઇપિસ્ટને)* ઠક્કર, સાહેબની હોટેલ પર કાલે સવારના આ મીટિંગની મિનિટ્સ ટાઇપ થઈને પહોંચી જવી જોઈએ. *(યોગેશને)* તો શરૂ કરીએ...

યોગેશ : *(મૂંઝાય)* પણ... as you know... મારે તમારી સાથે પર્સનલ વાત કરવી છે. કોઈ બાજુમાં બેસીને બધું લખે તો... યૂ નો ?

કીર્તિ : ડોન્ટ વરી. ઠક્કર મારો અંગત માણસ છે. આપણે જે વાતો કરશું એને ટાઇપ કરી એક કૉપી તમને આપશે. એક કૉપી મને આપશે. એકે કૉપી દિલ્હી નહીં મોકલે.

*એક પળ શાંતિ.*

યોગેશ : *(ઊભો થતાં)* એમાં મને મજા નહીં આવે.

કીર્તિ : *(ઊભી થતાં)* બેસો સાહેબ. આપણે અહીં મજા કરવા ભેગાં નથી થયાં. તમારી અને મારી જિંદગીનો એક મહત્ત્વનો નિર્ણય લેવા ભેગાં થયાં છીએ. બેસો, સિગરેટ પૂરી કરો. મારી આખી પ્રપોઝલ સાંભળો અને સમજો.

યોગેશ : *(બેસે)* બોલો.

કીર્તિ : તમારા ફાધરે ચૌદમી તારીખે પટેલ બાગમાં બુકિંગ કરાવ્યું છે. એ મને નહીં ફાવે.

યોગેશ : પટેલ બાગ ?

કીર્તિ : લગ્નની વાડી છે. એ જગ્યા મારા મહેમાનોને લાયક નથી. એટલે મેં યુ.એસ. ક્લબમાં બુકિંગ કરાવ્યું છે. ત્યાં ત્રણ દિશામાં દરિયો છે. I hope you don't mind.

યોગેશ : Well...

કીર્તિ : Of course, ખર્ચ વધારે થશે. પણ એ મારા પર છોડી દો. ઠક્કર, સાહેબને agreementની કૉપી આપો.

*ટાઇપિસ્ટ યોગેશને કાનૂની દસ્તાવેજ આપે.*

યોગેશ : *(વાંચતાં)* આ શું છે ?

કીર્તિ : Prenuptial agreement. આમાં લખ્યું છે કે આપણે લગ્ન કરીએ છીએ એનો મતલબ એ નથી કે મારી બધી મિલકત તમારી થઈ ગઈ.

યોગેશ : *(હસી પડે)* ફક્ત મારી બધી મિલકત તમારી થઈ ગઈ, એમ?
કીર્તિ : પટેલસાહેબ... તમારા વીસ હજાર ડૉલરમાં... મને રસ નથી.
યોગેશ : *(સ્તબ્ધ)* પણ તમને કોણે કહ્યું કે...?
કીર્તિ : હું તમારા વિશે ઘણુંબધું જાણું છું. મને એ પણ ખબર છે કે ચેઝ મૅનહૅટન બૅન્કની શિકાગો બ્રાન્ચમાં પડેલા આ વીસ હજાર ડૉલર ઉપરાંત તમે છેલ્લા બે વર્ષ દરમ્યાન તમારા ફાધરને બીજા એકવીસ હજાર ડૉલર હવાલાથી મોકલ્યા છે.
યોગેશ : *(સ્તબ્ધ)* ઓહ...
કીર્તિ : આ એક ગંભીર આર્થિક ગુનો કહેવાય જેના બદલ તમને પાંચ વર્ષની સાદી જેલ થઈ શકે. પણ નહીં થાય. મારા હસ્બન્ડને જેલ થાય એ આપણાથી ચલાવી લેવાય, ઠક્કર?

*ટાઈપિસ્ટ માથું ધુણાવી ના પાડે.*

યોગેશ : *(ઊભો થતાં)* એટલે તમે એમ કહો છો કે જો હું તમારી સાથે લગ્ન નહીં કરું તો મને પાંચ વર્ષની જેલ થશે? સાદી?
કીર્તિ : ઉતાવળિયું પગલું નહીં ભરો, પટેલસાહેબ. એ તમારા હિતમાં નથી. આખું ઍગ્રીમેન્ટ વાંચો. એ તમારા હિતમાં છે. આમાં લખ્યું છે, લગ્ન મિનિમમ ત્રણ વર્ષ ટકવાં જોઈએ. ત્યાર બાદ આપણે બંને સ્વેચ્છાએ ડિવૉર્સ લેવાનો હક ધરાવીએ છીએ. પણ આપણાં લગ્ન ટકે એ તમારા હિતમાં છે કારણ કે જ્યાં સુધી આપણાં લગ્ન ટકશે ત્યાં સુધી તમને દર વર્ષે એક લાખ ડૉલર ખિસ્સાખર્ચીના મળશે.

*એક પળ શાંતિ.*

યોગેશ : મને સમજાતું નથી. તમારે આવાં લગ્ન કેમ કરવાં છે?
કીર્તિ : ગ્રીન કાર્ડ માટે. જુઓ પટેલસાહેબ. ત્રણ વર્ષ આ ખુરશી પર બેસીને મેં લિટલ ઓવર છ મિલિયન ડૉલર્સ બચાવ્યા છે. જે ઑલરેડી અમેરિકામાં છે. મારે ત્યાં જઈને બિઝનેસ સ્ટાર્ટ કરવું છે. એના માટે ગ્રીન કાર્ડ જરૂરી છે.
યોગેશ : પણ જો તમારી પાસે આટલા બધા ડૉલર્સ હોય તો... તમને ગ્રીન કાર્ડ તરત મળી જાય...
કીર્તિ : તરત મળી જાય... બીજાને. મને નહીં! મારા પર CBIની ચાર ચાર ઇન્ક્વાયરી ચાલે છે. પણ ઠક્કરની સલાહ છે કે જો હું લગ્ન કરીને અમેરિકા ચાલી જાઉં તો CBIવાળા મારો વાળ પણ વાંકો ન કરી શકે... બરાબર ને?

*ટાઈપિસ્ટ માથું ધુણાવી 'હા' પાડે.*

યોગેશ : આ અગ્રીમેન્ટમાં તો લખ્યું છે કે લગ્ન પછી આપણે એકબીજાથી દૂર રહેવાનું... મને ગર્લફ્રેન્ડ અને તમને બૉયફ્રેન્ડ રાખવાની છૂટ રહેશે...
કીર્તિ : ખાનગીમાં... જાહેરમાં તો બધાને એમ જ લાગવું જોઈએ આપણે પ્રૉપર હસ્બન્ડવાઈફ છિએ...

યોગેશ : મને સમજાતું નથી... તમે એમ કેમ માની લીધું કે મને આવા... પ્રપોઝલમાં રસ પડશે ?

કીર્તિ : કેમ ? પેગીને ભૂલી ગયા ?

યોગેશ : પેગી ?

કીર્તિ : પેગી વિલિયમ્સ ! ઉંમર વર્ષ બાવીસ, હાઇટ પાંચ ફૂટ પાંચ ઈંચ, વજન એક સો પંદર પાઉન્ડ, આંખો ભૂરી, વાળ બ્લૉન્ડ, ફિગર ૩૫-૨૨-૩૫ – તમારી ગર્લફ્રેન્ડ – જેની સાથે નાયગ્રાના રોમાંચક વાતાવરણમાં તમે આખો વીકેન્ડ વિતાવ્યો છે... તમે પસંદ તો પેગીને જ કરો છો ને ? લગ્ન તો માબાપને ખુશ રાખવા કરો છો ને ?

યોગેશ : આ કોણ કહે છે ? કોણ કહે છે ?

કીર્તિ : આ કોઈ કહેતું નથી. આ હું જાણું છું. yogeshp@hotmail.com બરાબર ? પાસવર્ડ P-E-G-G-Y. બરાબર ? હું એ પણ જાણું છું કે તમે તમારો ઈમેઇલ ઇન-બૉક્સ છેલ્લા ચાર દિવસથી ખોલ્યો નથી કારણ કે તમે છોકરીઓ જોવામાં વ્યસ્ત છો...

યોગેશ : ઓ ગૉડ !

કીર્તિ : એટલે તમે તો એ પણ નથી જાણતા કે પેગીને તમારી એટલી ચિંતા થઈ ગઈ છે કે શિકાગોથી મુંબઈ આવવા નીકળી ચૂકી છે અને કાલે સવારે સાડા આઠ વાગે સહાર એરપૉર્ટ પર લૅન્ડ થશે...

યોગેશ : *(અવાક)* ઓ માય ગૉડ !

કીર્તિ : ...જે હું જાણું છું. એટલે પટેલ સાહેબ, મને લાગ્યું કે તમને મારી પ્રપોઝલમાં રસ પડશે !

યોગેશ : પેગી ! મુંબઈમાં ?

*યોગેશ સિગરેટ ફેંકી બહાર દોડી જાય. કીર્તિ પોતાની ખુરશી પર ગોઠવાય.*

કીર્તિ : તમને શું લાગે છે, ઠક્કર ? છોકરો લાખ ડૉલરમાં માની જશે કે આપણે એને દોઢ લાખ ઑફર કરવા જોઈતા હતા ?

*કીર્તિ અને ટાઈપિસ્ટ પર પ્રકાશ ઓછો થાય અને અંધકારમાં ઑફિસ ગુમ થાય એ પહેલાં તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ અને સોફા પર ઘોરતા દેવુકાકા દેખાય. દોડતો દોડતો હાંફતો હાંફતો યોગેશ પ્રવેશે.*

### હોટેલ રૂમ

યોગેશ : *(ઢંઢોળતાં)* દેવુકાકા ! દેવુકાકા !

દેવુકાકા : શું *(આળસ મરડી જાગતાં)* ઓહ, યોગેશ ?

યોગેશ : દેવુકાકા ! જાગો ! પ્લીઝ !

દેવુકાકા : યોગેશ ! કળજુગના કર્મયોગીઓને રાતે નીંદર ન આવે. માંડ બપોરે આવે. ત્યારે એમને જગાડવા નહીં – સિવાય કે ક્યાંક આગ લાગી હોય !

યોગેશ : પણ દેવુકાકા ! આગ લાગી છે !

દેવુકાકા : ક્યાં ?

યોગેશ : આપણી લાઇફમાં !

દેવુકાકા : *(પૅનિક)* કેમ ? તારી કાકીએ અનિલા કામદારને શોધી કાઢી ?

યોગેશ : *(વધુ પૅનિક)* ના ! પેગી અહીંયાં આવે છે ! મુંબઈ !

દેવુકાકા : કોણ પેગી ? ઓ... તારી અમેરિકન ગર્લફ્રેન્ડ ?

યોગેશ : પપ્પાને ખબર પડશે તો એમને હાર્ટ અટેક આવશે !

દેવુકાકા : યોગેશ ! શાંત થા. આપણા ફેમિલીમાં બધાનાં હાર્ટ કૂતરાં જેવાં છે. કોઈ અટેક કરે ને, તો સામાં ભસે !

યોગેશ : દેવુકાકા ! તમને અત્યારે મજાક સૂઝે છે !

દેવુકાકા : જો ! મારાં ભાઈભાભીને હું સંભાળી લઈશ. પણ તું આ પેગીના પ્રેમમાં છે ?

યોગેશ : મને ખબર નથી.

દેવુકાકા : નાયગ્રા ફરી આવ્યા પછી તને ખબર શું નથી ?

યોગેશ : એ જ કે એને સાચો પ્રેમ કહેવાય કે'નહી. એક્ચ્યુઅલી પેગી માટે એ બધાનું બહુ મહત્ત્વ નથી...

દેવુકાકા : કયા બધાનું ?

યોગેશ : વીકેન્ડ માટે, યુ નો, નાયગ્રા વગેરે જવાનું...

દેવુકાકા : બહુ પ્રૅક્ટિકલ છોકરી કહેવાય.

યોગેશ : પણ દેવુકાકા ! મને થાય છે કે લાઇફમાં ઈમોશન નથી તો શું છે ?

દેવુકાકા : *(વિસ્મય)* તને એવું થાય છે ?

યોગેશ : એટલે આમ જુઓ તો મને બહુ ગમ્યું કે પેગીને મારી ચિંતા થઈ અને એ આટલા પૈસા ખર્ચીને, યૂ નો, મને મળવા આવે છે... પણ સાથે સાથે ડર પણ લાગે છે કે હું એની સાથે મૅરેજ કરીશ પછી એ જો કોઈ બીજા સાથે નાયગ્રા ફરવા જશે તો મારું શું થશે ?

દેવુકાકા : યોગેશ, યોગેશ, પ્રેમનો ટૉપિક બાજુ પર મૂક. મને સમજાય એવું બોલ.

યોગેશ : શું ?

દેવુકાકા : હા કે નામાં જવાબ આપ. તારે આ અમેરિકન પેગી સાથે લગ્ન કરવાં છે કે નહીં ?

યોગેશ : મને ખબર નથી.

દેવુકાકા : તો મારી વાત માન. પેગીને તો તેં જોયેલી જ છે. અહીંની બારેબાર કન્યાઓ પણ તું જોઈ લે. પછી વિચાર કરીને નક્કી કર ! તું જે નક્કી કરે એમાં હું તારી સાથે છું !

યોગેશ : ગુડ આઇડિયા. *(પૅનિક)* પણ દેવુકાકા ! પેગી કાલે સવારે તો લૅન્ડ થાય છે. એ રહેશે ક્યાં ? પપ્પા એને અમારા ઘરે નહીં રહેવા દે. કાંતાકાકી એને તમારા ઘરે નહીં રહેવા દે. તો એ રહેશે ક્યાં ? – Got it! એ અહીંયાં રહેશે. મારી સાથે. આ હોટેલ રૂમમાં.

દેવુકાકા : *(સાર્કેસ્ટિક)* ગુડ આઈડિયા. *(સમજાવે)* પણ યોગેશ ! તું એક પછી એક કન્યાઓને જોવા જઈશ ત્યારે પેગીને સાથે લઈ જઈશ ?

યોગેશ : ના ના. તો તો એને ખબર પડી જશે કે હું... *(હતાશ)* રાઈટ !

દેવુકાકા : તો તું શું કરીશ ?

યોગેશ : *(પૅનિક)* તો એ ક્યાં રહેશે ?

દેવુકાકા : જો, એ બધું તું મારા પર છોડી દે. તારો પ્રૉબ્લમ એ મારો પ્રૉબ્લમ છે.

યોગેશ : થેંક્યૂ, દેવુકાકા !

દેવુકાકા : *(ઘડિયાળ જોતાં)* હવે તું મન શાંત કર અને ડૉ. હંસા ગોરડિયાને મળવા જા. હરકિસનદાસ હૉસ્પિટલ.

યોગેશ : કેમ ?

દેવુકાકા : એની રાશિ કર્ક છે અને તું ઑલરેડી લેઈટ છે.

યોગેશ : થેંક્યૂ, દેવુકાકા !

દેવુકાકા : ચલ ! ભાગ !

*યોગેશ દોડતો દોડતો જાય. દેવુકાકા મલકાય.*

દેવુકાકા : *(સ્વગત)* તો પેગી માટે એ બધાનું બહુ મહત્ત્વ નથી... એમ ?

*હોટેલ રૂમ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં કર્કકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : લજામણીના છોડ જેવી કોમલાંગી, ચંદ્રહાસિની કર્કકન્યા પુરુષને આંખના પૂર્વાર્ધ ઇંગિતમાં ચુંબકીય ગતિથી આકર્ષે છે અને ઉત્તરાર્ધ ઇંગિતથી કાઢી મૂકે છે. અર્થાત્ પુરુષને હતો ન હતો કરવો એ કર્કમુગ્ધાની ડાબી આંખનો ખેલ છે. બારે રાશિમાં સૌથી વધુ મનોહર કર્કકન્યાની ઊર્મિઓના ધોધને બંને હાથે ખોબો ભરી પીવાની ત્રેવડ ન હોય એવા પુરુષે એ કન્યાને રાખડી જ બાંધી દેવી...

*કર્કકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત ક્લિનિક દેખાય. ડેસ્ક પાછળ લૅબકોટ અને ટેરિકૉટનનો સાદો પંજાબી ડ્રેસ પહેરી હંસા (ઉં. ૨૨) રાહ જોતી બેઠી હોય. વાળ ટાઈટ બાંધેલા, ઘડિયાળ અને નાના ચાંદલા સિવાય મેકઅપ અને આભૂષણ નહીં. ગળામાં લટકતું સ્ટેથોસ્કોપ.*

### ક્લિનિક

*યોગેશ પ્રવેશે. હંસા ઊભી થાય.*

હંસા : તમે લેઈટ છો.

યોગેશ : સૉરી.

*બંને એકમેકને બે પળ જોઈ રહે... બંને એક સાથે કંઈ બોલવા જાય. બંને અટકી જાય. આવું ફરી થાય. બંને હસી પડે.*

હંસા : *(હસવું રોકી ગંભીર થાય)* મારી શિફ્ટ સાત વાગે શરૂ થશે. આપણી પાસે બાવીસ મિનિટ છે.

યોગેશ : *(સ્મિત)* એમ? તો બેસું?
હંસા : હા.
*યોગેશ ન બેસે.*
યોગેશ : કે બહાર જઈએ, ક્યાંક?
હંસા : *(અચાનક)* આ શું છે?
યોગેશ : શું?
હંસા : તમારા હાથ પર!
યોગેશ : મારા હાથ પર?
હંસા : *(પાસે આવતાં)* આ ડાઘ...?
યોગેશ : ખબર નહીં... *(એને હસાવવાનો પ્રયત્ન કરતાં)* હમણાં જ નાહીને આવ્યો છું.
હંસા : *(હસવું રોકતાં)* થેંક્યૂ.
યોગેશ : ના... એટલે... રસ્તામાં લાગ્યો હશે ડાઘ.
*એક પળ શાંતિ.*
હંસા : જરા આંખ બંધ કરો તો...,
યોગેશ : But why?
હંસા : Trust me. I won't bite.
યોગેશ : હં... તમે બચકું ભરો તો... *(મલકાય)* કદાચ મને ગમશે.
હંસા : *(ગંભીર)* આંખો બંધ કરો.
*યોગેશ આંખો બંધ કરે, હંસા ટાંકણી એના હાથ પર ભોંકે.*
યોગેશ : *(બૂમ પાડે)* આઆઆઆ! *(આંખો ખોલે)* એ શું હતું?
હંસા : ટાંકણી. પિન.
યોગેશ : હંસા, લગ્ન કરતાં પહેલાં છોકરી છોકરા સાથે સવાલજવાબ કરે એ સમજાય છે. પણ પહેલી જ મુલાકાતમાં આમ ટાંકણીઓ ભોંકે?
હંસા : *(ગંભીર)* તમે આંખો બંધ કરો ને, પ્લીઝ!
યોગેશ : I want to know. તમે કોઈ પણ છોકરાને પહેલી વાર મળો ત્યારે આમ ટાંકણી ભોંકો છો?
હંસા : Of course not! પણ આજની વાત જુદી છે.
યોગેશ : *(રોમૅન્ટિક)* અં હં?
હંસા : હવે આંખો બંધ.
*યોગેશ લાડકો થઈ ના પાડે. હંસા હસી પડે.*
હંસા : *(ફરી ગંભીર થતાં)* ઓકે. તમારે સવાલજવાબ કરવા છે ને?
*યોગેશ લાડકો થઈ હા પાડે.*
હંસા : તો મારા સવાલોના જવાબ તમારે આંખો બંધ કરીને આપવા પડશે.
યોગેશ : *(મસ્તીમાં)* તો મારા સવાલોના જવાબ પણ તમે આંખો બંધ કરીને આપશો?
હંસા : તમે કહેશો તો મગજ બંધ કરીને આપીશ. હવે આંખો બંધ. *(યોગેશ આંખો*

*બંધ કરે)* Now, just relax! જેવું સ્પંદન થાય કે મને કહેજો.
યોગેશ : *(આંખો ખોલે)* સ્પંદન?
હંસા : જેવું feel કરો એટલે મને કહેજો. – આંખો!
યોગેશ : બંધ. *(આંખો બંધ કરે)* આમાં તો મજા પડે છે.
હંસા : *(ટાંકણી ભોંકતાં)* સ્પંદન થાય છે?
યોગેશ : આહ!
હંસા : આંખો નહીં ખોલવાની. હં બરાબર. હવે કહેજો કેવું સ્પંદન થાય છે? એવું જ? કે જુદું?
યોગેશ : *(ટાંકણી ભોંકાતાં)* આ... આ... આહ!
હંસા : એવું જ? કે જુદું?
યોગેશ : બંને વાર ચીસ પાડી. સંભળાઈ નહીં? *(દાઢમાં)* સાંભળેલું, અમેરિકામાં એવી છોકરીઓ છે જે પ્રેમ કરતી વખતે ચામડાનું હન્ટર અને લોખંડની સાંકળો વાપરે છે. Whips and chains, you know! પણ ક્યારેય નહીં ધારેલું કે એવી છોકરી ખેતવાડીમાં મળશે!
હંસા : What nonsense!

*હંસા ટાંચણી પાછી મૂકી દે.*

યોગેશ : *(હાથ ધરે)* ફરી કરો ને! મને લાગે છે, ધીમે ધીમે મને ફાવી જશે.
હંસા : *(ગંભીર)* તમારા કુટુંબમાં કોઈને લ્યૂકોડર્મા કે કોઈ બીજી...
યોગેશ : *(મલકાય)* આનો જવાબ પણ મારે આંખો બંધ કરીને આપવાનો?
હંસા : મજાક નહીં કરો. ગંભીર વાત છે. તમારા કુટુંબમાં કોઈને...
યોગેશ : લ્યૂકોડર્મા એટલે સફેદ ડાઘ ને?
હંસા : હા.
યોગેશ : ના. આખા કુટુંબમાં કોઈને નથી. કેમ?
હંસા : તમારા શરીર પર બીજા કોઈ ડાઘ છે?
યોગેશ : ના. હા.
હંસા : ક્યાં?

*એક પળ શાંતિ.*

યોગેશ : મારી... મારા... *(ચીંધે)*
હંસા : *(હસી પડતાં)* તમારા બટક્સ પર! *(ગંભીર થવા પ્રયત્ન)* ઓકે. તમે અમેરિકામાં કોઈ પણ છોકરી સાથે... યૂ નો?
યોગેશ : અં...?
હંસા : *(ગંભીર)* સંબંધ ધરાવતા હતા?
યોગેશ : સંબંધ. That's nice.
હંસા : હા કે ના?
યોગેશ : ના. હા.
હંસા : તમારી એ ગર્લફ્રેન્ડના બીજા બૉયફ્રેન્ડઝની તબિયત કેવી રહે છે?

યોગેશ : *(પૅનિક)* મને AIDS છે ?
હંસા : ના. પણ મારે પેલો બીજો ડાઘ તપાસવો પડશે.
યોગેશ : *(હાશકારો)* થેંક ગૉડ, મને AIDS નથી !
હંસા : *(ગંભીર)* તમને કેમ લાગ્યું કે તમને AIDS હોઈ શકે ? તમારી ગર્લફ્રેન્ડ ડ્રગ્ઝ વાપરે છે ? કોકેન ? હેરોઇનનાં ઈંજેક્શન લે છે ?
યોગેશ : *(પૅનિક)* ના !
હંસા : સજાતીય સંબંધો ધરાવતા પુરુષો સાથે સંબંધ ધરાવે છે ?
યોગેશ : સજાતીય ?
હંસા : Gay or bisexual.
યોગેશ : *(પૅનિક)* ના, ના !
હંસા : તમે પોતે ક્યારેય કોઈ પુરુષ સાથે...
યોગેશ : *(મોટેથી)* ક્યારેય નહી... *(પૅનિક)* મારા બધા સજાતીય સંબંધો સ્ત્રીઓ સાથે જ થયા છે.
હંસા : પણ તમે તો પુરુષ જેવા લાગો છો !
યોગેશ : *(મૂંઝાય)* તે ? હું પુરુષ જ છું !
હંસા : *(હસી પડતાં)* તો એને વિજાતીય સંબંધો કહેવાય. *(ગંભીર)* તમને ક્યારેય કોઈ હૉસ્પિટલમાં લોહી ચડાવ્યું છે ?
યોગેશ : ના, ના. ક્યારેય નહીં. *(પૅનિક)* Never.
હંસા : તો તમે AIDSની ચિંતા શું કામ કરો છો ?
યોગેશ : કેમ ? બધાં છાપાંમાં આટલું બધું આવે છે ને ?
હંસા : છાપાંમાં છપાયેલું બધું માનવા જશો તો ગાંડા થઈ જશો.
યોગેશ : Thank God! હું તો ડરી ગયેલો. મને લાગ્યું, I'm a goner!
હંસા : *(ગંભીર)* ડરવા જેવું કંઈ નથી. આ તો કદાચ કોઢ પણ નીકળે.
યોગેશ : કોઢ ?
હંસા : Leprosy.
યોગેશ : *(પૅનિક)* Leprosy? Oh God!
હંસા : *(ચેકઅપ એરિયાનો પડદો ચીંધતાં)* ત્યાં જઈ પૅન્ટ ઉતારી દો. મારે પેલો બીજો ડાઘ તપાસવો પડશે.
યોગેશ : *(પૅન્ટનો બેલ્ટ ખોલતાં ખોલતાં પડદા પાછળ જતાં જતાં નર્વસલી ગણગણે)* રઘુપતિ રાઘવ રાજા રાઆઆમ, પતિઈત પાઆવન સીતારામ...
હંસા : *(હસવું રોકતાં)* તમે દર વખતે પૅન્ટ કાઢો ત્યારે ભજન ગાઓ છો ?
યોગેશ : *(પડદા પાછળ)* ના. મારી મમ્મીએ મને કહેલું કે ડર લાગે ત્યારે આ ભજન ગાવું. *(નર્વસલી ગણગણે)* સીતા રાઆમ સીતા રામ, ભજ પ્યારે તૂ સીતાઆ રામ...

*હંસા પ્લાસ્ટિકનાં ગ્લવ્ઝ પહેરી, ટાંચણી લઈ પડદા પાછળ જાય.*

યોગેશ : *(પડદા પાછળ)* આઉ ! આઉ !

*હંસા પડદા પાછળથી બહાર આવે, ગ્લવ્ઝ કાઢે, ઠેકાણે મૂકે.*

હંસા : હં... બંને વખતે સ્પંદનો એકસરખાં હતાં. Leprosy તો નથી.

યોગેશ : Thank God! *(ડિસ્કો જેવો ફાસ્ટ ટેમ્પો)* ઈશ્વરઅલ્લાતેરોનામ ! સબકોસન્મતિ દેભગવાન. *(પડદા પાછળથી બહાર આવતાં, પેન્ટનો બેલ્ટ ટાઈટ કરે)* મમ્મી is right. 'રઘુપતિ રાઘવ' ક્યારેય ફેઈલ નથી જતું.

હંસા : આ વખતે ફેઈલ જાત તો સારું થાત.

યોગેશ : *(પૅનિક)* કેમ ?

હંસા : કારણ કે આજે આપણી પાસે એવાં antibiotics છે જે કોઢનો જડમૂળથી નાશ કરી શકે પણ લ્યૂકોડર્માનો કોઈ ઇલાજ નથી.

યોગેશ : એટલે શું થાય ? શું થાય ? *(પૅનિક)* લ્યૂકોડર્મામાં શું થાય ?

હંસા : આ જ જે થયું છે. શરીર પર સફેદ ડાઘા થાય.

યોગેશ : *(પૅનિક)* પછી ?

હંસા : પછી શું ?

યોગેશ : *(પૅનિક)* Endમાં શું થાય ? ખરાબમાં ખરાબ કેસમાં શું થઈ શકે ? મને સાચું કહેજો, પ્લીઝ !

હંસા : આખું શરીર સફેદ થઈ જાય. આલ્બાઈનોની જેમ.

યોગેશ : *(પૅનિક)* રઘુપતિરાઘવરાજારામપતિતપાવનસીતારામ.

હંસા : I'm sorry, Yogesh... *(યોગેશનો હાથ ઝાલી એને સાંત્વના આપે)* મેં જ્યારથી SKIN-VDમાં MD કર્યું છે ત્યારથી જ્યાં જોઉં ત્યાં મને કેસ જ દેખાય છે ! I just can't switch off!

યોગેશ : *(શાંત થાય)* Actually મારે તમને થેંક્યૂ કહેવું જોઈએ.

હંસા : *(આંખોમાં આંખો પરોવી)* તને.

યોગેશ : *(આંખોમાં આંખો પરોવી)* તને.

*એક પળ શાંતિ. હંસા યોગેશથી દૂર થાય.*

હંસા : તારા વિષે તો મેં ઘણુંબધું જાણી લીધું. હવે તારો વારો.

યોગેશ : એટલે હવે તું... ? *(પૅન્ટ કાઢવાનો ઈશારો કરે)*

હંસા : *(હસી પડે)* ના. *(ગંભીર)* હું માત્ર તારા સવાલોના જવાબ આપીશ.

યોગેશ : Not fair.

*હંસા હસી પડે. બંને બે પળ એકમેકને જોયા કરે.*

હંસા : તારે મને કંઈ નથી પૂછવું ?

યોગેશ : હા. એક સવાલ. મને લ્યૂકોડર્મા છે એનાથી મારી ભાવી પત્નીને કે મારા સંતાનોને કંઈ પ્રોબ્લમ આવી શકે ?

હંસા : બિલકુલ નહીં.

યોગેશ : Sure?

હંસા : Sure. પુરાવો આપું ? *(ગંભીર)* તું મને ગમી ગયો છે. હું તારી પત્ની બનવા તૈયાર છું.

યોગેશ : *(ગંભીર)* અને મને તું ગમી ગઈ છે. *(તીવ્ર)* ચાલ, પરણી જઈએ ને ઊડીને પહોંચી જઈએ શિકાગો !

*યોગેશ હંસાને આલિંગન કરવા જાય.*

હંસા : *(યોગેશને રોકતાં)* એક મિનિટ મારી વાત સાંભળ.

*યોગેશ અધીરાઈથી પોતાની ઘડિયાળ જુએ. હંસા હસી પડે.*

હંસા : *(ગંભીર થતાં)* તું એકદમ મીઠો છે ને મને બહુ ગમે છે પણ...

યોગેશ : *(પૅનિક)* તું કોઈ બીજાના પ્રેમમાં છે ?

હંસા : ના હવે ! પણ મારે અહીં રહેવું છે. પ્રૅક્ટિસ કરવા.

યોગેશ : અહીં ? એટલે ઇન્ડિયામાં ?

હંસા : ખેતવાડીમાં.

યોગેશ : પણ અહીંયાં કમાવાનો સ્કોપ છે ?

હંસા : હું અહીં કમાઈશ નહીં તો શું ? મારી અહીં જરૂર છે !

યોગેશ : પણ જો તું શિકાગો આવે તો ત્યાં superspecialise કરી શકે... You know! You can work with the best minds in your field! કેટલા બધા પૈસા બનાવી શકે !

હંસા : પણ મારે પૈસા નથી બનાવવા, યોગેશ ! યૂ નો, અહીંના લોકોમાં કેવા કેવા રોગ હજીય છે... એનો ઇલાજ કર્યા વગર નહીં ચાલે ! તું અહીં સેટલ થઈ જાય તો આપણે કાલે પરણી જઈએ !

*એક પળ શાંતિ.*

હંસા : જ્યારે મારા પપ્પાએ જીદ કરી કે મારે તને મળવું જોઈએ... ત્યારે મને બિલકુલ idea નહોતો કે જેને હું મળીશ એ મને આમ... સાવ તરત જ ગમી જશે.

*એક પળ શાંતિ.*

યોગેશ : પણ હું અહીં રહીને શું કરીશ ?

*એક પળ શાંતિ.*

હંસા : એ તારે જોવાનું છે.

*એક પળ શાંતિ.*

યોગેશ : એટલે તને કમાવામાં રસ જ નથી ? તારું ફ્યૂચર બનાવવામાં રસ જ નથી ?

*એક પળ શાંતિ.*

હંસા : *(પીઠ ફેરવતાં)* સૉરી, યોગેશ ! મારું ફ્યૂચર આ જ છે.

*યોગેશ પળભર ઊભો ઊભો હંસાને જોયા કરે, પછી અચાનક બહાર જાય. હંસા પર પ્રકાશ ઓછો થાય અને અંધકારમાં ક્લિનિક ગુમ થાય એ પહેલાં તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ અને તૈયાર થતાં થતાં મોબાઈલ પર ફોન કરતો યોગેશ દેખાય.*

## હોટેલ રૂમ

યોગેશ : યોગેશ પટેલ હિયર... દેવુકાકા! બોલો! પેગીની ફ્લાઇટ ટાઇમસર છે. હા, મને ખબર છે! – વહેલી છે? ઓકે! – લૅન્ડ થઈ ગઈ? ડૉન્ટ વરી! એને કસ્ટમમાં ટાઈમ લાગશે! હું પાંચ મિનિટમાં એરપોર્ટ પહોંચું છું. – તમે એરપોર્ટથી વાત કરો છો? એરપોર્ટથી નીકળી ગયા છો? – વેરી ગુડ! તો હું નીચે હોટેલના રિસેપ્શનમાં તમારી રાહ જોઉં છું. – શું? તમે અહીંયાં નથી આવતા? તો એ રહેશે ક્યાં? – એટલે? એને કાર્લા કેવ્ઝ શું કામ જોવા જવું છે? – પણ એ તો ઠેઠ ખંડાલા પાસે આવી. – હા, મને ખબર છે નવો સૂપર એક્સપ્રેસ હાઈવે થઈ ગયો છે ને કલાકમાં ખંડાલા – પણ – પણ – પણ એને તો આપણી ભાષાયે નથી આવડતી! એ ત્યાં જશે કોની સાથે? – *(મોટેથી)* તમારી સાથે? – *(પૅનિક)* એટલે પેગી અને તમે વીકેન્ડ માટે ખંડાલા જાઓ છો? – શું? આખું અઠવાડિયું? – પછી એને લોનાવાલા, મહાબળેશ્વર અને માથેરાન પણ ફેરવી આવશો? – *(મોટેથી)* સાથે મગનલાલ હોય તો શું થઈ ગયું? એ તો તમારો જ ડ્રાઇવર છે! – *(મોટેથી)* તમે પેગીને ફોન આપો! મારે એની સાથે વાત કરવી છે! – કારની બૅકસીટ પર ઊંઘી ગઈ છે? તો જગાડો! – અરે, પણ જેટલૅગ હોય તો શું થયું? *(મોટેથી)* પાપ નહીં લાગે! તમે એને જગાડો! હું કહું છું ને! *(મોટેથી)* દેવુકાકા! દેવુકાકા! દેવુકાકા!

*યોગેશ હોટેલ રૂમની બહાર જાય.*

## રસ્તો

*હોટેલ રૂમ ગુમ થાય અને રસ્તો દેખાય. એક છેડેથી ધુંઆંફુંઆં યોગેશ પ્રવેશે. સામે છેડેથી ઠાવકી અને ટિપટૉપ અનિલા કામદાર. બંને એકમેકને ક્રૉસ કરે. બંને એકસાથે અટકે, ફરે, એકમેકને જુએ.*

અનિલા : ઓળખાણ પડે છે? આપણે...

યોગેશ : That's right! તમે અનિલા કામદાર! આપણે કૉફી શૉપમાં મળેલા... *(અચાનક)* તમે ક્યારેય ખંડાલા ગયાં છો?

અનિલા : Mind your own business.

યોગેશ : પ્લીઝ! જો મારા દેવુકાકા ખંડાલા જાય તો ક્યાં રહે, તમને ખબર છે?

અનિલા : દારૂવાલા ગેસ્ટ હાઉસ. કેમ? શું થયું?

યોગેશ : એ ત્યાં મારી ફ્રેન્ડ પેગી સાથે ગયા છે. અમેરિકાથી આવી છે. ગોરી ગોરી. બ્યૂટિફુલ!

અનિલા : એટલે દેવુડો ગરોળીના પેટ જેવી ધોળી સાથે ખંડાલા ગયો છે?

યોગેશ : મારી ફ્રેન્ડ. *(ખિસ્સામાંથી નોટો કાઢે)* આ લો.

અનિલા : આ શું છે?

યોગેશ : બે હજાર રૂપિયા. ટૅક્સી માટે... જો હમણાં તમારી પાસે છૂટા ન હોય તો.

નવો એક્સપ્રેસ હાઇવે બન્યો છે. કલાકમાં તો ખંડાલા !

અનિલા : દેવુડાનું પતાવી નાખ્યું હોત તો સારું થાત...

યોગેશ : સૉરી ?

અનિલા : એવો મોકો હાંથમાં આવેલો ને... વાંધો નહીં. છોડીશ નહીં દેવુડાને !

*અનિલા ધુઆંફુંઆં થઈને જાય.*

યોગેશ : *(પાછળ બૂમ પાડે)* ટૅક્સી દાદર મળશે ! *(મોબાઈલ પર નંબર જોડે)* હલો ! કાંતાકાકીને આપજો ને ! કાકી ! હું યોગેશ ! – મોબાઈલ પરથી. – ના કાકી ! મૂકી નહીં દેતાં ! – હા કાકી ! ટૂંકમાં કહીશ ! – તમે પેલી ડાકણને શોધી કાઢવાના મારા પપ્પાને પચાસ હજાર રૂપિયા આપ્યા છે, right ? તમે જિતુભાઈને અમેરિકા મોકલાવશો, right? – હવે મને કહો ! તમારે દેવુકાકા અને અનિલા કામદારને રંગેહાથ પકડવાં છે? – Good! હવે સાંભળો. ખંડાલા જવા માટે નવો એકસપ્રેસ હાઇવે બન્યો છે. કલાકમાં તો ખંડાલા...

*ફોન પર વાતો કરતો કરતો યોગેશ બહાર જાય. રસ્તાના બીજા ભાગમાં દેવુભાઇ દેખાય.*

દેવુભાઈ : *(પ્રેક્ષકોને)* મારું કાસળ કાઢવાનો યોગેશને જરાય રંજ નહોતો... ઊલટો એને તો આનંદ હતો જિતુભાઈની લાઇફ સેટ કરવાનો... છતાં આજે એને સવારના પહોરમાં બિયર પીવાનું મન થઈ ગયું. બારમાં એકલા બેસીને પીતાં પીતાં એણે વિચાર કર્યો – શું સાલી લાઇફ છે ? – જેના પર આપણે સહુથી વધુ ભરોસો રાખીએ એ જ દગો દે ! પેગી તો પેગી... પણ દેવુકાકા ! – યોગેશે પોતાની જાતને પ્રૉમિસ આપ્યું કે એ ક્યારેય કોઇના પર ભરોસો નહીં રાખે. ચાર બૉટલ પૂરી થઈ ત્યારે એને યાદ આવ્યું કે કન્યારાશિની પુષ્પા દેસાઈની અપોઇન્ટમેન્ટ માટે એ ઑલરેડી બે કલાક મોડો છે...

*રસ્તા પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં કન્યાકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : સંસ્કાર, સુરુચિ, આભિજાત્ય કન્યાકન્યાનાં લક્ષણ છે. એની કાયયષ્ટિ બ્રહ્માએ બારીક ઓજારોથી કંડારી હોય એવી અક્ષુણ્ણ અને કોમલાંગી હોય છે. કદલીસ્તંભ શી જંઘાઓ, ધવલકપોત શાં સ્તન, દ્રુત નયનાભિરામ નિતંબ કન્યાપ્રેયસીનાં લક્ષણ છે. સુબદ્ધતા, સાયુજ્ય, સપ્રમાણતાના ઉપાસક પુરુષો કન્યાપ્રેમિકા પ્રત્યે કોઈ અભૌતિક આકર્ષણ અનુભવે છે.

*કન્યાકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત બાર દેખાય. યોગેશ એકલો એક ટેબલ પર બેસી ઢીંચે છે. છેલ્લી બૉટલ પૂરી કરે છે.*

બાર

*યોગેશ ઊભો થાય. લથડિયું ખાય. વેઇટર પ્રવેશે. યોગેશ પાસે જાય.*

યોગેશ : *(વેઇટરને, ખાનગી વાત)* અહીંની જમીન હલે છે.

વેઇટર : ના સાબ.
યોગેશ : તો એક ઔર લાઓ.
વેઇટર : સાબ, ટાઈમ હો ગયા હૈ. બાર બંધ કરનેકા હૈ.
યોગેશ : *(રાજાપાઠમાં)* એક ઔર લાઓ.
વેઇટર : સાબ, મેરા શિફ્ટ ખતમ હો ગયા.
યોગેશ : તો ક્યા હુઆ ? ઓવરટાઈમ કરો. ટિપ કમાઓ ! લેકિન એક ઔર લાઓ !
વેઇટર : સાબ, મુઝે વસઈ જાના હૈ...
યોગેશ : વસઈ ક્યા ? જાના હૈ તો ખંડાલા જાઓ... લેકિન પહલે એક ઔર લાઓ !
વેઇટર : સાબ... મૅનેજર મૅડમ બહોત સ્ટ્રિક્ટ હૈ. બોમ મારતી હૈ...
યોગેશ : તુમ જા કર મેડમ કો સમઝાઓ કિ યોગેશ પટેલ શિકાગો સે આયા હૈ યહાં બિયર પીને...
વેઇટર : *(જતાં)* મૈં ઉન્હેં ભેજતા હૂં. આપ હી ઉન્હેં સમઝાઓ.
યોગેશ : રૂકો. ઇધર આઓ. યે લો. *(મોટી ટિપ આપે)* અબ લાઇફ મેં કભી કિસી પર ભરોસા મત કરના.
વેઇટર : થેંક્યૂ સર.

*યોગેશ ખિસ્સામાંથી રાશિપુસ્તક કાઢે. પાનાં ઉથલાવે. પાછું ખિસ્સામાં મૂકી દે.*

યોગેશ : *(સ્વગત)* કન્યારાશિની પુષ્પા દેસાઈ, મારે તને તો મળવું જ નથી, જા. તને પણ સમજાશે કે લાઇફમાં કોઈનો ભરોસો ન કરાય. મારો પણ નહીં.

*સિલ્કની સાડીમાં સજ્જ લેડી મૅનેજર (ઉં. ૨૨) પ્રવેશે. યોગેશના ટેબલ પાસે જાય.*

મેનેજર : Excuse me, please!
યોગેશ : *(બને એટલો રીઝનેબલ)* સિર્ફ એક ઔર લાઓ.
મેનેજર : *(બાર તરફ નજર ફેરવી)* પણ બાર તો બંધ છે.
યોગેશ : *(મોટું સ્મિત)* જે બંધ છે એ ખૂલી પણ શકે. પ્લીઝ !
મેનેજર : તમે આટલો બધો બિયર પીઓ એ સારું નહીં...
યોગેશ : *(અચાનક)* તમારું કોઈએ દિલ તોડ્યું છે ?
મેનેજર : શું ?
યોગેશ : *(જીદ)* ના, મને કહો. કોઈએ તોડ્યું છે તમારું દિલ ?
મેનેજર : ના.
યોગેશ : તો જસ્ટ ઇમેજિન કરો કે કોઈએ તમારું દિલ તોડ્યું છે... અને તમે રસ્તા પર વેરવિખેર પડેલા ટુકડા ભેગા કરી... *(ટુકડા ભેગા કેમ કરાય એ દેખાડવા જતાં ભારે લથડિયાં ખાય પણ પડે નહીં)* એને હાથમાં ઊંચકી... આમ... *(દેખાડે)* મારા બારમાં બિયર પીવા આવો છો...
મેનેજર : પણ...
યોગેશ : તમને સવાલ થશે કે તૂટેલા દિલને બિયર સાથે શો સંબંધ ? *(સમજાવે)* એટલે જેનું દિલ તૂટે એને બિયર પીવાનું મન શું કામ થાય ? મારી પાસે

તમારા સવાલનો જવાબ છે.

મેનેજર : Excuse me...

યોગેશ : *(મહાન વિધાન)* બિયર એ તૂટેલા દિલની સેલોટેપ છે... *(હેડકી)* તમને બે ઘડી થાય કે તમારું દિલ હજી પહેલાંની જેમ વન પીસ છે... તો ઈમેજિન કરો, તમે સેલોટેપ ચોંટાડવા મારા બારમાં આવ્યાં છો. 'આવો, આવો' કહીને હું તમને વેલ્કમ કરું છું. તમે એક બૉટલ સેલોટેપ માગો છો ત્યારે હું તમને ના પાડું છું... ઈમેજિન, તમને કેવું લાગશે ?

મેનેજર : તમે આ જ હોટેલમાં રહો છો ને ?

યોગેશ : *(એની વાત અવગણી)* તમને એવું ફીલ થશે કે તમારું દિલ ફરી તૂટી ગયું... બસ ! એવું જ હું હમણાં ફીલ કરું છું. એક દિવસમાં બીજી વાર મારું દિલ ન તોડો... મને હજી એક બિયર આપો !

મેનેજર : એક મિનિટ. *(જતાં)* હું હમણાં આવું છું.

યોગેશ : વેઈટ. અહીંયાં આવો. *(એ આવે)* લાઈફમાં ક્યારેય કોઈના પર ભરોસો નહીં કરતાં. તમારી રાશિ કઈ છે ?

મેનેજર : કન્યા. કેમ ?

યોગેશ : વૉટ અ કોઈન્સિડન્સ ! આજે જ કન્યારાશિની એક કન્યા – પેગી વિલિયમ્સે મારું દિલ તોડ્યું... બીજી કન્યાકન્યા પુષ્પા દેસાઈનું દિલ મેં તોડ્યું અને ત્રીજી કન્યા રાશિની જ કન્યા મારા માટે સેલોટેપ લઈ આવે છે... તમારું નામ શું છે ?

મેનેજર : પુષ્પા. પુષ્પા દેસાઈ.

યોગેશ : મને થઈ ગઈ છે. મને એમ સંભળાયું કે તમારું નામ પણ પુષ્પા દેસાઈ છે.

પુષ્પા : હા. પુષ્પા દેસાઈ.

યોગેશ : *(મૂંઝાય)* બેબે પુષ્પા દેસાઈ ?

પુષ્પા : ના. એક જ. આવજે, યોગેશ પટેલ ! તેં મારું દિલ તોડ્યું નથી. અને આપણે ફરી ક્યારેય નહીં મળીએ.

*પુષ્પા જાય. યોગેશ લથડિયાં ખાતો ઊભો રહે.*

યોગેશ : *(બૂમ પાડે)* નહીં મળતાં. પણ સંભાળીને ચાલજો. અહીંની જમીન હલે છે.

*ભરતભાઈ પ્રવેશે.*

ભરતભાઈ : યોગેશ ! તું અહીંયાં શું કરે છે ? અડધો કલાકમાં તો તારે હસમુખભાઈ શુક્લને ત્યાં જવાનું છે ! એમની ગ્રેન્ડડૉટર ભાવનાને જોવા ! જલદીનીકળ ! નહીં તો મોડું થઈ જશે !

*એક પળ શાંતિ.*

યોગેશ : પપ્પા ! I'm sorry! મેં દારૂ પીધો છે.

*એક પળ શાંતિ.*

ભરતભાઈ : દીકરા ! મારે જોરજુલમ કરીને તને પરણાવવો નથી... મારી વાત માનતાં તને એટલું દુઃખ થાય કે તારે દારૂ પીવો પડે... એના કરતાં તું તારી

અમેરિકન ગર્લફ્રેન્ડને પરણી જા. મારા તરફથી તને છૂટ છે.

યોગેશ : ના પપ્પા. એ વાત નથી.

ભરતભાઈ : *(રડમસ)* નહીં તો મારો દીકરો શું કામ દારૂ પીવે ?

યોગેશ : *(રડમસ)* મારી ભૂલ થઈ ગઈ. પપ્પા ! હું ફરી ક્યારેય દારૂને હાથ નહીં લગાડું ! *(લથડિયાં ખાતો)* હું હમણાં જ ભાવનાને જોવા જાઉં છું.

ભરતભાઈ : *(એને સંભાળી લેતાં)* આજે રહેવા દે, દીકરા. કાલે સવારે જજે.

*બાર પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં ધનકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : ધનુરાશિની કન્યા અનન્ય ગરિમા સાથે જન્મે છે. એનાં પહેરવેશ, હાવભાવ, વાણીમાંથી ગૌરવ અને શીતળ આધિપત્ય ટપકે છે. એનું આકર્ષણ પૂર્ણિમાના ચંદ્ર જેવું હોય છે; એનું સંવનન શૃંગારના પ્રભારથી લચીલું હોય છે; એનો સંગ વાચા, વિદ્યા, વૈભવથી ખચિત હોય છે. એકાંતપ્રિય, ઓછાબોલા પુરુષે અન્યત્ર હૃદયદાન કરવું...

*ધનકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત ભાવનાનું ઘર દેખાય.*

### ભાવનાનું ઘર

*બેકગ્રાઉન્ડમાં મોટી શ્રીનાથજીની છબી. આગળ સોફા પર હસમુખભાઈ (ઉં. ૯૦) અને પ્રજ્ઞાબહેન (ઉં. ૮૮) બેઠાં બેઠાં એ રીતે છાપાં વાંચી રહ્યાં હોય કે બેમાંથી કોઈના ચહેરા ન દેખાય. પ્રજ્ઞાબહેનની બાજુમાં વૉકર પડ્યું હોય. યોગેશ દરવાજા પાસે ડોકાય.*

યોગેશ : હસમુખભાઈ શુક્લ ક્યાં રહે છે ?

હસમુખ : *(છાપું ખસે. આંખે કાળાં ચશ્માં)* એં ?

પ્રજ્ઞા : *(છાપું ખસે. આંખે કાળાં ચશ્માં)* એં ?

યોગેશ : *(મોટેથી)* હસમુખભાઈ શુક્લ ક્યાં રહે છે ?

હસમુખ : આવ દીકરા, આવ. હસમુખભાઈ એ હું જ. જય શ્રીકૃષ્ણ.

યોગેશ : જય શ્રીકૃષ્ણ.

હસમુખ : *(છાપું બાજુમાં મુકાય)* એં ?

પ્રજ્ઞા : *(છાપું બાજુમાં મુકાય)* એં ?

યોગેશ : *(મોટેથી)* જય શ્રીકૃષ્ણ.

હસમુખ : *(ચીંધતાં)* ભાવનાનાં દાદી.

પ્રજ્ઞા : જય શ્રીકૃષ્ણ.

યોગેશ : *(મોટેથી)* જય શ્રીકૃષ્ણ.

હસમુખ : બેસ, બેસ.

*યોગેશ બેસે.*

હસમુખ : તો તું છે હરકિસનભાઈનો મોટો ગ્રાન્ડસન.

યોગેશ : નાનો. મોટો જિતુ.

હસમુખ : પટેલ જિતેન્દ્ર ભરતભાઈ. રોલ નંબર ૪૮.

યોગેશ : જી સર.

હસમુખ : હું એને Economics ભણાવતો. હા. એણે જ શૅરબજારમાં મોટો લૉસ કર્યો, ખરું ?

યોગેશ : હા, સર.

હસમુખ : *(કાને હાથ)* એં ?

પ્રજ્ઞા : *(કાને હાથ)* એં ?

યોગેશ : *(મોટેથી)* પણ હવે એનું બધું સારું ચાલે છે.

હસમુખ : સારું સારું. *(પ્રજ્ઞાને)* આમને કંઈ ધરો.

*નીચેના સંવાદો દરમ્યાન પ્રજ્ઞા ધીમે ધીમે ઊભી થાય, વૉકર ઝાલે, વૉકરની મદદથી ધીમે ધીમે પડું પડું થતાં પણ ક્યારેય ન પડતાં દરવાજા તરફ જાય. યોગેશ એમને અધ્ધર જીવે જોતો રહે.*

હસમુખ : હવે અમારી ભાવના વિષે. એ મારા એકના એક દીકરાની એકની એક દીકરી છે. છતાં પ્રજ્ઞાએ અને મેં એને ખોટાં લાડ લડાવી બગાડી નથી. અમે સિદ્ધાંતવાદી માણસો છીએ.

યોગેશ : *(પ્રજ્ઞાને જોતાં, મોટેથી)* સારું કહેવાય, સર.

હસમુખ : ભાવનાનાં માબાપ તો આ ફાની દુનિયામાંથી ચિરવિદાય લઈ ગયાં. હવે મારી જવાબદારી છે ભાવનાને ઠરીઠામ કરવાની. એ અંગે તમારી મેટ્રિમોનિયલ advertisementનો જવાબ આપવામાં મને સંકોચ ક્યાંય ન નડ્યો... તમારું કુટુંબ મારું જાણીતું છે અને તારાં qualifications પણ impressive છે.

*પ્રજ્ઞા જાય.*

યોગેશ : Thank you, sir! *(થોડો અકળાય – મોટેથી)* ભાવના ક્યાં છે ?

હસમુખ : અધીરો નહીં થા, નવજુવાન ! હું એને બોલાવું કે તરત અહીં આવશે. મને ખાત્રી છે એ પણ તને મળવા માટે એટલી જ ઉત્સુક છે જેટલો તું એને મળવા માટે ઉત્સુક છે. પચીસ વરસ પહેલાં રિટાયર થયો એ અગાઉ હું કોએજ્યુકેશનલ કૉલેજનો પ્રિન્સિપાલ હતો. મેં દુનિયા જોઈ છે.

યોગેશ : કોંગ્રૅચુલેશન્સ !

*પ્રજ્ઞા વૉકર સમેત ધીમે ધીમે ફરી પ્રવેશે. એક હાથમાં ટ્રે અને ટ્રેમાં હાલકડોલક ગ્લાસ સાથે યોગેશ તરફ ધીમે ધીમે પડું પડું થતાં પણ ક્યારેય ન પડતાં આવે. આ પ્રગતિ જોઈને યોગેશનો જીવ તાળવે.*

હસમુખ : અમેરિકા ભલે ન ગયો હોઉં. પણ મેં લાઇફ જોઈ છે. તને અમેરિકા પાછા ગયા પછી સારી નોકરી મળશે ?

યોગેશ : *(મોટેથી)* હા, સર.

હસમુખ : મને સાચું જણાવવામાં આવ્યું છે કે તને મહિને બે લાખ રૂપિયાથીય વધુ પગાર મળશે ?

યોગેશ : હા, સર. *(મોટેથી)* પણ અમેરિકામાં money moves differently.

હસમુખ : તું બચતમાં માને છે ? પૈસા બચાવે છે ?

યોગેશ : *(મોટેથી)* હું પટેલ છું, સર. અમે બહુ નાની ઉંમરે બચત શીખીએ. મારી બધી ગોટીઓ હજી મારી પાસે જ છે.

હસમુખ : સરસ. તું મને પસંદ છે, નવજુવાન.

*પ્રજ્ઞા ટ્રે અને ગ્લાસ અકબંધ જાળવી યોગેશ અને હસમુખની વચ્ચે પહોંચે. યોગેશ ગ્લાસ લેવા જાય એ પહેલાં હસમુખ લઈ લે અને પી જાય – જે વાતની નોંધ પ્રજ્ઞા ન લે. એ તો ખાલી ગ્લાસ પાછો મળતાં ફરી ધીમે ધીમે જવા લાગે.*

યોગેશ : *(મોટેથી)* ભાવના ક્યાં છે ?

હસમુખ : *(પ્રજ્ઞાને)* ભાવનાને મોકલો.

પ્રજ્ઞા : *(ધીમેથી સાદ પાડે)* ભાવના બેટા...

યોગેશ : *(મોટેથી સાદ પાડે)* ભાવના બેટા !

*હસમુખભાઈ ઊભા થાય. પણ એ કમ્મરેથી સાવ વાંકા વળીને રહે. યોગેશ સ્તબ્ધ થઈ એમને જોયા કરે.*

હસમુખ : જ્યારે મેં તારા કાકા સાથે આ ઇન્ટરવ્યૂ ગોઠવ્યો ત્યારે એણે શરત મૂકી કે તારે છોકરીને એકલા મળવું છે. એટલે મેં સામી શરત મૂકી કે પહેલાં એકલો હું છોકરાને મળીશ. મારી શરત પૂરી થઈ. હવે તું ભાવનાને એકલો મળી શકશે.

*હસમુખ અને પ્રજ્ઞા જાય.*

હસમુખનો અવાજ : ભાવના, કંઈ જરૂર પડે તો કહેજે. અમે બાજુના ઓરડામાં જ છીએ.

*ભાવના (ઉં. ૨૧) પ્રવેશે. સિલ્કની પીળી સાડી, માથામાં ખોસેલાં સફેદ પુષ્પ, વાળ લાંબા અને ભીના, હાથમાં આરતીનો થાળ. થાળમાં ફૂલો, દીવી અને જ્યોત. થાળ યોગેશને ધરે. યોગેશ આરતી લે.*

ભાવના : જય શ્રીકૃષ્ણ.

યોગેશ : જય શ્રીકૃષ્ણ.

*યોગેશને પ્રસાદ આપે. યોગેશ મુગ્ધભાવે પ્રસાદ ગ્રહણ કરે.*

ભાવના : તમારું નામ રાશિ પ્રમાણે છે ?

યોગેશ : હા.

ભાવના : એટલે તમે વૃશ્ચિક.

*ભાવના આરતીનો થાળ બાજુ પર મૂકી એક ટેબલ પર પડેલું પુસ્તક હાથમાં લે, પાનાં ઉથલાવે.*

યોગેશ : એક મિનિટ ! પેલી ચોપડી દેખાડો... Select your husband astrologically! આ તો – this is great! ભાવના, મારી પાસે આ જ ઑથરની ચોપડી છે. Select your wife astrologically. Wow! આનો અર્થ એ થયો કે બાર જાતના છોકરા પણ હોય ! મને ખ્યાલ જ નહોતો !

Okay! Good to meet you, Bhavna!
ભાવના : Here. મારી રાશિ ધનુ છે. I'm a Saggi.
યોગેશ : મને ખબર છે.
ભાવના : તમે તમારી કુંડળી લાવ્યા છો ?
યોગેશ : ના. મેં તો મારી કુંડળી જોઈ પણ નથી.
ભાવના : વાંધો નહીં. તમે તમારા બર્થની ડેટ, ટાઇમ અને પ્લેસ અહીં લખી આપો. હું હમણાં જ બનાવી આપીશ.
યોગેશ : Yeah?

*ભાવના ફટાફટ કુંડળી બનાવે. યોગેશ જોયા કરે.*

ભાવના : *(કુંડળી જોતાં)* હં. વૃશ્ચિક લગ્ન. ચંદ્ર અને મંગળ પહેલે સ્થાને છે. તમે ખૂબ પૈસા બનાવશો.
યોગેશ : જો તમે અમેરિકા આવીને આ બધું કરશો તો તમે પણ ખૂબ પૈસા બનાવશો.
ભાવના : આના પૈસા ન લેવાય. આને વિદ્યા કહેવાય. *(કુંડળી જોતાં)* હં... રાહુ અને કેતુ પણ નડે એવા નથી...
યોગેશ : એ તો સારું ને ?
ભાવના : *(કુંડળી જોતાં)* કૃષ્ણકૃષ્ણ !
યોગેશ : જય શ્રીકૃષ્ણ !
ભાવના : *(યોગેશને)* આ મંગળ તો આડો છે. તમારા પહેલા લગ્નનું ભંગાણ કરીને છોડશે ! *(કુંડળી જોતાં)* જો કે બીજા લગ્નમાં કોઈ વિઘ્ન નહીં નડે.
યોગેશ : *(સ્તબ્ધ)* એટલે મારે બે વાર મેરેજ કરવાં પડશે ?
ભાવના : I'm sorry. હું તમારી સાથે લગ્ન નહીં કરું. તમારા પહેલા લગ્નમાં ભંગાણ લખાયેલું છે.
યોગેશ : Jesus!
ભાવના : *(બરફ)* આ ઘરમાં અમે કૃષ્ણનું નામ લઈએ છીએ.
યોગેશ : I mean Krishna!
ભાવના : *(કુંડળી જોતાં)* સિવાય કે... જો તમે લગ્ન જેવા જ કોઈ સંબંધમાંથી already પસાર થઈ ચૂક્યા હો.
યોગેશ : લગ્ન જેવા જ ?
ભાવના : હું તમારી સાથે તો જ લગ્ન કરી શકું જો તમે કોઈ બીજી છોકરી સાથે સંપૂર્ણ શારીરિક સંબંધ ભોગવી ચૂક્યા હો.
યોગેશ : સંપૂર્ણ શારીરિક ? હા. પેગી સાથે.
ભાવના : *(કુંડળી જોતાં)* તો વાંધો નહીં.
યોગેશ : એટલે You don't mind કે મારે એની સાથે સંપૂર્ણ શારીરિક... you know!
ભાવના : Mind? ઊલટો મારે તો એમનો આભાર માનવો જોઈએ. આજે એ ન હોત તો હું તમારો વિચાર પણ ન કરી શકત... પણ હવે તો બધું પતી ગયું

છે ને?

યોગેશ : હા. હા. સાવ હિસ્ટરી થઈ ગયું છે. ચાલો, સારું થયું, મમ્મી બહુ રાજી થશે.

*યોગેશ સિગરેટ સળગાવે. ભાવના વિસ્ફારિત આંખે યોગેશને બે પળ જોયા કરે.*

ભાવના : કૃષ્ણકૃષ્ણ !

યોગેશ : જય શ્રીકૃષ્ણ !

ભાવના : સૉરી. હું તમારી સાથે લગ્ન નહીં કરું.

યોગેશ : કેમ ? શું થયું ?

ભાવના : તમે સિગારેટ પીઓ છો ! જે પોતાનું જીવન જાળવી નથી જાણતો એ બીજાને કેવી રીતે જાળવવાનો ? નીકળો ! નીકળો અહીંથી, અબ્બી હાલ !

*યોગેશને ધક્કા મારી કાઢી મૂકે. ભાવનાના ઘરમાં પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ દેખાય.*

હોટેલ રૂમ

*યોગેશ પ્રવેશે ત્યારે જિતુ એની રાહ જોતો બેઠો છે.*

યોગેશ : જિતુભાઈ ! આવો ! પૅકિંગ શરૂ કર્યું કે નહીં ?

જિતુ : તને મારી લાઇફમાં સળી કરવાનું કોણે કહ્યું'તું ?

યોગેશ : પણ જિતુભાઈ મેં ક્યાં... કંઈ... હું તો તમને હેલ્પ કરું છું...

જિતુ : કોઈએ તારી હેલ્પ માગી ? હું તારા પૈસાથી ખરીદેલા ફ્લેટમાં રહું છું એ તને ખૂંચે છે ? કાલે વેકેટ કરી નાખીશ ! મારે અમેરિકા જવું જોઈએ એ નક્કી કરવાવાળો તું કોણ ?

યોગેશ : પણ ત્યાં બહુ સ્કોપ છે ! ગ્રોથ માટે ! યૂ નો... વિકાસ માટે...

જિતુ : મારે ગ્રો નથી થવું. મારે નથી વિકસવું. હું લાઇફમાં ફેલ ગયો છું ને ? મને ચાલશે. ધંધો નહીં ચાલે તો નોકરી કરીશ. મહિને પાંચ હજારમાં ચલાવીશ. મને ચાલશે. મારા બાળકને ભલે મોંઘાંદાટ રમકડાં નહીં અપાવી શકું... હું એને એનાં દાદાદાદીનો પ્રેમ તો અપાવી શકીશ ! અને મમ્મીપપ્પાને ભલે હું દર મહિને ડૉલરો નહીં મોકલી શકું પણ કોઈને માંદગી આવે તો ખડે પગે ચોવીસ કલાક એમની સેવા તો કરી શકીશ ! હું મીડિયોકર છું ને ? મને ચાલશે. કારણ કે આ મારું ઘર છે. અહીંયાં હું બૈરી સાથે ઝગડો કરું તોય ગલીના નાકે પાનના ગલ્લા પાસે જઈને ઊભો રહી શકું. શિકાગોમાં હું ક્યાં જવાનો હતો ? મારે યોગેશ નથી બનવું ! મારે જિતુ જ રહેવું છે !

યોગેશ : You don't have to go, Jitubhai...

જિતુ : એ પણ તારે મને કહેવાની જરૂર નથી ! તું સમજે છે શું તારા મનમાં ? મોટો લાટસાહેબ હોય તેમ અહીં આવે છે પોતાની અમેરિકન ગર્લફ્રેન્ડ સાથે અને ઈંગ્લિશ બોલીને ફોરેનરની જેમ બિહેવ કરે છે ! તને છી ધોતાં મેં શિખવાડ્યું છે, ભૂલતો નહીં ! હવે હું ઈંગ્લિશમાં બોલવાનો જ નથી ને ! નેવર !

*જિતુભાઈ જાય.*

યોગેશ : જિતુભાઈ !

*યોગેશ એમની પાછળ જાય. હોટેલ રૂમમાં પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં ઘર દેખાય.*

ઘર

*મમ્મી શાકભાજી સમારે એટલામાં યોગેશ પ્રવેશે. એમને વહાલ કરે. મમ્મી ખુશખુશ થઈ જાય.*

યોગેશ : મમ્મી ! તને પગ દબાવી આપું ?

મમ્મી : ના રે ના.

યોગેશ : તો માથું દબાવી આપું ?

મમ્મી : રહેવા દે. બેસ અહીં છાનોમાનો. ધરાઈને તને જોવા દે. આવ્યો ત્યારથી સરખું બેઠોય નથી મારી પાસે.

યોગેશ : આ – છોકરીઓ જોવાની ધમાલમાં... સૉરી, મમ્મી !

મમ્મી : પસંદ કરી ?

યોગેશ : હજી એક છોકરી જોવાની છે. છેલ્લી. પછી પસંદ કરીશ.

મમ્મી : દીકરા... જીવન કંઈ સાડીની દુકાન છે કે તમે વીસ જોયા પછી જ એક પસંદ કરો ?

યોગેશ : તો મને કહે, તેં પપ્પાને કેવી રીતે પસંદ કરેલા ?

મમ્મી : મને થયું કે હવે મારે પરણી જવું જોઈએ એટલે મેં નક્કી કર્યું કે જે છોકરો પહેલો જોઈશ એને પસંદ કરી લઈશ. અને એમ જ કર્યું. તમે ભલે ન માનતા હો. પણ અમે તો પ્રારબ્ધમાં માનીએ.

યોગેશ : ઓકે મમ્મી. હું પણ પ્રારબ્ધમાં માનીશ. આ છેલ્લી છોકરી – એ જે હોય તે – હું એની સાથે લગન કરીશ.

*મમ્મી યોગેશને આશીર્વાદ આપે. યોગેશ જાય. ઘરમાં પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં હોટેલ રૂમ દેખાય.*

હોટેલ રૂમ

*યોગેશ દરવાજો ખોલે અને પાટાપીંડી સમેત દેવુકાકા પ્રવેશે.*

યોગેશ : આવો દેવુકાકા... ખંડાલા ટ્રિપ કેવી રહી ?

દેવુકાકા : *(માંડ માંડ બેસતાં)* હેક્ટિક. અચાનક પાછા આવવું પડ્યું. ધંધાર્થે. ધંધાનાં કામ વેશ્યા જેવાં. તીસે દિવસ લગન જેવી ધમાલ.

યોગેશ : *(મલકાટ છુપાવતાં)* Too bad.

દેવુકાકા : તારે ફિકર કરવા જેવું કંઈ નથી. આ તારો દેવુકાકો હંધાયને પહોંચી વળે એવો છે. બાય ધ વે, તારા માટે એક મેસેજ છે.

યોગેશ : ઓહ !

દેવુકાકા : પેગીનો.

યોગેશ : ઓહ ?

દેવુકાકા : એ જ કે એનું લોનાવાલા, માથેરાન, મહાબળેશ્વરનું પ્લાનિંગ ઑન રહે છે – ભલે મારે અહીં પાછા આપવું પડ્યું. ધંધાર્થે.

યોગેશ : એટલે પેગી આ બધે એકલી જવાની છે ?

દેવુકાકા : એકલી કેમ ? ડ્રાઈવર મગનલાલ સાથે છે ને ? આખો આઇડિયા મારો હતો. તું છોકરાઓ જોવા જાય ત્યારે એ તારી સાથે આવે એમાં ફેમિલીનું સારું ન દેખાય.

યોગેશ : *(ગુસ્સો છુપાવતાં)* Thank you, દેવુકાકા.

દેવુકાકા : તને પહેલાં પણ કહ્યું છે. *(માંડ માંડ ઊભા થતાં)* તારા માટે anytime આપણે ભોગ આપવા તૈયાર છીએ. હવે તૈયાર થઈ જા. વૃષભરાશિની વિશાખા અહીંયાં આવતી જ હશે !

*દેવુકાકા જાય. યોગેશ એમને જોતો રહે. હોટેલ રૂમ પર પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં વૃષભકન્યાનું ચિત્ર દેખાય.*

અવાજ : વૃષભકન્યાને એના લક્ષ્યમાંથી ચ્યુત કરવું અસંભવ છે. એની શાંત આંખોમાં નજર કરનારને અતલ ઊંડાણનાં દર્શન થાય છે. એનાં સ્તનનિતંબ ભાદ્રપદનાં વાદળ જેવાં ભરાવદાર અને મસૃણ હોય છે અને એનું ચુંબન પ્રથમ મેઘ જેવું સંતર્પક. એની આંખોની કિનારી ઉપર અગ્નિ જેવી રક્તિમા હોય છે. નાસિકામાં મૃગશીર્ષનો પવન, એનું અંગ ચંદનકાષ્ઠ શું સુદર્શન હોય છે અને મન સ્ફટિક શું સ્વચ્છ અને સુદૃઢ.

*વૃષભકન્યાનું ચિત્ર અદૃશ્ય થતાં વેંત હોટેલ રૂમ દેખાય. ઇન્સ્પેક્ટર સોલંકી પ્રવેશે. પોષાક સાદો પણ વર્તન કડક, રૂવાબદાર.*

સોલંકી : હું છું કસ્ટમ ઇન્સ્પેક્ટર સોલંકી. પટેલ યોગેશ ભરતભાઈ કોણ છે ?

યોગેશ : હું છું. બોલો ?

સોલંકી : *(ખિસ્સામાંથી હૅન્ડગન કાઢી યોગેશ તરફ તાકતાં)* You are under arrest. તમને ચૂપ રહેવાનો અધિકાર છે. તમે જે કંઈ કહેશો એનો ઉપયોગ અદાલતમાં તમારી વિરુદ્ધ કરવામાં આવશે.

યોગેશ : *(ધ્રૂજતાં)* પણ મેં શું કર્યું છે ?

સોલંકી : *(આખા ઓરડા પર નજર ફેરવતાં)* આ સવાલનો ઉપયોગ પણ કુશળતાપૂર્વક તમારી વિરુદ્ધ કરવામાં આવશે. *(ફરી ગન યોગેશ તરફ તાકતાં)* ચૂપચાપ મારી સાથે આવો છો કે મારે હાથકડી પહેરાવી પડશે ?

યોગેશ : પપપણ મમમમારી સામે ચચચચાર્જ શું છે એ તતતતો કકકકકહો...

સોલંકી : *(ગન ખિસ્સામાં મૂકતાં)* આ ક્ષણે તમારા fatherની દુકાન અમે ઘેરી લીધી છે. હમણાં જ રેઇડ શરૂ થશે. રેઇડમાં અમને આશા છે કે નીચે પ્રમાણેની સામગ્રીઓ ઝબ્બે થશે. *(બીજા ખિસ્સામાંથી કાગળ કાઢી વાંચે)* એક ડૅટ રેકોર્ડર, એક મેકિન્ટૉશ પાવરબુક, સોળ શિફોનની સાડી, એક બૉટલ જૉય પરફ્યૂમ, આઠ બૉટલ બ્રૂટ સ્પ્લૅશ-ઑન, એક બૉટલ રેમી માર્ટિન VSOP,

એક બૉટલ બ્લેક લેબલ બે લીટર, એક બ્લૅક ડાયલવાળી રાડો ઘડિયાળ, ચાર પ્લેબૉય મૅગેઝીનના જૂના અંકો, અઢી કિલો વિવિધ પ્રકારની ચૉકલેટ્સ અને ચાર કિલો કાચી બદામ.

યોગેશ : ઓકે ઓકે. સસસસસમજી ગગગગયો. – O God! મને કેટલી સજા થશે?

સોલંકી : *(કાગળ ખિસ્સામાં મૂકતાં)* એ તો ડિપેન્ડઝ.

યોગેશ : ડડડડિપેન્ડઝ?

સોલંકી : કે સજા પહેલાં કેસ કેટલાં વર્ષ ચાલે છે.

યોગેશ : Jjjjjesus. એટલે હું અમેરિકા પાછો નહી જઈ શકું?

સોલંકી : ના.

યોગેશ : ત્યાં જજજજજૉબ નહી કરી શકું?

સોલંકી : ના.

યોગેશ : એટલે લલલલલગ્ન પણ નહી કરી શકું?

સોલંકી : કરી જુઓ. બહુ મજા નહી આવે!

યોગેશ : Oh Gggggod!

સોલંકી : Oh God નહીં! કહો, ઓહ ઇન્સ્પેક્ટર સોલંકી!

યોગેશ : કકકકેમ?

સોલંકી : કારણ કે કાયદાની જાળમાંથી God તમને નહીં બચાવી શકે પણ આ સોલંકી ધારશે તો તમને અબી હાલ ઉગારી લેશે.

યોગેશ : Please, Please, Please, ઉગારી લો મને!

સોલંકી : હું ધારું તો મારા રિપૉર્ટમાં એમ લખી શકું કે રેઇડ પાડી પણ કાંઈ મળ્યું નથી... પણ હું એવું શું કામ ધારું?

યોગેશ : શું કામ?

સોલંકી : જો મને પચાસ હજાર રોકડા મળે તો!

યોગેશ : You mean bbbbbribe?

સોલંકી : Bribe?

યોગેશ : I mean લાંચ!

સોલંકી : ગુજરાતી સુધારો. Bribeનું ગુજરાતી થાય વહેવાર. હા. તમારે પચાસ હજારનો વહેવાર કરવો પડશે.

યોગેશ : પચાસ હજાર? બી રીઝનેબલ!

સોલંકી : કસ્ટમ-ડ્યૂટી કરતાં કસ્ટમ-વહેવાર હંમેશાં રીઝનેબલ હોય છે.

યોગેશ : ઓકે. તો તમને પૈસા ક્યારે જોઈએ છે?

સોલંકી : ઉતાવળ નથી. હું અહી જ રાહ જોઈશ.

યોગેશ : અહીં? એટલે હહહહહમણાં જ જોઈએ છે?

*રૂમમાં પ્રવેશવાની ઘંટડી વાગે. સોલંકી યોગેશને ઇશારાથી ચૂપ રહેવા કહે. સોલંકી ગન કાઢી બારણે તાકે, યોગેશ કાનઆંખ બંધ કરે, સોલંકી બારણું ખોલે. વિશાખા પ્રવેશે. જીન્સ-સ્લીવલેસ ટીશર્ટમાં શોભતી સુંદર ફિગર. બે પળ સોલંકીને અને*

*એની ગનને જોઈ રહે. પછી મોહક સ્મિત આપે.*

વિશાખા : *(સોલંકીને)* યોગેશ પટેલ ? મારું નામ વિશાખા !

યોગેશ : *(અચાનક જાગે, પરિસ્થિતિ સમજે અને આગળ આવે)* હું છું યોગેશ પટેલ. આ મિસ્ટર સોલંકી છે.

સોલંકી : *(ગન ખિસ્સામાં પાછી મૂકે પણ વિશાખાની આંખોમાં આંખ રાખીને)* કસ્ટમ ઇન્સ્પેક્ટર સોલંકી, મિસ વિશાખા !

યોગેશ : અમારા ફેમિલી ફ્રેન્ડ છે. મળવા આવ્યા છે. Good to meet you.

વિશાખા : *(એક અછડતી નજર, યોગેશને)* Good to meet you. *(આંખોમાં આંખો પરોવી, સોલંકીને)* Good to meet you.

યોગેશ : તમે અહીં બેસો. હું પાંચ જ મિનિટમાં આવું છું.

*યોગેશ જાય. સોલંકી પળભર વિશાખાને જોયા કરે. વિશાખા સોલંકીને. છેવટે...*

સોલંકી : તું હજી ભણે છે, મિસ... વિશાખા ?

વિશાખા : આ વર્ષે જ કૉલેજ પૂરી થઈ. M.Sc. with Organic Chemisty – specialised in Synthetic Drugs.

*હવેની વાતો ઇન્ટેન્સ, અર્જન્ટ.*

સોલંકી : તારા ડૅડી શું કરે છે, મિસ વિશાખા ?

વિશાખા : વેપારી છે. Synthetic Yarnનું કરે છે.

સોલંકી : તું અહીં આ છોકરાની જાહેરખબર બાબત આવી છે ?

વિશાખા : હા.

સોલંકી : હું અહીં સ્મગલિંગ બાબત એને જેલ ભેગો કરવા આવ્યો છું.

વિશાખા : ખરેખર ?

સોલંકી : આને ભૂલી જા, મિસ વિશાખા. આ તો સ્મગ્લર છે. તને રસોઈ બનાવતાં આવડે છે ?

વિશાખા : મને તો રસોઈ કરવી ખૂબ ગમે. તું ક્યાં રહે છે ?

સોલંકી : ગવર્ન્મેન્ટ કોલોની એન્ટોપ હિલ. એકલો.

વિશાખા : તારાં લગ્ન નથી થયાં ?

સોલંકી : મારે લગ્ન કરી લેવા જોઈતાં હતાં. મારી બાની બહુ ઇચ્છા હતી. પણ આજે બા નથી ને એની ઇચ્છા હવે મારી ઇચ્છા છે. હોટલનું ખાઈખાઈને કંટાળી ગયો છું. પણ મને મારી મનપસંદ છોકરી ક્યાંય મળી નથી. મારી લાઇનમાં તો ફક્ત સ્મગ્લર્સ અને ટેરરિસ્ટોને મળવાનું થાય.

વિશાખા : તું કેટલો હૅન્ડસમ છે. તને તો કોઈ પણ છોકરી પહેલી નજરે હા પાડી દે.

સોલંકી : તારી આંખોમાં સચ્ચાઈની પરખ છે.

વિશાખા : ખરેખર ?

*યોગેશ હાંફળોફાંફળો હાથમાં નોટોનું પૅકેટ લઈને પ્રવેશે.*

યોગેશ : સૉરી વિશાખા. તું બોર તો નથી થઈ ગઈ ?

વિશાખા : ના. આ તારા ફેમિલી ફ્રેન્ડની હાજરીમાં કોઈ બોર કેવી રીતે થઈ શકે ?

*(સોલંકીને)* જો એ સ્મગ્લર છે તો એને અરેસ્ટ કેમ નથી કરતો ?

સોલંકી : તું કહેતી હોય તો આને અરેસ્ટ કરી લઉં !

યોગેશ : તને કોણે કહ્યું ? *(સોલંકીને જોતાં)* શું થશે આ દેશનું ? અહીં કોઈ બોસ્ટ કર્યા વગર લાંચ પણ નથી લઈ શકતું.

સોલંકી : *(વિશાખાને)* હું તારા પર છોડી દઉં છું. તું કહેતી હોય તો આને જેલ ભેગો કરી દઉં.

વિશાખા : *(સોલંકીને)* પણ નહીં તો તું આનું શું કરવાનો હતો ?

યોગેશ : *(વિશાખાને)* આ ? હું કહું ? આ મારી પાસેથી પચાસ હજાર રૂપિયાની લાંચ લેવાનો હતો ! *(સોલંકીને જોતાં)* લાંચ !

વિશાખા : *(સોલંકીને)* આટલા બધા રૂપિયા ? એક દિવસમાં ?

સોલંકી : *(વિશાખાને)* શું થાય ? સમર છે. સ્લૅક સીઝન. શિયાળામાં ધંધો ધમધોકાર હોય છે.

*યોગેશ સ્તબ્ધ થઈ બંનેનું ફિલ્મી વર્તન જોયા કરે.*

વિશાખા : ઓહ ! સોલંકી !

સોલંકી : મિસ વિશાખા ! જો તારી મરજી હોય તો હું આના પૈસા લીધા પછી પણ એને જેલ ભેગો કરી દેખાડું.

વિશાખા : આને માફ કરી દે.

યોગેશ : હા !

સોલંકી : શું કામ ?

વિશાખા : આને લીધે તો આપણે મળ્યાં.

યોગેશ : હા !

સોલંકી : તો... તો.. તો હું એને પચીસ ટકા ડિસ્કાઉન્ટ આપી શકું... પણ આમ સાવ માફ ?

યોગેશ : હા !

વિશાખા : શટ અપ, યોગેશ ! – સોલંકી ! તારું નામ શું છે ?

સોલંકી : જયકાંત.

વિશાખા : જયકાંત ! આને ભૂલી જા. મને કોકાકોલા પીવા લઈ જા.

સોલંકી : આપ કા હુકમ સરઆંખો પર.

વિશાખા : ઓ જયકાંત !

*સોલંકી અને વિશાખા બહાર જવા લાગે.*

યોગેશ : All the best. તમને પણ, સોલંકીસાહેબ !

*સોલંકી દરવાજેથી પાછો આવે.*

સોલંકી : જતાં પહેલાં, પટેલ યોગેશ ભરતભાઈ ! યાદ રહે. કસ્ટમ કે બીજા કોઈ પણ ખાતાના ઇન્સ્પેક્ટરને કોઈને અરેસ્ટ કરવાના પાવર નથી હોતા.

યોગેશ : નહીં ?

સોલંકી : આ પાવર ફક્ત પોલિસને હોય. આવજો !

*સોલંકી ફરી જવા લાગે.*

યોગેશ : એક મિનિટ, સોલંકી સાહેબ. મારા વિશે આ બધી information તમને કોણે આપી ?

સોલંકી : *(યોગેશને અવગણે)* ચલો, વિશાખા ડાર્લિંગ, કોકાકોલા પીવા. મને એક વાત કહે. તને રીંગણાનું ભડથું બનાવતાં આવડે છે ?

વિશાખા : દહીંવાળું કે દહીં વગરનું ?

સોલંકી : વાહ ! શું સવાલ પૂછ્યો છે !

*વિશાખા અને સોલંકી જાય. યોગેશ માથું ખંજવાળતો ઊભો રહે.*

*ખંધું હસતા દેવુકાકા પ્રવેશે.*

દેવુકાકા : વૃષભ કેવી રહી ?

યોગેશ : એની વાત જવા દો. અહીંયાં એક કસ્ટમ ઇન્સ્પેક્ટર આવેલો. એની પાસે હું અમેરિકાથી જે જે વસ્તુઓ લાવેલો એનું લિસ્ટ હતું. એને પચાસ હજાર રૂપિયાની લાંચ જોઈતી હતી.

દેવુકાકા : તને લોન જોઈએ છે ?

યોગેશ : ના. એ વૃષભને લઈને ચાલી ગયો.

દેવુકાકા : ચાલો, સસ્તામાં પત્યું.

યોગેશ : કસ્ટમમાં જઈને કોઈ ચાડી ખાઈ આવ્યું.

દેવુકાકા : એમ ?

યોગેશ : ચાડી ખાનારનું નખ્ખોદ જાય !

દેવુકાકા : તારો ઇશારો કોના તરફ છે ? મારા તરફ ? કે તારી જાત તરફ ?

યોગેશ : મેં ક્યાં ચાડી ખાધી ?

દેવુકાકા : તું મારો ભત્રિજો છે તો હુંય તારો કાકો છું. ક્યારેય ભૂલતો નહીં.

યોગેશ : એટલે તમે ચાડી ખાધી ?

દેવુકાકા : દીકરા ! કાકા તરીકેની મારી ફરજમાં હું ક્યાંય ચૂક્યો નથી.

યોગેશ : એટલે તમે જ હતા. તમે જ મારો વિશ્વાસઘાત કર્યો !

દેવુકાકા : તને એ સમજાવવા કે જો તું તારું ધાર્યું કરી શકે તો હુંય ઘણુંબધું ધારી શકું છું.

યોગેશ : પણ આમાં તો મને પચાસ હજારનો ફટકો પડત...

દેવુકાકા : બહુ નાની કિંમત છે એ પાઠ ભણવાની જે મારા સિવાય બીજું કોઈ તને ભણાવી ન શકત. એ જ પાઠ જે તારા સિવાય મને કોઈ ભણાવી ન શકત. દીકરા ! વાત સમજ. ફૅમિલી એ ફૅમિલી છે અને સેવપૂરી એ સેવપૂરી. સેવપૂરીની લાલચમાં ઘરની થાળી ન છંડાય.

યોગેશ : દેવુકાકા, મને માફ કરો.

દેવુકાકા : તને બધું માફ છે, દીકરા ! તારા સિવાય મારી પાછળ બીજું છે કોણ ? એના પરથી યાદ આવ્યું. તું જેને પસંદ કરે એનો સા[illegible] કરી લેજે...

યોગેશ : શું ?
દેવુકાકા : કે તારા પહેલા દીકરાનું નામ દેવેન્દ્ર હશે. શોર્ટમાં દેવુ...
યોગેશ : Promise, Devukaka...

*દેવુકાકા જાય. મગનલાલ પ્રવેશે. ઝાકમઝાળ સૂટ-બૂટ પહેરીને.*

મગનલાલ : હાય ડ્યૂડ !
યોગેશ : મગનલાલ ! કેમ છે તું ? મુંબઈ પાછો આવી ગયો ?
મગનલાલ : હા સર. હાઉ'ર યૂ સર ?
યોગેશ : ફાઇન ! અને તું કેમ છે ? – હા – તારા કાગળ પર હજી મેં સહી નથી કરી. લાવ...
મગનલાલ : સર. મેટર એમ છે. હું અને પેગી મેડમ જસ્ટ ટૉકિંગ કરતા હતાં. એમાં ટૉકમાંથી ટૉક નીકળી અને પેગી મેડમે મારા પેપર્સ સાઇન કરી દીધાં.
યોગેશ : પેગી તને સ્પૉન્સર કરવાની છે ?
મગનલાલ : Already sponsered. આજે સવારના બ્રીચ કેન્ડી પણ સાથે આવેલાં મેડમ. અમે six hours lineમાં ટુગૅધર ઊભાં'તાં. તમને idea નહીં હોય પણ મેડમનો નેચર બહુ સારો છે.
યોગેશ : પછી ? વિઝા મળ્યા ?
મગનલાલ : Yes sir. You are talking to brother American, sir, with two warm suits of pure wolf that madam Peggy herself selected!
યોગેશ : મગનલાલ ? An American?
મગનલાલ : You got it, dude! *(યોગેશ મગનલાલને ભેટે)* પેગી મેડમનો મેસેજ છે તમારા માટે, સર !
યોગેશ : શું ?
મગનલાલ : એ તમારાં મેરેજમાં નહીં આવી શકે કારણ કે એ આજની ફ્લાઇટથી અમેરિકા જવા નીકળી ગયાં છે.
યોગેશ : ઓ ગૉડ !
મગનલાલ : હું કાલની ફ્લાઇટથી નીકળું છું. એમના માટે કોઈ મેસેજ ?
યોગેશ : ના. હા. ટેલ હર થેંક્સ ફૉર એવરીથિંગ.
મગનલાલ : સર ! મારા તરફથી તમનેય – થેંક્સ ફૉર એવરીથિંગ ! બાય !

*મગનલાલ જાય. યોગેશ કન્ફ્યૂઝ થઈ આમતેમ આંટા મારે. અચાનક અટકે. આનંદમાં આવી જાય. સેલફોન જોડે.*

યોગેશ : હલો ! યોગેશ બોલું છું. મેં ફેંસલો કરી લીધો છે. હું તને ચાહું છું, મારે તને પ્રેમ કરવો છે, તારી સાથે લગન કરવાં છે. તું શું કહે છે ? – ના તને મળું ત્યાર સુધીની ધીરજ નથી. મારે હમણાં જ તારી હા સાંભળવી છે. – ઓહ ગૉડ, આઇ લવ યૂ સો મચ, આઇ કાન્ટ વેઇટ – હું મૂરખ છું કે મને અબઘડી સુધી સમજાયું નહોતું – એમાં કંઈ પૂછવાનું હોય ? હા ! અફકોર્સ હા ! – આઇ લવ યૂ ટૂ ! ના ના ! ફોન મૂકી નહીં દેતી ! હું હમણાં જ

તારી પાસે આવું છું... મળીએ ત્યાં સુધી વાતો કરીએ ને ? તો બોલ, તારો ફેવરિટ રંગ કયો ? – બોલ ! મારો પણ એ જ ! – ફેવરિટ ફૂલ ? – બોલ ! મારું પણ...

*યોગેશ જાય. હોટેલ રૂમમાં પ્રકાશ ઓછો થાય અને ત્યાં અંધકાર થતાં વેંત તખ્તાના બીજા ભાગમાં ઘર દેખાય.*

ઘર

*શરણાઈના સૂર રેલાય. યોગેશ પર પ્રશ્નોની ઝડી વરસે.*

દેવુકાકા : પણ એ છે કોણ ? અંજલિ ?

યોગેશ : ડ્રિન્કિંગ સિગરેટ્સ ? અં હં !

મમ્મી : રોહિણી ?

યોગેશ : હં ! અડધું આફ્રિકા.

જિતુ : તો કોણ ? સરલા ?

યોગેશ : એ તો ફુલ્લી પ્રામાણિક.

પપ્પા : તો નંદિની ?

યોગેશ : અં હં ! રસ્તા પર કચરો.

મમ્મી : મમતા ?

યોગેશ : મેડ ઇન શિકાગો.

દેવુકાકા : ચંદ્રિકા ?

યોગેશ : જનમજનમનાં સાથી.

પપ્પા : ઝંખના ?

યોગેશ : ડિસમિસ.

જિતુ : કીર્તિ ?

યોગેશ : હિટલર.

મમ્મી : હંસા ?

યોગેશ : એનું ફ્યૂચર તો ખેતવાડીમાં છે.

દેવુકાકા : તો પુષ્પા ?

યોગેશ : એણે તો માથા પર ચોકડી મારી દીધી છે.

પપ્પા : ભાવના ?

યોગેશ : હરે કૃષ્ણ.

દેવુકાકા : તો કોણ ? વિશાખા ?

યોગેશ : યૂ મીન, મિસિસ વિશાખા સોલંકી ?

દેવુકાકા : તો એ છે કોણ ? કોણ આવે છે હમણાં ?

યોગેશ : એ જ કન્યા જેને મળતાં વેંત મને થયું કે એના મીઠા બોલ લાઇફટાઇમ સાંભળ્યા કરું. જુઓ, એ આવી ગઈ.

*સુંદર ભારે સાડી પહેરી એક કન્યા પ્રવેશે. યોગેશ જઈ એનો હાથ પકડે. છોકરી*

*શરમાય.*

યોગેશ : દેવુકાકા, તમે ન હોત અમે ક્યારેય ન મળી શક્યાં હોત. પહેલા આશીર્વાદ તમે આપો.

*બંને દેવુકાકાને ચરણસ્પર્શ કરે.*

દેવુકાકા : *(આંખો ભીની)* જેવાં છો તેવાં રહેજો.

*બંને ભરતભાઈ-મમ્મીને ચરણસ્પર્શ કરે.*

યોગેશ : મમ્મી ! પપ્પા ! આ તમારી વહુ.

ભરતભાઈ : સુખી રહેજે.

મમ્મી : અને સુખી કરજે.

યોગેશ : જિતુભાઈ !

*બંને જિતુભાઈને ચરણસ્પર્શ કરવા જાય. જિતુભાઈ રોકી લે, યોગેશને ભેટે, કન્યા તરફ હાથ જોડે.*

જિતુ : Congratulations!

દેવુકાકા : દીકરી, તારું નામ શું છે ?

હંસા : હંસા.

દેવુકાકા : પણ તારે તો અમેરિકા નહોતું જવું ને ?

હંસા : એ તો હજીય નથી જવું અને જવાની પણ નથી.

યોગેશ : હું પણ નહીં. મેં નક્કી કર્યું છે હું અહીં ઇન્ડિયામાં સેટલ થવાનો છું. છોકરી છોકરાને માટે દેશ છોડી શકે તો છોકરો છોકરીને માટે દેશમાં પાછો ન આવી શકે ?

*આનંદ આનંદનું વાતાવરણ. મમ્મી હંસા-યોગેશની નજર ઉતારવા લાગે.*

દેવુકાકા : *(પ્રેક્ષકોને, ગદગદ)* હું નહોતો કહેતો ? મારા પર પડ્યો છે !

*પરદો.*

## 'કિમ્બલ રેવન્સવુડ'ના નાટ્યરૂપની મથામણ

### નૌશિલ મહેતા

*(આ વક્તવ્ય ૧૫ ફેબ્રુઆરી, ૨૦૦૩ને દિવસે મુંબઈ યુનિવર્સિટી ગુજરાતી વિભાગના 'નવલકથાસત્ર'માં રજૂ થયું હતું.)*

ડૉ. નીતિન મહેતાએ આ સભામાં બોલવાનું નિમંત્રણ આપ્યું ત્યારે અન્ય વક્તાઓ કોણ હશે, શ્રોતાઓ કોણ હશે એ તપાસ કરવાની દરકાર કર્યા વિના હા કહી દીધી. પણ સમય જતાં સમજાવા લાગ્યું કે વિદ્વાનોની સભામાં મારા જેવા અધૂરા ઘડાને બોલાવવા પાછળ ડૉ. મહેતાનો આશય શું હોઈ શકે.

વિવેક ખાતર હું મારી જાતને અધૂરો ઘડો નથી કહેતો. હકીકતમાં હું છઠ્ઠી ગુજરાતી પાસ છું.

તો અનુસ્નાતકો અને ભાષાવિશારદોના અભ્યાસુ પ્રવાહો વચ્ચે મને છલકવાનું આમંત્રણ આપવાનું જે એકમાત્ર કારણ હોઈ શકે એ કળાવા લાગ્યું – જેમ ભૂપેન ખખ્ખર પોતાના ચિત્રમાં સૂર્યને તેજસ્વી દેખાડવા આસપાસનાં વાદળો ઘેરાં ચીતરે તેમ ડૉ. નીતિન મહેતાએ ઉપસ્થિત વિદ્વાનોની વિદ્વત્તાને ચમક આપવા મારા જેવા ઠોઠ નિશાળિયાને બાજુમાં બેસાડ્યો છે.

જવલ્લે જ મળતી તકનો લાભ લઈ આજે આ નિશાળિયો નિશ્ચય કરીને આવ્યો છે કે મધુ રાય લિખિત 'કિમ્બલ રેવન્સવુડ' વિશે વાત કરવાના બહાને સમૃદ્ધ વિવેચકો સમક્ષ પોતાની અધકચરી આડેધડ ગુજરાતીમાં એ કહી દેશે કે ગુજરાતી ન ભણેલા કે ભણાવતા તેમ જ કોઈ પણ ભાષામાં વિવેચન ન વાંચતા અને ન સમજતા વાચકોનો પણ ગુજરાતી સાહિત્યકૃતિઓ પામવાનો અભિગમ હોય છે.

છઠ્ઠી ગુજરાતી પાસ થયા બાદ મુંબઈ છોડ્યું. દાદીમા સાથે પત્રવ્યહવાર બાદ કરતાં ગુજરાતી ભાષા સાથે નાતો નામશેષ થઈ ગયો. 'ઝગમગ' અને 'રમકડું' છૂટી ગયાં. અખબાર અંગ્રેજી. ઘરમાં બોલાય પણ અંગ્રેજી. જેથી સ્કૂલમાં માર્ક સારા આવે. મુંબઈમાં વાંચવાનો બહુ શોખ હતો. પણ અહીં ઘરમાં એકેય ગુજરાતી પુસ્તક નહીં. બહાર ક્યાંય મળે નહીં. કમને અંગ્રેજી પુસ્તકો વાંચતો થયો. પણ પછી બહુ મજા પડવા લાગી. એટલે બહુ વાંચતો.

દસ વર્ષે મુંબઈમાં ફરી વસવાટ શરૂ થયો. જૂની મૈત્રીઓ તાજી થઈ. જૂના મિત્રો ગુજરાતી પુસ્તકો વાંચે. મેં વાંચવા પ્રયત્ન કરી જોયો પણ મને બધાં બોરિંગ લાગે – એમ લાગે કે આવું તો અંગ્રેજીમાં અમુક લેખકે કેવું ફાંકડું લખ્યું છે. જૂના મિત્રો કહે, હું બદલાઈ ગયો છું. હું કહું, હા.

બેત્રણ વર્ષે ઉત્પલ ભાયાણી નામના મારા મુંબઈના જૂના સહપાઠી અને પ્રબોધ પરીખ નામના મારા નવા મિત્રના સહિયારા આગ્રહને વશ થઈ ફરી એક વાર કેટલીક ગુજરાતી વાર્તાઓ વાંચવાનો પ્રયત્ન કર્યો. ૧૯૭૭ના ઉનાળામાં હું ગુજરાતી

વાંચતો થયો. એનું કારણ પ્રબોધે અને ઉત્પલે મારો પરિચય ગુજરાતી ભાષાના કેટલાક એવા સર્જકો સાથે કરાવ્યો જેમણે મારા બહોળા અંગ્રેજી વાંચનથી ખાસ્સું જુદું લખ્યું હતું. મને મજા પડી ગઈ. આ પાંચેક સર્જકોને કારણે હું ફરી ગુજરાતી વાંચતો થયો.

આ પાંચમાંના એક મધુ રાય. એ ઉંમરે નવો લેખક ગમે એટલે જાણે નવી રૂપાળી છોકરીની ઓળખાણ થવાનો આનંદ. એના વિશે બધું જ તરત જાણવાની તાલાવેલી હોય. ૧૯૭૭ના ઉનાળામાં મધુ રાય લિખિત એકેએક કથા, લઘુનાટક, નાટક, નવલકથા શોધીશોધીને વાંચી ગયો. પણ ત્યારે ગુજરાત મિત્ર અખબાર મારે ત્યાં ન આવતું હોવાના કારણે 'કિમ્બલ રેવન્સવુડ'ના અસ્તિત્વથી હું અજાણ રહ્યો.

૧૯૮૧માં અઢી વર્ષે અમેરિકાથી પાછો ફર્યો. એક દિવસ મિત્ર મનોજ શાહ શર્ટની અંદર એકે ૪૭ રાઈફલ સંતાડીને ફરતો હોય એમ ભવન્સ કૉલેજના દાદરે ભટકાઈ ગયો. ખૂણામાં લઈ જઈને અશ્લીલ ચિત્ર દેખાડવાની અદાથી શર્ટનું એક બટન ખોલી 'કિમ્બલ રેવન્સવુડ'ના કવરની ઝાંખી કરાવી કહ્યું: 'મધુની નવી નવલકથા છે. મુંબઈમાં આવેલી પહેલી પ્રત આપણા કબજામાં છે.'

મધુ રાયના નવા લખાણને વાંચવાની મારી કે મનોજ શાહની ઈન્તજારી આજે પણ એટલી જ છે.

૧૯૮૧માં નવલકથા તો સડસડાટ વંચાઈ ગઈ. ત્યારે વિચારેલું નહીં કે આ પુસ્તકને આધારે મારે અંગ્રેજીમાં અને પછી ગુજરાતીમાં નાટક લખવાનો અને દિગ્દર્શન કરવાનો વારો આવશે.

નાટક પરથી એક આડવાત.

સૅમ્યૂઅલ બેકેટ કૃત 'વેઈટિંગ ફૉર ગોદો' નાટકનાં ઈન્તજાર કરતાં પાત્રો વ્લાદિમિર અને એસ્ટ્રાગોં માનવજાત વિશે ફરિયાદ કરતાં કહે છે :

To have lived is not enough for them.
They have to talk about it.
They whisper.
They rustle.
They whisper.
They murmur —

વગેરે. અને છેલ્લે કહે છે :

To have lived is not enough for them.
It is not sufficient.

આમાં મને માનવજાત વિશે કંઈ ફરિયાદ કરવા જેવું નથી લાગતું અને પોતાના જીવન વિશે પોતે અન્ય માનવોને વાત કરી શકે છે એ વાતને લઈને માનવજાતે કંઈ ખાંડ ખાવા જેવું પણ નથી લાગતું. કોઈ સાધારણ કીડીને પણ જો અંદાજ આવે કે આ ઓરડાના સામે ખૂણે સાકરનો ગાંગડો પડ્યો છે તો ક્યાંક અન્ય કીડીઓ માટે સંકેત મૂકીને એ દિશામાં જવા નીકળી જશે અને ફલસ્વરૂપે જોતજોતાંમાં

કીડીઓની હાર ગાંગડાની દિશામાં કૂચ કરતી જણાશે.

જીવન જીવવું અને જિવાતાં જીવન વિશે વાતોવાર્તાઓ કરવીસાંભળવી મને ભાગ્યે જ ભિન્ન લાગ્યાં છે. નાનપણમાં દાદીમાના ખોળામાં સાંભળેલી કથાઓ આપણી જીવનકથાને આકાર આપવાની શરૂઆત કરતી હોય છે અને ત્યાર બાદ સાંભળેલીવાંચેલી દરેક કથા આપણને ટીપીટીપીને આપણી જીવનકથાના સતત ઉકેલાતા અંતિમ આકાર તરફ ધકેલ્યા કરતી હોય છે. કોઈ ને કોઈ સ્વરૂપે કોઈ ને કોઈ વાર્તાકાર સતત આપણા જીવનનું અવિભાજ્ય અંગ રહેતો હોય છે.

તો વાર્તાકારની વાર્તા સામે ફરિયાદ શાની?

વાર્તાકાર સામે ફરિયાદ કરવા જેવું ત્યારે બને જ્યારે (બેકેટની પંક્તિઓ બદલતાં) They whisper. They rustle. They whisper. They murmur — they talk about their lives and they are boring. Not the lives. It's the telling that's boring.

'કિમ્બલ રેવન્સવુડ' બોરિંગ નથી. આજે પણ પહેલી વાર વાંચો તો મજા પડી જાય. બીજી વાર વાંચો તો રંગ જામે. શિકાગોઝાંયવાળી સહજતાથી સરતી ગુજરાતી ભાષા, ગુજરાતના પ્રાંતે પ્રાંતે બોલાતી બોલીઓનો કન્યાદીઠ મેળો, એકએકથી ચડિયાતાં કામુક રાશિકન્યાવર્ણનો આજે પણ આંજી નાખે એવાં છે. છતાં મધુ રાય સામે મને ફરિયાદ છે.

પણ મારી ફ઼રિયાદની વાત કરતાં પહેલાં આપણે સોળમી સદીના જર્મનીમાં એક કાલ્પનિક લટાર મારી આવીએ જ્યાં ગૂટનબર્ગ નામના શખ્સે મૂવેબલ ટાઇપનું પહેલી વાર નિર્માણ કર્યું છે અને એનું સપનું છે કે એક દિવસ એવો આવશે જ્યારે દુનિયાના દરેક ક્રિશ્ચનને ઘરે એની પોતાની માલિકીનું બાઇબલ હશે... ઈશુનો સંદેશ જાણવા કોઈએ પાદરી પાસે જઈ મહામૂલી હસ્તપ્રતો નહીં ઉથલાવવી પડે.

. ગ્યૂટનબર્ગ સાહેબનું સપનું એમના ધાર્યા કરતાં વહેલું પૂરું થઈ જાય છે. પચીસેક વર્ષમાં જ લોકોને ઘરે ઘરે બબ્બે, ત્રણત્રણ બાઇબલો ધૂળ ખાતાં થઈ ગયાં છે. મોંઘાંદાટ પ્રેસનાં મશીનો વસાવી બેઠેલા નાણાંરોકાણકારો મૂંઝાયા છે. એક બાજુ મૂડી પર વ્યાજ ચડે છે, બીજી બાજુ કારીગરોના પગાર ચાલુ છે અને ત્રીજી બાજુ ઘરાકો – એટલે બાઇબલની દુકાનવાળા – નવાં બાઇબલના ઑર્ડર નથી આપતા એટલું જ નહીં પણ લાઇન બદલવાની વાતો કરે છે. રોકાણકારો અકળાય છે – આ મંદીમાં ધંધો બંધ કરીને મશીનો વેચી દેશું તો ઊપજશે શું? કેટલાય રોકાણકારો દેવાંમાં ડૂબીને આપઘાત કરે છે... જ્યારે અચાનક કોઈ દેવાળિયાને સૂઝે છે... (આપણે માનવજાતનો ઇતિહાસ તપાસીએ તો કદાચ એમ પણ જાણવા મળે કે દુનિયામાં દેવાળિયાઓને કંઈ સૂઝતું ન હોત તો માનવસંસ્કૃતિનું નિર્માણ અધરું હતું.) તો અચાનક કોઈ દેવાળિયાને સૂઝે છે... કે માત્ર ઈશ્વરનો શબ્દ જ છાપવો એવું ક્યાં લખાયું છે? ચાલો ને, આપણે આપણી વાતો છાપીએ!

દેશવિદેશની લોકકથાઓ, પરીકથાઓ ભેગી થાય છે. છપાય છે. વેચાય છે. બાઇબલ વાંચીવાંચીને કંટાળેલા વાચકવર્ગને સમજાય છે કે જે લિપિ આપણે ઈશ્વરનો

શબ્દ પામવા શીખ્યા એના દ્વારા અન્ય અનુભવો પણ મેળવાય છે અને પુસ્તકબજારમાં પાછું તેજીનું વાતાવરણ ફરી વળે છે – જ્યારે કોઈ દૂરદૃષ્ટા મૂડીવાદીને સૂઝે છે કે આ કથાઓ પણ ક્યારેક તો ખૂટી જવાની. ત્યારે શું કરશું?

પેલો દૂરદ્રષ્ટા મૂડીવાદી લોકકથાઓ, પરીકથાઓ ભેગી કરી લખી આપનારા લહિયાઓને બોલાવે છે. કહે છે : કંઈ નવું લખી લાવો. એવું જે મારા સિવાય બીજું કોઈ ન છાપે. અને કોઈ છાપે તો આપણે કોરટકચેરીમાં દાવો માંડશું કે આણે આપણી વાર્તાની ઉઠાંતરી કરી છે. આમ નવલકથા અને કૉપીરાઇટનો જન્મ એક સાથે થાય છે. મિગેલ સેર્વાન્તેસની મૂળ સ્પેનિશ ભાષામાં લખાયેલી પ્રથમ ગણાતી નવલકથા 'ડૉન કિહોતે દ લા માંચા' સત્તરમી સદીમાં લખાઈ અને છપાઈ.*

---

* વક્તવ્યની રજૂઆત બાદ આડકથાઓની હારમાળામાં જડેલો એક વધુ મણકો : સ્પેઇનની ગણના જ્યારે સુપરપાવર તરીકે થતી હતી ત્યારે યુવાન સ્પેનિઆર્ડ મિગેલ સેર્વાન્તેસે કારકિર્દીની શરૂઆત સૈનિક તરીકે કરી. ચોવીસ વર્ષની વયે ઇટલીમાં પોતાનો ડાબો હાથ ખોઈ બેઠો. ત્યાર બાદ ચાંચિયાઓના કેદી તરીકે એણે પાંચ વર્ષ એલ્જીયર્સમાં ગાળ્યાં. ત્યાંથી છૂટ્યા બાદ એ વર્ષો સુધી કોઈ નક્કર નોકરી ન મેળવી શક્યો. આ ગાળા દરમ્યાન એણે નાટકો લખીને ગુજારો ચલાવવા ઘણા પ્રયત્નો કર્યા. છેવટે સરકારી નોકરી મળી પણ ઉઘરાવેલા સરકારી મહેસૂલનો સંતોષકારક હિસાબ ન આપી શકવા બદલ એને લાંબો કારાવાસ થયો. 'ડૉન કિહોતે દ લા માંચા' કારાવાસ દરમ્યાન લખાઈ. વર્ષો પછી નિર્દોષ સાબિત થતાં કારાવાસનો અંત આવ્યો પણ નોકરી પાછી ન મળી.
૧૬૦૫ની પ્રકાશન તારીખ ધરાવતી 'ડૉન કિહોતે દ લા માંચા'ની સેંકડો પ્રત ૧૬૦૪માં સ્પેઇનની તદકાલીન રાજધાની વાલ્લાડોલિડમાં ચપોચપ વેચાઈ ગઈ હતી. નવલકથા એટલી લોકપ્રિય બની કે આખાં યોરોપના કોઈ પણ શહેરમાં એની પ્રત જેવી બજારમાં મૂકાય તેવી ઊપડી જતી.
કારણ સ્પષ્ટ નથી પણ એ હકીકત છે કે સેર્વાન્તેસને નવલકથા લખવાથી આર્થિક લાભ થયો નહોતો. અન્ય કોઈ લેખકે સેર્વાન્તેસના નામે આ નવલકથાનો બીજો ભાગ લખેલો અને એની પણ ખૂબ પ્રત વેચાઈ હતી. ૧૬૧૫માં સેર્વાન્તેસે નકલી બીજા ભાગનું ખંડન કરવા પોતે નવલકથાનો બીજો ભાગ લખ્યો જેમાં ડાહ્યો ડૉન કિહોટે ભરવાડ બની ગયો છે અને અંતે મૃત્યુ પામે છે. પણ વાચકોને ડાહ્યા ડૉન કિહોટેમાં રસ ન પડતાં અસલી બીજા ભાગની પ્રત વેચાયા વિના પડી રહી. ૧૬૧૬માં એપ્રિલની ૨૩ તારીખે સેર્વાન્તેસ ગરીબીમાં મૃત્યુ પામ્યો. આ તારીખ અંગ્રેજ નાટ્યલેખક વિલિયમ શેક્સપિયરની મૃત્યુતિથી પણ લેખાય છે. બંનેને એકમેકના અસ્તિત્વ વિશે જાણ હોવા અંગે માહિતી નથી.
'રોમૅન્સ'કથાઓ અને 'શિવલરી'ગાથાઓનાં તદકાલીન મંચનોની હાંસી ઉડાવતી સેર્વાન્તેસની નવલકથા આજે એક મહાન માનવીય દસ્તાવેજનું બિરુદ પામી છે. ડૉન કિહોટેના કાલ્પનિક વિશ્વની બાજુમાં સાન્ચો પાન્ઝાની કોઠાસૂઝ આજે પણ આસ્વાદ્ય લાગે છે. એપ્રિલ ૨૦૦૪માં આ નવલકથાના પ્રકાશનની ૪૦૦મી જયંતી લેખે મદ્રિડ, સ્પેઇન ખાતે ફાઇન આર્ટસ સેન્ટરમાં આ નવલકથાની ૪૪ કલાક લાંબી ભજવણી થઈ હતી.
સાંપ્રત વિશ્વસાહિત્ય પર સેર્વાન્તેસની અસર જોવી હોય તો 'ડૉન કિહોટે'નો પહેલો ફકરો વાંચો અને એને મારક્વેઝની કોઈ પણ નવલકથાના પહેલા ફકરા સાથે સરખાવી જુઓ.

આ કાલ્પનિક લટાર અહીં મારવી જરૂરી લાગી — આપણને યાદ કરાવવા કે નવલકથા લખવા અને પ્રકાશિત કરવાનાં કારણો પહેલેથી મુખ્યત્વે આર્થિક રહ્યાં છે — જે મહદંશે આજે પણ છે.

'મુખ્યત્વે' અને 'મહદંશે' જેવાં ક્વૉલિફાયર્સ આપ્યાં કારણ કે નવલકથાનો ઇતિહાસ બોલે છે કે કેટલાક નવલકથાકારોને આર્થિક કારણો સાથે નિસ્બત નથી હોતી. જ્યાં ઓગણીસમી સદીના રશિયામાં એક બાજુ દેવામાં ડૂબેલો અઠંગ જુગારી ફ્યોડોર ડૉસ્ટૉયવ્સ્કી ડેટર્સ પ્રિઝનમાંથી બચવા ધડાધડ વાર્તાઓ, નવલકથાઓ લખીછપાવી ઋણ ચૂકવવા વલખાં મારતો હોય ત્યાં એ જ સમાજમાં એનો જ સમવૉટ સમકાલીન, રશિયન દરબારનો અતિસમૃદ્ધ ઉમરાવ કાઉન્ટ લિઓનિડ ટૉલ્સ્ટોય નિજાનંદ માટે, લીલા ખાતર નવલકથા લખતો હોય અને પોતાને જ ખર્ચે લેધરબાઉન્ડ એડિશન્સ છપાવતો હોય. જ્યાં ઇંગ્લેન્ડમાં એક બાજુ કંજૂસકાકડી ડોસલો ચાર્લ્સ ડિકન્સ પોતાની નવલકથાઓ લાંબી ખેંચ્યા કરે કારણ કે એનો પ્રકાશક એને શબ્દદીઠ હિસાબે મહેનતાણું આપતો હોય ત્યાં સામે ફ્રાન્સનો નાની ઉંમરે અપંગ અને શૈયાગ્રસ્ત થઈ ગયેલો ઉમરાવ માર્સેલ પ્રૂસ 'રિમેમ્બરન્સિસ ઑફ થિંગ્ઝ પાસ્ટ' લાંબી ખેંચ્યા કરે કારણ કે એની વાર્તા પૂરી થઈ જશે તો એના જીવનનો કંઈ મતલબ નહીં રહે.

અહીં એ કહેવાનો મતલબ જરાય નથી કે ડૉસ્ટૉયવ્સ્કીનું સાહિત્ય ટૉલસ્ટૉય કરતાં ચડિયાતું કારણ કે એ આર્થિક કારણોસર લખાયેલું હતું કે પ્રૂસની કથા ડિકન્સની નવલકથા કરતાં ચડિયાતી કારણ કે એ આર્થિક કારણોસર નહોતી લખાયેલી. વાર્તા તો એ જ સારી જે વાંચવામાં મજા પડે... લેખકનાં લખવાનાં કારણો જે હોય તે !

અહીં મધુ રાયનું નવલકથાકાર તરીકે વર્ગીકરણ કરવાનો પ્રયત્ન છે. 'કિમ્બલ રેવન્સવુડ'નો લેખક વેનિટી પબ્લિકેશનમાં માનતો નથી. એ સેર્વાન્તેસ, ડૉસ્ટૉયવ્સ્કી અને ડિકન્સ તેમ જ ગાબ્રિયેલ ગાર્સિઆ માર્કેઝ, સલમાન રશદી અને ટૉમ સ્ટોપર્ડની હરોળનો લેખક છે — જેમને તમે સમયસર પૈસા નહીં આપો તો તમારા પ્રકાશનમાં તમને એમની કૃતિઓ જોવા નહીં મળે. એવુંય નથી કે 'ગદ્યપર્વ' જેવાં અવેતન પ્રકાશનોમાં તમને મધુ રાય વાંચવા નહીં મળે. પણ મહત્ત્વની વાત એ છે કે મધુ રાયને ગર્વ છે કે એ લખે છે એના એમને પૈસા મળે છે. જે ગર્વ મને પણ છે કે એમને પૈસા મળે છે. અને ક્યારેક મને પણ, અલબત્ત, મારાં લખાણના. 'કિમ્બલ રેવન્સવુડ'ના આધારે મેં પહેલાં અંગ્રેજીમાં અને પછી ગુજરાતીમાં નાટક લખ્યું અને ડિરેક્ટ કર્યું એનું મહત્ત્વનું કારણ — ધનોઉપાર્જન.

□

મનહર ગઢિયા નામના નિર્માતાના ખર્ચે અને જોખમે ૧૯૯૬માં 'અ સ્યૂટેબલ બ્રાઇડ' નામે અંગ્રેજી નાટક બનાવવાના આશયથી હું કિમ્બલયાત્રામાં ફરી જોડાયો. પંદર વરસ પહેલાં વાંચેલી નવલકથા નવી નજરે વાંચી. કેટલાક મુદ્દા નોંધ્યા :

૧. 'ડિસ્પ્લેસમેન્ટ' અને 'અપરૂટેડનેસ'ના ફલક પર લખાયલી આ રોબસ્ટ કૉમેડી ભારતની ભાષાઓમાંથી માત્ર ગુજરાતીમાં ખીલી શકે.

સાહસવૃત્તિથી પ્રેરાઈને કે દુકાળથી ત્રાસીને પેઢીઓથી ગુજરાતીઓ ગામથી દૂર કે ગુજરાતથી દૂર સ્થળાંતર કરતા આવ્યા છે. આજની સભામાં તમે કોઈને પણ પૂછો કે 'ભાઈ, તમે ક્યાંના ?' તો જવાબમાં એ ભાઈ એમના આજના સરનામા સિવાયનું જ નામ કહેશે. આજે મોટા ભાગના ગુજરાતીઓ માટે પોતાનું ગામ એક કાલ્પનિક પ્રદેશ છે જેની સાથે યેનકેનપ્રકારેણ નાતો જોડી રાખવાનો વડીલોનો આગ્રહ હોય છે, જે યુવા પેઢીને સાવ અકારણ લાગતો હોય છે.

યોગેશ પટેલ, મધુ રાયનો પ્રોટૅગનિસ્ટ, શિકાગોમાં આચરકૂચર નોકરીની આચરકૂચર આવકના જોરે મોંઘોદાટ અભ્યાસ પૂરો કરીને પ્રૉપર જૉબ શોધવાની વેતરણમાં છે અને પેગી નામની બ્લોન્ડ અમેરિકન લલનાને ડેઈટ કરે છે. આ છેલ્લી વાતની એના બાપાને અમદાવાદમાં ખબર પડે છે અને યોગેશને અચાનક તાર મળે છે : 'મધર સીરિયસ. કમ સૂન.' પોતાના ધમધમતા વર્તમાનને વિના સંકોચ પડતો મૂકીને સેન્ટિમેન્ટલ યોગેશ ટૂ વીક્સ માટે ઇન્ડિયા દોડી આવે છે જ્યાં એને કળાય છે કે મધર તો ઓકે છે અને તાર તો નુસખો હતો એનાં મૅરેજ ગોઠવવાનો. પેપરમાં 'સ્વદેશાગમન'ની ઍડ પણ છપાઈ ગઈ છે અને કેટલાય રિપ્લાઈઝ પણ આવી ગયા છે. યોગેશને આ પરિસ્થિતિ સામે ખાસ ફરિયાદ નથી. એને તો લેખકની કૃપાથી એક પુસ્તક મળી જાય છે જેના પ્રતાપે એને કળાય છે કે કન્યાઓની બાર રાશિ હોય... અને દેવુકાકાની મદદથી એ બારેબાર વેરાયટીની એક એક કન્યાને મળવા અને બને તો સૅમ્પલ કરવા ઉત્સુક છે. આમ રચાય છે 'કિમ્બલ રેવન્સવુડ'ના ડ્રૅમૅટિક ઍક્શનનો તખ્તો.

મૂળ અમદાવાદના નહીં (કડીના) એવા યોગેશના બાપાને અમદાવાદી કન્યા સામે વાંધો નથી, અલબત્ત, જો ડાવરી પ્રૉપર મળે. પણ યોગેશ પોતાની કર્મભૂમિ શિકાગોમાંથી મનગમતી કન્યા શોધી કાઢે એ એમને સ્વીકાર્ય નથી. ગુજરાતીઓનાં ડબલ સ્ટાન્ડર્ડની ફેઈલ્ટી મધુ રાય સારી રીતે ઓળખે છે અને આ કૃતિમાં ગુજરાતીઓની પ્રકારપ્રકારની ફેઈલ્ટીઝને સારી પેઠે બહેલાવી દેખાડે છે. ફલસ્વરૂપે 'ગુજરાતીમાં સારું કૉમિક રાઈટિંગ નથી થતું કારણ કે આપણામાં સેન્સ ઑફ હ્યૂમર જ નથી, આપણે આપણી નબળાઈઓ પર હસી જ નથી શકતા...' વગેરે ફરિયાદોનો 'કિમ્બલ રેવન્સવુડ' સચોટ જવાબ બને છે.

આખો મુદ્દો તપાસતાં મને સમજાય છે કે બહોળા પ્રેક્ષકવર્ગ સામે મૂકવાના હેતુસર નાટક ભલે અંગ્રેજીમાં ભજવવાનું હોય કે હિન્દીમાં, આ કૃતિમાંથી ગુજરાતીઓ અને તેમની લાક્ષણિકતાઓને બાકાત કરવી અશક્ય છે.

ગુજરાતી કોણ એ જો તમે ન જાણતા હો તો આ કૃતિ તમે માણી ન શકો. મારી દૃષ્ટિએ નવલકથા તરીકે 'કિમ્બલ રેવન્સવુડ'નું આ સહુથી મોટું જમા પાસું છે.

**૨. 'કિમ્બલ રેવન્સવુડ'નું ડ્રૅમૅટિક ઍક્શન અદ્‌ભુત છે.**

તમારી પાસે દસ મિનિટ છે. આ દસ મિનિટ દરમ્યાન તમારે જીવનમાં પહેલી વાર કોઈને મળવાનું છે. એવી વ્યક્તિને જેની સાથે તમે કદાચ તમારું આખું જીવન જીવવા માગો છો. દસ મિનિટની મુલાકાતમાં તમારે ફેંસલો કરવાનો છે. અને

ફેંસલાનું ફળ જિંદગીભર ભોગવવાનું છે.

અધૂરામાં પૂરું તમારું નામ યોગેશ પટેલ છે. તમે ગ્રીન કાર્ડ ધરાવો છો. અને તમને મળનારી લગ્નોત્સુક કન્યાઓમાંથી મોટા ભાગની અમેરિકામાં સ્થાયી થવા એટલી ઉત્સાહી છે કે તમારા વ્યક્તિત્વમાં એમને રસ નહિવત્ છે. આ બારપંદર મુલાકાતો નવલકથાના કેંદ્રમાં છે.

આ મુદ્દો નવલકથાને નાટ્યરૂપ આપવા માટે મને માફક આવે છે. દરેક દરેક મુલાકાત ભજવવામાં કેટલો ઈમોશનલ ચાર્જ આવી શકે, કેવા ગોટાળાઓ થઈ શકે, કઈ કઈ રીતે મજા પડી શકે એ વિચારે હું પોતે ચાર્જ અપ થઈ જાઉં છું.

૩. 'કિમ્બલ રેવન્સવુડ' નવલકથાનું સ્વરૂપ હફતે હફતે લખાવાથી સર્જાયું છે.

માર્ક્વેઝની મોટા ભાગની નવલકથાઓ પણ હફતે હફતે લખાઈ અને છપાઈ છે. પણ એ નવલકથાઓ ગ્રંથસ્થ થયા બાદ વાંચીએ તોય હફતેહફતેનો ઇતિહાસ ક્યારેય નડતો નથી.

ગ્રંથસ્થ થયેલી 'કિમ્બલ રેવન્સવુડ' વાંચતી વખતે હફતાહફતાનો ઇતિહાસ ડોકાયા કરે છે. બારેબાર રાશિની કન્યાઓને મળવાના પ્રસંગો, ઇન્ડિયાના જૂના મિત્રોને મળવાના પ્રસંગો, બ્રાઇડશૉપિંગ કરતા અમેરિકન દેશી મિત્રોને મળવાના પ્રસંગો, દેવુકાકા અને અનિલા કામદારના પ્રસંગો, અમેરિકા જવા ઉત્સાહી ડ્રાઇવરના પ્રસંગો, જિતુભાઇના પ્રસંગો... પ્રસંગો, પ્રસંગો, પ્રસંગો! એપિસોડિક સ્ટ્રક્ચર છુપાવવા એકમાત્ર ટોકન પ્રયાસ તરીકે 'લેખક'નું પાત્ર બેસાડ્યું છે... આ 'લેખક' જેને આપણે ધારીએ તો મધુ રાયની 'ડિસ્ગાઇઝ્ડ સેલ્ફ' ગણીને 'કિમ્બલ રેવન્સવુડ'ને ડિસ્ગાઇઝ્ડ કન્ફેશનલ નૉવેલ તરીકે ખપાવી શકીએ... પણ એવું કરવા જેવું કંઈ ખાસ છે નહીં કારણ કે 'લેખક' કથાના પ્રાઇમરી એક્શનને ક્યારેય ઇન્ફ્લુઅન્સ નથી કરતો. હા, અણીના ટાંકણે પેગીને ઇન્ડિયા બોલાવી વાતાવરણમાં ગરમી જરૂર લાવી દે છે પણ પેગીનું ઇન્ડિયા આગમન તો રેડ હેરિંગ છે. આ ઘટનાથી નવલકથાના પ્રાઇમરી ઍક્શનને વેગ નથી મળતો.

તો આનો અર્થ એમ કરવો કે માર્કેવેઝ મધુ રાય કરતાં બેટર લેખક? જરાય નહીં! મધુ રાય પોતાના વાચકવર્ગને એટલી જ સારી રીતે ઓળખે છે જેટલા કે માર્કેવેઝ.

માર્કેવેઝને ખબર છે કે હફતે હફતે લખાતી નવલકથા 'લવ ઇન ધ ટાઇમ ઑફ કૉલેરા' હફતે હફતે છપાવાના બહાને લખાઈ જશે. પણ ગ્રંથસ્થ થયા બાદ જ અને વધુ તો ભાષાંતરો થયા બાદ જ નવલકથાને મિલિયન્સ ઑફ વાચકો મળશે. જ્યારે મધુ રાય જાણે છે કે ગુજરાત મિત્રના અમુક લાખ વાંચકોમાંથી જેટલા વાચકોએ નવલકથા વાંચી એ જ એમનો પ્રમુખ વાચકવર્ગ છે. ગ્રંથસ્થ થયા બાદ પાંચ હજાર પ્રત વેચવાનુંય સપનું એમનું નથી. એટલે એમને એ વાતની પડી નથી કે ગ્રંથસ્થ થયા બાદ એપિસોડિક સ્ટ્રક્ચર નવલકથામાંથી ડોકિયાં કરે કે નહીં.

મારી દૃષ્ટિએ બંને લેખકો પોતપોતાના ક્રાફ્ટને બખૂબી નિભાવી જાણે છે.

□

પણ નાટ્યરૂપ આપવા માટે આ મુદ્દો બને છે મધુ રાય સામે મારી મોટી ફરિયાદ.

મારી ફરિયાદની રજૂઆત કરવા માટે મારે તમને ફરી પ્રવાસ કરાવવો પડશે. આ વખતે ચાલો ૧૯૬૭ના બૉસ્ટનસ્થિત મેસ્સચ્યૂસેટ્ર્સ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ટેક્નૉલજીના રળિયામણા કૅમ્પસ પર જ્યાં માર્શલ મક્લુહાન નામના પ્રૉફેસર 'હૉટ એન્ડ કોલ્ડ મીડિયા' વિષે પોતાની થિયરીઝ છપાવતાં પહેલાં, પહેલી વાર પોતાના અંડરગ્રેજ્યુએટ સ્ટૂડન્ટસ્ સમક્ષ ટ્રાય-આઉટ કરી રહ્યા છે. એ સમજાવે છે માધ્યમો બે પ્રકારનાં હોય : હૉટ અને કોલ્ડ. ફોનની ઘંટડી રણકે તો જ્યાં સુધી તમે બધું પડતું મેલીને રિસીવર ઊંચકશો નહીં ત્યાં સુધી ઘંટડી તમારું લોહી પીધા કરશે. આ હૉટ મીડિયમ થયું. તમને પત્ર આવે છે. કવર પર સરનામું છે દૂરનાં માસીનું. તમે ભોજન ચાલુ રાખો છો. પત્ર પછી વાંચશો. આ કોલ્ડ મીડિયમ. થિયેટરના અંધકારમાં બેસી સિનેમા જોવું – હૉટ; અને ઘરે બેસી ભણતાં ભણતાં ટીવી સીરિયલ જોવી – કોલ્ડ.

હવે મારી ફરિયાદ. હફ્તે હફ્તે છપાતી નવલકથા કોલ્ડ મીડિયમ છે અને નાટક છે હૉટ. ગુજરાત મિત્રનો વાચક બપોરે પોતાની ફુરસદે 'કિમ્બલ'નો હફ્તો વાંચી શકે કે આ મહિને એક્ઝામ હોય તો છાપું સાચવીને વેકેશનમાં પણ વાંચી શકે – જ્યારે મારા નાટકનો પ્રેક્ષક અંધારામાં બેઠો છે. સેલ ફોન, પેજર અને બાળકોને સ્વિચ ઑફ કરીને. એ યોગેશ પટેલની દુનિયામાં પ્રવેશવા તૈયાર છે, તત્પર છે.

કોલ્ડ મીડિયમ માટે લખાયલી કૃતિનું રૂપાંતર હૉટ મીડિયમમાં કરવું અઘરું છે.

મનોજ શાહે મારી દેખતાં પહેલવહેલું કેતન મહેતાને ૧૯૮૨માં કહેલું કે આ નવલકથાની ટીવી સીરિયલ બને તો બહુ ચાલે. કેતનને આ વાત ચોંટી ગઈ અને હૃદય લાની નામના લેખક સાથે મળીને કેતને 'મિસ્ટર યોગી'ની પટકથા લખી અને છવ્વીસ એપિસોડ પણ બનાવ્યા. મનોજનું સૂચન કેટલી હદે સાચું હતું એનો અંદાજ મને પંદરેક વર્ષે આવશે એવું મેં ધાર્યું નહોતું.

મારી સામે ખુદ મધુ રાયે કરેલાં નાટ્યરૂપ પડ્યાં છે : અંગ્રેજીમાં 'એન્ગેજિંગ મિસ્ટર પટેલ' અને ગુજરાતીમાં 'યોગેશ પટેલનું વેવિશાળ'. બંનેમાંથી હફતાહફતાનો ઇતિહાસ ડોકાયા કરે છે, એટલી હદ સુધી કે એપિસોડિક સ્ટ્રક્ચર છુપાવવાના એકમાત્ર ટોકન પ્રયાસની ડિવાઇસ – પેલો 'લેખક' – અહીં પ્રમુખ પાત્ર બની ગયો છે. જે ડ્રૅમૅટિક ઍક્શન મને ચાર્જઅપ કરે છે – પેલી દસ મિનિટની મુલાકાતો – એ તો અહીં માંડ અલપઝલપ દેખાય છે. હું દુઃખી છું. મને થાય છે જે મધુ રાય ન કરી શક્યા એ હું કેવી રીતે કરીશ ?

એવામાં નિર્માતા નાટકના પ્રથમ પ્રયોગની તારીખની જાહેરાત કરે છે. કાસ્ટિંગ માટે મોટા નામવાળા કલાકારો સાથે મુલાકાતોનો આરંભ થાય છે. આ મુલાકાતો દરમ્યાન તો મોઢું ઠાવકું રાખીને નાટકની કથા સરસ નરેટ કરી આવું છું પણ એકલો પડતાંની સાથે જ નાઇટમેરમાં સરી પડું છું – હવે લખીશ શું ? હૉટ મીડિયમને માટે જરૂરી એવું 'નરેટિવ એરો' લાવીશ ક્યાંથી ? 'નરેટિવ એરો'નો

દાખલો આપું. માર્કવેઝની નવલકથા 'લવ ઇન ધ ટાઇમ ઑફ કૉલેરા'નો નાયક બારપંદર વર્ષની ઉંમરે નાયિકાના પ્રેમમાં પડે છે. નાયિકા કોઈ બીજાને પરણી જાય છે. નાયક એને ઝંખ્યા કરે છે – સાઠ વર્ષ પછી એ એને મેળવે છે. આ સાઠ વર્ષ દરમ્યાન એક નાનકડા લેટિન અમેરિકન દેશમાં જે જે વીતી શકે એ બધી ઘટનાઓ નાયકનાયિકા પર પણ વીતે છે – આ જ નવલકથાનું ડ્રૅમેટિક ઍક્શન છે – પણ નાયકની સતત વધતી જતી નાયિકા માટેની ઝંખના કૃતિનું 'નરેટિવ એરો' બને છે.

અહીં મારો એ કહેવાનો હેતુ નથી કે દરેક નવલકથા હૉટ મીડિયમની હોવી જોઈએ જેમાં 'નરેટિવ એરો' હોવું જ જોઈએ. બેકેટની એવી નવલકથાઓ પણ મેં રસપૂર્વક માણી છે જે પ્લૉટશૂન્યતા અને ઘટનાલોપ નરેશનની સીમાઓ ચકાસે છે. પણ બેકેટે પોતે ક્યારેય 'વૉટ' કે 'મલોન ડાઇઝ'ને નાટ્યરૂપ આપવાની હિંમત કરી નથી – બાકી નાટ્યકાર તરીકે એ પોતે એટલા સમર્થ છે કે 'વેઇટિંગ ફૉર ગોદો'માં વેઇટિંગની નિરાકાર અનુભૂતિને આકાર આપી 'નરેટિવ એરો' તરીકે વાપરી શકે છે.

મધુ રાય 'ફૂલ' અને 'અગાશી'માં પિરાન્દેલોને હંફાવે એવાં રોચક 'નરેટિવ એરોઝ' સર્જે છે પણ યોગેશ પટેલની દુનિયાના પ્રસંગોમાં ખૂંપી જાય છે અને ફ્લાઇટ નથી લઈ શકતા.

ફ્લાઇટ વગર હું પણ નાટ્યરૂપ આપવામાં લાચાર છું.

મારી પાસે એકમાત્ર પાત્ર છે, યોગેશ પટેલ – જેનામાં ક્ષમતા હોઈ શકત 'નરેટિવ એરો' બનવાની. ('લેખક' અને એના ડાઇલેમાઝ ઑફ નરેશનને ડ્રૅમેટિક ઍક્શન સાથે કોઈ નિસ્બત નથી.) પણ યોગેશના પાત્રાલેખનમાં મને ક્યાંય આખી નવલકથાનું કે આખા નાટકનું માળખું ઊંચકીને ફરવાની તાકાત નથી જણાતી. યોગેશની પોતાની કોઈ ડ્રૅમેટિક નીડ નથી કે નથી એના ખોળામાં આવી પડતી કોઈ ડ્રૅમેટિક ઘટના જેના કારણે એની દુનિયા ધરમૂળથી બદલાઈ જાય. યોગેશ સામે વિકલ્પો ઘણા છે પણ યોગેશ માટે મને ક્યારેય એટલી કન્સર્ન નથી કે હું ઇચ્છું કે યોગેશ આ પસંદ કરે કે તે.

મને હેન્રી જેઇમ્સ નામના અમેરિકન નવલકથાકારનો ઇન્ટરવ્યૂ યાદ આવે છે... એ કહે છે, 'What is character, but a function of incident? What is incident, but the illumination of character?'

કાસ્ટિંગ થઈ જાય છે, રિહર્સલ માટે હૉલનું ભાડું ભરાઈ જાય છે, આવતા અઠવાડિયે રિહર્સલ શરૂ કરવાં પડશે અને હું 'નરેટિવ એરો' વગેરેની મૂંઝવણો નિર્માતા પાસે રજૂ કરું છું. નિર્માતાને મારી મૂંઝવણ પ્રત્યે સહાનુભૂતિ છે અને સામે એ પોતાની મૂંઝવણો મને સમજાવે છે – નાટક ફલાણી તારીખે રિલીઝ નહીં થાય તો એમને કેટલાનું નુકસાન જશે, એમની શાખ પર કેવડું ધાબું લાગશે, વગેરે. મને સમજાય છે કે 'નરેટિવ એરો'નું જે થવાનું હોય તે, મારા નિર્માતાને નુકસાન જશે તો મારી પાસે નિર્માતાઓ આવતા બંધ થઈ જશે – ને એ મને પરવડે નહીં.

દેવાળિયા બની જવાનો ભય મને પણ માર્ગ બતાવે છે. હું નિર્ણય લઉં છું કે જે કાર્ય લેખક તરીકે હું નથી કરી શકવાનો એ દિગ્દર્શક તરીકે સાચવી લઈશ. હું

યોગેશને એવું 'ફિઝિકલી હાઇપરઍક્ટિવ' વ્યક્તિત્વ આપીશ – એવો ઈનોસન્ટ/ચતુર/લસ્ટી/ગુડહાર્ટેડ બનાવીશ, એટલો તો વહાલો/તોફાની બનાવીશ કે એને જોતાં વેંત પ્રેક્ષકના મનમાં એના પ્રત્યે કન્સર્ન અને અનુકંપા ઉત્પન્ન થાય.

મારાં નસીબ સારાં છે. અંગ્રેજી અને ગુજરાતી બંને પ્રોડક્શન્સમાં યોગેશના પાત્ર માટે મને અચ્છા અભિનેતા મળે છે – અનુક્રમે બબલૂ મુખર્જી અને અમિત મિસ્ત્રી. બંને મોટિવેટેડ છે બાર અલગ પાત્રો ભજવતી એક્ટ્રેસ સામે ફક્ત એક પાત્ર સુંદર રીતે ભજવવાની ચેલેન્જ સ્વીકારવા. બંને નાટકોમાં યોગેશ માટે પ્રેક્ષકની કન્સર્ન 'નરેટિવ એરો' બની એમાં આ કલાકારોની ટેલન્ટ અને મહેનતનો મોટો ફાળો. 'અ સ્યૂટેબલ બ્રાઇડ' મુંબઈનાં અંગ્રેજી નાટકોમાં સફળતાનો ઇતિહાસ સર્જે છે જ્યારે 'મનગમતી કન્યાની શોધમાં' નિર્માતાઓ વચ્ચે તિરાડ પડવાથી આઠદસ પ્રયોગોમાં બંધ થઈ જાય છે.

ભલે આજે અંગ્રેજી કરતાં ગુજરાતી નાટ્યરૂપ મને વધુ ગમે છે પણ મારા માટે યાદગાર બને છે અંગ્રેજી નાટકનો એક પ્રયોગ : જે પૂના પાસે ખડકવાસલામાં 'નેશનલ ડિફેન્સ અકૅડેમી'ના આમંત્રણે અમે ભજવેલો. જંગી ઑડિટોરિયમમાં ભારતના જુદા જુદા ખૂણેથી આવી આર્મી, નેવી અને એર ફોર્સના અફસરો બનવા માટે ત્રણચાર વર્ષની તાલીમ પામતા સવા બે હજાર જુવાનિયા અમારા પ્રેક્ષકો છે – જે નજીકના ભવિષ્યમાં યોગેશની જેમ અરેન્જડ મૅરેજ કરવા માટે કન્યાઓ જોવાની શરૂઆત કરવાના છે. યોગેશની નાનીમોટી સમસ્યાઓ એમને એવી તો સ્પર્શે છે કે નાટક દરમ્યાન મિનિટે મિનિટે હાસ્યનાં વિશાળ મોજાં ફરી વળે છે અને નાટક પૂરું થયા બાદ અમને બારપંદર મિનિટનું સ્ટેન્ડિંગ ઓવેશન મળે છે. તખ્તા પર મારા કલાકારો સાથે ઊભાં ઊભાં, તાળીઓનું વાવાઝોડું ઝીલતાં અમને સમજાય છે કે અમને નાટકો બનાવવાં શા માટે ગમે છે... શા માટે અમે બધાં યોગેશ પટેલના પ્રેમમાં છીએ. ત્યારે મને એ પણ થાય છે કે મધુ રાય ભારતમાં હોત તો આજે એમણે પણ પોતાના યોગેશને જીવતો જોયો હોત. પણ પછી થાય છે કે જો એ અમેરિકા ન ગયા હોત તો કદાચ અમે કોઈ યોગેશને ક્યારેય મળ્યા ન હોત.

ગુજરાતી મિડલ ક્લાસના કેટલાય લેખકોએ અરેન્જડ મૅરેજ કર્યાં હશે – એમાંથી કોઈને આ વિશે લખવાનું ન સૂઝ્યું પણ મધુ રાયને (જેમણે મારી જાણ મુજબ અરેન્જડ મેરેજ નહોતાં કર્યાં) સૂઝ્યું. મને સમજાય છે, શા માટે મધુ રાયનું મૂલ્યાંકન ગુજરાતી ભાષાના અવ્વલ દરજ્જાના હ્યૂમરિસ્ટ તરીકે નથી થયું. નક્કી બધા વિવેચકોનાં અરેન્જડ મૅરેજ થયાં હશે અને વિવેચકોને <u>પોતાની</u> ફ્રેઇલ્ટીઝ પર હસવાનો મહાવરો નથી હોતો. હ્યૂમરિસ્ટ તરીકે મધુ રાયની કાબેલિયતનો વિકાસ જોવો હોય તો પહેલાં 'હરિયા' કથાઓનું નિર્દોષ તોફાની હાસ્ય માણો. પછી 'ફૂલ'ના પ્રથમ અંકનું સિનિકલ રિવર્સલ્સના ક્રાફ્ટથી મઢેલું, મસ્તીભર્યું હાસ્ય માણો. પછી 'સંતુ' અને 'ખેલંદો'ના કૅરેક્ટરડ્રિવન તેજાબી વિટમાં મહાલી જુઓ. અંતે યોગેશ પટેલની જાનમાં જોડાઓ અને કમ્પૅશનસભર સૂક્ષ્મ નિરીક્ષણોમાંથી ઉત્પન્ન થતા મરક મરક વિશ્વમાં જીવી જુઓ. મજા આવશે.

'કિમ્બલ રેવન્સવુડ'ના મધુ રાય ઑર્ડિનરીનેસનો ઉત્સવ માંડીને બેઠા છે. કદાચ ભૂપેન ખખ્ખર એકમાત્ર બીજા ગુજરાતી હ્યૂમરરાઈટર છે જેમને મધુ રાય જેટલો જ ઑર્ડિનરીનેસમાં રસ છે. પણ મધુ રાયનો હ્યૂમર ભૂપેન ખખ્ખર જેટલો સબવર્ઝિવ નથી કારણ કે મધુ રાયનો અજેન્ડા ભૂપેન ખખ્ખર જેટલો સબવર્ઝિવ નથી. મધુ રાયનો 'લેખક' નવલકથાના અંતે યોગેશને આશીર્વાદ આપતાં કહે છે :

'તારી હસમુખી મત્સ્યકન્યા ચંદ્રિકા સાથે કોઈ પણ મહેતા, પટેલ કે શાહની જેમ ગ્રીન કાર્ડ ધર્મમાં જોડાઈ જા. આ પ્રકરણ પછી હું દેખાઈશ નહીં. તારા જીવનમાં ખલેલ નહીં પાડું. તારા 'સેલ'ના ઉત્સાહની મખૌલ નહીં ઉડાવું અને સસ્તા ભાવે શેવિંગ ક્રીમ ખરીદવા છાપામાંથી કૂપન કાઢીશ ત્યારે આંખ નહીં મિચકારું. મારી લગ્નભેટ હશે : તારી આઝાદી. તું કિમ્બલ રેવન્સવુડ ટ્રેઈન પકડી નોકરીએ જજે. તારી વહુએ વીંટી આપેલી ચીઝ સૅન્ડવિચ લંચમાં ખાજે, ગ્રૉસરી સ્ટોરમાં વાઈફને જૉબ અપાવી ખૂબ ડૉલર ભેગા કરજે. એક પિન્ટો કાર લેજે અને વાઈફને પ્રેમથી ડ્રાઈવિંગ શીખવજે. એક વર્ષમાં એક બેબી બૉયનો ડૅડી થજે. એને અમેરિકન પાસપોર્ટ અપાવજે, એનું બેબી શાવર ગોઠવજે અને એને માટે બૅટરીથી ચાલતાં એજ્યુકેશનલ ટૉયઝ ખરીદજે, એની બર્થડે પાર્ટીમાં માથે કાગળનો ટોપો પહેરી એના ફ્રૅન્ડ્ઝોને હસાવજે. પછી એક હાઉસ લેજે. ઑટોમૅટિક વૉટર સ્પ્રિન્કલર લઈ બૅકયાર્ડમાં કાકડી, કાંદા, રીંગણાં અને કોબી ઉગાડજે અને બીજા વર્ષે એક બેબી ગર્લનો પ્રાઉડ ડૅડી બનીને એનું મોં જોવા ફાધરમધરને બોલાવજે. દર શનિવારે ટીવી ઉપર હિન્દી મૂવી જોજે. ઈન્ડિયન મૂવિઝનાં સૉન્ગ્ઝની ટેપો બાય કરી વગાડ્યા કરજે. ખાજે, પીજે અને રાજ કરજે.'

## સ્વગત

### જયંત પારેખ

આ અંક ધાર્યા કરતાં મોડો પ્રગટ થાય છે. અફસોસ થાય છે. 'એતદ્' કેટલીક વખત બંધ કરવું પડ્યું; ૨૦૦૧ના અંક ૨૦૦૨માં પ્રગટ થઈ શક્યા; બની શકે એટલી મથામણ કરીનેય 'એતદ્' નિયમિત કરવું હતું; અમે નક્કી કર્યું કે ૨૦૦૨ના અંક ૨૦૦૩ના અંકની સાથે સાથે કે અલગ અલગ પ્રગટ કરવા. અંક માંડી વાળવાનો સ્વપ્નેય વિચાર કરવો નહોતો. અમે એમ પણ નક્કી કર્યું કે બે બે અંક ભેગા કરવા ને એમાં રોચક સામગ્રી રજૂ કરવી, સાહિત્યનાં કે કલાનાં બે અલગ અલગ સ્વરૂપની કૃતિઓ સાથે સાથે પ્રગટ કરવી ને એ તુલનાત્મક દૃષ્ટિએ માણી શકાય. મૂલવી શકાય એવી ભૂમિકા રચવી. આથી કોઈનીયે કૃતિ વાર્ષિક સંચયમાં સ્થાન નહીં પામી શકે એવી ગ્લાનિમાંથી પણ આપોઆપ ઊગરી જવાય.

મધુની 'કિમ્બલ રેવન્સવૂડ' નવલકથા પરથી રચાયેલાં બે નાટક એકસાથે પ્રગટ કરવાની તૈયારી કરવા માંડી. નૌશિલનું વક્તવ્ય તો તૈયાર હતું જ. નવલકથા, નવલિકા, નાટક ને ફિલ્મ, કવિતા ને ચિત્ર – આમાંથી એક સ્વરૂપની કૃતિ પરથી બીજા સ્વરૂપની કૃતિ રચવાનું (સ્વરૂપાંતર – સુમન શાહ કહે છે તેમ સર્જનાંતર – કવિતાનું) આપણે ત્યાં અજાણ્યું નથી. તો પણ એક જ નવલકથા પરથી બે નાટક રચાયાં હોય એવો આ પહેલો જ અવસર છે. એ રીતે એ એક વિશિષ્ટ ઘટના છે. ઈન્ટરનેટની કરામત સમયસર ફળી હોત, મધુના નાટકની પ્રત સમયસર હાથમાં આવી હોત તો અંક આટલોય મોડો ન થયો હોત.

મોડો પડ્યો હોવા છતાંય આ અંક અમને સંતોષ આપે છે. એમાં રોચક ને તુલનાત્મક સામગ્રી રજૂ કરવાનું અસલ પ્રયોજન જાળવી શકાય છે. અનેક રીતે. 'કિમ્બલ રેવન્સવૂડ' નવલકથા તરીકે વિખ્યાત થઈ છે, કેતન મહેતાની ટી.વી. સિરિયલ 'મિ. યોગી'થી તથા નૌશિલના 'A Suitable Bride' નાટકથી એ વધારે વિખ્યાત થઈ છે. એટલે એના પરથી રચાયેલાં નાટક દેખીતાં જ વ્યાપક વાચકવર્ગને આકર્ષી શકશે, એની કલ્પનાને આસાનીથી વશ કરી શકશે.

ગુજરાતી પરિવારની, આમ તો કોઈ પણ પરિવારની મૂંઝવણનો એક મોટો વિષય હોય છે દીકરાદીકરીનાં લગ્ન. એ ક્યારે કરવાં, કઈ રીતે કરવાં, ક્યા પાત્રની સાથે કરવાં એના ઉકેલ પર પરિવારનાં સુખદુઃખ નિર્ભર રહે છે. આ બંને નાટકોમાં યોગ્ય પાત્રની શોધના પાયા પર ગુજરાતી પ્રજાની વાસ્તવિકતા ને લાક્ષણિકતા મૂર્ત આકાર ધારણ કરે છે. સ્વદેશમાં તેમજ વિદેશમાં વસતી, બે અલગ અલગ આબોહવામાં શ્વાસ લેતી પ્રજાનું એક વિશિષ્ટ વ્યક્તિત્વ ઊપસે છે.

યોગેશ પટેલ એક એક રાશિની એક એક કન્યા જોવાનો – સેમ્પલ કરવાનો આગ્રહ રાખે છે. એમાંથી અનાયાસ એક રમતિયાળ રચનાનું નિમિત્ત જન્મે છે – જ્યોતિષને નિર્ણાયક બળ બનાવવાનો તો સવાલ જ નથી. ઊલટું બાર બાર કન્યાનાં

બાર બાર વ્યક્તિત્વથી પરિવારની મૂંઝવણને ઘેરી ને ઘેરી, કપરી ને કપરી બનાવવાનો જ સવાલ છે. મધુ એ અવસરને હાસ્ય ને વ્યંગની યુક્તિથી પાર પાડે છે. એનો ખરો આનંદ તો ત્યારે જ માણવા મળે જ્યારે હાસ્ય ને વ્યંગ વિમાસણ ને વિષાદથી શબલિત બને, ખરું ને ?

બીજું, એક જ નવલકથા પરથી રચાયેલાં બે નાટક નવલકથાની નાટક સાથે, નાટકની નાટક સાથે એમ દ્વિવિધ તુલનાની તક આપે છે. નવલકથા ને નાટકને સાહિત્યનાં બે સ્વરૂપ ગણીએ કે કલાનાં બે સ્વરૂપ ગણીએ. બંનેનાં માધ્યમ અલગ, બંનેની જરૂરિયાત અને યુક્તિઓ અલગ, બંનેની રચનાપ્રક્રિયા ને ભાષાયોજના અલગ. એટલે એ બધાં સ્તરે બંનેની તુલના થઈ શકે ને એ તુલના ખરેખર દ્યોતક નીવડે. એક કથનનિષ્ઠ છે, બીજું પ્રયોગનિષ્ઠ છે. કથન (narration) ને પ્રયોગ (presentation ને performance) બંને એકબીજાને લાભ કરે છે કે હાનિ કરે છે એની તુલના પણ એટલી જ દ્યોતક નીવડે.

'કિમ્બલ રેવન્સવૂડ' આમેય કથનવર્ણન પર ખાસ આધાર રાખતી નથી. એટલે એના પરથી નાટક રચવા માટે મધુ માત્ર કેટલીક કાટછાંટ જ કરે છે એટલું જ. બીજું બધું એમને એમ જાળવી રાખે છે ને નવલકથાને સહેલાઈથી નાટકમાં ફેરવી નાખે છે. નવલકથા ને નાટક – આ બંને સ્વરૂપમાં મધુ પ્રસંશનીય કુશળતા દાખવે છે. આ કુશળતાનો આ પહેલા અનેક વાર પરિચય મળ્યો છે. એ એક જ કૃતિમાં બંને સ્વરૂપને એવાં તો વણી લે છે કે એકને બીજામાં ફેરવવું હોય તો એને ખાસ તકલીફ પડતી નથી. તો એની નવલકથા ખરેખર નવલકથા છે કે નાટક – આ પણ તપાસવા જેવો મુદ્દો છે.

નવલકથાની જેમ નાટકમાં પણ મધુ લેખક/નાયકનું યુગ્મ જાળવી રાખે છે. એમાં લેખક ને નાયક વચ્ચેના સંબંધનું ઈંગિત નહીં પરંતુ ચોખ્ખેચોખ્ખું વિધાન કરે છે. એ સંબંધના તાણાવાણા, અવળસવળ પરિમાણ વગેરે તપાસવાનું એને જરૂરી લાગતું નથી. લેખક ઈશ્વર ઈશ્વર રમે છે ને ઈશ્વરની જેમ જ ઇચ્છાપૂર્તિમાં ને કદાચ પરપીડનમાં રાચે છે. કોઈ પણ પાત્ર એનો કર્તા ઇચ્છે છે તે પ્રમાણે જ વર્તીકરી શકે છે એમ કહેવું એ તો truism છે ને એ કહેવાની જરૂર હોતી નથી. પરંતુ અહીંયાં લેખક ને નાયક બંનેની જુદી વાત થાય ત્યારે લેખક નાયકને પોતાની ઇચ્છાપૂર્તિ ને પરપીડનનું સાધન બનાવે છે એમ કહેવું એ જુદી વાત છે. આ ચોક્કસ પરિસ્થિતિ દેખીતાં જ કેટલીક અપેક્ષા જગાડે છે એટલે એની તપાસ અનિવાર્ય બને છે. લેખક ને નાયક એમ જુદાં જુદાં સ્તરને મધુ આંબવા મથે છે ત્યારે એ બંને સ્તર એકબીજામાં ભળી જાય છે કે એકબીજાથી અળગાં રહે છે ! એક સ્તર વિધાન રૂપે રજૂ થાય ને બીજું સ્તર પ્રક્રિયા રૂપે રજૂ થાય ત્યારે ક્યા સ્તરનું મહત્ત્વ વધારે ? લેખક ઇચ્છે એ પ્રમાણે જ યોગેશ કરતો હોય, યોગેશની શોધનો અંત પહેલેથી જ નિશ્ચિત હોય તો એની જન્મનાળ કપાઈ છે એમ ક્યાંથી કહી શકાય ? અંતમાં પેગી આવીને પોતાના પ્રેમનું સાચું સ્વરૂપ વર્ણવે છે ત્યારે પણ એ ક્યાં કપાય છે ? તો યોગેશની શોધને શું કહેવું ? લેખક યોગેશને લગ્નભેટમાં શું આપે છે – આઝાદી કે વણથંભ ગુલામી ?



યોગેશનાં લગ્ન થાય છે, લેખક પોતે કથા સમાપ્ત કરે છે, યોગેશને મુક્ત કરે છે ને એને લગ્નભેટ રૂપે આઝાદી આપવાનો છે એમ કહે છે. ત્યારે સવાલ થાય છે કે આ આઝાદીનો હવે કોઈ અર્થ રહ્યો છે ખરો ? એનો અર્થ નિષ્પન્ન કરવો હોય તો બીજી કૃતિની રાહ જોવી પડે ને ?

'કિમ્બલ રેવન્સવૂડ'ની રચના જ એવી છે કે મધુને કથન ને નાટ્યની ગૂંચ ઉકેલવાનો સવાલ જ નડતો નથી. લેખક/નાયકના યુગ્મની યુક્તિ જાળવી રાખીને એ નાટ્યમાં કાંઈક ઉત્કટતા, કાંઈક ઊંડાણ લાવવા મથે છે. આમ તો આ યુક્તિ અસરકારક કહેવાય; પણ જોખમકારક પણ એટલી જ કહેવાય. એ ક્યારે સ્થૂળ ને રેઢિયાળ બની જાય, ક્યારે નર્યો આડંબર બની જાય એનો અણસારેય આવતો નથી.

નાટક એટલે નિયતિ તરફની ગતિ. આ ગતિ વર્તમાનમાંથી ભવિષ્યમાં થાય છે એમ લાગે છે. ખરેખર તો વર્તમાનમાંથી વર્તમાનમાં જ થાય છે. ભૂતકાળને પોતાનામાં સમાવીને સક્રિય બનતો વર્તમાન ભવિષ્યને પણ પોતાનામાં ખેંચી લાવે છે. એથી જ નાટકમાં સતત વર્તમાનની જ અનુભૂતિ થાય છે. મધુની યુક્તિ યોગેશની નિયતિ તરફની ગતિ પળેપળ આલેખતી નથી, એની નિયતિ પહેલેથી જ નક્કી કરી નાખે છે. એ અર્થમાં યોગેશ પોતે ગતિ કરતો નથી, લેખક એને ખેંચી જાય છે ? નૌશિલને 'કિમ્બલ રેવન્સવૂડ'માં નાટકને માટે અનિવાર્ય એવું 'નરેટિવ એરો' નથી મળતું એનું કારણ આ જ હશે શું ?

નૌશિલનો સવાલ જુદા પ્રકારનો છે. સામાન્યતાનો નિઃશેષ આવિષ્કાર સાધી શકાય એ માટે એ કોઈક સાર્થક સૂત્રની, 'નરેટિવ એરો'ની શોધ કરે છે, નિયતિ તરફની ગતિની શોધ કરે છે. ('નરેટિવ એરો' સંજ્ઞા અજાણી લાગે, નવી લાગે, એમાંનું 'નરેટિવ' વિશેષણ નાટકના વિષયમાં એનો ઉપયોગ કરતાં અટકાવેય ખરું. છતાં નૌશિલ જે રીતે એ સંજ્ઞા યોજે છે એ રીતે એમાંથી વિચારનું, ફેરવિચારનું ભાથું મળી રહે છે. સતત પર્યેષણા કરતાં કરતાં આ જ વિભાવના માટે કોઈ વધારે યોગ્ય સંજ્ઞા મળી આવે તો એનું શ્રેય નૌશિલને જ મળે.)

મધુના નાટકમાં લેખક/નાયકનું યુગ્મ નિર્ણાયક બળ બને છે, નૌશિલ કાંઈક જુદી જ રચના કરે છે, એના નાટકમાં યોગેશે કરેલી યોગ્ય સાથીની શોધ ને એને માટે કરેલી તમામ 'પેરવી' નિર્ણાયક બળ બને છે, 'નરેટિવ એરો' બને છે. બંને નાટકને અલગ અલગ મૂલવવાં હોય કે તુલના કરીને મૂલવવાં હોય તો આ નિર્ણાયક બળની, નરેટિવ એરોની ક્ષમતા ને સાર્થકતા ચકાસ્યા વિના નહીં ચાલે.

બારેય કન્યામાં કામસુખની ક્ષમતા ને કામવૃત્તિની ઝંખના પ્રધાન લક્ષણ રૂપે વર્ણવાય છે. એમના પ્રત્યક્ષ વ્યવહારમાં એ એટલું સક્રિય બનતું જણાતું નથી. આવા વ્યંગની યોજનામાં મધુની કુશળતાનું એક વધારે ઉદાહરણ મળી રહે છે. નૌશિલ બારેય કન્યાના આલેખનમાં યોગ્ય સૂઝ દાખવે છે, યોગેશે આદરેલી યોગ્ય સાથીની શોધની સાથે, પોતાને પ્રતીત થતા 'નરેટિવ એરો'ની સાથે અનુરૂપ એવા ફેરફાર કરે છે. એણે કરેલા ફેરફાર કેટલા યોગ્ય છે, કેટલા આસ્વાદ્ય છે એ તપાસવાથી નૌશિલની મૌલિકતાનાં, નાટ્યસૂઝનાં પ્રમાણ મળી શકે. 

મધુની ભાષાસૂઝની અનેક લોકો પ્રશંસા કરે છે. એમની નવલકથા, નવલિકા કે નાટક – ત્રણેયમાં બોલાતી ભાષાની અનેકવિધ છટા જોવા મળે છે. 'કિમ્બલ રેવન્સવૂડ'માં ને એના પરથી રચાયેલાં નાટકમાં ઘટના, પાત્રો, પાત્રોની મૂંઝવણ ને એના ઉકેલ પહેલી નજરે તો એવાં ને એવાં જણાય છે – બંનેમાં નરેટિવ એરો જુદા હોવા છતાં. તો શું એમ કહેવું કે નવલકથા ને નાટક બંનેમાં ભાષાયોજના એકસરખી જ છે ? અવસ્થા, સંસ્કાર ને વ્યક્તિત્વ અનુસાર પ્રત્યેક પાત્રની વાણીમાં અલગ અલગ રંગ જોવા મળે ત્યારે પણ ખરું મહત્ત્વ તો હોય છે એ બધા ભેગા થઈને જે કલાપ રચે એનું, જે ચિત્ર દોરે એનું. આ બંને નાટકોમાં ભાષા વિશિષ્ટ દેશકાળની બોલી જ બને છે કે એથી આગળ વધીને સર્જક વાણી બને છે ? નવલકથા ને નાટક વચ્ચેના પાયાના ભેદને પ્રગટ કરે છે ?

આ અંકની સામગ્રી કોઈનેય આવા કાંઈ કેટલાયે સવાલોના જવાબ શોધવાની દિશામાં, પરપ્રત્યયને બદલે અન્તઃપરીક્ષણની દિશામાં અગ્રેસર કરી શકશે ત્યારે સાથેસાથ વિશિષ્ટ, સાર્થક ને યાદગાર પૂરવાર થશે.

સહુ કોઈને મોકળે મને ચર્ચા કરવાનું ભાવભર્યું ઇજન આપતાં આનંદ થાય છે.

